॥ श्रीमद्वल्लभाचार्यजी ॥



चिंतासंतानहंतारो यत्पादाम्बुजरेणवः ।
स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥

તિરોધાન (કાશી—હનુમાન ઘાટ).
સં० ૧૫૮૭ આષાઢ શુકલ ૩. સ્થિતિ વર્ષ ૫૨.

**પ્રાદુર્ભાવ** (ચંપારણ્ય). સં० ૧૫૩૫ ચૈત્ર વદિ ૧૧.

मायावादिकरीन्द्रदर्पदलने नास्येन्दुराजोद्गता ।
श्रीमद्भागवताख्य दुर्लभसुधावर्षेण वेदोक्तिभि: ॥
राधावल्लभसेवया तदुचित प्रेम्णोपदेशैरपि ।
श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोऽस्त्यपि ॥

The Bombay Art Printing Works, Fort.

॥ श्रीकृष्णाय नमः ॥



वर्ष १ लुं ॥ श्रीभक्तिग्रन्थमाला ॥ अङ्क १२

श्रीश्रीमद्वल्लभाचार्यप्रणीतं

# ॥ श्रीपुरुषोत्तमसहस्रनाम स्तोत्रम् ॥

## श्रीश्रीरघुनाथजीविरचित-

### नामचन्द्रिकाटीकानुसारगुर्जरगिरानुवादसंवलितम्


अनुवादकः—

भद्रशङ्कर जयशङ्कर शास्त्री.

खंभात.



प्रकाशकः—

छल्लुभाइ छगनलाल देसाई.

व्यवस्थापक " श्रीभक्तिग्रन्थमाला " कार्यालयम्

चंगपोल, खतरीपोल—अमदावाद.

मूल्य रु. १-४-०.

શ્રીકૃષ્ણાબ્દ ※ શ્રીવલ્લભાબ્દ
૫૧૪૩. ※ ૪૩૯



સંવત્ ※ ઈ. સ.
૧૯૭૩ ※ ૧૯૧૭
પ્રથમાવૃત્તિ ※ પ્રત ૧૦૦૦

શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં ડાહ્યાભાઈ શંકરાભાઈ ગાંધીએ
છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

# ग्रन्थानुक्रम.

# ગ્રન્થ હેતુ.



**શ્રીમદ્વલ્લભાચાર્યજી**ના જ્યેષ્ઠ પુત્ર અને **શ્રીમ**ત્પ્રભુ ચરણના જ્યેષ્ઠ બન્ધુ **શ્રી**ગોપીનાથજી ભગવત્પ્રસાદ લેતાં પહેલાં નિરંતર શ્રીમદ્ ભાગવતનો સંપૂર્ણ પાઠ કરતા, લાલજીને તેથી ભોજનમાં હમેશાં અનિયમિતતા થતી, તેથી એમને અતિશય ક્લેષ સહન કરવો પડતો. એ **શ્રીમ**હાપ્રભુજીના જાણવામાં આવતાં, આપનાથી તે સહન થઇ શક્યું નહિ. જેથી લાલજીને સ્વલ્પ આયાસથી શ્રીમદ્ ભાગવતનો પાઠ થઇ જાય; તેને માટે આપે શ્રી ભાગવતમાંથી ભગવન્નામ પ્રતિપાદક સહસ્ર નામનો પ્રાદુર્ભાવ કરી **શ્રી પુરુષોત્તમ** સહસ્ર નામમાં યોજ્યાં. અને લાલજીને આજ્ઞા કરી કેઃ—આ **શ્રી** પુરુષોત્તમ સહસ્ર નામનો પાઠ આપે કરવો, તેનાથી આપને શ્રીમદ્ ભાગવતના પાઠનું ફલ પ્રાપ્ત થશે. વસ્તુતઃ શ્રીમદ્ ભાગવતમાં પણ ભગવન્નામ લીલાજ મુખ્ય હોવાથી અને તેજ **શ્રી** પુરુષોત્તમ સહસ્ર નામમાં સંગૃહીત હોવાથી શ્રી પુરુષોત્તમ સહસ્ર નામના પાઠથી શ્રી ભાગવત તુલ્ય પાઠ થાય એમાં કાંઇ પણ સંશય નથી.

શ્રી મહાપ્રભુજી પછી દશદિગન્તવિજયી **શ્રીપુરુષોત્તમજી** પણ આજ્ઞા કરે છે કેઃ—જે લોકોને બ્રહ્મવિદ્યામાં સાક્ષાત અધિકાર નથી તેમણે પણ આજ ગ્રંથનું નિરંતર પરિશીલન કરવું. શ્રીમદાચાર્ય ચરણની પણ ગ્રન્થના આરંભમાં પ્રતિજ્ઞા છે કેઃ—**'पठितं स्वाद्धुकामृतम्'** એટલે એ વાક્યથી દૃઢ થાય છે કે શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવાને અશક્ત અને અનધિકૃત લોકોને માટે આ ગ્રંથ

બહુધા ઉપયુક્ત હોઈ રત્ન રૂપે છે. તે ઉપરાંત ઉત્તમાધિકારીઓને શ્રીમદ્ ભાગવત ભગવન્નામ લીલાનુવાદ છે, તેને હૃદયમાં યથાસ્થિત સ્થીર કરવાને પણ આ ગ્રન્થનો પાઠ આવશ્યક છે. વૈષ્ણવ જનોને જેથી આ ગ્રન્થ આદરણીય ગ્રંથોમાં પરમ ભૂષણ રૂપ હોવાથી પરમ માનનીય છે.

આ ગ્રન્થ ઉપર શ્રી મહાપ્રભુજીના પૌત્ર અને શ્રી ગુંસાઇજીના પંચમ પુત્ર કૃપાનિધિ શ્રીમદ્રઘુનાથજીએ સરલ અને સુંદર નામચંદ્રિકા નામની સંસ્કૃત ટીકા યોજેલી છે. તેજ ટીકાનો આશય અત્ર ભાષાન્તરમાં યથાશક્તિ યથામતિ વૈષ્ણવોના લાભાર્થે યોજેલો છે. જેથી આશા છે કે વૈષ્ણવો તેનો પણ આદર કરશે.

**"ગ્રન્થ કૃત્ પરિચય."**

આ ગ્રંથના પ્રકટ કર્ત્તા દ્દષ્ટા, **ઋષિ** શ્રીમદ્ ભગવદ્દનાવતાર **શ્રીવલ્લભાધીશ્વર** છે. મૂળમાં ઋષિ અગ્નિને કહ્યા છે. એ લૌકિક અગ્નિ નહિ, પરંતુ આધિદૈવિક ભગવદ્દન રૂપ અગ્નિ છે. શ્રુતિ **'मुखादग्निरजायत'** એમ ગાન કરે છે. એજ અગ્નિ આ સ્તોત્રના ઋષિ છે, દ્દષ્ટા છે, એ આધિદૈવિક અગ્નિ રૂપજ આપ શ્રી મહાપ્રભુ છે. એ આપશ્રીના ચરિત્ર ઉપરથીજ સિદ્ધ થાય છે. અને તે ચરિતામૃતનું નિરૂપણ શ્રીમત્પ્રભુચરણના સેવક શ્રી મુરલીધરદાસે બહુજ રમણીયતાથી કરેલું હોવાથી, અને તેનું ભાષાન્તર પણ પુષ્ટિભક્તિસુધામાં પ્રસિદ્ધ થયેલું હોવાથી, અત્ર પુનરનુવાદ કરતા નથી.

આ ગ્રન્થના વ્યાખ્યાતા **શ્રીમદ્રઘુનાથજી** છે, તેમના સંબંધમાં વૈષ્ણવો પ્રાયઃ અજ્ઞાત છે. માટે જે ઐતિહાસિક હમને પ્રાપ્ત થયું છે. તેનું અહિં અવતરણ આપીયે છીયે. **શ્રીરઘુનાથજીના** વંશમાં બહુજ

ધુરંધર પંડિત ગોસ્વામી બાલકો પ્રકટ થયા છે. તેમાંના મુખ્ય **શ્રી રઘુનાથજી** તેમના પુત્ર **શ્રીદેવકીનંદનજી** અને શ્રીદેવકીનંદનજીના પ્રપૌત્ર કદંબખંડીવાલા **કાકાજી શ્રીવલ્લભજી** મહારાજ છે. શ્રીમદ્રઘુનાથજીના સંબંધમાં શ્રીગોપાલદાસજીએ આ પ્રકારે ગાન કર્યું છે કેઃ—

**" શ્રી રઘુપતિ અતિ ગજગતિ રતિપતિ કરૂં બલિહારરે રસના!**
**જાનકીજીવન એ સદા મધ્યમણિ રત્નમય હારરે રસના !"**

શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઇજીના પંચમપુત્ર **શ્રીરઘુનાથજી છે.** એઓશ્રીનું પ્રાકટ્ય સંવત્ ૧૬૧૧ કારતક સુદ ૧૨ નું છે. એઓશ્રીના ધર્મપત્નીનું નામ **જાનકીજી** હતું. **શ્રીગોકુલચંદ્રમાજી** એમનું સેવ્ય સ્વરૂપ છે. આ શ્રીગોકુલચંદ્રમાજી નારાયણદાસ બ્રહ્મચારીના પ્રથમ સેવ્ય હતા. પંચમગૃહના પ્રથમ તિલકાયિત **શ્રીરઘુનાથજીજ** હતા. પ્રથમ એઓશ્રી વિદ્યાસંપન્ન ન હતા, એક સમયે સેવાના પ્રક્રમમાં **શ્રીગુસાંઇજીએ** શ્રીરઘુનાથજીને **" मञ्जूषामानय "** ( પેટી લાવો. ) એમ સેવા સમયે સંસ્કૃત વાણીમાંજ સકલ વ્યવહાર ચાલતો હોવાથી સંસ્કૃતમાં આજ્ઞા કરી. તે સમયે સંસ્કૃતજ્ઞાનના અભાવને લીધે, નહિ સમજ પડવાથી એઓશ્રીને પરમ ખેદ થયો. ત્યાર પછી એઓશ્રીએ શ્રીમદ્ગોકુલનાથજી સમીપ વિદ્યાધ્યયન કરવાની માંગણી કરી, અને તેથી **શ્રીમદ્વિઠ્ઠલાધીશના** ચતુર્થકુમાર શ્રીગોકુલનાથજીએજ એઓશ્રીને વિદ્યાદાન કર્યું. પછી પરમ સમર્થ પંડિત થયા. શ્રીરઘુનાથજીના સ્વતંત્ર સ્તોત્રો શિવાય વિવૃતિરૂપ અન્ય પણ ગ્રન્થો છે. **ભક્તિહંસગ્રંથ** ઉપર એઓશ્રીની ટીકા ઉપલબ્ધ છે. હાલમાં એ ભક્તિહંસગ્રંથ શ્રીરઘુનાથજીકૃત ટીકા સહિત કવિ કાવ્યરત્નાકર શુદ્ધાદ્વૈતભૂષણ **બલભદ્રશર્મા** દ્વારા આપણાં મુંબઇના બડા મંદીરવાલા શ્રીગોકુલનાથજીએ

મુદ્રિત કરાવ્યો છે. ષોડશગ્રંથમાંના કેટલાક ગ્રંથો ઉપર એઓશ્રીએ ટીકાઓ કરેલી છે. સમય આવતાં ભગવદિચ્છાથી તે પણ પ્રકાશમાં આવશે. જે સ્વરૂપે પ્રભુએ રાસોત્સવ કર્યો છે, તે સ્વરૂપજ આ શ્રી ગોકુલચંદ્રમાજી છે. અને તેથી રાસેશપ્રભુની સેવા કરનારા શ્રીરઘુનાથજીના ગ્રંથો પણ રસભર હોય છે. શ્રીરઘુનાથજીના પછી એઓશ્રીના જ્યેષ્ઠપુત્ર **શ્રીદેવકીનંદનજી** હતા એઓશ્રીનો પ્રાદુર્ભાવ સંવત્ ૧૬૨૪ માગશર સુદ ૭ ને દિને થયો. એ પણ બહુ સારા પંડિત અને ઉચ્ચપ્રકારની કાવ્યશક્તિ ધરાવનાર હતા. એ કાવ્યશક્તિનો વિનિયોગ આપે પ્રભુમાં—રાસેશ શ્રીગોકુલચંદ્રમાજીમાં **'રસાબ્ધિકાવ્ય'** યોજીને કર્યો છે. આ ગ્રંથની એકપ્રત ડેક્કન કૉલેજના હસ્તલિખિત સંગ્રહમાં છે. અને બીજી ગુજરાતી પ્રેસના સંગ્રહમાં છે, એઓશ્રીએ બાલબોધ પર પ્રકાશ નામનો લેખ લખ્યો છે. જેનું સુંદર મુદ્રણ હાલમાંજ આપણા મુંબાઇના બડામંદિરવાલા શ્રીગોકુલનાથજીએ પ્રકટ કરાવ્યું છે, એ શ્રીદેવકીનંદન મહારાજશ્રીની પાસે ઘણા વિદ્વાનો રહેતા, એમના લેખકો તેવાજ વિદ્વાનો હતા. બાલબોધ પ્રકાશના લેખક **તારાભિધે** વ્યાકરણ અને કાવ્યો પર ટીકાઓ લખેલી **નડી**-આદની ડાહીલક્ષ્મી લાયબ્રેરીમાં વિદ્યમાન્ છે. મહારાજશ્રીની વિદ્વત્તા સૂત્ર ભાષ્યમાં ઘણી પ્રખર હતી, એઓશ્રીનાં પત્નીનું નામ **ચંદ્રાવલિજી** હતું. એમના પુત્ર પણ **શ્રીરઘુનાથજી** હતા. એઓશ્રીએ **નામ** ચિંતામણિસ્તોત્રમાં શ્રીદેવકીનંદનજીના નામોનું સ્તોત્ર કરેલું છે. અને તેમાં એમનું સૂક્ષ્મ ઐતિહ્ય—ચારિત્ર્ય આપેલું છે. એ શ્રીરઘુનાથજીએ એક **યમુનાષ્ટક** લખ્યું છે.

એઓશ્રીના પ્રપૌત્ર **શ્રીવલ્લભજી** મહારાજ થયા. એમનો આવિર્ભાવ સંવત્ ૧૭૨૯ કારતક વદ ૧૩ ને રોજ શ્રીમદ્‌ગોકુલમાં

થયેલો. આ મહારાજશ્રી પાંચમાઘરમાં મણિરૂપે પ્રકાશે છે. એમણે વર્ષના ત્રણ વિભાગ કરેલા, પ્રથમ ચતુર્માસમાં પરદેશ કરવો, બીજા ચતુર્માસમાં શ્રીગોકુલચંદ્રમાજીની સેવા કરવી, અને ત્રીજા ચતુર્માસમાં સાંપ્રદાયિક ગ્રંથોનું પઠન વગેરે કરીને તેના પર ટીકા વિવરણ વગેરે લખવું. એઓશ્રીને સંપ્રદાયના નામથી ઓળખે છે. એઓશ્રી કામવન પાસે આવેલી કદમખંડીમાં વિરાજતા, તેથી એઓશ્રીને કદંબખંડીવાલા **શ્રીવલ્લભજી** પણ કહે છે. એમણે ઘણા ગ્રન્થો લખ્યા છે. **શ્રી મહાપ્રભુજીના શ્રીસુબોધિનીજી** ઉપર **લેખ** નામનો ગ્રન્થ લખ્યો છે, જે **શ્રીસુબોધિનીજીનો** અર્થ સમજાવવામાં બહુ ઉપયોગી છે. **શ્રીમદણુભાષ્ય** પર આપે ટીકા લખેલી પરન્તુ કાલબલથી તેનો લોપ થયો હોય એમ લાગે છે. ગીતા ઉપર **તત્વદીપિકા** નામની ટીકાના લેખક એઓજ છે. ષોડશ ગ્રન્થ ઉપર પણ એમણે સરલ અને સરસ ટીકાઓ સિદ્ધ કરી છે. શ્રીગુસાંઇજીની દાનલીલા પર પણ સૂક્ષ્મ છતાં ઘણું રમણીય ટિપ્પણ યોજેલું છે. આ શિવાય સ્વતંત્ર ગ્રન્થો પણ આપે સિદ્ધ કર્યા છે.

આ'વા પ્રસિદ્ધ ગ્રન્થકારો મહાન્ મહાનુભાવીઓ શ્રી મદ્રઘુનાથજી અને તેઓશ્રીના વંશજો શ્રીમદ્ દેવકીનંદનજી તથા શ્રીમદ્વલ્લભજી વગેરે હતા. પછી એઓશ્રીનો વંશ આ ભૂતલપરથી તિરોહિત થયેલો છે. પરંતુ ત્યારપછી રાસેશપ્રભુ શ્રીગોકુલચંદ્રમાજીની સેવામાં નિયોજાયેલા પંચમ ગૃહના અધિપતિ કેટલાક ગોસ્વામિબાલકો પ્રતિષ્ઠિત થયા છે. તેમાંના થોડાક સમયપરજ જેમણે લીલાભિનિવેશ કર્યો છે એ "**શ્રીમદ્ દેવકીનંદનજી**" મહારાજ સુપ્રસિદ્ધ હતા. એઓશ્રીએ પોતાની વ્યાખ્યાનછટાથી અને અનેક કલા

કુશલતાથી આખા ભારત મંડલમાં કીર્તિ કેતુ ફરકાવ્યો હતો. વળી પોતે અથવા અન્યમાર્ગીય પંડિતોદ્વારા. તેમજ સ્વમાર્ગીય પંડિતોદ્વારા, પણ સર્વ ધર્મના મિશ્રીકરણ યુક્ત જનમોહક સર્વ રૂચિકર વ્યાખ્યાનો આપી, કલિકાલ છતાં સત્યશોધક સમયમાં વૈષ્ણવ ધર્મની પતાકા સમગ્ર આર્યાવર્ત્તમાં ફરકાવી. એ પણ ઘણુંજ કર્યું છે. હાલમાં એ-ઓશ્રીના પુત્ર ચતુર્થ પંચમગૃહાધિપતિ "**શ્રીવલ્લભલાલજી**" મહારાજ પોતાના પૂર્વજોના પ્રકટ કરેલા પ્રાચીન ગ્રન્થોનો ઉદ્ધાર કરી પ્રકાશમાં લાવવાનો પ્રયાસ પ્રારંભે છે, એમ ધ્વનિ સંભળાય છે. આપણા સંપ્રદાયમાં સિદ્ધાન્ત ગ્રન્થો, વાદ ગ્રન્થો, એટલા બધા છે. કે જો તે પ્રસિદ્ધિમાં આવે તો સર્વતો મુખ આ વૈષ્ણવ સંપ્રદાયની વાહ્‌વાહ્‌ થાય, અને સત્યશોધક જિજ્ઞાસુઓનાં અંતરો દ્દઢ બને, જ્યાંસુધી સત્ય વસ્તુનો પ્રકાશ કરવામાં આવે નહિ, જ્યાંસુધી હૃદયની ભીરૂતા દૂર થાય નહિ, જ્યાંસુધી નિજમાર્ગીય ગ્રન્થોમાં અભિનિવેશ કરાય નહિ, જ્યાંસુધી તેનો યથાર્થરીતે ઉપદેશ આપવામાં આવે નહિ, ત્યાંસુધી વૃથા વાર્ત્તાઓથી, વૃથા આડંબરથી, પદવીધરોના વૃથા વ્યાખ્યાનોથી, તથા સંકર લેખોથી વૈષ્ણવધર્મની પતાકા ઉડાવવાની અભિલાષા ગગન કુસુમવત્ છે. પ્રિય પાઠક ગણો ! આપણામાં આપણાજ ગુરૂઓએ ગ્રથિત કરેલા ગ્રંથોમાં વિશ્વાસ નથી, તેનો અભ્યાસ નથી, તેમાં પ્રયાસ નથી, એ કેટલું શોચનીય છે.

કોઇપણ વસ્તુમાં યથાર્થ પ્રવેશ કર્યા શિવાય–ઉપર ઉપર નિરીક્ષણ કરવાથી તેનો મૂલમર્મ હાથમાં ન આવે; એ સ્વાભાવિક છે. તેથી કાંઇ તે હાલના સમયમાં અનુકુલ નથી. માટે ત્યાગ કરવું જોઇએ. અને અનુકૂલ વસ્તુને સ્વીકારવી જોઇએ, એમ કહી પરંપર

ગત સર્વોત્તમ વસ્તુને મિથ્યાવાદીઓના ઉપદેશને અનુમોદન આપી તરછોડી છોડી દેવી એનું નામ શું ? પ્રિયવાંચક બન્ધુઓ ! સાંપ્રદાયિક પ્રાચીન ગ્રન્થો પુનઃપુનઃ નીહાળીએ, તેને મુદ્રિત કરી સર્વત્ર પ્રકાશ કરીયે, યથાર્થ શુદ્ધાદ્વૈત મર્મને ઉપદેશ દ્વારા, પુસ્તકો દ્વારા, પોતે સમજીએ, અન્ય જીજ્ઞાસુઓનાં અન્તઃકરણમાં ઠસાવીએ, ત્યારેજ ખરૂં તત્વ ઉપલબ્ધ થાય. એમ વાતોના તડાકા મારી ધાંટાધાંટી કરવાથી ખરી કાર્ય સિદ્ધિ નથી. ખરી કાર્યસિદ્ધિ શ્રમસાધ્ય છે. વાર્તાસાધ્ય તથા વિલાસસાધ્ય નથી. જેથી પ્રિય બંધુઓ ! કટીબદ્ધ થાઓ; અને અપ્રકટિત ગ્રન્થોની શોધમાં નીકળી શ્રીમદ્વલ્લભાચાર્યજીના સત્ય સિદ્ધાન્તને આખા ભૂમંડળમાં પ્રસાર કરો; જરૂર એ કાર્યમાં શ્રીભગવાનની અને શ્રીમહાપ્રભુજીની પૂર્ણ અનુકંપા છે. નીકર આવી અભિલાષાઓજ ન થાય. માટે તેમના પરિપૂર્ણ અનુગ્રહનો લાભ પ્રાપ્ત કરો, ખરેખર ! આ જમાનાને આજ માર્ગ સર્વને અનુકૂલ થઇ પડે એમ છે. એથીજ કલ્યાણ છે. માત્ર કાળને અનુસરી જે કંઇ આવરણો થયેલાં છે તેને દુર કરી, સ્વાર્થનો ત્યાગ કરી સત્ય વસ્તુને પ્રકાશ કરવાની જરૂર છે. કિંબહુના ! તે પણ ભગવદિચ્છા થયે સુવ્યવસ્થિત થશે. એમ કહી વિરામ પામીયે છીયે.

શ્રીમદ્રઘુનાથજીના તેમજ એઓશ્રીના વંશજના ઐતિહ્ય સંબંધમાં "**પુષ્ટિભક્તિસુધા**" નો આશ્રય લીધો છે. ભગવદીય રા. રા. મૂલચંદ્ર તેલીવાલા B. A. L. L. B એ પણ આ ઐતિહ્ય પ્રાપ્ત કરવામાં સારી સહાયતા કરી છે, તે બદલ અન્તઃકરણપૂર્વક એમનો આભાર માનું છું.

# ઉપોદ્ઘાત.

॥ पिबत भागवतं रसमालयम् ॥

'શ્રીભાગવત, શ્રીવ્યાસચરણ.'



સનો મહાનિધિ, રસનો મહોદધિ ( મહાસાગર ) તો ખરેખર શ્રીમદ્ભાગવતજ, જેણે શ્રીમદ્ભાગવતમાં રહેલા દિવ્ય ભગવદ્રસનું પાન કર્યું, એટલે હદ થઇ ગઇ. પછી કાંઇ પણ અવશિષ્ટ જ્ઞેય રહેતુંજ નથી. તેથીજ જગતના કલ્યાણ માટેજ કેવલ પ્રવૃત્ત થયેલા શ્રીવ્યાસચરણ ' पिबत भागवतं रसमालयम् ' એમ ભાવુક ભગવદીયોને ભગવદ્રસ પાન કરવાનો ઉપદેશ કરી રહ્યા છે. તે અક્ષરશઃ સત્યજ છે. ભલે ! બહિર્મુખવૃત્તિવાળાઓને તેમ ન લાગે; ભલે ! તેમાં તે અનેક દૂષણોનું દિગ્દર્શન કરો; પરંતુ તેવાઓને હમે જણાવીયે છીયે કેઃ—જરા બહિર્વૃત્તિને દૂર કરી શ્રીભાગવતના અક્ષરે અક્ષર ઉપર વિચાર કરો. ઉપર ઉપરના શબ્દાર્થનું અવલોકન કરવાથી તેનો ગૂઢ ભગવદ્રસ હસ્તગત નથી થતો. અરે ! જેનો શબ્દાર્થજ સ્પષ્ટ સમજવો મુસ્કેલ છે, તો તેમાં રહેલા ગૂઢ ભાવોને સમજવામાં કેટલા પ્રયાસની જરૂર છે. કોઇપણ વસ્તુને જોયા શિવાય, સંપૂર્ણ જાણ્યા શિવાય તેનો એકદમ મત બાંધવો એ કેટલું સાહસ ? સંસ્કૃતજ્ઞ વિદ્વાનો કહે છે કેઃ—' विद्यावतां भागवते परीक्षा ' એ બરોબરજ છે. વારંવાર ભાગવતનું અધ્યયન કરવામાં આવે ત્યારે તેનું તાત્પર્ય ભગવત્કૃપા થયે અવગત થાય છે. તેમાં

પણ દઢ શ્રદ્ધાની જરૂર છે. **भक्त्या भागवतं शास्त्रं न बुध्या न च टीकया'** ભાગવત શાસ્ત્રનો યથાર્થ અર્થ સમજવામાં પણ ભક્તિની ખાસ જરૂર છે. સર્વ સ્થલેથી ચિત્તવૃત્તિને રોકી કેવલ ભાગવતશાસ્ત્રના વિચારમાં હૃદયની તલ્લીનતા થાય ત્યારેજ તેમાં પ્રવેશ થઇ શકે છે. ત્યારેજ તેનો ગંભીરભાવ અંતરમાં સ્ફુરે છે; નીકર નહિજ. અસ્તુ.

શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર રસનો મહાનિધિ રસનો મહોદધિ કેમ ન હોય; '**रसो वै सः**' આપ ભગવાનજ રસ રૂપ છે એમ શ્રુતિ ગાન કરે છે. જ્યારે પોતે પ્રભુજ રસમય છે તો જેમાં તેમનાજ ગુણાનુવાદો ગાયેલા છે, એવું શ્રીભાગવત તે રસમય રસરૂપ હોયજ એમાં કાંઇજ આશ્ચર્ય નથી. આ રસ કંઇ લૌકિક જોવામાં આવતો ઇન્દ્રિયગ્રાહ્ય રસ નથી, કિન્તુ દિવ્ય, અલૌકિક ઇન્દ્રિયોથી અગ્રાહ્ય, અનવધિ આનન્દમય છે. લૌકિકમાં જોવામાં આવતો રસ ઇન્દ્રિયગ્રાહ્ય હોવાથી રસાભાસ છે. અને તે પરિણામે દુઃખપ્રદ હોવાથી સર્વથા ત્યાજ્ય છે. પરંતુ આ ભગવદ્રસ પરમ સેવનીય છે. અલંકાર શાસ્ત્રમાં કાવ્યાદિમાં જોવામાં આવતા રસો તે પણ આ દિવ્ય રસની છાયા માત્રજ છે. આવા ઉત્તમ કક્ષાના ભગવદ્રસમાં જેમનો અભિનિવેશ નથી તેઓ રસરૂપ પ્રભુ કહેવાથી અન્યલૌકિક ભાવનાઓ પ્રભુમાં માની લે છે, પણ તેવું લેશ પણ નથી. વેદ ગીતા અને વ્યાસસૂત્રમાં સ્પષ્ટ રીતે **आनन्दघन, रसघन,** ભગવાન્‌ને વર્ણવ્યા છે. એજ રસરૂપ રાસેશ્વર ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણચંદ્રનું નિરૂપણ પુષ્ટિમાર્ગમાં કર્યું છે. એજ પરમ ભજનીય છે. રાસસમયનાં શ્રીગોપાંગનાઓ એ લૌકિક સ્ત્રીજનો નથી. પરંતુ અલૌકિક—દિવ્ય રસરૂપ આનંદરૂપ જેમનાં હસ્તપાદાદિ શ્રીઅંગો છે એવાં શ્રી વ્રજસીમન્તિનીઓ છે.

તે સર્વ ભગવન્મયજ છે. તરંગો સાથે રમણ કરી રહેલો સાગર જેમ તરંગોથી ભિન્ન નથી. તેમ શ્રુતિરૂપા મુનિરૂપા વ્રજરમણીઓ ભગવાન્‌થી ભિન્ન નથી. તરંગો તથા સાગર જેમ જલમયજ છે. તેમ શ્રીગોપીજનો અને રાસેશ શ્રીગોકુલચંદ્ર એ સર્વ આનંદમય રસમયજ છે. એમાં લેશમાત્ર પણ લૌકિકતાનો સંચાર નથી. રાસેશ્વર પ્રભુની રસપૂર્ણતા સર્વથા સર્વસિદ્ધજ છે. માટેજ તે રસ ઇંદ્રિયગ્રાહ્ય નહિ. પણ ભગવદનુગ્રહથીજ ગ્રાહ્ય બની શકે છે. તેવા ભગવાન્‌ના અનુગ્રહનું નામજ પુષ્ટિ છે. તે દિવ્ય રસનું પદે પદે ભાગવતશાસ્ત્રમાં સ્થાપન કરેલું છે, માટેજ એને શ્રીમદ્‌ભાગવત એમ કહેવાય છે. અને તેથીજ શ્રીવ્યાસચરણ એ ભગવદ્રસને પાન કરવાનું જણાવે છે.

ભગવાન્‌ના ગુણાનુવાદો ભગવાન્‌થી પ્રથક્ નથી, એ પ્રભુનુંજ નામ સેવન, માટે નામસેવા એ આપ ભગવાન્‌નીજ સેવા છે. શ્રીમદ્‌ભાગવત ભગવન્નામાત્મક હોવાથીજ ભગવદ્રૂપ, રસરૂપ આનંદમય છે. માટે તેનો પાઠ થવાથી પણ ભગવાન્‌નુંજ આરાધન થાય છે. આનંદમય રસમય પ્રભુનુંજ સેવન થાય છે.

ભગવાન્ નિજરમણાર્થ અનંતલીલાઓને ધારણ કરે છે. '**स एकाकी न रमते, स द्वितीयमैच्छत**' વગેરે શ્રુતિઓ પ્રભુની રમણેચ્છા સ્પષ્ટ રીતે ઉપદેશે છે. એટલે આપ '**एकोऽहं बहु स्याम्**' એમ બહુરૂપે થવાની પ્રતિજ્ઞા કરી, એકના બહુરૂપે થયા; અનેક લીલાઓ—રચનાઓ આપે ધારણ કરી. તે અનંત ભગવલ્લીલાઓમાં મુખ્ય દશ લીલાઓ છે. **સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, મન્વન્તર, ઇશાનુકથા, નિરોધ, મુક્તિ,** અને **આશ્રય.** સર્વ મહદાદિ તત્વોની ઉત્પત્તિ એને **સર્ગ** કહેવાય. તેનાં **અધિકાર, ગુણાતીત, સગુણ, કાલ, જીવ,** અને **તત્વ,** એવાં છ પ્રકારનાં પ્રકરણો છે. બ્રહ્મની ગુણોનું વૈષમ્ય થઇ બનેલી પુરૂષ સંબંધી સૃષ્ટિ

એ વિસર્ગ છે. તેનાં **ધર્મ**, **અર્થ**, **કામ**, અને **મોક્ષ** એવાં ચાર પ્રકરણો છે. સર્જેલા પદાર્થોને નિયમમાં રાખવા સારૂ જે વૈકુંઠ પ્રભુનો વિજય એને **સ્થિતિ** કહે છે. તેના **દેશ**, **કાલ**, અને **સ્વપ્ન** એવા ત્રણ ભેદ છે. ભગવાનનો અનુગ્રહ એને **પોષણ** અથવા **પુષ્ટિ** કહે છે. તેના **નામ**, **ધ્યાન** અને **અર્ચન** એવા ત્રણ ભેદો છે. કર્મની વિવિધ વાસનાઓ એ **ઊતિ** કહેવાય છે. તેના **અસદ્વાસના**, **સદ્વાસના** અને **સદસદ્વાસના** એવા ત્રણ પ્રકારો છે. સર્વ મનુઓનું કથન એ **મન્વન્તર** છે. તેના **તામસ**, **રાજસ**, **સાત્વિક** અને **ભક્તિ** એવા ચાર પ્રકારો છે. ભગવદવતારોનાં ચરિતો તથા ભગવદીયોનાં આખ્યાનો એને **ઈશાનુકથા** કહે છે. એનાં **મર્યાદા** અને **પુષ્ટિ** એવાં બે પ્રકરણો છે. આ જીવાત્માનો સર્વ શક્તિઓ સહિત પ્રભુમાં લય—એક નિષ્ઠા થવી તે **નિરોધ** છે. એનાં **જન્મ**, **તામસ**, **રાજસ**, **સાત્વિક** અને **ગુણપ્રકરણ** એમ પાંચ પ્રકરણો છે. તે પાંચ પ્રકરણોમાંથી **સાત્વિક**, **રાજસ** તથા **તામસ** પ્રકરણના એક એકના **પ્રમાણ પ્રમેય સાધન** અને **ફલ** એવાં ચાર પ્રકરણો છે. અન્ય સર્વ વિસારી ભગવાનમાં સ્થિતિ કરવી એનું નામ મુક્તિ છે. એનાં **જીવન્મુક્તિ** અને **બ્રહ્મમુક્તિ** એવાં બે પ્રકરણ છે. તથા પરબ્રહ્મ—પરમાત્મા એમ જેને કથન કરવામાં આવે છે. એવું અક્ષરબ્રહ્મ એજ **આશ્રય** છે. તેનાં **લોકાશ્રય**, **વેદાશ્રય**, **ભગવદાશ્રય**, **શબ્દાશ્રય** અને **અર્થાશ્રય** એમ પાંચ પ્રકરણો છે. એ રીતે પ્રકરણો તથા તેના અવાંતર પ્રકરણો સહિત **સર્ગાદિ** દશે લીલા યુક્ત આપ શ્રીભગવાન્ ભાગવતમાં વિરાજે છે. તૃતીયસ્કંધથી કે દ્વાદશસ્કંધસુધી અનુક્રમે એક એક લીલા દર્શાવવામાં આવેલી છે. પ્રથમ સ્કંધમાં **અધિકાર લીલા** અને દ્વિતીય સ્કંધમાં **જ્ઞાન લીલા** વર્ણવી છે. અધિકાર લીલાના **હીન મધ્યમ** અને **ઉત્તમ** એમ ત્રણ ભેદ છે. અને જ્ઞાન લીલાના **તત્વ-**

ધ્યાન, **હૃદયપ્રસાદ** અને **મનન** એમ ત્રણ ભેદ છે. આધિકાર લીલા અને જ્ઞાનલીલા એ દશે લીલાના કારણભુત હોવાથી તેનાથી પ્રથક્‌— જુદી નથી એમ મળી બારે સ્કન્ધ યુકત શ્રીમદ્‌ ભાગવત શાસ્ત્ર એ પોતે શ્રીભગવાનજ છે. શ્રુતિમાં ' **द्वादशो ह वै पुरुषः द्वादशात्मा वै पुरुषः** ' એજ પુરૂષ—શ્રીપુરુષોત્તમનાં દ્વાદશ સ્કંધો છે. તેમાં અધિકારલીલા જણાવનાર પ્રથમ સ્કંધ એ ભગવાનનું દક્ષિણ-જમણું ચરણારવિંદ છે, જ્ઞાનલીલા દર્શાવનાર દ્વિતીયસ્કંધ વામ-ડાબું ચરણ કમલ છે, સર્ગલીલાને કથનાર તૃતીય સ્કંધ દક્ષિણ બાહુ છે, વિસર્ગલીલાને વર્ણન કરનાર ચતુર્થ સ્કંધ વામ બાહુ છે, સ્થાન લીલાને પ્રકાશ કરનાર પંચમ સ્કંધ પાછલો કટી ભાગ છે, પોષણ અથવા પુષ્ટિલીલાનું પોષણ કરનાર ષષ્ઠસ્કંધ ઉદર છે. ઉતિલીલાને ઉપદેશનાર સપ્તમ સ્કંધ વામ ભુજા છે, મન્વંતરલીલાને ગાનાર અષ્ટમ સ્કંધ એક સ્તન છે, ઇશાનુકથાલીલાને કથન કરનાર નવમ સ્કંધ બીજું સ્તન છે, નિરોધલીલાને સ્પષ્ટ કરનાર દશમ સ્કંધ હૃદય છે, મુકિત લીલાને વ્યકત કરનાર એકાદશ સ્કંધ મસ્તક છે, અને આશ્રયલીલાનો આશ્રય કરનાર દ્વાદશ સ્કંધ દક્ષિણ ભુજા છે. દક્ષિણ જમણા ભુજ ભકતોને નિજસંનિધાનમાં આવ્હાન કરવાને આપે ઉંચો કરેલો હોવાથી તે મસ્તકથી પણ ઉચ્ચ પ્રદેશમાં વિરાજે છે. માટે આશ્રયલીલા દર્શાવનાર દ્વાદશ સ્કંધને દક્ષિણ ભુજ કહે છે. ઉપર પ્રમાણે દ્વાદશાત્મા પુરૂષ ગોવર્દ્ધનધર શ્રીકૃષ્ણચંદ્રરૂપજ શ્રીમદ્‌ ભાગવત શાસ્ત્ર છે. માટે ભગવન્નિષ્ઠ ભગવદીયોએ એનો નિરંતર પાઠ કરવો એ ખાસ આવશ્યક છે, શ્રીભાગવતનો પાઠ કરવાથી સ્વરૂપાત્મક સેવા અને નામાત્મક સેવા એમે બન્ને સેવા સિદ્ધ થાય છે. શ્રીકૃષ્ણ જેમ ફલરૂપ છે તેમ શ્રી ભાગવત પણ ફલરૂપ છે. એટલા માટેજ '**निगमकल्पतरोर्गलितं फलम्**' એમ શ્રીદ્વૈપાયન વ્યાસજી

સકલ વેદરૂપ કલ્પતરૂના ફલરૂપે શ્રીમદ્ ભાગવતને જણાવે છે એટલે તેનું સેવન કરવું એ સર્વોત્તમ છે.

સમજપૂર્વક મૂલ શ્રીભાગવતનો પાઠ કરવો એ સામાન્ય અધિકારીઓને માટે ઘણુંજ કઠીન છે. નિયમપૂર્વક મૂલપાઠજ કરવો દુર્ઘટ છે, તો સમજપૂર્વક પાઠ તો વળી ક્યાંથીજ થઇ શકે ? માટે હિના ધિકારીઓને તેનો પાઠ સુલભ રીતે થાય, અને તેટલુંજ ફલ મળી શકે એવા હેતુથી આચાર્યચરણ શ્રી વલ્લભાગ્નિએ એ શ્રી ભાગવતના બારે સ્કંધોના ભાવને યથાર્થ સૂચવનારાં ભગવાનનાં એક હજાર નામો પ્રકટ કરેલાં છે, એને શ્રીપુરુષોત્તમ સહસ્ત્રનામ સ્તોત્ર કહે છે. તે નામનો નિરંતર પાઠ કરવાથી હૃદયમાં ભગવચ્ચરિત્રોનું સ્પષ્ટ રીતે સ્ફુરણ થાય એ ભાગવતનો પાઠ થવા બરાબરજ છે. તેમ છતાં વખતે આખા ભાગવતનાં ટુંક સારરૂપે યોજેલાં આ ભગવન્નામોનો આશય પણ સમજાય નહિ. એમ જાણી કરૂણાનિધિ શ્રીરઘુનાથજીએ તે નામોના ઉપર <u>નામચંદ્રિકા</u> નામ ટીકાની યોજના કરી તેનો અર્થ ખુલ્લે ખુલ્લો શ્રુતિ સ્મૃતિના પ્રમાણો આપી સંસ્કૃત ભાષામાં સ્પષ્ટ રીતે સમજાવી આપ્યો છે. સંસ્કૃત નહિ જાણનારાઓને અનુકૂલ પડે અને તેનો સંપૂર્ણ લાભ લેઈ શકે એવા હેતુથી તેજ નામચંદ્રિકા ટીકાને અનુસરી આપ વૈષ્ણવો સમક્ષ આ ગુજરાતી અનુવાદ રજુ કરતાં મ્હને ઘણોજ આનંદ થાય છે. જેવી મનની ઉર્મિઓથી અને જેવા આશયથી ભગવદિચ્છાએ આ અનુવાદ કરવામાં યથામતિ યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. તેને આપ સર્વ ભગવદીય બંધુઓ. તેવીજ હૃદયોર્મિથી અને તેવાજ આશયથી જો સાદર કરશો તો હું મ્હારા આ પ્રયત્નને સફલ થયેલો સમજીશ. જેવા શુભવિચારથી આ '**ભક્તિગ્રન્થમાળા**'નો આરંભ કરેલો છે. તેવા મહોદાર રથી આપ તેના ગ્રાહક થઇ યથાંશે ઉત્તેજન આપશો. તો હમો

દઢતા પૂર્વક કહીએ છીએ કે આ'વા આ'વા અનેક સ્વમાર્ગીય સિદ્ધાન્તોથી ભરપૂર સુંદર પુસ્તકોના ભાષાન્તરો આપના સમક્ષ રજુ કરવાને અમે ભાગ્યશાલી બનીશું. પ્રિય વૈષ્ણવો ! એક હાથે કોઇ પણ દિવસ તાલી પડી શક્તી નથી, માટે આપ તેના સાચા દિલથી ગ્રાહક થાઓ, અને બીજાઓને તે પ્રમાણે કરવા ઉપદેશ આપો. જ્યાંસુધી પરસ્પર એક બીજાને ઉત્તેજીત કરવામાં આવશે નહિ. ત્યાં સુધિ સ્વમાર્ગીય હજારો ગ્રન્થોનો સર્વત્ર પ્રસાર શી રીતે થશે ? આપણા આચાર્યશ્રીએ તેમ અનેક ગોસ્વામી બાલકોએ પુષ્ટિમાર્ગ સિદ્ધાન્તના અનેક ગ્રન્થો લખ્યા છે તેને પ્રકાશ કરવા માટે જો સતત્ આપણે મંડ્યા રહીગેં; છતાં અનેક વર્ષ થઇ જાય તોપણ ગ્રન્થોને પ્રકાશ કરવાનો પાર આવી શકે નહિ. એટલી બધી આપણી સમૃદ્ધિ છે. છતાં દિલગિરીની સાથે મ્હારે કહેવું પડે છે કે તેમાંથી કેટલી સમૃદ્ધિ તો ઉધાઇને સ્વાધીન થઇ ગઇ છે. ધૂલનું સેવન કરે છે. માટે પ્રિય ભગવદીઓ ! જાગ્રત થાઓ. અને ગામે ગામ શોધમાં નીકળી આપણી સમૃદ્ધિને એકત્ર કરવામાં અપરિમિત પરિશ્રમ આદરો. તોજ વૈષ્ણવધર્મનો પ્રકાશ કરીશું. હાલમાં ઉપલબ્ધ થયેલા કેટલાક ગ્રંથોને શુદ્ધ લખાવાનું કાર્ય કેટલાકો તરફથી થઇ રહ્યું છે. મુંબાઇના બડા મંદીરવાલા ગોસ્વામિ **શ્રીગોકુલનાથજી** તરફથી પણ પુસ્તકોને મુદ્રિત કરવાનું કાર્ય ચાલુ થયેલું છે. સુદામા પુરિસ્થ **શ્રીમજજીવનલાલજી** મહારાજ પણ પુસ્તકોને પ્રકાશ કરવામાં પૂર્ણ ઉત્સાહ ધરાવે છે. અને તેમાં પોતાના દ્રવ્યનો વ્યય કરે છે. એ પણ એક આનંદનીજ વાત છે. વે. શા. સં. ભગવદીય **મગનલાલ ગણપતિરામ** શાસ્ત્રી એમ. એ. એઓ પણ માર્ગના પુસ્તકોને પ્રકાશ કરવાનું કાર્ય કરી રહેલા છે. તથા ભગવદીય **મૂલચંદ તેલીવાલા** બી.એ. એલ, એલ, બી. અને ભગવદીય **ધૈર્યલાલ** સાંકળીયા બી.એ. એલ, એલ, બી. તરફથી પણ તેવોજ પરિશ્રમ બની રહ્યો છે. આ

ઉપરથી એમ નિશ્ચય થાય છે કેઃ—ભગવાનની ઇચ્છાજ આ કાર્યને સારી રીતે આગળ લાવવાની હોય એમ સ્પષ્ટ જણાય છે. તો પ્રિય વૈષ્ણવો ! જાગ્રત થાઓ, અને આપનાથી બનતી આપ પણ તે કાર્યમાં મદદ આપો. એ પણ ભગવત્સેવાજ છે. इत्यलं पल्लवितेनेति विरम्यते.

મનીઆરવાડો—ખંભાત.
આષાડ શુકલ ૩ શુક્રવાર
રથયાત્રા. સં. ૧૯૭૩

ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી.

---

## શ્રીભક્તિગ્રન્થમાળાના ગ્રાહકોને વિનતિ.

આ માળાનો આ બીજો ગ્રન્થ તૈયાર થવામાં કેટલાંક આકસ્મિક કારણોથી જો કે ધારવા કરતાં ઘણો વિલંબ થયો છે. તેથી તે ખાતે ગ્રાહક બન્ધુઓની ક્ષમા યાચીએ છીએ. પણ તમે જાણીને ખુશી થશો કે હવે પછી આ માળાના "ત્રીજા અંકમાં" "શ્રીમદ્ ભગવદ્ગીતા" (આ ગીતા ઉપર પૂર્વે થઇ ગયેલા ગોસ્વામીશ્રીઓ તરફથી "तत्त्वदीपिका" અને "अमृततरङ्गिणी" એમ બે ટીકાઓ સંસ્કૃતમાં થયેલી છે. ઉક્ત ટીકાઓના આશય સાથે, લંબાણ વિવેચનપૂર્વક )નું ભાષાન્તર સુપ્રસિદ્ધ લેખક રા. રા નાનુલાલ નારાયણદાસ ગાંધી. એમ એ. એલ, એલ, બી. ની કસાયલી કલમથી લખાવવું શરૂ કર્યું છે. તેથી જોકે ગ્રાહક બન્ધુઓને થોડો વખત રાહ તો જોવી પડશેજ પણ શ્રીમદ્ ભગવદ્ગીતાના જેવો અત્યુત્તમ-ગ્રન્થ કે જે ઉક્ત ટીકાઓના આશય સાથેનો અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે પ્રકટ થયો નથી તે આપવાની અમે ગોઠવણ કરી છે. ઉક્ત ગ્રન્થ ધારવા મુજબ કારતક માસમાં આપી શકીશું. છતાં વિલંબ થાય તો અમારા જીજ્ઞાસુ ગ્રાહકો ધૈર્ય ધરશો.

# પ્રકાશકના બે બોલ.

હાલમાં અનેક પ્રકારનાં પુસ્તકો પ્રકટ થાય છે. અને તે લોકોમાં પ્રીતિથી વંચાય છે પણ ખરાં તેમાં પણ યોગ્યશાસ્ત્રનાં, જ્ઞાનમાર્ગનાં, અને સાંસારિક નૉવેલો વગેરે પુસ્તકો કે જે ભગવદ્ ભજનમાં ઉપયોગી ગણાયાં નથી તેવાં પુસ્તકો ઉપર વિવર્ત્તવાદનો ઢોળ ચઢાવી સર્વ સ્થળે તેવા ગ્રન્થોનો પ્રચાર થાય છે. પણ સર્વાંગે વૈદિક, નિર્ગુણ, ભક્તિસંબંધી પુસ્તકો જોઇએ તેટલાં પ્રકટ થતાં નથી એ શોચનીય છે.

શ્રીમદ્ ભાગવત શિવાયનાં બીજાં શાસ્ત્રો, પુરાણોના જ્ઞાનથી જીવ બુદ્ધિમાં અનેકશઃ તર્ક વિતર્ક થાય છે, તેમજ મોહરૂપી કચરો પણ ઉત્પન્ન થાય છે. તે મોહ ભગવત્કૃપાથી નાશ પામે છે. ત્યારેજ શ્રીમદ્ ભાગવત ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે. અને જ્યારે વિશ્વાસ ( એક આશ્રય ) થાય છે. ત્યારેજ તદનુસાર પ્રવૃત્ત થયેલા પુરૂષને સ્વતંત્ર ભક્તિરૂપી ફૂળ મળવા સંભવ છે. શ્રીમદ્ ભાગવતમાં કહે છે કેઃ—

**धिग्जन्मनस्त्रिवृद्विद्यां धिग्व्रतं धिग्बहुज्ञताम् ।**

**धिक्कुलं धिक्क्रियादाक्ष्यं विमुखाये त्वधोक्षजे ॥**

**અર્થઃ—જે ભગવાનને વિષે વિમુખ છે, તેનો ત્રિવિધ જન્મ, વિદ્યા, વ્રત, સર્વજ્ઞતા, અને ક્રિયાનૈપુણ્ય એ પ્રત્યેક ધિક્કારવા લાયક છે.**

જ્યારે બીજાં બધાં પુરાણો છે, ત્યારે શ્રીમદ્‌ભાગત એ એક મહાપુરાણ છેઃ શ્રી કૃષ્ણ ભગવાન્ સ્વયં પૂર્ણ પુરુષોત્તમ છે, તેમના દરેક અંગમાં શ્રીમદ્‌ભાગવત બિરાજે છે, તેજ પૂર્ણ પુરુષોત્તમનાં

શ્રીમદ્ભાગવતમાં ગુપ્ત રીતે સમાયલાં આ હજાર નામનો સ્તોત્ર ગ્રન્થ છે, ને તે શ્રીમદખંડ ભૂમંડલાચાર્ય વર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પોતે પ્રકટ કર્યો છે. તેનું કારણ ઉપોદ્ઘાતમાં જણાવ્યું છે કેઃ—તે શ્રી ગોપીનાથજી મહારાજના માટે પ્રકટ કર્યો છે.

(જુઓ ઉપોદ્ઘાતમાં)

આ ગ્રન્થ ઉપર એક ગુજરાતી ટીકા સદ્ગત હરજીવનદાસ પુરુષોત્તમદાસ ધંધુકા નિવાસી તરફથી પ્રકટ થયેલી છે તે ટીકા દશેક વર્ષ પહેલાં જ્યારે મારા જોવામાં આવી ત્યારથીજ મારા મનમાં તે ટીકા વીશેની શંકા થતી હતી કે-શ્રી પૂર્ણ પુરુષોત્તમ પ્રભુના નામોનો ભાવાર્થ જાઇએ તે કરતાં કોઇ જુદાજ રૂપથી આલખાયેલો છે. બાદ સં ૧૯૬૭ ની સાલમાં હું જ્યારે ધી અમદાવાદ યુનાઇટેડ પ્રિન્ટિગ પ્રેસમાં ક્લાર્ક તરીકે નોકરી રહ્યો તેવામાં તે પ્રેસમાં જ "**આત્માનંદ સરસ્વતી**" નામના પરમહંસ સન્યાસી ની સાથે મારે મુલાકાત થઇ પ્રસંગોપાત વાર્તાલાપ થતાં ઉક્ત ટીકા તે આ સ્વામિશ્રીની કરેલી છે એમ સ્પષ્ટ જણાયું. તેથી નિશ્ચય થયો તેમણેજ મુળ સિદ્ધાન્તનું રૂપ પલટાવ્યું છે.

આ ગ્રન્થ ઉપર બીજી એક ગુજરાતી ટીકા બુકસેલર **મહાદેવ રામચંદ્ર** જાગુષ્ટે તરફથી બહાર પડી છે, તેમણે તો માત્ર શ્લોકનુંજ ભાષાન્તર કરાવ્યું છે.

"અત્યાર સુધીના મારા પોતાના અનુભવથીજ કહું તો હરકોઇ પ્રકારનો ગ્રન્થ જનસમાજમાં રજુ કરતાં પહેલાં તે ગ્રન્થ માટે પ્રાચીન સાધનોનું બની શકે તેવું ને તેટલું શોધન કરવું જોઇએ, વળી જેણે સંપ્રદાયનું ખરૂં રહસ્ય જોયું નથી, જાણ્યું નથી, માન્યું નથી, તેમજ સ્વીકાર્યું પણ નથી તેવાઓએ આવા સબળ પ્રમાણના

અમુલ્ય ગ્રન્થોમાં પોતાના કપોલ કલ્પિત સ્વલ્પ બુદ્ધિથી તે ગ્રન્થો ઉપર ટીકા કરવી, અને સુધારો કરવો તે યોગ્ય નથી."

ઉક્ત ટીકાઓ જોઇ ત્યારથીજ આ ગ્રન્થ સાંપ્રદાયિક રીતિએ ફરીથી લખવાની જરૂર છે તે માટે કોઇ સારો શાસ્ત્રી મળે તેની શોધમાંજ હતો. તેવામાં ભગદીય **મનમોહનદાસ દલપતરામ** દલાલ. બી. એ. દ્વારા જાણવામાં આવ્યું કે આ ગ્રન્થ ઉપર શ્રી રઘુનાથજી મહારાજે "**नामचन्द्रिका**" ટીકા સંસ્કૃતમાં કરેલી છે તે ટીકા **ખંભાતના શાસ્ત્રીજી ભદ્રશંકર જયશંકરને** ત્યાં છે તેથા તેમની મુલાકાતે જતાં તેઓએ ઉક્ત ટીકાના આશયમાથેનું ભાષાન્તર કરવાનો સ્વીકાર કર્યો. જેના પરિણામે આ ગ્રન્થ વૈષ્ણવોની સેવામાં મૂકવા ભાગ્યવંત થયો છું.

આવાં હસ્ત લિખિત પુસ્તકો કેટલીક ઠેકાણે છે ખરાં પણ તે ઉંદર કે ઉધેઇના ભોગ થઇ પડયાં છે તેમજ તેના ઉપરથી કચરો પણ સાફ થતો નથી એ ઘણું શોચનીય છે.

આપણા સંપ્રદાયમાં આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેવા માત્ર ગણ્યા ગાંઠયા જ શાસ્ત્રીઓ છે; પણ તેઓ જો ધારે ને એક ચિત્તેકામ કરે તો તેજ શાસ્ત્રીઓ દ્વારા ઘણા ગ્રન્થો પ્રસિદ્ધિમાં આવે તેમ છે. તે શાસ્ત્રીઓને વિનવીશું કે તેમણે પ્રમાદ વશ નહિ થતાં કટિબદ્ધ થવું જોઇએ છીએ. સાથે સાથે એ પણ કહેવું પડશે કે "**विनाश्रया न शोभन्ते पंडिता वनिता लताः**" જો કે આ ઉક્તિને પહોંચી વળનાર પરમકૃપાળુ પ્રભુ છે જ. તેજ પ્રભુના અનુગ્રહથી સઘળું સિદ્ધ થઇ જશે.

વળી ધનિક વૈષ્ણવો પ્રત્યે અમારી વિનતી છે કે તેઓ પોતે સ્વાર્થમાં ઝોકાં ખાય છે, માનમાં મગરૂર બની તે ખાતે હજારો

રૂપિઆ પ્રીતિથી ખર્ચે છે. અને પોતાના દ્રવ્યનો **ગાડી, વાડી** ને **લાડીમાં** વથા વ્યય કરે છે. પણ તેમાંથી યત્કિચાંત્ દ્રવ્યનો બચાવ કરી નવા શાસ્ત્રીઓને તૈયાર કરવા ઉત્તેજન આપે, નવા ગ્રન્થો તૈયાર કરવામાં મદદ આપી પોતાના દ્રવ્યનો આવા સત્કાર્યમાં સુવિનિયોગ કરે તો અલ્પ સમયમાં જ ઘણા ગ્રન્થો પ્રસિદ્ધિમાં આવી જાય તેમ છે, **"નાણાં હોય ત્યાંજ દાણાં થાય છે"** નાનાં નાનાં ગામડાંઓમાં પાઠશાળાઓ સ્થપાઈ છે. પણ તેમનાથી નાણાંના સાધનના અભાવે ઉક્ત કાર્ય થઇ શકે તેવું નથી. પણ જો શહેરના ગૃહસ્થ વૈષ્ણવો મન ઉપર લે ને ધારે તો એક મોટી પાઠશાળા સ્થાપન કરી તે દ્વારા વૈષ્ણવોને ધાર્મિક જ્ઞાન, અપાવે તાજો જ દાખલો જોશો કે મુંબઇમાં " **ભાટીયા** હાઇસ્કુલ " સ્થપાઇ છે તેવી રીતે બીજાં શહેરોમાં પણ તેમ થાય તો ધાર્મિક જ્ઞાનનો વધારે ફેલાવો થાય તેમ છે. અસ્તુ.

પ્રુફો વારંવાર તપાસ્યા છતાં જોડણીમાં અશુદ્ધતા રહી હશે તે અમારા પ્રમાદનું કારણ જાણવું તેથી તે ખાતે વૈષ્ણવ બન્ધુઓની ક્ષમા યાચીએ છીએ.

આ ગ્રન્થ પ્રકટ કરવાની મારી ઘણા દિવસની અભિલાષા આજે પૂર્ણ થાય છે. તેથી મને અત્યન્ત આનન્દ થાય છે તેથી તે આનન્દના મૂળ શ્રી પૂર્ણ પુરુષોત્તમને યુગલ ચરણે નિવેદન કરૂં છું.

વ્યવસ્થાપક<br>"**શ્રીભક્તિગ્રન્થમાળા**" કાર્યાલય<br>ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.<br>શ્રાવણ શુકલ તૃતિયા, સંવત ૧૯૭૩<br>( ઠકુરાની ત્રીજ )

લી. આપનો કૃપાકાંક્ષી<br>દાસાનુદાસ વૈષ્ણવ.<br>**લલ્લુભાઇ છગનલાલ દેસાઇના**<br>જય શ્રીકૃષ્ણ.

# ॥ निवेदनपत्रिका ॥

॥ अनुष्टुभ् वृत्तम् ॥

श्रीमदाचार्यपादानां प्रासादगुणगुम्फिता ॥
क्व गिरा भावगम्भीरा क्वाहमल्पमतिः परम् ॥१॥
तत्कृपामृतवर्षेण वा निजेच्छाप्रतापतः ॥
पुनः श्रीरघुनाथानां कृपातः केवलं मया ॥२॥
श्रीमद्भागवताम्भोधेः कृतं श्रीवल्लभाननैः ॥
उध्धृतानां कृष्णनाम्नां सहस्रस्य प्रकाशनम् ॥३॥
तस्यार्थो हि यथालोकैः सम्यगालोक्यते तथा ॥
क्रियते गुर्जरगिरि नामचन्द्रिकयाऽऽश्रतः ॥४॥
स मुदे भवतु श्रीमत्कृष्णास्यस्वरूपिणाम् ॥
इति प्रेमार्द्रमनसो ममेदं हि निवेदनम् ॥५॥

**અર્થઃ**—શ્રીમદાચાર્યજી કેરી પ્રસાદગુણથી ભરી ।
ક્યાં વાણી ભાવથી પૂરી ને ધી ક્યાં સ્વલ્પ માહરી ॥૧॥
તેમની સૌમ્ય દષ્ટિથી વા નિજેચ્છા પ્રતાપથી ।
શ્રીરઘુનાથજીની વા કૃપાથી માત્ર હું વળી ॥૨॥
શ્રીભાગવતસિંધુમાં રહેલાં કૃષ્ણનામને ।
સહસ્ર માત્ર સંખ્યામાં પ્રકટાવ્યાં વલ્લભાગ્નિએ ॥૩॥
તેના અર્થ બધા લોકો આલોકે જેમ સ્હેલથી ।
કરૂં તેમજ ભાષામાં ચંદ્રિકાને અનુસરી ॥૪॥
પ્રસન્ન તે થકી થજો, શ્રીકૃષ્ણ મુખરૂપ એ ।
એમ પ્રેમાર્દ્ર મનથી આ નિવેદન આપને ॥૫॥

ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી.

# અમારા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો (આવૃત્તિ ૨ જી) | ૦–૮–૦ |
| ૨ | વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૨ જો | ૦–૮–૦ |
| ૩ | નિત્ય નિયમના પાઠ તથા ધોળ (આવૃત્તિ ૩ જી) | ૦–૨–૦ |
| ૪ | શ્રી ગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (આવૃત્તિ ૨ જી) | ૦–૨–૦ |
| ૫ | બ્રહ્મસંબંધ કાવ્યમ્ (આવૃત્તિ ૨ જી) | ૦–૬–૦ |
| ૬ | શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ | ૧–૦–૦ |
| ૭ | શ્રી કૃષ્ણસ્તોત્ર રત્નાકર (સટીક) (મુળશ્લોક સાથે ગુજરાતી ભાષાન્તર) | ૦-૧૨-૦ |
| ૮ | ૮૪ વૈષ્ણવની વાર્તા (ગુજરાતી ભાષામાં મોટા અક્ષર) | ૨–૦–૦ |
| ૯ | શ્રી સર્વોત્તમ સ્તોત્ર | ભેટ |
| ૧૦ | શ્રી પુરુષોત્તમસહસ્ત્ર નામ સ્તોત્રમ્ છપાય છે! | ૧–૪–૦ |
| ૧૧ | શ્રી ગોકુલેશજીનું જીવન ચરિત્ર | ૧–૪–૦ |
| ૧૨ | શ્રીમદ્ ભગવદ્ગીતા ( अमृततरङ्गिणी, तत्त्वदीपिकाના આધારે ) | ૧–૦–૦ |
| ૧૩ | તીર્થયાત્રાનો હેવાલ | ૧–૦–૦ |

શ્રીમત્પ્રભુચરણ ( શ્રીગુસાંઇજી—શ્રીવિઠ્ઠલનાથજી ) ના **પંચમકુમાર પંચમગૃહના તિલકાયિત "શ્રીમદ્રઘુનાથજી" મહારાજ.**

श्रीमद्वल्लभविठ्ठलेश वपुषोर्मूर्तिः परा भासुरा ।
या श्रीमद्रघुनाथ नाम कलिता मेरुप्रभास्वात्मनाम् ॥
या मार्गांबुधि मंथनादिह तलस्पर्शेन सर्वज्ञतां ।
यस्मिन् गोकुलचंद्रचारुचरितालिर्बिम्बत सर्वतः ॥१॥

શ્રી રઘુપતિ અતિ ગજગતિ; રતિપતિ કરૂં બલિહાર રે રસના !
જાનકી જીવન એ સદા, મધ્યમણિ રત્નમય હારરે રસના !

**રાગ સારંગ.**

જયતિ રઘુનાથ ગુણગાથ વિખ્યાત, જીતપંડિતકો શરણલીને;
શાસ્ત્ર સબજાન અભિમાન કર વ્રજ ભુવન,
આયોમદ ગર્વ સબ ખંડકીને. ૧
કપટપટ દૂરકર, પ્રકટલીલા ધરી, ભક્તિનવ ભાવયુત દશમીદીને;
જાનકી રમણ ગુણ કો કવિ કહી શકે,
સરસરંગી સબે ચિત્ત છીને. ૨

**અર્થ**—શ્રીમત્પ્રભુચરણ (શ્રીગુસાંઇજી) ના પંચમકુમાર હે શ્રીરઘુનાથજી ! આપની ચાલ હસ્તિના કરતાં પણ અતિ સુન્દર છે, વળી રતિપતિ જે કામદેવ તેને આપની લાવણ્યતા ઉપર બલિહાર— ન્યોછાવર કરૂં તો પણ ઓછું છે. આપ શ્રીજાનકી વહુજીના સ્વામિ છો, એટલુંજ નહિ પણ જેમ રત્નજડિત હારની મધ્યે મણી શોભે છે તેવી રીતે આપ સાત બાળકોની વચ્ચે શોભો છો. તેથીજ મારી રસના—જીહ્વાને વારંવાર એજ બોધું છું કે તું તે સ્વરૂપની લાવણ્યને ભજ.

मुखाम्बुजाऽऽलर्जितपूर्णचन्द्रमो मनोहर श्रीनवकंजलोचनः ।
वसन्तकान्तोदितदेहयौवनो लावण्यलीलाजितमीनकेतनः ॥ १ ॥



प्रादुर्भाव सं० १६११. कार्तिक शुक्ल १२.

महार्हमुक्तामणिहारमण्डनः पद्मासनालङ्कृतमञ्जुलासनः ।
श्रीविट्ठलेशप्रभुपञ्जमात्मजो विराजते श्रीरघुनाथवल्लभः ॥ २ ॥

भद्र०

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

## भगवद्वदनानलस्वरूप श्रीमद्वल्लभाधीश्वर प्रकटितं.

# श्री पुरुषोत्तमसहस्र नामस्तोत्रम्

( गुर्ज्जरगिरानुवाद संवलितम् )

શ્રીમદ્વલ્લભાધીશ્વરના પૌત્ર અને શ્રીમદ્વિઠ્ઠલેશ્વરજીના પંચમકુમાર પંચમપીઠાધીશ્વર શ્રીરઘુનાથજીએ આ ગ્રન્થની વિસ્તૃત ટીકા "નામચંદ્રિકા" નામે સંસ્કૃત ભાષામાં રચેલી છે તેમાં તેઓ શ્રી મંગલાચરણ કરે છે કેઃ—

व्रजस्त्रीविप्रयोगाग्निशमनाय य उत्थितः ॥
दीनान्तेऽद्भुतजीमूत स्तच्छाया स्तु सदा मयि ॥ १ ॥
आचार्यचरणद्वन्द्वं भक्तिज्ञानाब्जभास्करम् ॥
नमस्यामि मनः कर्मवाग्भिरन्तस्तमोपहम् ॥ २ ॥
यत्कृपादृष्टिवृष्टया वै दैवदग्धोऽपितत्क्षणात् ॥
प्ररोहति निजेच्छाभिस्तं वन्दे कमपीश्वरम् ॥ ३ ॥

**અર્થ**—વ્રજસુંદરી **શ્રીગોપીજનોના** મહાન્ વિરહાગ્નિને શાંત કરવા સાયંકાલ સમયે પ્રકટ થતા અદ્ભુત [1]મેઘની—અર્થાત્ વૃંદાવનમાંથી વ્રજમાં પ્રવેશ કરતા અદ્ભુત વેશધારી મેઘશ્યામ **શ્રી કૃષ્ણની** છાયા—કૃપા મ્હારા ઉપર નિરંતર રહો. ૧

[2]ભક્તિ અને જ્ઞાનરૂપ કમળોને ખીલાવનાર **સૂર્ય** સરખા, અંતરના અંધકારનો નાશ કરનારાં શ્રીમહાપ્રભુ **શ્રીમદ્વલ્લભાચાર્યજી**નાં ચરણ કમલ યુગલને મન વાણી અને કર્મથી નમન કરૂં છું. ૨

અનેક જન્મના પ્રારબ્ધ[3]રૂપ અગ્નિથી બળી ગયેલો હોય તો

---

૧ સાયંકાલના સમયમાં, મેઘ—વાદળ કાળું, રાતું અને પીળું, (સુવર્ણ રંગતું) છે તેમ શ્રીકૃષ્ણ પણ શ્યામ, પીળું રાતું મિશ્ર—અર્થાત્ સુવર્ણ રંગનું પીતાંબર ધારણ કરનાર છે, અને સાયંકાળના સમયે ગોધન ચરાવી ગોકુળમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણ તથા મેઘની સામ્યતા કરવામાં મહારાજશ્રીએ અદ્ભુત ચાતુર્ય દાખવ્યું છે.

૨ જ્ઞાનરૂપ કમલને ખીલાવનાર શ્રી મહાપ્રભુનું જમણું ચરણ છે, અને ભક્તિરૂપ કમળને પ્રફુલ્લ કરનાર ડાબું ચરણ છે. કમળોનો વિકાસ સૂર્યથી થાય છે, શ્રીમદાચાર્યચરણ બન્ને માર્ગના સ્થાપક હોવાથી તેમને જ્ઞાન અને ભક્તિમાર્ગના સૂર્ય કહ્યા.

૩ અગ્નિથી બળી ગયેલું બીજ ફરીથી ઉગેજ નહિ, તેમ જન્મ જન્માંતરોનાં પાપમય પ્રારબ્ધ રૂપ અગ્નિથી ભુંજાઇ ગયેલું ભક્તિરૂપ બીજ કોઇ પણ સમયે ઉગી નવપલ્લવિત થઇ શકે નહિ. છતાં શ્રી રઘુનાથજી ઉપદેશે છે કે જેમની કૃપા દૃષ્ટિની વૃષ્ટિથી તો બળેલું બીજ પણ સારી રીતે અંકુરોવાળું થાય છે, તેવા ઇશ્વરને વંદન કરૂં છું. તે ઇશ્વર અન્ય કોઇ નહિ પણ પોતાના પિતૃચરણ શ્રી ગુસાંઇજીજ છે. સ્પષ્ટ નામ નહિ કહેવાનું કારણ તેમની પિતા ઉપરની પ્રેમમયી અખંડ ભક્તિજ છે.

પણ જેમની કૃપા દષ્ટિરૂપ અમૃતવૃષ્ટિ વડે તત્કાલજ ઉગે છે—નવપ-લ્લવિત બને છે, તેવા કોઇ સમર્થ પ્રભુને હું વંદન કરૂં છું. ૩

વેદ ગીતા અને બ્રહ્મસૂત્ર એ ત્રણે પ્રસ્થાનોમાં કાંઇ પણ સં-શય થાય તો તેનું નિવારણ **શ્રીમદ્ભાગવતથીજ** થાય છે. માટે **શ્રી વ્યાસચરણ "निगमकल्पतरोर्गलितंफलम्" શ્રી**મદ્ભાગવતને સકલવેદ રૂપ કલ્પવૃક્ષનું ફલ કહે છે. પ્રત્યેક વૈષ્ણવોએ **શ્રી**મદ્ભાગવત ફલાત્મક તેમ [1]ભગવત્સ્વરૂપ હોવાથી, તેનો સંપૂર્ણ પાઠ કરવાની અતિ આવશ્યક્તા છે. એમ સર્વ ભક્તજનોનો ભાવ સિદ્ધ છે. એ-મની ઇચ્છા પૂર્ણ કરવાને **શ્રી મહાચાર્યચરણે શ્રી** ભાગવતમાંથી પ્રથક્ પ્રથક્ રૂપે સહસ્રનામ પ્રકટ કર્યા. તેનો પાઠ કરવાથી **શ્રી**મદ્ ભાગવતનો સંપૂર્ણ પાઠ થાય છે. તેમ **શ્રી પુરુષોત્તમ**ની [2]દશે લીલાઓનું અનુસંધાન પણ રહે છે, એવાં કારણોથી **શ્રી** પુરુષોત્તમ [3]વદન વૈશ્વાનર શ્રી **મદ્વલ્લભાધીશ્વર** આ ગ્રંથનો પ્રારંભ કરે છે.

---

૧ શ્રીમદ્ભાગવત શ્રી પુરુષોત્તમ સ્વરૂપજ છે. એ વિષે વિશેષ જીજ્ઞાસા થાય તો પ્રસ્તાવના વાંચો.

૨ દશ લીલાઓ—સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઉતિ, મન્વં-તર, ઇશાનુકથા, નિરોધ, મુક્તિ, આશ્રય, પ્રસ્તાવનામાં એ સંબંધમાં જણાવ્યું છે. તે વાંચવું.

૩ શ્રી પુરુષોત્તમનું મુખ એ અગ્નિ સ્વરૂપ છે, અને તેજ અ-લૌકિક અગ્નિ રૂપ પોતે શ્રીમદ્વલ્લભાચાર્યજી છે. ભૂતળપર દૈવી જીવોનો ઉદ્ધાર કરવા તેમનું પ્રાકટ્ય થયેલું છે. પરમાત્માનું મુખ અગ્નિ એ સંબંધમાં શ્રુતિ, સ્મૃતિ, ગીતામાં સ્પષ્ટ કથન કરવામાં આવ્યું છે. પ્રસ્તાવનામાં તે સંબંધિ સ્હેજ ઇસારો કરવામાં આવ્યો છે તે જો-વાથી સ્પષ્ટ થશે.



# ॥ श्री पुरुषोत्तमसहस्र नामस्तोत्र प्रारंभ. ॥

## ॥ मूलम् ॥ पुराणपुरुषो विष्णुः पुरुषोत्तम उच्यते ॥
## नाम्नां सहस्रं वक्ष्यामि तस्य भागवतोद्धृतम् ॥१॥

**અક્ષરાર્થ**—પુરાણપુરૂષ જે મહા વિષ્ણુ તે **પુરુષોત્તમ** કહેવાય છે, તે શ્રીપુરુષોત્તમનાં શ્રીમદ્ભાગવતમાંથી ઉદ્ધારેલાં એકહજાર નામ કહું છું. ૧

**તાત્પર્ય**—ગ્રન્થના આરંભમાં મંગલાચરણ કરવું એ પ્રાચીન શિષ્ટજનોની પ્રણાલીકા છે. મંગલાચરણ ત્રણ પ્રકારે કરવામાં આવે છે. એક **આશી**ર્વાદાત્મક, બીજું નમસ્કારાત્મક, અને ત્રીજું વસ્તુ નિર્દેશાત્મક મંગલાચરણ છે. આ ગ્રન્થનું નામ **પુરુષોત્તમ સહસ્ર નામ**" છે. પુરુષોત્તમ એટલે શું ? એમ જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે. **શ્રી** પુરુષોત્તમનું સ્વરૂપ શ્રુતિ, સ્મૃતિ અને શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. છતાં કેટલાક આચાર્યોએ વેદાદિના ઉલટા અર્થ કરેલા હોવાથી લોકોના જાણવામાં તે સ્વરૂપ આવેલું નહિ. માટેજ **શ્રી મહાપ્રભુ**જીએ પ્રકટ થઇને પુરુષોત્તમના સ્વરૂપનો પ્રકાશ કર્યો. આ ગ્રન્થમાં

पुरुषोत्तमनांज नामो होवाथी पुरुषोत्तम એટલે શું? તે સંક્ષેપમાં દર્શાવે છે. "**द्वादशो ह वैपुरुषः**" (બાર અંગયુક્ત પુરૂષ છે) ઇત્યાદિ શ્રુતિમાં તેમ "**पुरुषः स परःपार्थ**! (હે અર્જુન તે પુરૂષ તોં સર્વથી ઉત્તમોત્તમ છે) "**अतोऽस्मि लोके वेदे च प्रसिद्ध पुरुषोत्तमः** (એથી હું લોકમાં અને વેદમાં પુરુષોત્તમ રૂપે પ્રસિદ્ધ છું) "**अक्षरादपिचोत्तमः**" (અક્ષર બ્રહ્મથી પણ હું ઉત્તમ છું.) વગેરે ગીતા વાક્યમાં પ્રસિદ્ધ જે પુરૂષ તે પુરુષોત્તમ તેજ **વિષ્ણુ** છે. **વિષ્ણુ** એટલે **ક્ષીર** સમુદ્રમાં શેષનાગ ઉપર પોઢનાર, સત્વગુણાધિષ્ઠાતા નહિ પણ તે **વિષ્ણુ** જેના અંશ છે એવું જે અક્ષરબ્રહ્મ અને તેના જે સ્વામી તે **પુરુષોત્તમ** છે. માટે આ સ્થલે **વિષ્ણુ** શબ્દનો **અર્થ** વ્યાપ્ત કરવો. **અર્થાત્** બહાર અને અંદર આનંદૈક રસથી જેનું શ્રીઅંગ વ્યાપક છે, એવા વિષ્ણુ તે પૂર્ણ પુરુષોત્તમ–તેમનાં નામો આ ગ્રન્થમાં કહ્યાં છે, તે નામો શ્રીમદ્ ભાગવતના આધારે કહેવાનું કારણ એટલુંજ કે શ્રીમદ્ ભાગવત પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપ છે. પુરુષોત્તમનાં બાર અંગોમાં શ્રી ભાગવતના બારે સ્કંધો રહેલા છે, તેથીજ તેમાંથી પુરુષોત્તમનાં નામો **શ્રી મહાપ્રભુજી** પ્રકટ કરે છે.

પુનઃ શ્રી પુરુષોત્તમનું મહાત્મ્ય દર્શાવી હવે તેમને નમન કરે છે.

**मू० यस्यप्रसादा द्वागीशा प्रजेशा विभवोन्नताः॥**
**क्षुद्रा अपि भवन्त्याशु श्रीकृष्णं तं नतोऽस्म्यहम्॥२॥**

**અક્ષરાર્થ**—જેમના અનુગ્રહથી તેજ ક્ષણે ક્ષુદ્ર જીવો પણ બૃહસ્પતિ સમાન પંડીત. પ્રજાના ઇશ—બ્રહ્મા અથવા રાજા સરખી સત્તાવાળા, ઘણાજ વૈભવવાળા બને છે, તે **શ્રી કૃષ્ણને** નમસ્કાર કરૂં છું.૨

**તાત્પર્ય**—પ્રથમ શ્લોકમાં વર્ણવેલા **પુરુષોત્તમ** તેજ **શ્રી કૃષ્ણ** એમ આ શ્લોકમાં આપે સ્પષ્ટ કર્યું છે. " **मूकं करोतिवाचालम्** " વગેરે પુરાણ વાક્યો આ શ્લોકના ભાવનેજ પુષ્ટિ આપે છે. સર્વજ્ઞતા, અને સમૃદ્ધિને સર્વજનો ઇચ્છે છે. એ ત્રણે જેમની કૃપા કટાક્ષથી મળી જાય છે. એવા પૂર્ણ **પુરુષોત્તમને** વંદન તે અતીવ કલ્યાણકર હોય એમાં શું આશ્ચર્ય !!. લૌકિક ફળ બતાવ્યા શિવાય લોકોની રૂચિ તે પર થાય નહિ, માટે આપે અલૌકિક મહાત્મ્યનું વર્ણન કરતાં પહેલાં લૌકિક મહાત્મ્ય વર્ણવ્યું. **શ્રી** કૃષ્ણના અનુગ્રહથી તથા તેમની આજ્ઞાનું સ્ફુરણ થવાથી જ આપે આ કાર્ય કર્યું છે એમ પણ સૂચવે છે.

પ્રભુની લીલાઓ અનંત છે તેથી તેમનાં નામોનું પણ અનંતપણું જણાવે છે.

**मू० अनंता एव कृष्णस्य लीलानामप्रवर्त्तिकाः ॥**
**उक्ता भागवते गूढाः प्रकटा अपि कुत्रचित्॥३॥**

**અક્ષરાર્થ—શ્રી** કૃષ્ણના નામને પ્રવર્ત્તાવનારી લીલાઓ અનંત, અસંખ્ય છે. તે બધી **શ્રી**મદ્ ભાગવતમાં ગૂઢ રૂપે કહેવામાં આવી છે. કોઇ ઠેકાણે તે પ્રકટ—ખુલ્લી પણ કહી છે. ૩

**તાત્પર્ય**—નિબંધમાં **શ્રી મહાપ્રભુજી** આજ્ઞા કરે છે કે, **'रूपनामविभेदेनजगत् क्रीडति यो यत:'** (રૂપ અને નામ એવા બે ભેદથી જગત્ રૂપે થઇને જેઓ ક્રીડા કરે છે ) પ્રભુ જગતમાં બે પ્રકારે એટલે સ્વરૂપથી અને નામથી ખેલે છે, જ્યારે પ્રભુ નિરંતર રમણ કર્યાજ કરે છે, પ્રતિક્ષણે ક્ષણે નવી નવી લીલાઓ કરે છે.

ત્યારે જેટલી આપની લીલાઓ તેટલાં આપનાં નામો છે. પ્રભુની અનંત લીલાઓનું વર્ણન **શ્રી**મદ્ ભાગવતમાં છે, પણ તે ગુપ્ત રીતે હોવાથી કોઇ જાણી શકે એમ નથી. પરંતુ કોઇ કોઇ ઠેકાણે જે પ્રકટ છે, તે લીલાનું પ્રતિપાદન કરનારાં નામો **શ્રી મહાપ્રભુજી** અહિં જણાવે છેઃ—

# મૂ० अतस्तानि प्रवक्ष्यामि नामानि मुरवैरिणः ॥
# सहस्रं यैस्तु पठितैः पठितं स्याच्छुकामृतम् ॥४॥

**અક્ષરાર્થ**—એ હેતુથી મુરારિ—શ્રીકૃષ્ણનાં જે પ્રકટ નામો છે, તે સહસ્ત્ર સંખ્યાથી કથન કરૂં છું. જે નામોનો પાઠ કરવાથી **શ્રી શુકામૃત**—શ્રીમદ્ ભાગવતનો પાઠ કર્યો કહેવાય. ૪

**તાત્પર્ય**—ગૂઢ લીલાનું નિરૂપણ કરનારાં નામો ન કહેતાં કેવળ પ્રકટ લીલાનાં નામોજ વર્ણવે છે. આપ મુરનામના દૈત્યના શત્રુ હોવાથી 'मुरवैरि' વિશેષણ મૂક્યું. તે પ્રગટ લીલાઓમાંથી પણ હજારજ નામ, વિશેષ નહિ એમ જણાવે છે. આ નામોનો પાઠ કરવાથી **શ્રી શુકદેવજી**ના મુખમાંથી પ્રકટ થયેલા અમૃતમય શ્રીમદ્ ભાગવત તેનો પાઠ કરેલો ગણાય છે. શ્રીમદ્ભાગવત શુકામૃત છે, એમ આરંભમાં " **शुकमुखादमृतद्रवसंयुतम्** " એ પદમાં સ્પષ્ટ કહેલું છે.

**શ્રી** કૃષ્ણનામ મંત્રરૂપ છે, પુરાણોમાં કહ્યું છે કેઃ-

**" संसार सर्पदष्टस्य नष्टचेष्टस्य भेषजं ।**
**कृष्णेति वैष्णवं मंत्रं श्रुत्वामुक्तो भवेन्नरः ॥ "**
**" मन्त्रोप्येक स्तस्य नामानियानि**

"સંસાર રૂપ સર્પે ડસેલો હોવાથી જે ચેતન વિનાનો—શબ-તુલ્ય બની ગયો છે, તેવા મનુષ્યનું ઔષધ "કૃષ્ણ" એ ભગવન્મંત્ર છે, તેને સાંભળીને મનુષ્ય મોક્ષ પામે છે; તે પરમાત્માનાં નામો એજ **મંત્ર** છે." આ ઉપરથી **કૃષ્ણ** નામ મંત્ર રૂપ છે. એમ સિદ્ધ થાય છે. આ ગ્રન્થ સ્તોત્ર રૂપ છે, એટલે જેમાં ઘણાં નામો હોય તેને **સ્તોત્ર** કહેવાય. જેમ કે **विष्णु सहस्रनाम स्तोत्र**, સ્તોત્ર પણ મંત્રાત્મક ગણાય છે. તેથી મંત્રની પેઠે સ્તોત્રમાં પણ **રૂષિ, દેવતા, છંદ, કવચ** વગેરે હોવુંજ જોઇએ. આ પણ સ્તોત્ર રૂપ હોવાથી ગ્રન્થના આરંભમાં ઋષિ, છંદ વગેરે જણાવે છે. શ્રુતિમાં કહ્યું છે કે:— "**यो ह वा अविहितार्षे यच्छन्दो दैवतब्राह्मणेन मंत्रेणयजंति या-जयंति वोति**" રૂષિ, છંદ અને દેવતા કહ્યા વિના કોઇ પણ મંત્રનું યજન યાજન કરવામાં આવતું નથી. અને આવે છે તો દોષરૂપ મનાય છે. માટેજ ચાર શ્લોકોથી તે બધું ઉપદેશે છે.

**મૂ० कृष्णनामसहस्रस्य ऋषिरग्निर्निरूपितः ॥**
**गायत्री च तथा छन्दो देवता पुरुषोत्तमः ॥५॥**

**અક્ષરાર્થ—શ્રી કૃષ્ણનામ સહસ્ર સ્તોત્ર**ના **ઋષિ** અગ્નિ, **છંદ** ગાયત્રી અને **દેવતા** પુરુષોત્તમ—શ્રી કૃષ્ણ છે. ૫

**તાત્પર્ય**—ઋષિ એટલે આદ્યદ્રષ્ટા—પ્રથમ જોનાર. વેદો તો ભગવદ્રૂપ છે, પરંતુ તે મંત્રનાં જેને પહેલાં દર્શન થયાં, તે ઋષિઓ તે તે મંત્રના ઋષિઓ ઠર્યા—આદ્યદષ્ટા બન્યા, તેવી રીતે શ્રી કૃષ્ણનાં નામો નિત્યજ હતાં, પણ તે નામોનાં પ્રથમ દર્શન અગ્નિને થયાં, એટલે તેના ઋષિ અગ્નિ છે, આ અગ્નિ તે આપણા અનુભવમાં

આવતો લૌકિક અગ્નિ નહિ પણ તેથી અત્યન્ત વિલક્ષણ અલૌકિક આધિદૈવિક અગ્નિ છે, તે વાણી—સરસ્વતીનો પણ દેવતા—ઇશ છે. અને તેજ પૂર્ણ પુરુષોત્તમ **શ્રી કૃષ્ણચંદ્ર**ના વદનારવિંદમાં રહેલો છે. એમ ""**मुखादग्निरजायत**" એ શ્રુતિમાં સ્પષ્ટ વર્ણવ્યું છે. આ અગ્નિ સ્વરૂપ **શ્રી વલ્લભાધીશ** છે. પોતે વાણીના પતિ છે, શ્રી કૃષ્ણવદન છે, માટે આ સ્તોત્રના દ્રષ્ટાપણ **શ્રીવલ્લભાગ્નિજ** છે. શ્રીમદ્ભાગવતમાં પ્રગટપણે છતાં ગુપ્ત આ સહસ્રનામો રહેલાં હતાં, અનેક વિદ્વાનોએ શ્રીભાગવતની ટીકાઓ કરેલી છે પણ ગૂઢ રૂપે રહેલાં આ નામોનાં દર્શન તો કોઇને નજ થયાં. કેમકે કોઇ પણ ટીકાકારોને શ્રીભાગવતનું ખરૂં રહસ્ય જણાયેલું નહિ, શ્રીભાગવતના ગૂઢાર્થનો પ્રકાશ તો શ્રીમહાપ્રભુજીએજ શ્રીસુબોધિની નિબંધ વગેરેમાં કરેલો છે; અને તે સામર્થ્ય તેમનામાંજ છે. પોતે આજ્ઞા કરે છે કેઃ—

( शार्दूलविक्रीडित )

**अर्थं तस्य विवेचितुं नहि विभुर्वैश्वानराद्वाक्पते-**
**रन्य स्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ॥**
**दत्वाज्ञां च कृपावलोकनपटु र्यस्मादतोऽहंमुदा**
**गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥ १ ॥**

**અર્થ**—વાણીના પતિ અગ્નિદેવ વિના કોઇ અન્ય શ્રીભાગવતના અર્થનું વિવેચન કરવાને સમર્થ નથી, માટે મનુષ્ય નાટ્યનો અંગિકાર કરનાર, કૃપાદ્દષ્ટિની વૃષ્ટિ કરવામાં ચતુર એવા પ્રભુ શ્રીકૃષ્ણે વ્યાસની પેઠે મ્હને શ્રી ભાગવતનો અર્થ પ્રગટ કરવાની આજ્ઞા

કરી તેથી હું ઘણાજ આનંદમાં નિમગ્ન બની ભગવાન્ વેદવ્યાસને પ્રિય એવા ગૂઢ અર્થને વિવિધ પ્રકારે પ્રકટ કરૂં છું."

ઉપરના શ્રીવાક્પતિના શ્રીમુખ વાક્યથી નિશ્ચય થયો હશે કે, આપ શિવાય શ્રી ભાગવતના ગૂઢાર્થને કોઇ જાણીજ શકયું નથી, તો પછી તેમાં રહેલાં નામોનાં દર્શન કેમ થાય! આ પ્રભાવ માત્ર તેમની વાક્સુધાથી પરિચિત હૃદયોજ જાણી શકે છે. **છંદ ગાયત્રી** છે. "**यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्म** विस्तरः જેમાં ગાયત્રીના પ્રારંભથી ધર્મનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યુ હોય તે **શ્રીભાગવત**" એ વાકયથી ગાયત્રી બીજ, વેદ વૃક્ષ, અને શ્રીભાગવત ફલાત્મક છે. ગાયત્રી બીજરૂપ હોવાથી, તેમ **गायत्री छंदसामहम्** "છંદોમાં ગાયત્રી હું છું; તેથી ગાયત્રી ભગવાનનું સ્વરૂપ છે અને ભાગવત પણ ભગવદ્રૂપ છે. માટે અહિ છંદ પણ ગાયત્રીજ લીધો. સ્તોત્રમાં સ્તુતિ કરવામાં આવી હોય તે દેવતા તો અત્ર પુરુષોત્તમની સ્તુતિ હોવાથી પુરુષોત્તમજ દેવતા જાણવા.

## मू. विनियोगः समस्तेषु पुरुषार्थेषु वै मतः
## बीजं भक्तिप्रियः शक्तिः सत्यवागुच्यते हरिः॥६॥

**અક્ષરાર્થ**—સર્વ પુરૂષાર્થોમાં **વિનિયોગ** માનેલો છે, ભક્તિ જેમને પ્રિય છે એવા પ્રભુ તે **બીજ** અને સત્યવાક્ હરિ એ **શક્તિ** છે. ૬.

**તાત્પર્ય**—સર્વ લૌકિક અને અલૌકિક પુરૂષાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંપાદન કરવામાં આ સ્તોત્રનો વિનિયોગ થાય છે. અભિલષિત ભગવત્સ્વરૂપનું પરમભાવથી અનન્ય પ્રેમથી સેવન કરવું

એ **ધર્મ**, હજારો લાખોની સમૃદ્ધિ તે અર્થ નહિ પણ ભગવત્સેવાર્થ સર્વ પદાર્થોનો સંગ્રહ એજ **અર્થ**, ભગવદર્થેજ સર્વ વસ્તુઓની કામના કરવી, તેમનાં દર્શનમાં આસક્તિ રાખવી, તેમનાં દિવ્ય સૌન્દર્યને નીરખવા અભિરૂચિ કરવી એજ **કામ**, અને પ્રભુને સર્વ સમર્પણ કરી, સુખ, દુ:ખ, પાપ, પુન્ય, હર્ષ, વગેરે દ્વંદ્વથી વિરામ પામી લીલામાં પ્રવેશ કરવું એજ **મોક્ષ** છે. એ ચારે અલૌકિક પુરૂષાર્થ છે. લૌકીકપુરૂષાર્થ તો સર્વત્ર પ્રસિદ્ધ છે. આ સ્તોત્ર ઉપર જણાવેલા બન્ને પુરૂષાર્થો સિદ્ધ કરી આપે છે. ભક્તિપ્રિય-ભક્તિ જેમને અત્યંત પ્રિય છે એવા હરિ-સકલ દુ:ખના હરનાર પ્રભુ એ **બીજ** છે. મૂલ કારણરૂપ છે. **यो मे भक्तः स मेप्रियः** જે મ્હારો ભક્ત છે તે મ્હને બહુજ વ્હાલો લાગે છે. એ ગીતા વાક્યથી શુદ્ધ સ્નેહભાવની ભક્તિ આપને બહુજ વ્હાલી છે. તેથીજ આ સ્તોત્રનો પાઠ કરવાથી સર્વ પુરૂષોના પુરૂષાર્થ સિદ્ધ થાય છે. ત્રણે કાળમાં એક સરખીજ રહેનાર કોઇપણ વખતે જેનો બાધ ન થાય તેવી સત્ય વાણી તેજ **શક્તિ** છે. એટલે આ સ્તોત્રની વૃથા સ્તુતિરૂપ વાણી નથી પણ સત્યજ છે.

## मू. भक्तोद्धरणयत्नस्तु मंत्रोऽत्रपरमोमतः ॥
## अवतारितभक्तांशः कीलकं परिकीर्तितम् ॥७॥

**અક્ષરાર્થ**—ભક્તજનોના ઉદ્ધાર માટે પ્રયાસ તેજ આ સ્તોત્રનો પરમ **મંત્ર** છે. પોતાના અંશો ભક્તોને માટે જેમણે પ્રકટ કરેલા છે એવા પ્રભુ **કીલક** રૂપ છે.

**તાત્પર્ય**—આ સ્તોત્રનો મંત્ર-વિચાર ભક્તના ઉદ્ધાર માટેનો પ્રયાસજ છે. મંત્ર એટલે વિચાર, આ સ્તોત્ર શા વિચારથી પ્રકટ

કરવામાં આવ્યું છે? તેનું ઉત્તર આપ કથન કરે છે. ભક્તોનો ઉદ્ધાર કરવા સારૂં કાંઇપણ પ્રયત્ન કરવોજ જોઇએ એ વિચારથી આ સ્તોત્ર પ્રકટ કરેલું છે, માટે તેવો પ્રયાસ એજ આ સ્તોત્રનો મંત્ર છે. પોતાના અંશાવતારો ભક્તોના ઉદ્ધારાર્થેજ જે પ્રભુએ પ્રકટ કરેલા છે તે પ્રભુ કીલક–કુંચીરૂપ છે.

## मू. अस्त्रं सर्वसमर्थश्च गोविन्दः कवचंमतम् ॥
## पुरुषो ध्यानमत्रोक्तं सिद्धिः शरण मंस्मृति॥८॥

**અક્ષરાર્થ**—સર્વથી સમર્થ એવા પરમાત્મા **અસ્ત્ર** છે, ગોવિંદ પ્રભુ **કવચ** છે, આ સ્તોત્રમાં કહેલા પુરુષોત્તમ **ધ્યાન** રૂપ છે, શરણની સ્મૃતિ રહે તેજ આ સ્તોત્રમાં સિદ્ધિ છે. ૮.

**તાત્પર્ય**—આ સ્તોત્રનું અસ્ત્ર–આયુધ કંઇ જેવું તેવું નથી, પરંતુ સર્વ કરતાં વિશેષ સમર્થ–બળવાન છે; સાક્ષાત્ સમર્થ પ્રભુને જ આ સ્તોત્રનું અસ્ત્ર–આયુધ–હથીયાર માન્યું છે. એટલે આ સ્તોત્રના પાઠમાં જે જે વિઘ્નો ઉપસ્થિત થાય તેનો નાશ કરવા આયુધની અપેક્ષા રહે છે. તો અહિં સર્વ સમર્થ પ્રભુ આ સ્તોત્રના શસ્ત્ર રૂપ બની પાઠકગણોના અનેક વિઘ્ન શત્રુઓને વિદારણ કરે છે. માટે તેમને આયુધ–શસ્ત્ર એમ કહ્યું છે. ગોવિંદ ઇંદ્રિયોના નિયંતા ભગવાન કવચ–બક્તર રૂપ છે. ઇંદ્રિયો રૂપ—શત્રુના વેગથી બચવાને કવચ ધારણ કરવાની જરૂર છે. તો ઇંદ્રિયોના નિયંતા ભગવાન પોતે આ સ્તોત્રના પઠન કરનારને કવચરૂપ બની તેના સર્વ શરીરને ઇંદ્રિય રૂપ શત્રુના વેગથી બચાવે છે. ધ્યાન પૂર્ણપુરુષોત્તમ શ્રી ભગવાનનુંજ કરવું આ સ્તોત્રનો પાઠ કરવાથી બીજું લૌકિક ફળ સિદ્ધ નહિ થાય,

પણ અલૌકિક થશે અલૌકિક ફળમાંજ લૌકિક ફળ સમાઇ જાય છે. તે અલૌકિક ફળ કયું ? તો તે જણાવે છે કે, નિરંતર પ્રભુના શરણની સ્મૃતિ રહેવી, હું જીવ છું, પ્રભુનો દાસ છું, **શ્રીકૃષ્ણના** ચરણને શરણ છું, એમ હમેશાં સ્મરણ રહેશે. આવું સ્મરણજ નિરંતર રહ્યા કરે તો ગૃહાસક્તિ દૂર થઇ કૃતાર્થ થઇ જવાય એમાં લેશ પણ સંશય નથી. એવું સ્મરણ સ્થાયી રહેવાનેજ **શ્રીમહાપ્રભુજી**એ નવરત્નમાં આજ્ઞા કરી છે કેઃ—

**तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणंमम ।**

**वदद्भिरेव सततं स्थेयमित्येवमे मतिः ॥**

માટે સર્વાત્મ ભાવથી **श्रीकृष्णः शरणं मम** એ અષ્ટાક્ષર મંત્ર નિરંતર બોલતાજ રહેવું એવી મ્હારી બુદ્ધિ છે.

ઉપર પ્રમાણે સ્તોત્રની યોગ્ય ભૂમિકા બાંધીને સ્તોત્રનો પ્રારંભ કરે છે. શ્રીપુરુષોત્તમનાંજ નામો હોવાથી, પુરુષોત્તમનાં નામનું સૂચક **શ્રીકૃષ્ણ** નામ પ્રથમ મૂકે છે. કારણકે સર્વ ભક્તોને ખાસ સેવન કરવા યોગ્ય, સકલ શાસ્ત્રના અર્થરૂપ તેમ સર્વ નામોને પ્રતિપાદન કરનારૂં એવું ફલાત્મક નામ તેજ છે. અને આ ગ્રન્થમાં તેજ પ્રભુની પરમ રમણીય નવી નવી લીલાઓનું સૂચન કરનારાં નામો હોવાથી, આરંભમાં રસાત્મક શ્રીનંદનંદન વૃંદાવનચંદ્ર શ્રીકૃષ્ણ એ સુમંગલ નામનોજ ઉપન્યાસ કરે છે.



# ॥ अथ प्रथमस्कंधनामानि ॥

**मू. श्रीकृष्णः सच्चिदानंदो नित्यलीलाविनोदकृत् ॥**
**सर्वागमविनोदि च लक्ष्मीशः पुरुषोत्तमः ॥१॥**

(૧) **શ્રીકૃષ્ણઃ**—આ પુરુષોત્તમનું પ્રથમ-મુખ્ય નામ શ્રીકૃષ્ણ છે શ્રીકૃષ્ણ શબ્દનો અર્થ ઉપનિષદ્‌માં આ પ્રમાણે જણાવે છે કેઃ—

**कृषिर्भूवाचकः शब्दो णश्चनिर्वृति वाचकः ।**
**तयो रैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥**

કૃષ્ણ શબ્દમાં બે શબ્દ છે, એક 'કૃષ્' અને બીજો 'ણ' કૃષ્ શબ્દનો અર્થ સત્તા થાય છે. સત્તા એટલે સત્સ્વરૂપ અર્થાત્ ત્રણે કાળમાં અખંડ એકરસ હોય તે, 'ણ' શબ્દનો અર્થ સુખ—આનંદ થાય છે. બન્ને સાથે મેળવતાં અખંડરસ સ્વરૂપ અને આનંદરૂપ-સદાનંદ જે પરબ્રહ્મ-પૂર્ણ પુરુષોત્તમ તે કૃષ્ણ કહેવાય છે. પરંતુ અહિં તો **શ્રીકૃષ્ણ** શબ્દ છે, એકલો કૃષ્ણ શબ્દ નથી, માટે સદાનંદ એટલું જ નહિ પણ 'શ્રી' શબ્દથી જોડાયેલો હોવાથી ચિત્સ્વરૂપ પણ છે, તેથી સચ્ચિદાનંદ સ્વરૂપ પરિપૂર્ણ બ્રહ્મ પુરુષોત્તમ તે **શ્રીકૃષ્ણ** કહેવાય. શ્રીકૃષ્ણ પોતે રસાત્મક છે. તે રસ પણ શૃંગાર-અલૌકિક શૃંગાર છે, શૃંગારના બે પ્રકાર છે, એક **સંયોગશૃંગાર** બીજો **વિપ્રયોગ-શૃંગાર** એકલો કૃષ્ણ શબ્દ હોય તો વિપ્રયોગ-વિયોગ શૃંગારરસાત્મક કૃષ્ણ કહેવાય અને શ્રી શબ્દ સાથે હોય તો શ્રીનો અર્થ વ્રજસુંદરી —સ્વામિનીજી થતો હોવાથી સંયોગશૃંગાર રસાત્મક શ્રીકૃષ્ણ આ ગૂઢ રહસ્ય અનુભવૈક ગમ્ય છે. હવે શ્રીકૃષ્ણ પરંબ્રહ્મ છે તેમાં પ્રમાણો આપે છે. વિષ્ણુપુરાણના કૃષ્ણાવતાર પ્રસંગમાં કહ્યું છે કેઃ—

**यदोर्वंशं नरः श्रुत्वा सर्वपापैः प्रमुच्यते ।**
**यत्रावतीर्णं विष्ण्वाख्यं परब्रह्म नराकृति ॥**

(જેમાં સર્વવ્યાપક પરબ્રહ્મ વિષ્ણુ મનુષ્ય રૂપે પ્રકટ થયા છે તે **યદુ**રાજાના વંશને સાંભળવાથી મનુષ્યો સર્વ પાપોથી મુક્ત થઇ જાય છે) શ્રીમદ્ભાગવતમાં પણ **कृष्णस्तु भगवान्स्वयम्** (કૃષ્ણ એતો સાક્ષાત્ પોતે પૂર્ણપુરુષોત્તમ ભગવાનજ છે) એ વાક્યોથી શ્રીકૃષ્ણ સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ છે એમ સિદ્ધ થયું. માટેજ શ્રીવૈશ્વાનરાચાર્ય પોતાના સિદ્ધાન્તમુકતાવલી ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે, **परं ब्रह्म तु कृष्णो हि सच्चिदानंदकं बृहत्** પરબ્રહ્મ તો **શ્રી**કૃષ્ણજ છે. કેમકે મનુષ્યથી આરંભી અક્ષરબ્રહ્મ સુધી સર્વ ગણિતાનંદ છે—તેમનો આનંદ ગણી શકાય તેવો છે. પરંતુ **શ્રી**કૃષ્ણ પૂર્ણાનંદ હોવાથી તેમનો આનંદ અગણ્ય છે. તેથી તેમને વેદ, ગીતા આદિ શાસ્ત્રોમાં પરબ્રહ્મ પુરુષોત્તમજ કહ્યા છે. ઇત્યાદિ કારણોથી સર્વનામોને પ્રતિપાદન કરવા વાચક તથા પરબ્રહ્મ વાચક આજ નામ મુખ્ય છે. '**श्रीकृष्णः** આ નામથી આરંભી '**श्रीमद्भागवतागमः**' આ નામસુધી જેજે નામો છે તે તે નામો ગૂઢલીલા રૂપે કહેલાં છે, જેથી પ્રથમસ્કંધમાં સ્ફુટ રીતે પ્રાપ્ત કરી શકાતાં નથી, આ નામો પ્રથમસ્કંધ વિષયનાં શ્રીકૃષ્ણનાં સ્વરૂપને પ્રતિપાદન કરનારાં છે. તેમાંનું આ પ્રથમ નામતો શ્રીમદ્ભાગવતના મંગલાચરણ રૂપ પ્રથમ શ્લોકના **जन्माद्यस्ययतोऽन्वयादितरतश्च** એ વાક્યના ગૂઢાર્થ રૂપ છે.

**(૨) सच्चिदानंदः—સતચિત આનંદમય સ્વરૂપવાળા.**

**પ્રથમ નામના અર્થનું સ્પષ્ટી કરણજ આ નામમાં છે, સત્તા, ચૈતન્ય અને આનંદ જેમનું સ્વરૂપ છે. તેવા પ્રભુ, ભગવાનનો**

દેહ આનંદનોજ, શ્રીમુખ શ્રીહસ્ત ચરણ વગેરે બધું આનંદનુંજ, જીવની પેઠે પંચ મહાભૂતોનો દેહ ( પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશમય શરીર ) પ્રભુને નથી, જેમ સાકરના પૂતળામાં સાકર શિવાય અન્ય કાંઇજ નહિ તેમ પ્રભુનાં શ્રી અંગમાં સત્તા, ચૈતન્ય અને આનંદવિના બીજું કાંઇ પણ ન મળે. તેમ ગીતામાં:—

> सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
> प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ! युज्यते ॥
> यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
> कर्मचैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥

(અસ્તિત્વમાં, હોવાપણામાં, સત્ શબ્દ જોડાય છે. હે અર્જુન! ઉત્તમ કર્મમાં, યજ્ઞમાં, દાનમાં, તપમાં, સ્થિતિ તેને 'સત્' કહે છે અને તેવાજ અર્થવાળું કર્મ હોય તેને પણ 'સત્' કહેવામાં આવે છે) તેથી સત્ એટલે સદા વર્ત્તમાન, શુદ્ધ, ચિત્ એટલે ચેતન સ્વપ્રકાશ કરનારૂં જ્ઞાન અને આનંદ એટલે આનંદ સ્વરૂપવાન્, જેથી સદા શુદ્ધ બુદ્ધ આનંદમય દિવ્ય દેહધારી પરમાત્માને સચ્ચિદાનંદ કહ્યા. અહિં ચિત્ શબ્દવડે સ્વતઃસિદ્ધજ્ઞાનવાન્ એવા પ્રભુ એમ બોધન કરવાથી, બીજું આ નામ **अर्थेष्वभिज्ञः** એ પદના નિગૂઢ અર્થને પ્રકટ કરે છે તથા ભગવત્સંબંધી જ્ઞાન નિરંતર આનંદદાયક છે એમ પણ સૂચન કરે છે.

**(૩) नित्यलीलाविनोदकृत (૧) નિરંતર લીલારૂપ વિનોદ કરનાર (૨) નિત્યે લીલાઓના વિનોદને પ્રકટ કરનાર (૩) દરરોજ લીલા સમયે મુરલીનાદથી નિજભક્ત જનોને પોતાને શરણ આવવાની પ્રેરણા કરનાર.**

લીલા એટલે રમણ. પુરુષોત્તમ રમણજ કર્યા કરે છે, તેમનાં રમણ બે પ્રકારનાં છે. ૧ **આત્મરમણ**, ૨ **બહીરમણ**. પ્રભુ આત્મ રમણ કરે છે. ત્યારે આ સર્વ જગતને પોતાનામાં સંકેલી લે છે, માત્ર પોતાનાજ શ્રી અંગમાંથી અલૌકિક આનંદમય સૃષ્ટિ પ્રકટ કરીને લીલા કરે છે. જ્યારે વેદમાં **"आत्मरति रात्मक्रीडः"** (ભગવાન આત્મ રમણ કરનારા છે) **"एकाकी स न रमते स द्वितीयमैच्छत्"** (તે એકાકી રમતા નથી તે બીજાની ઇચ્છા કરે છે.) એ વૈદિક ઇચ્છાથી બહી-રમણ કરે છે, ત્યારે આ સર્વ જગતને પોતાનાજ શ્રી અંગમાંથી પ્રકટ કરે છે, અર્થાત્ પુરુષોત્તમ રમણ–લીલા કર્યા કરે છે. વળિ તે-મની લીલા પણ નશ્વર નથી, કિંતુ ભકતોદ્ધારાર્થ કરેલી સર્વ લીલાઓ નિત્ય છે, અત્યારે પણ તે પ્રભુની સકલ લીલાઓ ચાલુજ છે, માટે તેમનો વિનોદજ લીલારૂપ છે. આધિદૈવિક વૃંદાવનમાં નિઃસાધન વ્રજભકતોનો નિરોધ કરવા જે આપે લીલા કરી છે તે પણ નિત્ય હોવાથી હજુસુધી અધિકારી ભગવદીયો તે લીલાના આનંદનો આસ્વાદ લીધાજ કરે છે. પૂર્ણ સ્વતંત્રાપૂર્વક પૂર્ણપુરુષોત્તમનો લીલાવિનોદ હોવાથી આ નામ **स्वराट्** એ પદના ગુપ્ત અર્થને દર્શાવે છે.

**(૪) सर्वागमाविनोदी—(૧) સર્વ વેદો જેમના નિશ્વાસ-રૂપ છે. (૨) સર્વ વેદોમાં જે વિનોદ કરનાર એટલે જુદા જુદા દેવોની ઉપાસના સારૂ જુદા જુદા ધર્મોનો ઉપદેશ આપનાર (૩) સર્વ વેદોવડે વિનોદ કરનાર (૪) સર્વ વેદોથી વિ( કાળ )ને નોદ ( પ્રેરણા ) કરનાર, એટલે જ્યાંસુધી જીવન છે ત્યાંસુધી અગ્નિહોત્ર હોમવું ઇત્યાદિક કાળનીગતિને પ્રેરનાર.**

શ્રુતિ કહે છે કે **निश्वसितमस्यवेदाः** ( એ પ્રભુના શ્વાસો તે વેદો છે. ) એ વાક્યથી વેદો પરમાત્માના નિશ્વાસરૂપ છે એમ કહ્યું. વેદાદિ સચ્છાસ્ત્રો પુરુષોત્તમરૂપ હોવાથી વેદાદિમાં તેમનુંજ વર્ણન કરવામાં આવેલું છે. પ્રભુ તે વેદાદિરૂપેજ તે વડેજ વિનોદ કરે છે. કેમકે વેદના કર્મકાંડમાં ક્રિયાશક્તિથી યુક્ત ભગવાનનું વર્ણન છે, અને ઉત્તર-જ્ઞાનકાંડમાં જ્ઞાનશક્તિવડે ભૂષિત પ્રભુનું વર્ણન છે. તેથીજ ગીતામાં:—

**ये अन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।**
**तेऽपिमामेव कौंतेय यजन्त्यविधिपूर्वकम् ॥**

( જે અન્ય ગુણમય દેવોના ભકતો શ્રદ્ધાથી તે તે દેવોનું પૂજન કરે છે તેઓ અજ્ઞાનપૂર્વક પણ મ્હનેજ યજે છે, પૂજે છે; ) આમ કહેવાથી ઈંદ્ર વરૂણ આદિ દેવોનું યજન વેદના પૂર્વકાંડમાં દર્શાવવા માં આવ્યું છે તે ભગવાનને ઉદ્દેશીનેજ, કેમકે સર્વરૂપ પોતે ભગવાનજ છે. તેથી તે તે દેવતાઓનું યજન કરનારા તે ભગવાનનુંજ યજન કરનારા છે. તથા **वेदैश्चसर्वै रहमेववेद्यः** ( સર્વ વેદો વડે હુંજ જાણવા યોગ્ય છું ) એવા ભગવાનના કથનથી પણ વેદોમાં સર્વ વર્ણન પ્રભુના સંબંધમાંજ દર્શાવ્યું છે. સર્વ વેદો શાસ્ત્રો પરમાત્માની લીલાનેજ વર્ણવતા હોવાથી પોતે પ્રભુપણ જેમનો વિનોદ સર્વ શાસ્ત્રોમાં છે એવા થયા. આ નામ વેદ પ્રકાશક પ્રભુ છે એમ સિદ્ધ કરે છે માટે, **તેને ब्रह्महृदाय आदिकवये** એ બીજા ચરણના પદના ગૂઢ અર્થને સમર્થન કરે છે.

**(૫) लक्ष्मीशः—લક્ષ્મીના ઈશ-સ્વામી.**

( લક્ષ્મી એટલે સાગરમાંથી ઉત્પન્ન થયેલાં કમલા-લક્ષ્મીજી નહિ, પરંતુ દિવ્ય શોભા, દિવ્ય વિભૂતિ, દિવ્ય લાવણ્ય, દિવ્ય

સૌન્દર્ય, એનું નામ અહિં **લક્ષ્મી** છે. લક્ષ્મીના સ્વામી તો અંશાત્મક **વિષ્ણુ** છે. અને શ્રીકૃષ્ણ પુરુષોત્તમ તો" **લક્ષ્મી સહસ્રલીલાભિઃ સેવ્યમાનમ્** " એ **શ્રી**મહાચાર્ય ચરણના વાક્યાનુસાર સહસ્ર લક્ષ્મીથી સેવાતા છે. દિવ્ય શોભાસંપન્ન, દિવ્ય વિભૂતિમય પ્રભુ હોવાથી સર્વને મોહ કરનાર છે; જેથી **મુહ્યન્તિ-યત્સૂરયઃ** એ દ્વિતીય ચરણના ભાવને સ્ફુટ કરે છે.

(૬) **પુરુષોત્તમઃ—બ્રહ્માદિ સર્વ પુરૂષોમાં ઉત્તમ.**

પૂર્ણ પરબ્રહ્મ પુરુષોત્તમ છે. પુરુષોત્તમ સર્વોત્તમ છે એનું મુખ્ય કારણ એ કે, મનુષ્યથી આરંભી બ્રહ્મા વિષ્ણુપર્યંત સર્વજનો જેમની ઉપાસના કરે છે. ગોપાલ તાપન્યુપનિષદ્‌માં આખ્યાયિકા છે કે **મુનયોહવૈ બ્રહ્માણંમૂચુઃ કઃપરમોદેવઃ?** કોઇ વખતે બ્રહ્માના પુત્ર સનકાદિકોએ પોતાના પિતા બ્રહ્માને પૃછ્યું કે. પરમ–સર્વોત્કૃષ્ટ દેવ કોણ છે? ત્યારે બ્રહ્માએ તેમને ઉત્તર આપ્યો કે **શ્રીકૃષ્ણો વૈ પરમં દૈવતમ્** શ્રીકૃષ્ણ એજ પરમ દૈવત છે સર્વોત્તમોત્તમ છે. શ્રી ભાગવતમાં કહ્યું છે કેઃ—

**ऋषयो मनवो गावो मनुपुत्रा महौजसः ।**
**हरे रेव कलाः सर्वे सप्रजापतय स्तथा ॥**

ઋષિઓ, મનુઓ, દેવતાઓ, પ્રજાપતિઓ, સહિત મહાપરાક્રમી મનુના પુત્રો, એ સઘળા શ્રી હરિનીજ કલાઓ છે, તેમનાજ અંશાવતારો છે, ગીતામાં પણ પ્રભુ શ્રીમુખે આજ્ઞા કરે છે કેઃ—

**उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रय माविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥**

(ઉત્તમ પુરૂષ—પુરુષોત્તમ તો અન્ય છે કે જેને પરત્મા કહી

વ્યવહાર કરાય છે, અવિનાશી સર્વ જગતને નિયમમાં રાખનાર જે પ્રભુ ત્રણે લોકમાં પ્રવેશી અખિલ વિશ્વનું ભરણપોષણ કરે છે ) તેમ

**यस्मात्क्षर मतीतोऽह मक्षरादापि चोत्तमः ।**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥**

( હું ક્ષરથી પરછું અને અક્ષરથી પણ ઉત્તમ છું માટેજ લોકમાં અને વેદમાં હું પુરુષોત્તમ એ નામથી પ્રસિદ્ધ-પ્રખ્યાત છું. ) ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિના વાક્યોથી પ્રભુનું પુરુષોત્તમપણું સર્વત્ર મશહુર છે. તે પોતાની સત્તાવડેજ ત્રિગુણાત્મક—સત્વ રજ અને તમના કાર્યરૂપ ત્રણ સર્ગો નિર્મે છે, બીજા તેમ કરવા અસમર્થ છે, માટે આનામ **'तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोमृषा धाम्नास्वेन'** એ ત્રીજા અને ચોથા ચરણના પદોના ગર્ભિત આશયને જણાવે છે.

## मू० आदिकालः सर्वकालः कालात्मा माययावृतः॥
## भक्तोद्धारप्रयत्नात्मा जगत्कर्त्ता जगन्मयः ॥१०॥

**( ૭ ) आदिकालः (૧) સર્વમાં આદિ-પ્રથમ એવા જે કાળ પુરૂષ. ૨ ઉત્પન્ન થયેલા સર્વ પદાર્થોમાં જેમનો કાળ સર્વથી પ્રથમ છે. ૩ સૃષ્ટિના આરંભમાં પ્રથમ જેમણે કાળ પ્રકટ કર્યાં છે એવા.**

ભગવાન્ કાલરૂપ છે, પુરુષોત્તમની ભ્રુકુટિમાંથી કાલનું પ્રાકટ્ય થયું, માટે કાલ પણ ભગવદ્રૂપજ કહેવાય, શ્રુતિ જણાવે છે કે-**सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषा दधिकला मुहूर्त्ताः काष्ठाश्चाहोरात्र्यश्च सर्वशः** સર્વે ક્ષણ, કલા, ઘટી, પળ, મુહુર્ત, દિવસ, રાત્રિ,

વગેરે કાળનું પરિણામ દર્શાવનારા સર્વ પદાર્થો કાળપુરૂષથી ઉ-ત્પન્ન થયા છે પ્રભુ પોતે ગીતામાં શ્રીમુખથી ઉપદેશે છે કેઃ—

**यतः सर्वाणि भूतानि भवन्त्यादियुगागमे ।**
**यस्मिंश्चप्रलयं यान्ति पुनरेव युगक्षये ॥**

આદિયુગના આરંભમાં જેમનાથી સર્વજનો ઉત્પન્ન થાય છે. ફરી યુગના ક્ષય સમયે સકળ લોક જેમાં પ્રલય પામે છે. તે **કાલ-પુરૂષ** એજ સર્વથી આદિકાલ ભગવાન્ છે, વેદ કહે છે કે, **भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः** આ પરમાત્માના ભયથીજ વાયુ-વાય છે, અને સૂર્યપણ તેમના ભયથીજ ઉદય પામે છે–ઉગે છે. ભગ-વાન્નું સ્વરૂપ કાળરૂપ ભયને ઉત્પન્ન કરનારૂં હોવાથી ભયપણ એક અંશે પ્રભુની પ્રાપ્તિ કરવામાં ભક્તિ પેઠે કારણરૂપ છે કેમકે "**भयात्कंसः**" ભયથી કંસજેવાને પણ પ્રભુના પદની પ્રાપ્તિ થઇ છે, એમ શ્રીમદ્ ભાગવતમાં સ્પષ્ટ જણાવેલું છે. માટે જ પ્રભુને કાલરૂપે વર્ણવ્યા છે. **આદિકાલ** પરમેશ્વર છે, તેમનો ક્ષય થતો નથી; તેથીજ આ નામ **सदा नि-रस्तकुहकम्** એ ચોથા ચરણના એક પદનું તાત્પર્ય છે.

(૮) **सर्वकालः ૧ સર્વ-આદિ મધ્ય અને અંતરૂપ કાળ તે સર્વકાળ, ૨ સર્વને પ્રેરણા કરનાર, ૩ सर्व कं सुखं आसमंताल्लाति—સર્વ દિશામાંથી સર્વ સુખને ગૃહણ કરનાર.**

પ્રભુ સર્વના કાળ રૂપ છે. આદિ મધ્ય અને અંત થવો તે પણ કાળરૂપ પરમાત્માથીજ, તેજ બધાને પ્રેરણા કરે છે. તેજ બધાનો પ્રલય કરે છે. જેમ કરોળીઓ પોતાનીજ લાળથી જાળું બનાવે છે અને પાછો પોતે જ તેને ખેંચી લે છે. તેમજ ભગવાન્ પણ પોતાના

શ્રી અંગમાંથીજ આખા જગતને ઉત્પન્ન કરી પોતેજ સર્વનો સંહાર કરીને પોતાના અંગમાં સમાવી લે છે. માટે સર્વના કાળ પણ તેજ પ્રભુ છે. ગીતામાં ભગવાને શ્રી મુખથી જણાવ્યું છે કે, **अहमादिश्च मध्यञ्च भूतानामन्त एवच** (હું સર્વ લોકનો આદિ મધ્ય અને અંત કાળ છું) **कलयति जगदेष कालोऽनंतः** ( આ અનંત—કાલપરમાત્મા સર્વ જગતને પ્રેરણા કરનાર છે.) ઇત્યાદિ વાક્યોથી પણ સર્વ કાળપણું પ્રભુનુંજ સિદ્ધ થાય છે. સર્વ શબ્દથી ત્રણે કાળમાં અબાધિત અર્થાત્ સત્ય સ્વરૂપ કાલભગવાન્ છે માટે **सत्यं परं धीमहि** એ ચતુર્થ ચરણના અંતિમપદના ગુપ્તભાવને અનુસરે છે.

(૯) **कालात्मा ૧ કાળરૂપ જેનો આત્મા—સ્વરૂપ છે. ૨ કાલ-રૂદ્ર તે છે આત્મા-અહંકાર જેમને ૩ કાલમાં-ધર્મનો નાશ થાય તે સમયમાં જેમનો આત્મા-અવતાર થાય છે એવા ભગવાન્.**

પ્રભુનું સ્વરૂપ કાલરૂપે પણ જોવામાં આવે છે, આપ પોતાના ઉપર દ્વેષભાવ રાખનારાઓને કાલરૂપે દર્શન આપે છે. જેમકે **"मृत्युर्भोजपतेः"** ભગવાનનાં દર્શન ભોજપતિ—કંસરાજાને રંગ મંડપમાં કાળરૂપેજ થયાં હતાં એમ સ્પષ્ટ શ્રીમદ્ ભાગવતમાં દર્શાવ્યું છે. તેમ ગીતાના વિભૂતિયોગમાં ભગવાન્ શ્રી મુખથી ઉપદેશે છે કે **कालः कलयतामहम्, कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धः, अहमेवाक्षयः कालः,** કાળને ગણનારાઓમાં હું કાલરૂપ છું, લોકોને ક્ષય કરનાર અત્યંત વૃદ્ધિ પામેલો કાલ હું છું, અને કોઈપણ દિવસ નહિ ક્ષય પામતો કાલ હું છું, ઇત્યાદિ વચનોવડે કાલ સ્વરૂપ પોતે ભગવાનજ સિદ્ધ છે. તેમ **ગીતામાં**—

**यदायदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानंसृजाम्यहम् ॥**

(જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે. ત્યારે ત્યારે ધર્મનું સ્થાપન કરવા મ્હારા આત્માને ઉત્પન્ન કરૂં છું, અવતાર—ધારણ કરૂં છું.) અધર્મ વૃદ્ધિ કરનારા દુષ્ટોને તો કાળરૂપેજ પ્રભુ છે. હિરણ્યાક્ષ હિરણ્યકશિપુ આદિ દુષ્ટ દૈત્યોનો કાળ કરવા હરિએ પોતે કાલાત્મા રૂપ થઇ અંશાવતારો ગૃહણ કરી તેમનો કાલ આણ્યો છે, અને સત્ય ધર્મનું સ્થાપન કર્યું છે. એ સુપ્રસિદ્ધ છે. તેથીજ પુરુષોત્તમ શ્રી કૃષ્ણને **કાલાત્મા** કહ્યા. આ નામ ધર્મસંસ્થાપના હેતુને સૂચવનારૂં હોવાથી **धर्मःप्रोझ्झितकैतवोत्र परमः** એ બીજા શ્લોકના પ્રથમ ચરણના ગૂઢ ભાવનું સ્ફુરણ કરે છે.

(૧૦) **माययावृतः ૧ માયાથી—વીંટાયેલા ૨ માયા-લક્ષ્મી-સૌંદર્ય શોભા વગેરે રૂપ લક્ષ્મીથી સેવ્ય સમજી સ્વીકાર કરાયેલા-વરાયેલા, ૩ માયાવડે નહિ સ્પર્શ પમાતા.**

**માયા**—અવિદ્યાથી પરમાત્માને વીંટાયેલા કહ્યા તેનું તાત્પર્ય એવું છે કે, અક્ષરથી પર પ્રભુને પ્રાપ્ત કરવામાં માયાજ અંતરાય રૂપ થાય છે. જ્યાં સુધી માયાનો પરાભવ કર્યો નથી. ત્યાં સુધી ભગવત્સ્વરૂપનો લાભ થઇ શકે જ નહિ. માટે માયાથી વીંટાયેલા છે એમ કહ્યું. માયા એટલે માયાવાદીઓની પેઠે અનાદિ અજ્ઞાન હોઇ નિરાકાર નિર્ધર્મક બ્રહ્મને વશીભૂત કરનારી એમ માનવાનું નથી, પરંતુ એક રૂપમાંથી સર્વ સ્વરૂપ થવાની પ્રભુમાં જે એક અસાધારણ અન્ય કોઇમાં ન રહેનારી મહાબલવતી શક્તિ તેજ **માયા**. એ માયા ભગવાન્થી ભિન્ન નથી પણ ભગવદ્રૂપજ છે. પૂર્ણ પુરુષોત્તમના

દિવ્ય સ્વરૂપમાં માયા વનમાલા તરીકે વિરાજમાન થઇ આસુરી જીવોને મહામોહ ઉત્પન્ન કરે છે. અને જે વિમલ સરલભાવથી તેજ પ્રભુના ચરણ શરણ જાય છે તેને તે મહામોહ ઉપજાવનારી છતાં કાંઇ પણ કરી શકતી નથી. એજ આજ્ઞા **ગીતામાં** શ્રીમુખે ભગવાન્ કરે છેઃ-**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरंति ते** જે મ્હારે શરણે આવે છે. તેજ તે માયાને તરી જાય છે. માયા મોહ કરનારી હોવાથી કેટલાક આસુરોને પૂર્ણ નિર્ગુણ બ્રહ્મ **શ્રીનાથજી**ના સ્વરૂપમાં અન્યથા કલ્પના થાય એમાં શું આશ્ચર્ય ? ગિરિરાજધારી વ્રજવિહારી શ્રી કૃષ્ણના શ્રીઅંગમાં કંઠથી પાદપર્યંત લંબાયમાન સર્પાકારે વિરાજતી વનમાલારૂપ મહામાયાથી આસુરી જીવોને મહામોહ થાય એ સંભવિતજ છે. કંટકયુકત સુગંધિમાન્ દિવ્ય ગુલાબતરૂના પુંજને જોઇ પાપી મર્કટો દૂર નાસેજ, પરંતુ તેથી કાંઇ અલૌકિક મધુર મકરંદ રસના ભોગી મધુકરોને બ્હીવાનું છે જ નહિ. મત્સર રહિત એવા સત્પુરૂષોનોજ આંમાં અધિકાર હોવાથી આ નામ **निर्मत्सराणां सताम्** એ દ્વિ શ્લો. પ્ર. ચ. દ્વિતીયપદનો ગુપ્ત આશય છે એમ સમજવું.

**(૧૧) भक्तोद्धारप्रयत्नात्मा ૧ ભકતોના આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક એવાં ત્રિવિધતાપને દૂરકરવાના પ્રયત્નમાં જેમનો આત્મા-અંતઃકરણ છે. ૨ ભકતોને ઉદ્ધાર પામવા—અલૌકિક ભગવલ્લીલામાં પ્રવેશ કરવાના સાધન રૂપ એવા પુરુષોત્તમ.**

ભક્તજનોના સાંસારિક ત્રિવિધ તાપોને દૂર કરી ઉદ્ધાર કરનાર

તો કેવળ પ્રભુજ છે. આપ એટલા માટેજ વારંવાર પ્રકટ થઇ ભૂતળ પર બિરાજે છે. કોઇપણ પ્રકારનાં સાધનોથી હીન દીન ભગવદીયોનો ઉદ્ધાર એજ આપના પ્રાકટયનો મુખ્ય હેતુ છે. કેમકે એવા ભગવજ્જનોને તો આપનાં ચરણ શિવાય બીજું કાંઇપણ શરણ છેજ નહિ. એટલે પ્રભુ શિવાય તેમનો કોણ ઉદ્ધાર કરી શકે ? માટે દયાનિધિ પોતે તેવા ભક્તો ઉપર અનુગ્રહ કરવા પ્રકટ થઇ તેમને શરણ લે છે. તેમના અનંતકાલના વિયોગજનિત તાપોને દૂર કરે છે. આપના પ્રાકટયનો હેતુ ભક્તોનો ઉદ્ધાર કરવા શિવાય બીજો છેજ નહિ. જેથી ભક્તોએ એજ જાણવા યોગ્ય, એજ આરાધન કરવા યોગ્ય છે. આ નામ '**वेद्य वास्तव मन्त्रवस्तु**' એ દ્વિ. શ્લો. બીજા ચરણના પૂર્વ પદનો ગુપ્ત હેતુ ઘટાવે છે.

(૧૨) **જગત્કર્ત્તા સ્થાવર જંગમરૂપ જગતના કર્ત્તા રચનાર.**

પ્રભુએ પોતાના શ્રીઅંગમાંથીજ જગતને પ્રકટ કર્યું છે, જેમ ઘટમાં કુંભારનું પ્રત્યક્ષ કર્ત્તાપણું છે તેમ. પરંતુ ફેર એટલોજ કે કુંભાર બીજા માટી ચક્ર આદિ અનેક પદાર્થોનો આશ્રય લઇને ઘટ કરે છે; અને પ્રભુ સ્વાશ્રયથીજ જગત્ રચે છે. ઇશ્વર શિવાય બીજો કોઇ પદાર્થજ અસ્તિત્વમાં ન હોવાથી, ભગવાન્ પોતેજ જગતરૂપ થાય છે. જેમ માટીમાંથી અનેક વાસણો નીપજે છે, અને તે સર્વમાં માટી પોતાના મૂળ રૂપમાંજ ભાસે છે, જેમ સોનાના સેંકડો આભૂષણોમાં સોનું નજરે તરી આવે છે. તેમ આ અખિલ જગત્ ભગવત્સ્વરૂપ હોવાથી જ્ઞાનીઓને જગત્માંના અનેક પદાર્થોમાં ભગવાનજ દષ્ટિગોચર થાય છે, અર્થાત્ સર્વમાં ભગવાનનાંજ દર્શન થાંય છે. **सर्वं सर्वमिदं जगत्** ( આ સર્વ દશ્ય જગત્ પરમાત્માજ છે ) **सर्वं खल्विदं ब्रह्म** ( આ સર્વ સ્થાવર જંગમાત્મક કેવળ

બ્રહ્મ છે) **जन्माद्यस्ययतः शास्त्रयोनित्वात्** (આ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ લય પ્રભુથીજ થાય છે) **ऋषयः पितरो देवा महाभूतानिघातवः। जगमा जगमच्चेदं जगन्नारायणोद्भवम्॥** (ઋષિઓ પિતૃઓ, દેવો, [1]મહાભૂતો ધાતુઓ વગેરે સ્થાવર જંગમ આ જગત્ નારાયણથી પ્રકટ થયું છે.) **अहं सर्वस्य प्रभवोमत्तः सर्वं प्रवर्त्तते** (હું સર્વને ઉત્પન્ન કરનાર છું, મ્હારાથી સર્વ નભી રહ્યું છે.) ઇત્યાદિ શ્રુતિ, બ્રહ્મસૂત્ર, સ્મૃતિ, ગીતા, વગેરે વાક્યોથી સ્થાવર જંગમાત્મક અખિલ જગત પરબ્રહ્મ પુરુષોત્તમથીજ પ્રકટ થયું છે, એમ સિદ્ધ થાય છે, માટે **જગત્‌કર્ત્તા** પ્રભુને કહ્યા. આ નામ કર્તૃત્વ પ્રતિપાદક હોવાથી નિજ ભક્તોની સર્વ ઇચ્છાને પૂર્ણકરનાર છે, કલ્યાણ કરનાર છે, એવો પણ આશય જણાય છે તેથી આ નામ "**शिवदम्**" દ્વિ. શ્લો૦ બીજા ચરણના ઉત્તર પદનો ગૂઢ ભાવ છે.

(૧૩) **जगन्मयः जगद्रુપ પ્રભુ.**

ઉપરના નામમાં આપ જગત્‌ના કરનાર–રચનાર છે એમ જણાવ્યું હતું, તેથી વખતે શંકા થાય કે કુંભાર માટીથી જાતજાતનાં પાત્રો બનાવે છે, તેમ ભગવાન્‌પણ માયાથીજ આ જગત્ બનાવતા હશે? એવી શંકાનો લેશ અવકાશ ન મળવા સારૂંજ આ નામ યોજ્યું છે. એટલે પ્રભુએ માયાથી જગત્‌ને રચ્યું નથી, પણ પોતેજ જગદ્રૂપ બન્યા છે. **पुरुषएवेदंसर्वं. यद्भूतं यच्चभाव्यम्** (ભૂત અને ભાવી આ સર્વ વિશ્વ તે પરમાત્માજ છે.) **मत्तःपरतरं नान्यत्किंचिदस्ति** (મ્હારા શિવાય બીજી કાંઇ પણ પરવસ્તુ નથી) **ज्योतींषि विष्णुर्भुवनानि विष्णुः** તારાઓ, ભુવનો, વનો, પર્વતો, દિશાઓ, નદીઓ, સાગરો, એ

---

[1] પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ.

સર્વમાં વ્યાપી રહેલા **વિષ્ણુજ** છે; તેમના વિનાની કાંઇ પણ વસ્તુ નથી. ઇત્યાદિ શ્રુતિ, સ્મૃતિ, ગીતા પુરાણનાં વાક્યો વડે સર્વરૂપ પ્રભુજ છે. **हरिरेव जगज्जगदेवहरिः** હરિ એજ જગત્ છે, જગત્ એજ હરિ સ્વરૂપે છે. જગતને માયિક માનવું એ આસુર ભાવ છે. ગીતામાં શ્રીમુખે શ્રીકૃષ્ણ આજ્ઞા કરે છે. **असत्यमप्रतिष्ठंचजगदाहुरनीश्वरम्** જગતને જૂઠું સ્થિતિ વિનાનું ઇશ્વરથી રહિત માને છે, તે આસુરી જીવો ગણાય છે. માટે બ્રહ્મવાદને માન્ય કરનારાએ જગત્‌ને બ્રહ્મરૂપ માની સત્યજ માનવું એજ શાસ્ત્ર સંમ્મત છે. આ પ્રાચીન વૈદિક શુદ્ધ બ્રહ્મવાદને આધારે ભગવાન્‌ને જગત્સ્વરૂપ કહ્યા. પ્રભુ જગત્સ્વરૂપ હોવાથી નિજ ભક્તોને જેવા જેવા ભગવત્સ્વરૂપને પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તેવા તેવા સ્વરૂપો સર્વ ઠેકાણે સુલભ રીતે પ્રાપ્ત કરી શકાય છે. અને તેમના ત્રિવિધ તાપો દૂર થઇ જાય છે. માટેજ આ નામ **तापत्रयोन्मूलनम्** એ દ્વિ. શ્લો. બીજા ચરણના અંતિમ પદના આશયને સ્પુટ કરે છે.

**મૂ॰नामलीलापरो विष्णुः व्यासात्मा शुकमोक्षदः॥**
**व्यापिवैकुंठदाता च श्रीमद्भागवतागमः ॥१०॥**

(૧૪) **નામલીલાપર:** ૧ નામ્ને પ્રવર્ત્તાવનારી લીલાઓમાં મચેલા, ૨ નામ અને લીલાઓ જેમની ઘણીજ શ્રેષ્ઠ છે, ૩ નામ અને લીલાવડે જે પૂર્ણ છે, ૪ નામ અને લીલાઓને પ્રવર્ત્તાવનાર.

પ્રભુ નિરંતર લીલા કર્યા કરે છે, એટલે તેમની વિધવિધ નૌતમ લીલાઓ થયાજ કરે છે. આ જગતના સર્વ વ્યવહારો

પ્રભુની લીલાઓ થવાથીજ ચાલી રહ્યા છે, અને તે લીલાઓજ પ્રભુના નામોને પ્રવર્ત્તાવી રહી છે. વેદમાં, શાસ્ત્રમાં, પુરાણોમાં જે જે ભિન્ન ભિન્ન સર્ગ, વિસર્ગ, સ્થિતિ, મન્વંતર, મુક્તિ, આશ્રય, વગેરે જોવામાં આવે છે. તે સર્વ પુરુષોત્તમની લીલાજ છે. ચરિત્રોજ છે; તેમની લીલાઓના વિવિધ પ્રકારો હોવાથી તેમના નામોમાં પણ વિવિધપણું છે. ભગવાનનાં નામો તથા લીલાઓ સર્વશ્રેષ્ઠ છે. તેથી મોટા મોટા મહાત્માઓ પણ વિસ્મયપામી તેમનાં નામોનું તથા લીલાઓનું સ્મરણ, શ્રવણ, મનન, કીર્તન, કર્યાજ કરે છે. ભગવાનનાં નામોનું મહાત્મ્ય પુરાણમાં ઉત્તમ રીતે વર્ણવ્યું છે. બૃહન્નારદીય પુરાણ કહે છે કે:—

**हरे र्नामैव नामैव नामैव मम जीवनम् ।**

**कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गति रन्यथा ॥**

હરિ પરમાત્માના નામથી નામથીજ મ્હારૂં જીવન છે, તે શિવાય અર્થાત્ પ્રભુના નામ શિવાય આ કલિયુગમાં બીજી કોઇ ગતિ નથી તે નથીજ) પદ્મપુરાણમાં:—

**सर्वधर्मोज्झिता विष्णो र्नाममात्रैकजल्पकाः ।**

**सुखेन यां गतिं यांति न तां सर्वेऽपि धार्मिकाः ॥**

(સર્વ ધર્મથી વર્જીત થયેલા પણ કેવળ ભગવન્નામોનુંજ સ્મરણ કરનારા ભક્તો. ધાર્મિક પુરૂષો જે ગતિ પ્રાપ્ત કરતા નથી, તેવી ઉત્તમ ગતિને પામે છે) વગેરે વાક્યો પ્રભુના નામ સ્મરણનો પ્રભાવ સૂચવનારાં છે, વળિ એક સ્થાનમાં તો એટલે સુધી પણ કહ્યું છે કે:—

**नाम्नोस्ति यावती शक्तिः पापनिर्मलने हरेः ।**

**तावत्कर्तुं न शक्तोऽतिपातकं पातकी नरः ॥**

( પાપને નાશ કરવાની શક્તિ જેટલી પ્રભુના નામમાં રહેલી છે તેટલું પાપ કરવાને પાપી પુરૂષ શક્તિમાન્ બનીજ શકતો નથી ) એટલે પ્રભુના નામ સ્મરણનો એટલો બધો મહિમા છે કે, એમનું નામ લેવાથી કોટી જન્મનાં પાપો બળી ભસ્મીભૂત થઇ જાય છે. એજ ખરૂં પ્રાયશ્ચિત છે, પછી નામ સ્મરણ કરવાને લીધે પાપમાં વૃત્તિજ જતી નથી, તેથી તેમનાં સન્મુખ પાપો—અપરાધો ઉભા રહી શકતા નથી, તે પાપોથી નિર્લિપ્તજ રહે છે. પ્રભુની લીલા—ચરિત્રો તેને પણ જાણવાથી મનન કરવાથી મનુષ્યની ઉત્તમ ગતિ જ થાય છે. એટલે કે ભગવાનના ચરિત્રોને શ્રવણ કરી તેનું ચિંતન કરનાર શ્રદ્ધાવાન્ બને છે. શ્રદ્ધાળુ થયા પછી ભગવદ્ જ્ઞાનમાં નિપુણતા પ્રાપ્ત કરે તેમ થવાથી પ્રભુ ઉપર ભાવ પ્રકટ થાય અને ત્યાર પછી આગળ જતાં ભક્તિયુક્ત બની પરમપદ પ્રાપ્ત કરે છે અર્થાત્ ભગવલ્લીલામાં પ્રવેશ કરે છે. માટે શ્રુતિ ઉપદેશે છે કેઃ— **विष्णोर्नुकं वीर्याणि प्रवोचं कर्म्माणि पश्यत** ( તમે મ્હેં કહ્યાં તે વિષ્ણુ વ્યાપક પ્રભુના કર્મોને—ચરિત્રોને જુઓ—જાણો.) ગીતામાં શ્રીમુખથી અનુજ્ઞા કરે છે કેઃ—

**जन्म कर्मच मे दिव्य मेवं यो वेत्ति तत्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥**

( હે અર્જુન ! મ્હારાં દિવ્ય જન્મ કર્મને—ચરિત્રને જે પુરૂષ તત્વથી જાણે છે, તે આ દેહનો ત્યાગ કરી પુનઃ જન્મ પ્રાપ્ત કરતા નથી અને મ્હનેજ પ્રાપ્ત કરે છે.) ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ પુરાણાદિના વાક્યોથી ભગવાનની નામલીલાઓનું શ્રેષ્ઠપણું જણાવ્યું. શ્રીમદ્ ભાગવતસંહિતા પણ તેજ ભગવાનની નામલીલાઓને પ્રતિપાદન

કરે છે. આ નામ પણ પ્રભુની નામ લીલાઓનું પ્રતિપાદન કરનાર હોવાથી **श्रीमद् भागवते महामुनिकृते किंवापरैः** એ દ્વિ. શ્લો૦ તૃતીય ચરણના પદના ગૂઢ તાત્પર્યને સ્ફૂરણ કરે છે.

**(૧૫) विष्णुः વિશ્વમાં વ્યાપક.**

વિષ્ણુ એટલે સત્વગુણાધિષ્ઠાતા શેષશાયી વિષ્ણુનહિ પણ અખિલ વિશ્વમાં વ્યાપક પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર એજ વિષ્ણુ; જે જગતથી અભિન્ન(જુદા નહિ તેવા) છે. જેમ આકાશ સર્વમાં [1]પટતંતુવત્ વ્યાપ્ત છે. તેમ પ્રભુ પણ સર્વ વિશ્વમાં વ્યાપીને રહેલા છે. જેમ સર્પ પોતાની ઇચ્છાથી કુંડાળા રૂપ બની જાય છે, તેમ પરમાત્મા પોતે નિજેચ્છાથી જગદ્રૂપ થાય છે, તેથીજ પ્રભુ અને જગતમાં પટતંતુવત્ ઓતપ્રોત સંબંધ જણાવ્યો છે. પ્રભુના વ્યાપકપણા માટે શ્રુતિ જણાવે છે કે:—**अतर्बहिश्चयत्सर्वं व्याप्यस्थितः** (અંતર અને બહાર જે સર્વ પ્રકાશમાન્ જોવામાં આવેછે તે સર્વમાંવિષ્ણુજ વ્યાપીને રહેલા છે) "**विशप्रवेशने**" એ ધાતુ ઉપરથી સર્વ વિશ્વમાં, જેમ મણકાઓમ દોરો પ્રવેશ કરે છે તેમ પ્રભુ પ્રવેશ કરનાર છે, જેથી તેમને વેદમાં અને પુરાણોમાં વિષ્ણુ કહ્યા. વિષ્ણુ પુ૦ તથા વરાહ પુરાણમાં.—

**यस्मात्सर्वमिदं विश्वं तस्य शक्त्या महात्मनः ।**
**तस्मादेवोच्यते विष्णु र्विषे र्धातोः प्रवेशनात् ॥**
**विशप्रवेशने धातोस्ततो नु प्रत्ययादनु ।**
**विष्णुर्यः सर्ववेदेषु परमात्मा सनातनः ॥**

---

૧ લૂગડાંમાં જેમ તાંતણાઓ વીંટાયા છે તેમ, અર્થાત તાંતણાવિના લૂગડું ન સંભવે તેમ, ભગવાત્ શિવાય જગત્નો પણ અસંભવ છે.માટે પ્રભુજ વિશ્વરૂપે થયેલા છે. તાંતણાંજ લૂગડાં રૂપે થયા છે.

આ પુરાણવચનો પણ **વિશ્** ધાતુને **નુ** પ્રત્યય લગાડવાથી **વિષ્ણુ** શબ્દ બને છે, એટલે પોતાની શક્તિવડે સર્વ વિશ્વમાં પ્રવેશ કરનાર, જેમને સર્વ વેદોમાં સનાતન—સદાવર્ત્તમાન ભગવાન્ કહ્યા છે તેજ વિષ્ણુ છે, એમ જણાવે છે. વ્યાપક વસ્તુનો સર્વ સ્થળે લાભ થાય છે, તેથી નિજભક્તોને તેમની પ્રાપ્તિ થવી સર્વત્ર સુલભછે. માટે આ નામ **ईश्वरः सद्योह्यवरुध्यते त्र्कृतिभिः शुश्रूषुभि- स्तत्क्षणात्** એ દ્વિ. શ્લો. ત્રીજા ચરણના અંતિમપદ તથા ચોથા ચરણના ગૂઢ આશયને સ્ફુટ દર્શાવે છે.

(૧૬) **વ્યાસાત્મા** ૧ **પરાશરપુત્ર કૃષ્ણદ્વૈપાયનવ્યાસ જેમનો આત્મા છે—અવતાર છે, એવા પુરુષોત્તમ ૨ વ્યાસ એટલે વેદરૂપ વૃક્ષનો વિસ્તાર તેનો આત્મા એટલે સારરૂપ ફળ.**

આ ભારત વર્ષમાં ૨૮ વ્યાસો થઇ ગયા છે તે સર્વમાં **કૃષ્ણ દ્વૈપાયનજ** મુખ્ય મનાય છે. કારણકે વેદના વિભાગો કરવા તથા **મહાભારત** આખ્યાન પ્રકટ કરવા પ્રભુએજ કાર્યાવેશ ગૃહણ કરેલો છે. તે અંશાવતારી **વ્યાસ** ભગવાન્ કાર્ય સમયે તો સાક્ષાત્ ઇશ્વર જ છે. માટે અહિં વ્યાસાત્મા—વ્યાસસ્વરૂપ પુરુષોત્તમ એમ કહ્યું છે. વળિ પુરાણમાં જણાવે છે કેઃ—

**कृष्णद्वैपायनं व्यासं विद्धि नारायणं प्रभुम् ।**
**कोह्यन्यः पुण्डरीकाक्षान्महाभारतकृद्भवेत् ॥**

(કૃષ્ણ દ્વૈપાયન વ્યાસને નારાયણ પ્રભુ છે એમ જાણો કેમકે કમલનયન **શ્રી** કૃષ્ણ શિવાય કોણ મહાભારતનો કર્ત્તા બની શકે ?) મહાભારત જેવા મહાન્ ગ્રન્થ રચવું એ કાંઇ સાધારણ

કામ નથી માટે તેવું કાર્ય કરવાને કોઇ ઇશ્વરાંશની જરૂર છે. એમ જાણીનેજ પ્રભુ વેદોના વિભાગ કરવાને તથા મહાભારત શ્રીમદ્ ભાગવતાદિગ્રન્થોને નિર્માણ કરવાનેજ શ્રી વ્યાસરૂપે ભૂતળ ઉપર પ્રકટ થયા છે. ફલાત્મક શ્રીમદ્‌ભાગવતને પ્રકટ કરનાર શ્રી કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ હોવાથી આ નામ **निगमकल्पतरो र्गलितं फलम्** એ તૃ. શ્લો. પ્રથમ ચરણનો ગૂઢ ભાવાર્થ સૂચવે છે.

## (૧૭) **शुकमोक्षदः** શુકદેવજીને મોક્ષઆપનાર.

શુકદેવજીને મોક્ષ—માયાના બંધથી મુક્ત કરનાર પોતે શ્રી ભગવાન જ છે. કારણ કે શ્રી શુકદેવજી માયામાં લીપ્ત થવાના ભયથી, જન્મ થતી વખતે માતાના ઉદરમાંથી બહાર નીકળવાને ઇચ્છા નહોતા કરતા, પરંતુ જ્યારે પોતાના પિતા વ્યાસજીનો બહુજ દુરાગ્રહ જોયો, ત્યારે નહિ છૂટકે માયાનો બંધ છૂટવા સારૂં પ્રભુની પ્રાર્થના કરી પોતે પ્રકટ થયા. તેમની પ્રાર્થનાને ધ્યાનમાં લઇ પ્રભુએ જન્મથીજ તેમને માયાનો બંધ ન થાય એમ કૃપા કરી, એટલે શુકદેવજી બાલ્યાવસ્થાથીજ ભગવદીય બન્યા તેમનેસર્વત્ર ભગવદ્‌ભાવ છે. સ્ત્રી અથવા પુરૂષ એમ પણ જેમના હૃદયમાં ભેદ ઉત્પન્ન થયો નથી. આ પ્રમાણે શુદ્ધ અદ્વૈત ભાવમાં તલ્લીન તેમ ભગવદાસક્ત હોવાથી તે ભગવદ્રૂપ છે, મુક્ત દશામાં છે. ભગવલ્લીલાઓને પ્રત્યક્ષ નિરીક્ષણ કરનાર—જોનાર છે. તેથીજ **शुकमुखाद-मृतद्रवसंयुतम्** શ્રી શુકદેવજીના મુખથી દ્રવેલું અમૃત તે રૂપજ શ્રીમદ્ ભાગવત છે એમ જણાવ્યું એજ તૃ. શ્લો. દ્વિતીય ચરણના ગુપ્ત હેતુને જણાવનાર આ નામ છે.

(૧૮) **व्यापिवैकुंठदाता च વ્યાપિ વૈકુંઠને આપનાર.**

પોતાના પરમ ભક્તોને વ્યાપક—[૧]જ્ઞાનઘન બ્રહ્મમય અર્થાત્ જ્યાં ગયાથી પુનઃ જન્મ મરણ થતાંજ નથી, સંસારની માયા બાધ કરતી જ નથી અને જ્યાં પ્રભુ સન્નિધાનજ છે તેવા નિજધામને આપનાર શ્રી પુરુષોત્તમે નિવાસ કરેલા સ્થાનને—વૈકુંઠ લોકને જ્ઞાનઘન પણ છે. એમ અથર્વોપનિષદ્‌માં દર્શાવ્યું છે કેઃ—**वैकुंठभवनयोगंगमिष्यति तदिदं परं पुण्डरीकविज्ञानघनमिति** (જે કોઇ વૈકુંઠભવનના યોગને પ્રાપ્ત કરશે એટલે તેને પામશે. તે એજ કમળ કોશ રૂપ આ વિશ્વમાં અધિકમાં અધિક ઉત્તમજ્ઞાન છે, ) અર્થાત્ જે ધામને મેળવતાં બીજું કાંઇ પણ જાણવાનું બાકી રહેતું નથી. શ્રી ભગવાને ગીતામાં શ્રી મુખથી ઉપદેશ કર્યો છે કેઃ—

**न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।**

**यद्गत्वा न निवर्त्तन्ते तद्धाम परमं मम ॥**

(જેને સૂર્ય, ચંદ્ર, અગ્નિ, પ્રકાશ કરી શકતા નથી તથા જ્યાં જઇને પાછું આવવું પડતું નથી. એટલે કે પુનર્જન્મ ધારણ કરવો પડતો નથી; તે મ્હારૂં ધામ છે.) તે ધામ પ્રભુ પોતાના એકાંત ભક્તોનેજ આપે છે; બીજાને તે આનંદમય ધામની પ્રાપ્તિ થતી નથી. આ નામને છેડે જે **च** શબ્દ મૂકેલો છે તે ઉપરથી એમ સમજવાનું છે કે, વ્યાપિવૈકુંઠને આપનાર એવા પુરુષોત્તમ શ્રી કૃષ્ણ, આ દરેક નામો **श्रीकृष्णः** એ મુખ્ય નામનાં વિશેષણ જાણવાં, પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણની લીલાઓનોજ વિસ્તાર આ સહસ્ત્ર નામ વડે કરવામાં આવે છે માટે આ નામ વૈકુંઠ પ્રાપ્તિ રૂપ આ-

---

**૧ સર્વથી ઉત્તમમાં ઉત્તમ એવું જ્ઞાન તે રૂપ**

નંદ રસના સ્વાદનો પ્રકાશ કરનાર હોવાથી **"पिबत भागवतं रसम्"** એ તૃ. શ્લો, ત્રીજાચરણના પૂર્વ પદનો ગૂઢાર્થ પ્રકટ કરે છે.

**(૧૯) श्रीमद्भागवतागमः ૧ શોભાયુક્ત જેમનું ભાગવત શાસ્ત્ર છે એવા, ૨ શ્રી મદ્ભાગવતનો સર્વ રીતે બોધ આપનાર ૩ શ્રીમદ્ભાગવત સંહિતાની જેમનાથી ઉત્પત્તિ થઈ છે. એવા. ૪ મદનના મદની શ્રીને સંપાદન કરનાર ભાગ્ય રહિતથી ન જાણી શકાય તેવા.**

શ્રી મદ્ભાગવતમાં કેવળ ભગવાનની લીલાઓજ પ્રતિપાદન કરવામાં આવી છે. એટલે તેમાં શ્રી પુરુષોત્તમની આનંદમયી દશવિધ લીલા શિવાય બીજું કાંઇજ નથી. ખરેખર શ્રી ભાગવતતો એક આનંદનો સુધારસનો સાગરજ છે ! ! કેમકે એમાં મત્સર રહિત એવા ભગવદીય સજ્જનોનો નિષ્કપટ ફળરૂપ ભગવદ્ધર્મજ વર્ણવ્યો છે, માટે તે ભાગવત શાસ્ત્ર શ્રીમત્—શોભા સંપન્ન હોઇ ભગવાનના સંબંધમાંજ યોજાયેલું છે. વળિ તેના ઉપદેશક—બોધ આપનાર પણ આપંજ છે. આરંભમાં " **तेने ब्रह्महृदाय आदिकवये**" આદિકવિ બ્રહ્મદેવના અંતરમાં શ્રી ભાગવતનો વિસ્તાર કરનાર સત્ય અને, સર્વથી પર એવા **પુરુષોત્તમનેજ** માન્યા છે. માટે પોતેજ તેના ઉપદેશ કરનારં છે. એટલે શ્રીમદ્ ભાગવતની ઉત્પત્તિ પણ આપથીજ થયેલી છે. પોતાની દિવ્ય લીલાઓને જાણવાને આપ શિવાય બીજો કોણ સમર્થ હોઇ શકે? કોઇજ નહિ, માટે તેની ઉત્પત્તિ પણ પ્રભુથીજ ઘટે છે, વ્યાસ તો માત્ર તેના વિસ્તારનાર છે, સમાધીમાંજ તેમને ભાગવતની સ્ફૂર્ત્તિ નારદજીના ઉપદેશથી થઇ છે, સમાધીમાં જેવી રીતે ભગવાનની લીલાઓની સ્ફૂર્તિ થઇ તેવી રીતે તેમણે તેનો વિસ્તાર કરેલો છે. તેમ છતાં

વ્યાસ પણ કાર્યવિશી ભગવાન્ હોવાથી સર્વથા પોતે પ્રભુજ તેને પ્રકટ કરનાર છે, એમ સિદ્ધજ થાય છે. કામની કેફમાં મદોન્મત્ત બનેલા સંસારની સેવામાં આસક્ત થયેલા દુર્જનોને—દુર્ભાગ્યવાનોને ભગવાન્ પ્રાપ્ત ન થાય એમાં શું આશ્ચર્ય ? ? પ્રભુ કેવળ પ્રેમથીજ સાધ્ય થાય છે. જેમને સંસારમાં પ્રેમ–મોહ હોય, ખાસ મદનવિલાસમાં પોતાનું કર્ત્તવ્ય માની બેઠેલા હોય, તેમને તો પ્રભુ સમીપસ્થ, છતાં દૂરજ છે. માટે તેવા અભાગ્યવાનોથી ન જાણી શકાય એવા એમ કહ્યું. ભગવદ્રુપજ ભાગવત હોવાથી રસના આલય–સ્થાનરૂપ છે, રસિક અને ભાવુક ભક્તોએ સેવન કરવા યોગ્ય છે. માટે આ નામ **"आलयं मुहुरहो रसिका भुवि भावुकाः"** એ તૃ० શ્લો० ચોથા ચરણના ગૂઢ ભાવને દર્શાવે છે. અહિંસુધીનાં ૧૯ નામો **'जन्माद्यस्य०'** એ શ્લોકથી **'निगमकल्पतरोः०'** એ શ્લોક પર્યંતના ગૂઢ ભાવોને દર્શાવનારાં છે.

१ श्रीकृष्णः   २सच्चिदानंद   ३नित्यलीलाविनोदकृत

**जन्माद्यस्ययतोऽन्वयादितरत, श्चार्थेष्वभिज्ञः,   स्वराट् ।**

४सर्वागमविनोदी   ५लक्ष्मीशः

**तेनेब्रह्महृदायआदिकवये,   मुह्यन्ति यत्सूरयः ॥**

६पुरुषोत्तमः

**तेजोवारिमृदां यथा विनमयो यत्र त्रिसर्गो मृषा । धाम्नास्वेन,**

७आदिकालः   ८सर्वकालः

**सदा निरस्तकुहकं,   सत्यं परं धीमहि ॥ १ ॥**

९कालात्मा   १०मायया‌वृतः

**धर्मः प्रोज्झितकैतवोऽत्रपरमो,   निर्मत्सराणां सतां ।**

११भक्तोद्धारप्रयत्नात्मा १२जगत्कर्त्ता १३ जगन्मयः
वेद्यं वास्तवमत्रवस्तु, शिवदं, तापत्रयोन्मूलनम् ॥

१४नामलीलापरः
श्रीमद्भागवते महामुनिकृते किंवा परै,

१५विष्णुः
रीश्वरः सद्यो हृद्यवरुध्यतेऽत्र कृतिभिः शुश्रूषुभिस्तत्क्षणात् ॥२॥

१६व्यासात्मा १७शुकमोक्षदः
निगमकल्पतरो र्गलितं फलं, शुकमुखादमृतद्रवसंयुतम्॥

१८व्यापिवैकुंठदाता १९श्रीमद्भागवतगमः
पिबत भागवंत, रसमालयं मुहु रहो रसिका भुवि भावुकाः ॥

આ શ્રીમદ્ ભાગવત પ્રથમ સ્કંધના પ્રથમ અધ્યાયમાંના પ્રથમ ત્રણ શ્લોકમાં આ ઓગણીસ નામોનો સમાવેશ થઇ જાય છે. તે તેનાં ગૂઢ આશયને પ્રકટ કરનારાં છે. હવે પછીનાં નામો આવશે તે પ્રકરણાર્થને દર્શાવનારાં શ્લોકસમુદાયના અર્થને એક નામમાં પ્રતિપાદન કરનારાં સૂત્રરૂપે સમજવાં,

**मू० शुकवागमृताब्धीन्दुः शौनकाद्यखिलेष्टदः ॥**
**भक्तिप्रवर्त्तकस्त्राता व्यासचिन्ताविनाशकः ॥१२॥**

**(૨૦) शुकवागमृताब्धीन्दुः શુકદેવજીની વાણીરૂપ અમૃતસાગરના ચંદ્ર.**

શ્રી શુકદેવજીની વાણી રૂપ અમૃત—સુધા એટલે બીજું કાંઇ

નહિ પણ શ્રીમદ્ ભાગવતજ તેથીજ. **शुकमुखादमृतद्रवसंयुतम्** એમ કહ્યું છે. **શ્રી**ભાગવત કેવળ અમૃત છે એમ નહિ, પણ અમૃતનો-સુધાનો સાગર છે. જેમ સાગરમાં ગંભીરતાદિગુણો છે, તેમ શ્રીમદ્ ભાગવતમાં ગંભીરતા, ઉદારતા, વગેરે ગુણો રહેલા છે. કેમકે તેનો પાઠ—અભ્યાસ કરનારને તેવા ગુણો પ્રાપ્ત થયેલા જોવામાં આવે છે, જેમ સમુદ્રમાં ચૌદ રત્નો છે, તેમ **શ્રી** ભાગવતમાં વિવેક, ધૈર્ય આદિ દૈવીસંપત્તિ રૂપ અનેક રત્નો ભરેલાં છે. જેમ સાગરને મથન કરતાં અમૃતનિધિ ચંદ્ર પ્રકટ થયો છે. તેમ શ્રીભાગવત સાગરને મથન કરતાં સુધાનિધિ—આનંદ રસ રૂપ **શ્રીકૃષ્ણચંદ્ર** હૃદય આકાશમાં પ્રકટ થાય છે. જેથી શ્રી ભાગવત સાગરના ચંદ્ર એવા **શ્રી** પુરુષોત્તમ, **શ્રી** ભાગવત એ **શ્રી** શુકદેવજીનાં વચનામૃતો છે, પ્રભુએ **શ્રી** શુકદેવજી તથા પરીક્ષિત્ દ્વારાજ ભૂમિમાં ભાગવતનો પ્રચાર કર્યો છે. તેથીજ શુકવચનામૃત (ભાગવત) તે રૂપ સાગરવડે **શ્રી**કૃષ્ણ-રૂપચંદ્રનો ભૂતળપર પ્રકાશ થયેલો છે એટલે તે તેના ચંદ્રરૂપ છે.

**(૨૧) शौनकाद्यखिलेष्टदः શૌનકાદિ મુનિઓને સર્વોત્તમ વસ્તુ-ભક્તિને આપનાર.**

નૈમિષારણ્ય ક્ષેત્રમાં કર્મ નિમિત્તે સર્વ મુનિઓ એકત્ર થયા હતા પરંતુ દૈવેચ્છાથી સુત પુરાણીનું ત્યાં આવવું થતાં, શ્રીભાગવત સંબંધમાંજ તેમને પ્રશ્ન પૂછવામાં આવ્યો. એ પ્રમાણે શૌનકાદિ મુનિઓને શ્રદ્ધાપૂર્વક ભગવદ્ગુણાનુવાદની જીજ્ઞાસાથવી એ આપની ઇચ્છા શિવાય બનવું અશક્ય છે. કર્મમાં ગૌણતામાની પ્રભુપર ભક્તિ થઇ એ પ્રભુનીજ પ્રેરણા છે, માટે સર્વથી ઉત્તમ એવા ભક્તિયોગને આપનાર તે પુરુષોત્તમ છે. કારણ કે તેમનો અનુગ્રહ થયાવિના ઉત્તમ ભક્તિયોગ મળવોજ દુર્લભ છે.

**(૨૨) भक्तिप्रवर्त्तकः ભકિતનો પ્રચાર કરનાર.**

શૌનકાદિ મુનિઓ સર્વ વેદ, ઇતિહાસ, પુરાણને જાણનારા હોવાથી તેમને કર્મ તથા જ્ઞાન સિદ્ધ થયેલા છે. પરંતુ ભગવાન્‌ના અનુગ્રહથીજ કેવળ મળી શકે તેવો ભક્તિમાર્ગ સિદ્ધ થયેલો નહિ હોવાથી, તેની સાર્થકતા કરવા પ્રભુએજ કૃપા કરી તેમનાં હૃદયમાં ઉત્તમ ભક્તિમાર્ગ સ્થાપન કર્યો. મુનિઓએ સૂત પુરાણીને ભગવત્સંબંધી પ્રશ્નો પૂછેલા છે. તેનું કારણ પણ એજ છે. તેથી ભક્તિમાર્ગને પ્રવર્ત્તાવનાર—પ્રચાર કરનાર એવા પ્રભુ એમ કહ્યું છે.

**(૨૩) त्राता રક્ષણ કરનાર.**

પોતે ભક્તિમાર્ગનું સ્થાપન કરનાર હોવાથી નિજ ભક્તજનો ઉપર [૧]અનુકંપા કરી તેમનું રક્ષણ કરનારા છે, એટલે તેમનાં અનેક દુઃખો અને દુર્ગુણો દુર થઇ જાય છે. અશુભ ટળી જાય છે. તથા [૨]પાપપુંજ પણ પ્રલય પામે છે. પુરાણમાં કહ્યું છે કેઃ—

**न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभामतिः ॥**
**भवति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तमे ॥ १ ॥**
**न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् ॥**
**जन्ममृत्युजराव्याधि–भयं नाप्युपजायते ॥ १ ॥**

(પુરુષોત્તમમાં ભક્તિ ધારણ કરનારા પુણ્યવાન્ ભક્તજનોને ક્રોધ, મત્સરપણું, લોભ, અશુભબુદ્ધિ, વગેરે કાંઇપણ દુર્ગુણ પ્રાપ્ત થતા નથી. તેમ વાસુદેવ શ્રીકૃષ્ણના ભક્તોનું કોઇ દિવસ કાંઇ પણ અશુભ—અમંગલ થતું નથી, અને જન્મ મરણ, જરા, રોગ, વગેરે

૧ અનુગ્રહ—કૃપા, ૨ પાપનો ઢગલો.

નો ભય પણ ઉત્પન્ન થતો નથી પ્રભુજ સર્વથા તેમનું રક્ષણ—પાલન કરે છે, તેથી સર્વત્ર તેમને સુખ તથા શાંતિજ છે બ્રહન્નારદીય પુરાણમાં:—

यस्य देवे पराभक्ति र्विभौ नारायणेऽव्यये ।
तस्य स्यात्सफलं जन्म मुक्तिश्चैव करेस्थिता ॥ १ ॥
धर्मार्थकाममोक्षाख्याः पुरुषार्था द्विजोत्तमाः ।
हरिभक्तिपराणांवै संपद्यन्ते न संशयः ॥ २ ॥
यथा जलौकसां नित्यं जीवनं सलिलं मतम् ॥
तथा समस्तसिद्धानां जीवनं भक्तिरीष्यते ॥ ३ ॥
यथा भूमिं समाश्रित्य सर्वे जीवन्ति जन्तवः ।
तथा भक्ति समाश्रित्य सर्वकर्म्माणि साधयेत् ॥ ४ ॥

(જેને નિર્વિકાર નારાયણ પ્રભુમાં પૂર્ણ ભક્તિ હોય છે તેનોજ જન્મ સફળ છે, તેનાજ હાથમાં મુક્તિ છે. હે વિપ્રવર્યો! શ્રી હરિની ભક્તિમાં પરાયણ બનેલાઓને ધર્મ અર્થ કામ અને મોક્ષસંજ્ઞક ચારે પુરૂષાર્થો સિદ્ધ થાય છે એમાં કંઇપણ સંશય—સંદેહ નથી. જેમ જળમાં રહેનારા જીવોનું જીવન જળ છે. તેમ બધા સિદ્ધ મહાત્માઓનું જીવન પ્રભુની ભક્તિ છે. જેમ ભૂમિનો આશ્રય કરી સર્વજંતુઓ જીવે છે, તેમ પરમાત્માની ભક્તિનો આશ્રય કરી સર્વકર્મો સધાય છે) ઇત્યાદિ વચનોવડે ભક્તિ એજ પ્રભુની પ્રાપ્તિમાં મુખ્ય સાધન છે એમ સિદ્ધ થાય છે. આવા પ્રકારની ઉત્તમ ભગવદ્ભક્તિને પ્રવર્તાવી નિજ ભકતોનું રક્ષણ કરનાર પ્રભુ–શ્રી પૂર્ણ પુરુષોત્તમ છે, માટે ત્રાતા એટલે ભક્તિ અર્પણ કરી ભગવદીયજનોનું રક્ષણ કરનાર પરમાત્મા.

( ૨૪ ) **व्यासचिंताविनाशकः વ્યાસજીની ચિંતાને વિનાશ કરનાર.**

**શ્રી કૃષ્ણ** દ્વૈપાયન વ્યાસજીની ચિંતાને વિશેષે કરી દૂર કરનાર, પ્રથમ સ્કંધના **अथापिबततदेह्यां०** એ શ્લોકમાં જણાવે છે કેઃ– પોતે શ્રી વ્યાસજી, "અરેરે ! મ્હારા દેહમાં રહેલો જીવ, સર્વ વસ્તુથી પૂર્ણ બ્રહ્મરૂપ, તેજસ્વી અને મહાસમર્થ છતાં કેમ આમ અપૂર્ણ પેઠે જણાય છે ? ? ?" એમ વિચારમાં નિમગ્ન બની ચિંતા ચિતામાં બળતા હતા. તે સમય **નારદજીએ** આવી તેમની ચિંતાનો નાશ કર્યો. અહિં નારદજી પોતે કાર્યાવેશી ભગવાન્ છે એટલે વ્યાસજીની ચિંતાને દૂર કરવા નારદ રૂપે આપ શ્રી ભગવાનજ પધારેલા છે, એમ સમજવાનું છે, નારદ રૂપે પોતે પ્રભુએ વ્યાસજીને આજ્ઞા કરી કેઃ—

**न यद्वचश्चित्रपदं हरेर्यशो जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ।**
**तद्वायसं तीर्थमुशन्ति मानसा न यत्र हंसा विरमन्त्युशिक्क्षयः ॥**

( જે મનોહર પદની રચનાવાળું ચિત્રમય વચન, જગત્‌ને પવિત્ર કરનાર શ્રી હરિનાં યશને નથી ગાતું, તે વચન કાકતીર્થ એટલે કામી પુરૂષોના મનને પ્રીતિનું સ્થાન મનાય છે. જેમ માનસ સરોવરમાં નિવાસ કરતા હંસો કમનીય કમલવનનો વાસ મૂકીને કાગડાના રમવાના સ્થાનમાં રમણ કરતા નથી તેમ મનમાં નિવાસ કરતા—મનન કરતા, મનોહર પરમાત્માનું સેવન કરનારા હંસો—મહાત્માઓ તેવા સ્થળનો સ્વીકાર કરતા નથી ] હે વ્યાસ ભગવન્ ! તમો સર્વ ચિંતાને દૂર કરી પ્રભુના ગુણાનુવાદો ગાઓ. તેમની લીલાઓનું વર્ણન

કરો. ભગવદ્રસ સુધાનું પાન કરો, કે તમારી બધી ચિંતા નાશ થઇ જશે, આ પ્રમાણે વ્યાસજીની ચિંતાને દૂર કરનાર પોતે ભગવાનજ છે.

## મૂ० सर्वसिद्धान्तवागात्मा नारदाद्यखिलेष्टदः ॥
## अन्तरात्मा ध्यानगम्यो भक्तिरत्नप्रदायकः॥१३॥

(૨૫) **सर्वसिद्धान्तवागात्मा ૧ સર્વ સિદ્ધાન્ત રૂપ વાણીના સ્વરૂપ એવા, ૨ બધા સિદ્ધાન્તોની વાણીમાં જેમનું સ્વરૂપ છે એવા, ૩ સઘળા કપિલાદિ સિદ્ધ પુરૂષોના અંતરમાં વાણી રૂપે વિરાજેલા.**

સર્વ વાણીઓમાં સિદ્ધાન્ત રૂપ વાણી, એટલે કે વાદી અને પ્રાતવાદીઓએ શાસ્ત્રાર્થ કરી જે અર્થનો નિર્ણય કરવામાં આવે તેનું નામ સિદ્ધાન્ત, તેને કથન કરનારી વાણીને સિદ્ધાન્તવાણી કહે છે. સિદ્ધાન્તવાણી ૪ળ રૂપ છે, એટલે તે બીજી કોઇજ નહિ પણ **સમાધિ ભાષા**—શ્રીમદ્ ભાગવતજ છે. શ્રી ભાગવતને **સમાધિ ભાષા** કહેવામાં આવે છે, કેમકે તે ભગવાન્ વ્યાસજીને સમાધીમાં ઉપલબ્ધ થયું છે. એવું શ્રીમદ્ ભાગવત તે ભગવાનનુંજ સ્વરૂપ છે. વળિ વેદ ગીતા વગેરેમાં જે સિદ્ધાંતો દર્શાવ્યા છે તે વાણીમાં પણ પ્રભુનુંજ સ્વરૂપ છે, સિદ્ધાન્ત ભગવત્સંબંધી હોવાથી પ્રમેય રૂપ છે. પ્રમેયબળ પ્રભુમાંજ સંભવે છે, માટે એવા સિદ્ધાન્ત રૂપ વાણી તે તો ભગવન્મયીજ હોય એ નિઃસંશય છે. કપિલ સનકાદિકો વગેરેને સિદ્ધ પુરૂષો કહેવામાં આવે છે. કારણ કે, તેમના અંતરમાં નિરંતર બ્રહ્મજ્ઞાન સિદ્ધજ હોય છે. તેવા મહાત્માઓનાં અંતઃકરણમાં વાણી રૂપે પ્રભુ વિરાજે છે. એમ માનવાનું મુખ્ય પ્રયોજન અન્ય કાંઇજ

નહિ, પણ તે સિદ્ધજનોની વાણી જ્યાં હશે ત્યાં બ્રહ્મને પ્રભુને પ્રતિપાદન કરનારી, તેમની ભક્તિ દર્શાવનારી, જ્ઞાનને પ્રકાશનારીજ હશે. અહાહા ! જેમની વાણીમાં શ્રી ભગવાનજ વિરાજે છે ? ? ? એટલે તે વાણી ભગવાન્ શિવાય બીજી—લૌકિક વસ્તુનું તો ક્યાંથીજ વર્ણન કરે ? નજ કરે એ સિદ્ધ છે. માટે તેમની વાણી રૂપે ભગવાન એમ કહ્યું એ ખરેખર નિઃસંદેહ નિર્વિવાદજ છે.

**(૨૬) नारदाद्यखिलप्रदः નારદજીને સર્વથી શ્રેષ્ઠ લાભ આપનાર.**

દેવર્ષિ **નારદ** પૂર્વ જન્મમાં દાસીસુત હતા, પરંતુ ભગવદ્ભક્ત મુનિઓનો સમાગમ થવાથી તેમને પ્રભુપર પૂર્ણ પ્રેમમયી ભક્તિ પ્રકટ થઇ. તેના પ્રતાપથી બીજા જન્મમાં બ્રહ્મદેવની માનસ પ્રજાઓમાં નારદજી પણ ઉત્પન્ન થયા, તેમને સંસારવાસના નહિ હોવાથી પ્રભુની ભક્તિમાં લીન રહેલા દેવર્ષિ માન્યા છે. એ દેવર્ષિ **નારદજીના** વિમલ હૃદયકમલમાં વિરાજમાન્ રહેતા, પ્રસંગે પ્રસંગે તેમનામાં ભગવાનનો આવિર્ભાવ સારી રીતે પ્રકટ પણ દેખાઇ આવતો, એક વખતે પ્રભુના પૂર્ણ આવેશમાં આવી શ્રી વ્યાસજીને ભગવાનના ગુણાનુવાદો ગાવામાં પ્રેર્યા તે પરમભગવદીય દેવર્ષિ નારદને અનુગ્રહ કરી પરમ ભક્તિ રૂપ સર્વોત્કૃષ્ટ વસ્તુનો લાભ આપનાર આપ પૂર્ણ પુરુષોત્તમજ છે.

**( ૨૭ )अन्तरात्मा અન્તઃકરણ—મન તે રૂપ પ્રભુ.**

ઘણાજ વેગવાળું કોઇથી રોકાય નહિ એવું સમર્થ મન ભગવદ્રૂપ છે. ગીતામાં શ્રી મુખથી શ્રી કૃષ્ણ આજ્ઞા કરે છે કેઃ—**इन्द्रियाणां मनश्चास्मि** ( ઇન્દ્રિયોમાં હું મન છું. ) **यद्यद्विभूतिमत्सत्वं**

**श्रीमदूर्जितमेव वा तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम्** ( જે જે ઐશ્વર્યવાન્, શ્રીમાન્, વેગવાન્, બલવાન્, પ્રભાવવાન્, સત્વ જોવામાં આવે છે; તે તે મ્હારા તેજ—સ્વરૂપનો અંશ છે, એમ તું જાણ. ) એ વચનોથી તેમ મન સમર્થ તથા સમાધીમાં મુખ્ય હોવાથી પ્રભુ રૂપજ છે.

(૨૮) **ध्यानगम्यः ધ્યાનથી પ્રાપ્ત થઇ શકે તેવા.**

ધ્યાનપૂર્વક સમાધીમાં એક ચિત્ત થયેથી જાણી શકાય તેવા, વ્યાસજીએ સરસ્વતી નદીના તીર ઉપરના પોતાના આશ્રમમાં આચમન લઇ મનને સ્થીર કર્યું. એટલે ભક્તિયોગથી સારી રીતે નિશ્ચલ બનેલા નિર્મલ અંતઃકરણમાં પ્રથમ પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન કર્યાં, અને ત્યાર પછી તેમના આશ્રયે રહેલી અર્થાત્ નિજ શક્તિરૂપ માયા -ભગવલ્લીલાને જોઇ પ્રથમ સ્કંધના "**आसीनोप उपस्पृश्य०**" **अपश्यत्पुरुषं पूर्णं मायां च तदुपाश्रयाम्०** એ બન્ને શ્લોકોમાં વ્યાસજીએ ધ્યાન કર્યું તેથીજ હૃદયમાં ભગવત્સ્વરૂપને નીહાળ્યું છે, એમ સ્પષ્ટ જણાવેલું છે, એક ચિત્તથી ધ્યાન કરતાંજ અનેક ભક્તો પ્રભુને પ્રાપ્ત થયા છે, અને થાય છે. તેથીજ અહિં તેમને ધ્યાનગમ્ય—ધ્યાનથી પ્રાપ્ત થઇ શકે તેવા કહ્યા છે.

(૨૯) **भक्तिरत्नप्रदायकः ભક્તિરૂપ રત્નને ઉત્કર્ષ પૂર્વક દાન કરનાર.**

અહિં ભક્તિ એટલે ભક્તિનું તથા તેના સાધન રૂપ શ્રીમદ્ ભાગવતનું દાન કરનાર એમ ગૃહણ કરવાનું છે, ભક્તિને અર્પણ કરનાર પ્રભુ છે, તેમ શ્રીમદ્ ભાગવતને સમર્પણ કરનાર પણ તેજ છે, વ્રજ ભક્તોને પ્રભુએ ભક્તિ આપી છે. બ્રહ્મદેવને વિષ્ણુદ્વારા,

નારદને બ્રહ્મદેવદ્વારા, વ્યાસજીને નારદ દ્વારા, શુકદેવજીને વ્યાસદ્વારા, અને પરિક્ષિતને શુકદેવ દ્વારા શ્રીમદ્ ભાગવતનું દાન આપનાર આ-પજ છે બીજું કોઇજ નથી.

**मू० मुक्तोपसृप्यः पूर्णात्मा मुक्तानां रतिवर्द्धनः ॥**
**भक्तकार्यैकनिरतो द्रौण्यस्त्रविनिवारकः ॥१४॥**

(૩૦) **मुक्तोपसृप्यः ૧ જેમના સમીપમાં મુક્ત પુરૂષો—ભક્તજનો જવાને યોગ્ય છે એવા, ૨ ભકતજનના સમીપમાં જઇ શકે તેવા.**

મુક્ત ભક્તજનોનીજ પરમગતિ—સદ્દગતિ થાય છે, તેજ ભગવાન્ના ચરણાવિંદને પ્રાપ્ત કરે છે. માટે તેજ તેમના સમીપમાં જઇ શકે, બીજા સંસાર ભાવનામાં રહેલા હોવાથી તેમનામાં ભગવદ્ભાવનો અભાવ છે, એટલે ભગવત્પદ તેમને શી રીતે મળી શકે ? નજ મળે, મુક્ત ભક્તજન કેવળ તેમના સામીપ્યને પ્રાપ્ત કરે છે, એટલુંજ નહિ, પરંતુ તેઓની પોતાના ઉપર પૂર્ણ નિષ્ઠાવાળી પ્રેમભકિતને નિહાળી પ્રભુ પોતે પણ તેમના સમીપ પધારે છે. અહોહો !!! તે ભકતોનાં અહોભાગ્ય છે ? ? ? માટેજ ભક્તજનોનાં સમીપમાં જઈ શકે તેવા **પુરુષોત્તમ** એમ કહ્યું.

**(૩૧) पूर्णात्मा ૧ પરિપૂર્ણ આત્માવાળા, ૨ ભકિતરસમાં પૂર્ણ બનેલાઓના આત્મા રૂપ, ૩ સર્વ ગુણોથી જેમનો આત્મા પૂર્ણ છે એવા, ૪ જેમનું સ્વરૂપ પૂર્ણ—વ્યાપક છે એવા, ૫ શુકદેવજી જેમનો આત્મા છે એવા.**

પૂર્ણ આત્મા—સ્વરૂપ, પ્રભુ શિવાય બીજું કોણ હોઇ શકે ?

એ શિવાયના સર્વમાં જન્મ મરણ બાલ્યયૌવન વૃદ્ધત્વ વગેરે ધર્મો હોય છે. કેમકે તેમનામાં સંસાર ધર્મો દઢ થયેલા છે. દેહના ઉપરજ પોતાનો ભાવ માની રહ્યા છે. માટે તે પૂર્ણ નથી, પ્રભુ સ્વયં છે, પૂર્ણ છે, આનંદમય છે, માટે તે પરિપૂર્ણ રૂપે વિરાજે છે, ભક્તિરસમાં પૂર્ણ બનેલા નિજભક્તોના આત્મારૂપ પણ પોતેજ છે, ભક્તો દેહ [1]ગેહના અંભિમાનને દૂર કરી આપની ભક્તિમાંજ આસક્તિ રાખે છે. અને સર્વત્ર ભગવદ્ ભાવનાથી આપની સેવના કર્યા કરે છે, તેથી તેમનાં હૃદયમાં દયાનિધિ પ્રભુ આત્મા રૂપેજ ઉદય પામ્યા છે. સર્વ ગુણોથી પરમાત્માજ પૂર્ણ હોઇ શકે કેમકે સૂર્યમાં તાપ, ચંદ્રમાં કલંક, સમુદ્રમાં ખારાશ, ઇંદ્રમાં કામ, દુર્વાસા પ્રભૃતિમાં ક્રોધ, એમ કોઇમાં કાંઇ તો કોઇમાં કાંઇ પણ દોષો જોવામાં આવે છે **निर्दोषएकोहरिः** એક હરિજ નિર્દોષ છે, સર્વ ગુણ[2]ગણ રૂપ મણિના [3]આભૂષણોથી પ્રભુજ ભૂષિત–શોભાયુક્ત છે. : પ્રભુના પૂર્ણ વ્યાપકપણામાં શ્રુતિ ભગવતી ઉપદેશે છે કેઃ—**वृक्षइवयो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम्** (વૃક્ષની પેઠે જે આકાશમાં રહેલા એવા તે એક પુરૂષથી આ જગત્ પૂર્ણ—વ્યાપ્ત છે.) ભગવાન્ શ્રીમુખથી ગીતામાં આજ્ઞા કરે છે કેઃ– **मयाततमिदं विश्वं जगदव्यक्तमूर्त्तिना** (સૂક્ષ્મરૂપ મ્હારાથી આ જગત્ વ્યાપ્ત છે) ઇત્યાદિ વચનોથી પ્રભુનું પૂર્ણપણું તેમ વ્યાપક પણું સિદ્ધ થાય છે. શ્રી શુકદેવજી પોતે પૂર્ણ છે, ભગવદ્રૂપ છે. શ્રી ભાગવતમાંજ **सवै निवृत्तिनिरतःसर्वत्रोपेक्षकोमुनिः** (નિવૃત્તિમાં—ભગવદાનંદમાંજ અત્યંત લીન થયેલા અન્ય સર્વ લૌકિકની ઉપેક્ષા કરનાર શુકમહામુનિ છે.) આ વચનમાં શુકદેવજીની પૂર્ણતા પૂર્ણપણે જણાય છે.

૧ ઘર ૨ સમુદાય ૩ અલંકાર શણગાર.

છે, માટે એવા પૂર્ણ શુકદેવજી ભગવાન્‌નું સ્વરૂપ હોય એમાં કાંઇજ નવાઇ નથી કારણકે ત્યાર શિવાય પૂર્ણતા પ્રભુમાં લીનતા ક્યાંથી હોય?

**(૩૨) मुक्तानां रतिवर्द्धनः મુકત એવા ભકતોની પ્રેમ ભકિત વધારનાર.**

સર્વ સંસારના બંધનોથી મુક્ત થયેલા, પ્રભુમાં અનુરક્ત બનેલા નિજભકતોની પોતાના ઉપર રહેલી એવી અલૌકિક રતિ-દિવ્ય પ્રેમમયી ભક્તિ, તેને વધારનાર, પ્રભુના અનુગ્રહ વિના તેમનામાં દિવ્ય રતિ થવી સંભવે નહિ, સર્વ વસ્તુ સિદ્ધ થવામાં પ્રભુ કૃપાની જરૂરજ છે. ભગવાનનો અનુગ્રહ મેળવવા મોટા મહાત્માઓ જ્ઞાન સંપન્ન થયા છતાં પણ પ્રભુમાં પ્રેમમયી નિષ્કામભક્તિજ કર્યા કરે છે. તેથીજ ભાગવતમાં કહ્યું છે કેઃ—

**आत्मारामाश्चमुनयो निर्ग्रंथाअप्युरुक्रमे ।**
**कुर्वन्त्यहैतुकीं भक्ति मित्थंभूतगुणो हरिः ॥**

(પ્રભુમાં નિરંતર રમણ કરનારા વિરામ પામનારા નિરભિમાની મુનિવરો પણ શ્રીકૃષ્ણમાં નિષ્કામ ભક્તિ કરે છે. એવા પ્રકારના મનોહારી ગુણોધારી હરિ છે.) એટલેજ મુક્ત ભકતોને પણ રતિ-પ્રીતિ વધારનાર એવા પુરુષોત્તમ એમ કહ્યું છે.

**(૩૩) भक्तकार्यैकनिरतः ૧ ભકતોનાં કાર્યો કરવામાં પ્રયત્નશીલ, ૨ ભકતોના ભજનરૂપ એક કાર્યમાં હમેશાં રમણ કરનાર.**

દીન ભકતોનાં સર્વ કાર્યો સફળ કરવામાંજ પ્રભુ લીન રહે છે. વ્રજ ભકતોના તેમ યુધિષ્ઠિરાદિ પાંડવોનાં બધાં કાર્યો સફળ કરવામાં

ભગવાને ભક્તાધીનતા દેખાડી છે. ગીતામાં શ્રીમુખે આપ આજ્ઞા કરે છે કેઃ—**यो मे भक्तः स मे प्रियः** (જે મ્હારો ભક્ત છે તે મ્હને બહુ વ્હાલો લાગે છે) ભગવાનને ભક્તો વ્હાલા છે તેથીજ તેમનાં સમગ્ર કાર્યોને તેમની ઇચ્છા ન છતાં પોતે સફળ કરે છે. માટેજ **भक्त्यैव तुष्टिमभ्येति हरि रन्यद्विडम्बनम्** ભક્તિથીજ હરિ પ્રસન્ન થાય છે એ વિનાનું બીજું વિડંબન—ક્રીડા [રમત] જેવું છે.

(૩૪) **द्रौण्यस्त्रविनिवारकः અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રને વિશેષે કરી નિવારણ કરનાર.**

ઉપરના નામને સિદ્ધ કરવા આ નામ જણાવે છે. દ્રોણ પુત્ર અશ્વત્થામાનું બ્રહ્માસ્ત્ર પાંડવોનો તેમ ઉત્તરાના ગર્ભનો વિનાશ કરવાને આવ્યું હતું, ત્યાં પ્રભુએ તે સર્વનું રક્ષણ કરી ભક્તનાં કાર્યોને સફળ કરવાપણું દર્શાવી આપ્યું છે. અર્જુનને બ્રહ્માસ્ત્ર ઉપર બ્રહ્માસ્ત્ર મારી એ બન્નેને પાછાં ખેંચવાથી પાપ થાય, એમ સંદેહ ઉત્પન્ન થયો, ધનુર્વેદનો નિયમ છે કે, જે અસ્ત્ર મારવામાં આવે તેને જો પાછું ખેંચે તો તે મનુષ્ય દોષવાન્ ગણાય છે, તો આવો દોષ કેમ થાય ? એમ વિચારમાં પડેલા અર્જુનને સર્વનાશ થવાનો પ્રસંગ ઉપસ્થિત થવાથી તેવી રીતે કરવાની આજ્ઞા આપેલી છે. તેમ કરી પ્રભુએ પાંડવોનું રક્ષણ કર્યું. ઉત્તરાગર્ભનું રક્ષણ પ્રભુએ ઉદરમાં અંગુષ્ટ માત્ર રૂપે પ્રવેશ કરી ગદાથી કર્યું છે. એમ ભાગવતમાં સ્પષ્ટ દર્શાવેલું છે.

**મૂ० भक्तस्मयप्रणेता च भक्तवाक्परिपालकः ॥**
**ब्रह्मण्यदेवो धर्मात्मा भक्तानां च परीक्षकः ।१५।**

(૩૫) **भक्तस्मयप्रणेता १ ભકતોને વિસ્મય પમાડનાર, ૨ ભકતોના ગર્વને દૂર કરનાર.**

ભકત પાંડવોને, **मैनंपार्थार्हसि त्रातुं ब्रह्मबन्धुमिमंजहि**, હે અર્જુન! નિરપરાધી સુતેલા શિશુઓને—બાળકોને મારનાર આ દુષ્ટ બ્રાહ્મણનો વધ કર, એનું રક્ષણ કરવાને તું યોગ્ય નથી. એમ બ્રાહ્મણનો વધ કરવાની આજ્ઞા કરી શ્રી કૃષ્ણે સર્વને વિસ્મય પમાડયા છે, એક સમયે **ब्राह्मणो मामकीतनुः** એમ કહી તે અપરાધી હોય તો પણ તેનો નાશ નહિ કરવો એમ કહે છે. અને અહિં બ્રાહ્મણને નાશ કરવાનું કહે છે. તો કયું ખરૂં ? એ પ્રમાણે અર્જુન વગેરે પાંડવોને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા છે. પ્રભુ દુષ્ટના અત્યંત નીચ કૃત્યથી ઉશ્કેરઇ, યુધિષ્ઠિરાદિમાં કેવો ધર્મ છે, તેની પરીક્ષા કરવા, મનમાં તેનો નાશ કરવાની ઇચ્છા ન હતી તો પણ તેમ કરવા કહેલું છે. પછી બ્રાહ્મણને નહિ મારવાના ભગવાનના હૃદયગત અભિપ્રાયને જાણી તેમને આશ્ચર્ય થયું, અશ્વત્થામા તે વળિ શું કરનાર છે ? એવા પ્રકારનો ભીમાદિને ગર્વ થયો હતો, પરંતુ તેના બ્રહ્માસ્ત્રનો પ્રભાવ બતાવી તેના પ્રતિ તમે કાંઇજ કરવાને શકિતમાન્ નથી એમ જણાવી પછી તેમનું રક્ષણ કર્યું. માટેજ તે **શ્રીકૃષ્ણ** ભકતોના ગર્વને ઉતારનાર પણ છે.

**[૩૬] भक्तवाक्परिपालक : ભકતની વાણીને પાલનકરનાર**

ભકતોની વાણીને સર્વ રીતે પાલન કરનાર પરમાત્મા છે. પોતે અશ્વત્થામાના વધની આજ્ઞા કરી હતી પરંતુ **निरीक्ष्य कृष्णाऽपकृतं गुरोःसुतं वामस्वभावा कृपया ननाम च** અપકાર કરનાર ગુરૂપુત્રને દયાથી જોઇ સારા સ્વભાવવાળાં દ્રૌપદી તેમને પગે લાગ્યાં. દ્રૌપદી

પોતાની ભકતા છે. તેથી પ્રભુએ તેના વિચારને જાણી પોતાનો અભિપ્રાય અશ્વત્થામાનો વધ કરવા સંબંધી જાહેર કર્યો હતો છતાં ભક્તની વાણીનું પરિપાલન કરવા તેનો વધ કરાવ્યો નથી એ પ્રમાણે પ્રભુએ ભક્તાધીનતા દર્શાવેલી છે.

[૩૭] **ब्रह्मण्यदेवः ૧ બ્રહ્મમાં યોગ્ય એવા દેવ, ૨ બ્રહ્મણ્ય પુરૂષોમાં દેવ--ક્રીડા કરનાર, ૩ બ્રહ્મણ્ય માહાત્માઓને, પ્રાપ્ત થાય તેવા, ૪ બ્રહ્મનિષ્ઠજનો સારૂં પ્રકાશ પામતા, ૫ બ્રહ્મ પરાયણ મહાત્માઓ વડે સ્તુતિ કરતા.**

બ્રહ્મમાં--અક્ષર બ્રહ્મમાં યોગ્ય, પ્રભુ પોતે અક્ષરાતીત પૂર્ણ પુરુષોત્તમ છે. અક્ષર બ્રહ્મ પણ આપજ છે, તેથી બ્રહ્મમાં દેવતરીકે યોગ્યતા પ્રભુનીજ છે. બ્રહ્મ-ભગવાન્‌માં તલ્લીન બનેલા પુરૂષોમાં અર્થાત્ વ્રજભક્તોમાં ક્રીડા—રમણ કરનાર પણ આપજ છે. બ્રહ્મનિષ્ઠ મુનિયો નિરંતર સંસારવાસનાને છોડી ભગવદુપાસના કરે છે. તો તે પરમાત્માને પામેજ, પ્રભુ એવા મુનિયોને, ભક્તોને પ્રાપ્ત થાય છે. દર્શન આપે છે. અરે ! એટલુંજ નહિ પણ તેઓને માટેઅવતાર ગ્રહણ કરી તેમનાં કાર્યો સાધી કૃતાર્થ કરી દે છે. તેથીજ મુનીશ્વરો, યોગીશ્વરો, ભક્તજનો તેમની સ્તુતિ કરે છે, તેમને સર્વ સમર્પણ કરે છે. અને કહે છે કેઃ—**नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च** [ગાયો તથા બ્રાહ્મણોનું હિત કરનાર બ્રહ્મણ્યદેવ શ્રીકૃષ્ણને નમસ્કાર હો. ]

(૩૮) **धर्मात्मा ૧ ધર્મ જેમનું સ્વરૂપ છે એવા, ૨ ધર્મ —યુધિષ્ઠિરના આત્મારૂપ, ૩ ધર્મને સારૂં અવતાર ધારણ કરનાર, ૪ ધર્મમાં જેમનું ચિત્ત છે એવા.**

આપ પ્રભુજ ધર્મરૂપ છે, ધર્મના ચાર પદ ગણાય છે. **સત્ય,**

દયા, તપ, શૌચ; પ્રભુની પ્રાપ્તિમાં સત્યાદિ ચારે પાદોનું મુખ્યપણું છે, એ ચારે પાદ સહિત ધર્મ પાલન કરી પ્રભુનું સેવન કરવામાં આવતાં પ્રભુ પ્રસન્ન થાય છે, માટે જ ધર્મ રૂપ પોતે છે. કેમકે સત્ય, દયા, તપ, શૌચ સહિત ધર્મ ન હોય, તો પછી ગમે તેટલાં પ્રભુને મેળવવાનાં સાધનો કરે તે વૃથા છે. એટલેજ તેવા પ્રકારના ધર્મનું વારંવાર પોતે રક્ષણ કરે છે. ગીતામાં આપ શ્રીમુખે આજ્ઞા કરે છે. કે:—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृतां ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

(જ્યારે જ્યારે ધર્મની ગ્લાની—હ્રાસ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે મ્હારા આત્માને હું ઉત્પન્ન કરૂં છું તેમ સત્પુરૂષોને (ભક્તોને) રક્ષણ કરવા–તારવા અને પાપીઓને સંહારવા હું યુગે યુગે ઉત્પન્ન થઉં છું.) આવી રીતે યુગે યુગે પ્રભુ પ્રકટ થઇ ધર્મનું રક્ષણ કરે છે. માટે ધર્મ કોઇ અદ્વિતીય ઇશ્વરરૂપજ વ્યક્તિ છે એમાં સંદેહ નહિ, પ્રભુનું ચિત્ત પણ તે ધર્મમાં જ રહે છે, તેથી પોતે પણ તેવાજ ધર્મને અનુસર છે.

**(૩૯) भक्तानां च परीक्षकः ભક્તોની પરીક્ષા કરનાર.**

અશ્વત્થામાનો વધ કરવોજ જોઇએ. એવી આજ્ઞા શ્રી કૃષ્ણે કરેલી છે, તે અન્તઃકરણપૂર્વક નહિ પણ ધર્માદિ પાંડવો તથા દ્રૌપદીની પરીક્ષા કરવા માટેજ, પછી આપેજ તેના શિર ઉપરનો મણિ ગ્રહણ કરવાની તથા મુંડન કરાવી તંબૂની બહાર કાઢી મૂકવાની આજ્ઞા અર્જુનને આપેલી છે. તેજ તેમનો અભિપ્રાય દર્શાવી આપે

છે. તેથી પ્રથમ કરેલી આજ્ઞા પરીક્ષા કરવાના હેતુને લીધેજ છે, પોતે આ પ્રમાણે ભક્તોની પોતાના ઉપર કેવી પ્રીતિ છે! તથા ધર્મ ઉપર કેવી શ્રદ્ધા છે! એમ જાણવા તથા જોવા પ્રભુ પરીક્ષા કરે છે.

**મૂ૦ आसन्नहितकर्त्ता च मायाहितकरः प्रभुः ॥**
**उत्तराप्राणदाता च ब्रह्मास्त्रविनिवारकः ॥१६॥**

**(૪૦) आसन्नहितकर्त्ता ૧ સર્વનું સત્વર હિત કરનાર, ૨ ભક્તોનાં અંતરંગ કાર્યોમાં હિત કરનાર.**

અશ્વત્થામા બ્રાહ્મણનો બીમાદિ નાશ કરતા હતા, પણ તરત સર્વનાં ચિત્તોને ફેરવી તેનું રક્ષણ કરવા રૂપ હિત કર્યું છે. કાર્યો બે પ્રકારનાં છે, એક અંતરંગ બીજુ બહિરંગ, અંતરંગ એટલે અંતરનાં ગુપ્ત અલૌકિક ભગવત્સંબંધી કાર્યો, અને બહિરંગ એટલે બહારના વ્યવહારમાં જોવામાં આવતાં કાર્યા, બહિરંગ કાર્યોમાં પ્રભુ હિત કરનાર છે, તે ઉપર જણાવ્યા પ્રમાણે દ્રોણ પુત્ર અશ્વાત્થામાના અસ્ત્રનું નિવારણ કરવું, ભક્તોની વાણીને સિદ્ધ કરવી ઇત્યાદિમાં સ્પષ્ટ જણાય છે. હવે અંતરંગનાં અલૌકિક ભગવત્સંબંધી કાર્યોમાં પણ પ્રભુ હિત કરનાર છે, ઉપદેશ આપી આત્મસ્વરૂપ દર્શાવી ભક્તિને પ્રગટાવી ભક્તોનાં નિર્મળ હૃદયમંદીરમાં આપ પધારી તેમનાં અંતરંગ કાર્યો પણ સિદ્ધ કરે છે —તે સંબંધમાં પણ પ્રભુ હિત કરનાર છે. એવો પ્રસંગ ગીતાજીમાં અર્જુનનું હિત કરવામાં સ્પષ્ટ જણાઇ આવે છે.

**(૪૧) मायाहितकरः ૧ માયા—લોકરૂઢો વડે હિત કરનાર, ૨ માયાથી અહિત કરનાર, ૩ પોતાની માયાશક્તિએ સર્વને હિત (અભય કરવા રૂપ) કરનાર. ૪ મા એટલે**

**લક્ષ્મી. અર્થાત્ લક્ષ્મી—સમ્પત્તિ આપી સર્વનું હિત કરનાર, માયા—લક્ષ્મીનું હિત કરનાર.**

પોતે પ્રભુએ લોકરૂઢીથી ધૃતરાષ્ટ્રના (પુત્રના મરણથી થયેલા) શોકને દૂર કરવા રૂપી હિત આચરણ કરેલું છે. તેને સાંત્વનાનાં વચનો લોકની રૂઢી પ્રમાણે કહી આપે શાંત પાડેલો છે, પોતાના પુત્રો ઉપર જૂઠી માયા રાખવાથી તેનું અહિત—સર્વસ્વ નાશ થયેલું છે, એ ભગવદીચ્છાથીજ. માટે માયાના મોહમાં ફસાયેલા મનુષ્યોનું અહિત કરનાર પ્રભુ છે. પ્રભુના ઉપર ભાવ ન હોય અને માયામાં મમતા રાખતા હોય, તો તેનું અહિત થાય એ સ્વાભાવિકજ છે, તેમ પોતાની માયાશક્તિ વડે ભગવાન્ સર્વને અભય આપવા રૂપ હિત કરીજ રહ્યા છે. કોઇ પણ મનુષ્યને સમ્પત્તિની વૃદ્ધિ થવી તેનું કારણ પણ આપજ છે. તેથી લક્ષ્મી-સમ્પત્તિ વડે સર્વનું હિત ઇશ્વર કરે છે.—વળી માયા—લક્ષ્મીનું હિત કરવા પ્રભુ સત્વગુણાત્મક વિષ્ણુરૂપે પ્રકટ થઇ બ્રહ્મદેવાદિ સર્વ દેવો છતાં પોતે લક્ષ્મીજીને વરી તેમને હૃદયનું રમણીય સ્થાન આપેલું છે. માટે લક્ષ્મીનઃ હિત કરનાર પ્રભુ એમ કહ્યું.

(૪૨) **પ્રભુઃ સમર્થ.**

પરમાત્મા સર્વ બ્રહ્માદિ દેવોથી સમર્થ છે, તેમ સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને નાશ વગેરે કાર્યો કરવામાં સમર્થ છે. બીજાથી તેમ થઇ શકતું નથી, તેથીજ તેમને સર્વમાં સમર્થ—**પ્રભુ** કહ્યા. યુધિષ્ઠિરના સર્વ શત્રુઓનો પરાભવ કરવો તેને રાજ્ય અપાવવું, ત્રણ અશ્વમેધ યજ્ઞો કરાવી ઇંદ્રના જેવું નિર્મળ યશ વિસ્તાર કરવું, ઇત્યાદિ સર્વ કરવાને પોતેજ સમર્થ છે. **સાધયિત્વા જાતશત્રોઃ** વગેરે ભા-

ગવતના આ સ્કંધના શ્લોકોમાં પ્રભુએ તેમનાં કાર્યો સિદ્ધ કરેલાં છે એમ સ્પષ્ટ બતાવી આપ્યું છે.

**(૪૩) उत्तराप्राणदाता ૧ ઉત્તરાના ગર્ભનું રક્ષણ કરી તેને પ્રાણનું દાન—જીવિત આપનાર, ૨ ઉત્તરાના બ્રહ્માસ્ત્રથી દગ્ધ થયેલા ગર્ભને ફરીથી જીવ આપનાર—જીવાડનાર.**

જ્યારે અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો કે, તરતજ તે ગર્ભદગ્ધ થઈ ગયો, ત્યારે ઉત્તરાના પ્રાણને બચાવવા પ્રભુએ ગર્ભને ફરીથી સજીવન કરી જીવિત દાન આપ્યું, અને ઉત્તરાનો પ્રાણ બચાવ્યો. આ પ્રમાણે પ્રાણદાન કરનાર પોતે ભગવાનજ છે. સવ જગતને બાળીને ભસ્મીભૂત કરી નાંખે તેવા મહાન્ બ્રહ્માસ્ત્રને વૃથા કરી નાંખવું એ જેવું તેવું કાર્ય નથી, સાધારણથી નજ બની શકે. માટે આવા અમોઘ અસ્ત્રને નિષ્ફળ કરનાર બીજું કોણ હોઇ શકે ? કોઇ જ નહિ પરંતુ પોતે ભગવાનજ છે.

**(૪૪) ब्रह्मास्त्रविनिवारकः બ્રહ્માસ્ત્રને વિશેષરીતે નિવારણ કરનાર.** બ્રહ્માસ્ત્ર અમોઘ છે એ કોઇ પણ દિવસ નિષ્ફળ જાય એવું નથી જ એમ જાણી ભગવાને ફરીથી પ્રકટ થઇ સર્વનો નાશ ન કરે માટે વિશેષ રીતે તેનું નિવારણ—( રોકીને શાંત કરવું તે ) કરીં દીધું છે. " **यद्यप्यस्त्रं ब्रह्मशिरः** " એ શ્લોકમાં બ્રહ્માસ્ત્ર અમોઘ છે. એટલે તેના સ્હામી કાંઇ પણ ક્રિયા ચાલી શકે નહિ તો પણ ભગવાનના તેજને પ્રાપ્ત કરી એવું અમોઘ છતાં એ શાંત થઇ ગયું એમ શ્રી ભાગવતના આસ્કંધમાં સ્પષ્ટ જણાવ્યું છે.

**મૂ૦ सर्वतः पांडवपतिः परीक्षिच्छुद्धिकारणम् ॥**
**गूढात्मा सर्ववेदेषु भक्तैकहृदयंगमः ॥ १७ ॥**

(૪૫) **सर्वतः पांडवपतिः સર્વ રીતે પાંડવોનું પાલન કરનાર.**

સર્વ અનિષ્ટો—દુઃખોથી પાંડવોનું પાલન કરનાર આપ પ્રભુજ છે. સર્વ કરતાં વિશેષ રીતે પ્રભુએ પાંડવોનું જ રક્ષણ કર્યું છે. કેમકે પાંડવોનાં આ લોક તેમ પરલોક બન્ને ભગવાનની સાથેજ સંબંધ બંધનથી જોડાયેલાં છે.

(૪૬) **परीक्षिच्छुद्धिकारणम् પરીક્ષિત્ રાજાની શુદ્ધિના હેતુ રૂપ.**

પરીક્ષિતના ગર્ભનું રક્ષણ કરી પ્રભુએ તેમાં રહેલા દોષને દૂર કરેલો છે. એ દોષ દૂર થવાથીજ પરીક્ષિત્ રાજા શુદ્ધ બનેલા છે તેથી શુદ્ધિનું કારણ પોતે ભગવાનજ છે. તેમ આગળ આ મ્હારા રૂપ શ્રીશુકદેવજીના મુખથી ભાગવત શ્રવણ કરનાર છે એમ વિચારી પ્રભુ તેની શુદ્ધિનું કારણ બન્યા છે. શુકદેવજી ભાગવાનનું સ્વરૂપ છે. તેમના મુખથી શ્રીમદ્ ભાગવત સાંભળવાને લીધે શુદ્ધ થનાર છે. માટે ભાવી શુદ્ધિનું કારણ પણ પોતે ભગવાનજ છે.

શ્રી સુબોધિનીજીમાં **શ્રી** વલ્લભાગ્નિએ **वैयासकिः सभगवानथ विष्णुरातम्** એ શ્લોકનું વિવેચન કરતાં ' વિષ્ણુરાત " પદનો અર્થ દર્શાવ્યો છે કે, " વિષ્ણુએ શ્રી ભાગવત શ્રવણ કરાવવાના કારણે જ જેનું રક્ષણ કર્યું છે. એટલે વિષ્ણુએ રક્ષણ કરેલા હોવાથી એ વિષ્ણુરાત કહેવાય છે. " માટે જ પ્રભુ તેમની શુદ્ધિનું કારણ બન્યા છે.

(૪૭) **गूढात्मा सर्ववेदेषु ૧ સર્વવેદોમાં જેમનું ગુપ્ત સ્વરૂપ છે એવા, ૨ સર્વ વેદોમાં ગૂઢ-ગુપ્ત છે આત્મા-અભિપ્રાય જેમનો એવા પ્રભુ.**

વેદોમાં પદે પદે ભગવલ્લીલાઓનું વર્ણન છે, તેવી રીતે વર્ણન કરી તેમના સર્વવ્યાપક આનંદમય સ્વરૂપનેજ પ્રતિપાદન કર્યું છે.

તેથીજ ગીતામાં શ્રી મુખે આજ્ઞા કરે છે કેઃ **वेदैश्चसर्वै रहमेववेद्यः** ( સર્વ વેદોથી હું જ જાણવા યોગ્ય છું ) **वेदे रामायणे पुण्ये पुराणे भारते तथा आदावन्ते च मध्ये च हरिः सर्वत्रगीयते** ( વેદોમાં, પવિત્ર રામાયણમાં, પુરાણમાં, અને મહાભારતમાં, તેમ આદિ, મધ્ય તથા અંતમાં, સર્વત્ર હરિપરમાત્માનું જ ગાન કરવામાં આવ્યું છે ) તો પણ તે ગૂઢ રૂપે ભગવાનના સ્વરૂપને પ્રતિપાદન કરેલું છે. પ્રત્યક્ષતો આપણને જાણે બીજાનું વર્ણન હોય, રાજાઓના ઇતિહાસ હોય એમ લાગે છે. પરંતુ જ્યારે ભગવાનમાં એકનિષ્ઠા થવાથી સર્વમાં બ્રહ્મભાવ ભગવદ્‌ભાવ જોવામાં આવે છે, ત્યારે ભગવાન્ શિવાય બીજું કંઇજ નહિ, સર્વત્ર ઇશ્વરનું સ્વરૂપજ આલેખાયલું અનુભવવામાં આવે છે. એવી સર્વમાં બ્રહ્મભાવના થવી એ પૂર્ણ પ્રેમની કસોટી છે. માટે તેવો ભાવ થતાં વિલંબ લાગે છે. સર્વ વેદ ગીતા પુરાણ ઇતિહાસાદિમાં વારંવાર વર્ણન કરવા છતાં, પણ જ્યાં " **यतो वाचो निवर्त्तन्त** " વાણીનો વિરામ થઇ જાય છે; અર્થાત્ જ્યાં ભગવતી વાક્‌દેવી પણ પહોંચી શકતી નથી. પછી દોષના ભરેલા સંસારી જીવો તો તે ભગવાનને કયાંથી ભેટી શકે. શ્રુતિ ભગવતી ઉપદેશે છે કેઃ—

**प्रतत्ते.अद्य शिपिविष्ट नामार्यः स शामिव पुन्नाति विद्वान् तत्वा-गृणामि तव समतवीयान् क्षयतमस्य रजसा पराकद्दाति,** ( હે શિપિવિષ્ટ !—હે વિષ્ણો ! લોકમાં અને વેદોમાં પ્રસિદ્ધ એવા તમારા નામની હું પ્રશંસા કરૂં છું. આપજ મ્હારા સ્વામી છો, જ્ઞાન પ્રાપ્ત કરવાના ઉપાયને જાણવા વાળા છો, વિદ્વાન્ છો, માટે આપની હું સ્તુતિ કરૂં છું હું તો એક ક્ષુદ્ર જીવ છું અને આપતો સર્વ વ્યાપી, આ લીલાત્મક પ્રપંચથી પર ગૂઢરૂપે રહેલા છો ) વળિ શ્રુતિમાં **न ते महित्वमाश्रुवन्ति** ( આપના મહિમા કોઇ સાંભળી શકતા નથી )

ગીતામાં પણ આપ **मां तु वेद न कश्चन** (મ્હને કોઇ પણ જાણી શકતું નથી ) ઇત્યાદી શ્રુતિ સ્મૃતિ નાં વચનો ભગવાનનું ગૂઢ પણું કથન કરે છે. તેથીજ સર્વવેદોમાં ગૂઢ રૂપે રહેલા એવા પુરુષોત્તમ એમ કહે છે.

**(૪૯) भक्तैकहृदयंगमः ૧ ભક્તોનાં હૃદયમાં જ સ્થિતિ કરનાર, ૨ ભકતોજ જેમનાં હૃદયમાં નિવાસ કરે છે એવા, ૩ ભક્તોની સાથે એક હૃદય જેમ થવાય તેવા પ્રકારનું જેમને જ્ઞાન છે એવા.**

ભક્તજનો ચંચલમનને સ્થીર કરી પોતાના હૃદય મંદિરમાં ભગવાનનું સ્થાપન કરે છે. તેથી પ્રભુ તેમના ઉપર પ્રસન્ન થઇ તેમનાં હૃદયાવાસમાંજ સ્થિતિ પૂર્વક નિવાસ કરે છે. ગીતામાં તો સર્વ પ્રાણી માત્રના હૃદયદેશમાં પ્રભુ વિરાજે છે એમ કહ્યું છે. પરંતુ ત્યાં જીવ રૂપે પધારે છે અને ભકતોનાં હૃદયમાં પ્રભુ સાક્ષાત્ રૂપે વિરાજે છે. કેમકે ભક્તજનો મનોમય ધ્યાન કરતાં પોતાના ઇષ્ટ સ્વરૂપ ભગવાનને હૃદય મંદિરમાં પધારેલા આંતરીક દૃષ્ટિથી પ્રત્યક્ષ અનુભવે છે. સર્વ પ્રાણીઓનાં અંતરો સંસાર વાસનાઓથી અને મલીન ભાવનાઓથી દૂષિત થયેલાં છે તેથી ત્યાં જીવ રૂપે છે. પણ પ્રત્યક્ષ સ્વરૂપનું જ્ઞાન થતું નથી. ભગવાન્ ભકતોના વિમલ હૃદય કમલમાં ભ્રમર રૂપે ગુંજારવ કરે છે એટલુંજ નહિ. પરંતુ પોતાનાએ હૃદય કમલમાં ભક્ત ભ્રમરોનું સ્થાપન કરી નિજમકરંદ રસનો લ્હાવો આપે છે. અર્થાત્ ભકતોને પણ પોતાના હૃદયમાં સ્થીર કરે છે. આટલી બધી કૃપાદષ્ટિની વૃષ્ટિ આપ કરે છે, તેજ તેમનું કૃપાનિધિ પણું છે. એમ કરવાનું કારણ બીજું કાંઇજ નહિ પણ ભકતોની સાથે હૃદયની ઐક્યતા કરવા તેમને અભેદ ભાવનો—શુદ્ધ અદ્વૈત ભાવનો અનુભવ

કરાવવા જ. માટે આપ ભક્તોની સાથે હૃદયની ઐક્યતા કરવાનું જ્ઞાન ધરાવે છે.

**મૂ૦ कुंतिस्तुत्यः प्रसन्नात्मा परमाद्भुतकायकृत् ॥**
**भीष्ममुक्तिप्रदः स्वामी भक्तमोहनिवारकः ॥१८॥**

(૪૯) **कुंतिस्तुत्यः** ૧ **કુંતીવડે સ્તુતિ કરવા યોગ્ય,** ૨ **કુંતીએ જેમની સ્તુતિ કરી છે એવા,**

યુધિષ્ઠિરાદિ પાંડવોની માતા કુંતાજી સ્ત્રી જાતી હતાં છતાં, ભગવદનુગ્રહથી તમને શ્રી કૃષ્ણ ઉપર સગા છે એમ બુદ્ધિ ન હતી, પરંતુ આ પરમેશ્વર છે, ભૂમિનો ભાર ઉતારવા અને ભક્તોને તારવા અહિં પધારેલા છે, એમનાથીજ આપણું શ્રેય થશે, એમ ધારીને તેમની ભક્તિમાં લીન થયાં હતાં. પ્રભુ ભક્તોનાં હૃદયમાં સ્થિતિ કરનાર છે, માટે કુંતાજીના પણ હૃદયમાં સ્થિતિ કરી સ્વરૂપનું જ્ઞાન દર્શાવ્યું. જેથી કુંતાજી તેમની સ્તુતિ કરે છે. પ્રભુના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન સ્તુતિ કરૂવાથીજ થઇ શકે છે.

(૫૦) **प्रसन्नात्मा** ૧ **પ્રસન્ન પ્રસન્ન જેમનો આત્મા–અંતઃકરણ છે એવા,** ૨ **શુદ્ધ–સૌમ્યભાવ વાળુંજ જેમનું અંતઃકરણ છે એવા.**

પ્રભુ પૂર્ણકામ છે એટલે સર્વ કામનાઓથી પરિપૂર્ણ છે તેમને કોઇપણ વસ્તુની અભિલાષા રહેતી નથી. તેથીજ તે નિર્ગુણ નિષ્કામ કહેવાય છે. પોતેજ સર્વ રૂપે હોવાથી તેમનામાં અન્ય વસ્તુ મેળવવાની ચિંતાનો પ્રવેશજ નથી, માટે આપ પ્રસન્ન પ્રસન્ન મને ભક્તોને ૧પ્રસાદાભિમુખ રહે છે.

---

૧ ભક્તો ઉપર કૃપા કટાક્ષ કરવાને તત્પર.

(૫૧) **परमाद्भुतकार्यकृत्, અત્યન્ત આશ્ચર્ય કારક કાર્યોને કરનારા.**

ઘણુંજ વિસ્મય જનક અને સુંદર કાર્યો પ્રભુ શિવાય શું અન્યથા થઇ શકે? નહિજ. દાવાનલપાન, ગિરિરાજ ધારણ, એ પ્રભુનાં કાર્યો શું સર્વને આનંદદાયી તેમ આશ્ચર્ય ઉપજાવનારાં નથી? વળિ ભગવાન્ સર્વ ધર્મના ઉપદેષ્ટા છે, સર્વ યુધિષ્ઠિર વ્યાસ આદિના સન્નિધાન છે, છતાં ભીષ્મ દ્વારા તે યુધિષ્ઠિર વ્યાસ વગેરેને સર્વ ધર્મ શ્રવણ કરાવે છે. એશું ઉત્તમ અને વિસ્મય કારક નથી ! છે જ. માટે જ તેમને પરમ આશ્ચર્ય પમાડે તેવાં કાર્યોને કરનાર એમ કહે છે.

( ૫૨ ) **भीष्ममुक्तिप्रदः ભીષ્મને મુક્તિ આપનાર.**

કૌરવ પાંડવોના પિતામહ ભીષ્મને, સર્વ દુઃખો દૂર કરી બધા મુનિઓ સહવર્તમાન પોતાનું દર્શન આપી મુક્તિ આપનાર આપ જ છે. મુક્તિ એટલે જન્મ મરણના ભયથી રહિત બની જ્ઞાન પૂર્વક પરમાત્માની પ્રાપ્તિ થવી તે, અહિં ભીષ્મને પ્રભુનાં સાક્ષાત્ દર્શન થવાથી મુક્તિ મળેલી છે. પ્રભુની પ્રાપ્તિ થયેલી છે.

(૫૩) **સ્વામી પોતે એજ ભક્તો અને ભક્તો એજ પોતે.**

પોતે એજ ભક્તો એટલે, જે પોતાનું સ્વરૂપ છે તે ભક્તોનું જ સ્વરૂપ છે, અને ભક્તોનું જે સ્વરૂપ છે, તે પોતાનું જ સ્વરૂપ છે; એમ અભેદ ભાવે, તન્મય ભાવે રહેનારા. ગીતામાં ભગવાન્ શ્રી મુખે ઉપદેશ કરે છે કેઃ—'**ये भजन्तितु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्**' ( જે ભક્તિવડે મ્હારૂં સેવન કરે છે તે મ્હારામાં રહેલા છે અને હું તેમનામાં નિવાસ કરીને રહેલો છું. ) એ રીતે ભગવાન્

અને ભકતો એકમેકમાં તન્મયજ બની ગયા છે. પ્રભુ તેવી રીતેજ તેમનામાં પ્રેમ વિસ્તારે છે તેથી તે સ્વામી છે.

**(૫૪) भक्तमोहानिवारकः ભકતોના મોહને નિવારણ કરનાર.**

પ્રભુ ભક્તજનમાં રહેલા મોહ—અજ્ઞાનને દૂર કરે છે. પોતાના ભક્ત યુધિષ્ઠિરને ધર્મમાં અજ્ઞાનપણું હોવાથી બન્ધુઓને નાશ કર્યાનો શોક એમના અંતઃકરણને બાળી મૂકતો હતો, પરંતુ **ભગવાને ભી-**ષ્મદ્વારા ઉપદેશ અપાવી તેમના શોકને, મોહને, અજ્ઞાનને નિવાર્યો દૂર કર્યો; અટલેજ ભગવાનને ભકતોના મોહને નિવારણ કરનાર કહ્યા છે

**મૂ० सर्वावस्थासुसंसेव्यः समः सुखहितप्रदः ॥**
**कृतकृत्यः सर्वसाक्षी भक्तस्त्रीरतिवर्द्धनः ।१९।**

**(૫૫) सर्वावस्थासुसंसेव्यः સર્વ અવસ્થાઓમાં સેવન કરવાને યોગ્ય.**

બાલ્યાવસ્થા, કૌમારાવસ્થા, પૌગંડાવસ્થા, યુવાવસ્થા, વગેરે. બધી અવસ્થાઓમાં પ્રભુ સારી રીતે સેવન કરવા યોગ્યજ છે. કારણ ?. દેહ ક્ષણભંગુર છે, ક્યારે પડશે તેનો નિશ્ચય નથી, જેથી ભકતો બાલ્યાદિ બધી અવસ્થાઓમાં પ્રભુનુંજ ચિંતન કરે છે. ધ્રુવ તથા પ્રહ્લાદ વગેરે ભકતોએ બાલ્યાવસ્થાથીજ પ્રભુનું આરાધન કર્યું હતું. ૫૯ સ્કંધમાં દૈત્ય બાલકોને ઉપદેશ આપતાં પ્રહ્લાદજી જણાવે છે **कौमार आचरेत् प्राज्ञो धर्मान् भागवता निह;** (આ સંસારમાં જન્મ લેઇ કુમારાવસ્થાથીજ ભગવાનની ભક્તિ, સર્વત્ર ભગવદ્ભાવ વગેરે ભગવત્સંબધી ધર્મોને આચરવા જોઇએ, સેવવા જોઇએ ) કેમકે મનુષ્ય દેહ બહુજ પુણ્ય યોગથી પ્રાપ્ત થાય છે. વારંવાર

આવતો નથી, તેથી તેને દુર્લભ માન્યો છે. અને મનુષ્ય દેહમાં જ તેવું જ્ઞાન સંપન્ન થાય છે, બીજી જાતિમાં થતું નથી, એવા ઉત્તમ દેહનો દુરૂપયોગ ન કરતાં ભગવદીય ધર્મોનું કપટ વગેરેથી રહિત બની સારી રીતે આચરણ કરી કૃતાર્થ થવું એજ યોગ્ય છે. એને ગુમાવવો ન જોઇએ. માટેજ બાલ્યાદિ સર્વ અવસ્થાઓમાં પ્રભુ સેવનીય છે એમ કહ્યું.

**(૫૬) સમ: ૧. વિકાર રહિત, ૨. મા—લક્ષ્મીથી સહિત.**

સર્વકાળે સર્વ વિકારોથી રહિત એક પ્રભુજ છે, તેથીજ આપ બધામાં સમભાવથી વર્તન કરે છે. તેથીજ આપને અવ્યય નિર્વિકાર એમ કહી વેદ અને ગીતાદિવચનો પ્રતિપાદન કરે છે. લક્ષ્મીથી—સર્વ સૌન્દર્યમાત્રથી આપ પ્રભુજ યુક્ત છે, શ્રી વિષ્ણુ સત્વગુણાધિષ્ઠાતા દેવ એ ભગવાનનું સ્વરૂપ છે. એટલે લક્ષ્મીજીથીયુક્ત પણ આપ છે તેમ વિભૂતિઓમાત્ર પણ આપનામાંજ વિરાજે છે. એથી પ્રભુ લક્ષ્મી સંપન્ન હોય એ સ્વાભાવિક છે.

**(૫૭) સુખહિતપ્રદ: ૧ સુખ તથા હિત—કલ્યાણને આપનાર. ૨ સુખરૂપ હિત આપનાર.**

સર્વ ભક્તોને સુખ આપનાર અને તેમનું કલ્યાણ કરનાર પરમાત્માજ છે. પ્રભુ સર્વ પ્રાણીમાત્રને જળ વગેરે આપી સુખ અર્પણ કરે છે, કલ્યાણ કરે છે. તો પછી પોતાના ભક્ત ઉપર અનુગ્રહ કરી સુખ—આનંદ આપે, કલ્યાણ કરે, એમાં શું આશ્ચર્ય છે? એટલા માટેજ ભક્તો નિષ્કામ બની પરમાત્માને કૃપાનિધિ, દયાસિન્ધુ વગેરે—કહી વર્ણવે છે. સાધન સમ્પતિ રહિત એવા નિજ ભક્તો પ્રભુમાં પરાયણ બનતાંજ ભગવાનના અનુગ્રહથી તેઓ આનંદ રૂપ બની જાય છે. એવા ઉત્તમ પ્રકારનું સુખ—આનંદરૂપહિત—કલ્યાણ કરનાર આપ સર્વેશ્વરજ છે.

(૫૮) **કૃતકૃત્યઃ ૧ જેમનાં સર્વ કાર્યો નિરંતર સિદ્ધ છે એવા પુરુષોત્તમ ૨ ભૂમિના ભારને હરણ કરવા રૂપ કાર્યને સમ્પાદન કરનાર.**

પરમાત્માનાં સર્વ કાર્યો સિદ્ધ થયેલાં છે, બીજાઓનાં કાર્યો સિદ્ધ થવામાં કંઇ કંઇ વિઘ્નો દેશ કાલ વગેરેની અડચણો ઉપસ્થિત થાય છે. પરંતુ ઈશ્વરને તેવું કાંઇપણ નથી. તેમને તો સર્વત્ર સર્વ વસ્તુઓ સિદ્ધજ છે. પ્રભુ પૂર્ણ કામ છે, અને અન્યમાં અપૂર્ણતા છે તેથીજ ઇશ્વરનાં કાર્યો સિદ્ધ છે. મહાભારતના સંગ્રામ નિમિત્તે મહાભારભૂત આસુરીભાવવાળા ભૂપતિઓને ભીમસેન, ભીષ્મ, અર્જુન વગેરે દ્વારા મારી, ભૂમિના ભારને દૂર કરી, શ્રી હરિ કૃતકૃત્ય થયેલા છે. એ પ્રમાણે કરી નિજ પૂર્ણાવતારનું પ્રયોજન આપે સિદ્ધ કર્યું છે. માટેજ આપ **કૃતકૃત્ય** છે.

(૫૯) **સર્વસાક્ષી સર્વના સાક્ષી–પ્રત્યક્ષ જોનાર.**

પોતે ભગવાન્ સર્વ વ્યાપક છે, આ સર્વ જગત્ રૂપે આપજ વિરાજે છે, એટલે તેમનાથી કાંઇપણ અજાણ્યું નથી. બધી વસ્તુઓને આપ પ્રત્યક્ષજ નિરીક્ષણ કરે છે. પ્રભુ આ સઘળા બ્રહ્માંડને સાક્ષાત્ રુપે અનુભવ કરનાર સ્વસ્વરૂપ જ્ઞાનવાન્ હોવાથી તે સર્વના સાક્ષી છે.

(૬૦) **ભક્તસ્ત્રીરતિવર્દ્ધનઃ ૧ ભક્તોમાં અને સ્રીયોમાં ભક્તિરસને વધારનાર, ૨ ભક્તિયુક્ત સ્રીયોની પોતાનામાં રતિ—પ્રેમને વધારનાર. ૩ ભક્તોની સ્રીયોને પોતાના પર પ્રેમ વધારનાર.**

ભક્ત યુધિષ્ઠિરાદિમાં અને સ્રી–કુંતિ, દ્રૌપદી વગેરેમાં ભક્તિરસની વૃદ્ધિ કરનાર પ્રભુ છે. ભક્તિયુક્ત સ્રીજનો–વ્રજવનિતાઓ વગેરેની પરમાત્મા ઉપર દૃઢ પ્રીતિ છે, તોપણ પોતે એનાથી પણ

વિશેષ પોતાનામાં પ્રેમ વધે તેવી રીતે નિરંતર કર્યા કરે છે. અર્થાત્ પોતાનો આનંદ તેમને સમર્પણ કરી વિશેષ ને વિશેષ પોતા ઉપર એમને રૂચિ થાય તેવી રીતે યત્ન કરે છે. ભક્તજનોની સ્ત્રીયોને પણ પોતાનામાં પ્રેમ વધે એમ પ્રભુ ઇચ્છે છે. કેમકે ભક્તોની સ્ત્રીયો જો ભક્તોથી પ્રતિકૂળ હોય, તો પોતાની ભક્તિ કરવામાં.ભક્તને અડચણ થાય, તેથી તેમની સ્ત્રીયોનો પોતા તરફ ભક્તિપૂર્વક પ્રેમ વધે તેવો પ્રયત્ન પ્રભુ કરે છે, અને તેમનામાં પ્રીતિ વધારે છે. એટલે તે ભક્ત તથા તેમની સ્ત્રિયો વગેરે પ્રભુમાં લીન બને છે. શ્રી ભાગવતના આ સ્કંધમાં કહ્યું છે કેઃ—

**वृकोदरश्च धौम्यश्च स्त्रियो मत्स्यसुतादयः ।**
**न सेहिरे विमुह्यन्तो विरहं शार्ङ्गधन्वनः ॥**

( ભીમસેન, ધૌમ્યઋષિ સ્ત્રીયો તેમ મત્સ્યકુલના પુત્રો આદિ બધા જનો; શ્રી કૃષ્ણમાં મોહ પામેલા તેમના વિરહને સહન ન કરી શક્યા) દ્વારકામાં પ્રભુ પધારતા હતા તે સમયને ઉદ્દેશી આ વચન કહ્યું છે. શ્રી કૃષ્ણ ઉપર ભીમસેનાદિનો ઘણોજ પ્રેમ હતો. ભગવાને તેમનામાં એટલા બધા પ્રેમની વૃદ્ધિ કરી હતી કે, પોતે જ્યારે દ્વારકામાં પધારવાને તૈયાર થયા તે પ્રસંગે ભકિતમાં તલ્લીન થયેલા તે બધા વિરહને સહન ન કરી શક્યા. અને પ્રેમમાં ઘણાજ આર્દ્ર બની ગયા. એવા પ્રીતિને વધારનાર પ્રભુ છે.

**मू० सर्वसौभाग्यनिलयः परमाश्चर्यरुपधृक् ।**
**अनन्यपुरुषस्वामी द्वारकाभाग्यभाजनम् २०॥**

(૬૬) **સર્વસૌભાગ્યનિલયઃ** ૧ સંપૂર્ણ સૌભાગ્યના સ્થાન રૂપ, ૨ સર્વથી ઉત્તમ એવા સૌભાગ્યના ભંડાર.

સંપૂર્ણ સુંદરતાના સ્થાન રૂપ ઇશ્વરજ છે, સઘળી સુંદરતા આપનાં ચરણમાં વિરાજે છે. સર્વથી ઉત્તમ સૌભાગ્ય પ્રભુમાંજ હોઇ શકે. બીજામાં તેવા સૌભાગ્યનો અભાવ છે, જે કાઇ અન્યમાં સૌભાગ્ય જોવામાં આવેછે તે પ્રભુની કૃપાથીજ પ્રાપ્ત થયેલું છે, એટલે સર્વને સૌભાગ્ય અર્પણ કરનાર પણ તેજ છે, માટે પ્રભુને સકલ સૌભાગ્યના નિધાન–ભંડાર રૂપે કહ્યા. વળિ હસ્તિનાપુરથી દ્વારકા તરફ જતાં માર્ગમાં જુદા જુદા દેશોના નિવાસીઓએ તેમનો ઘણોજ સત્કાર કર્યો એમ ભાગવતના આ સ્કંધમાં જણાવેલું છે. શ્રી કૃષ્ણ પોતે સર્વ સૌભાગ્યના નિધાન હોવાથીજ તેમનો સર્વજનોએ સત્કાર કરેલો છે એ સ્પષ્ટ છે.

(૬૨) **परमाश्चर्यरुपधृक् અત્યંત વિસ્મયકારક રૂપને ધારણ કરનાર.**

સર્વ આશ્ચર્યો ઇશ્વરમાંજ જણાય છે, એટલે પોતે અત્યંત વિસ્મય જનક સ્વરૂપને ધારણ કરી શકે એ સહજ છે. શ્રુતિ ઉપદેશે છે કેઃ–**अपाणिपादो जवनो ग्रहीता॰**, ( પોતે હાથ પગ વિનાના છે તો પણ ગ્રહણ કરી શકે છે. અને ચાલી શકે છે ) અરે! એટલુંજ નહિ પણ કાન વિના શ્રવણ કરી શકે છે. નેત્ર વિના જોઇ શકે છે. અર્થાત્ ગ્રહણ કરવું, ચાલવું, સાંભળવું, જોવું, વગેરે ક્રિયા પ્રભુ અલૌકિક સ્વરૂપેજ, આનંદમય સ્વરૂપેજ કરે છે. આ આશ્ચર્ય નહિ તો બીજું શું ? એવા આશ્ચર્યમય સ્વરૂપને પરમાત્માજ ધારણ કરી શકે, પ્રભુનું આશ્ચર્યમય સ્વરૂપ ભાગવતના આ સ્કંધમાં જણાવ્યું છે કેઃ—

**सितातपत्रव्यजनै रुपस्कृतः प्रसूनवर्षैरभिवर्षितः पथि ।**
**पिशङ्गवासा वनमालया बभौ घनो यथार्कोडुपचापवैद्युतैः ॥**

( ધોળાં છત્ર ચામરોથી યુક્ત, માર્ગમાં પુષ્પની વૃષ્ટિવડે વર સઇ રહેલા **શ્રી કૃષ્ણ** જેમ સૂર્ય તારા ઇંદ્રધનુષ અને વીજળીવડે મેઘ શોભે તેમ પીળાંવસ્ત્રવડે તથા વનમાળાથી આપ શોભતા હતા.) સૂર્ય તારા મેઘધનુષ વીજળી વગેરેથી જેમ મેઘ અદ્દભુત-આશ્ચર્ય કારક લાગે છે, તેમ આપ પણ વનમાળા, પીત વસ્ત્ર, શ્વેત ચામર, વગેરે વડે આશ્ચર્યમય સ્વરૂપવાળા લાગે છે. એજ પ્રભુનું આશ્ચર્ય-મય રૂપ છે.

( ૬૩ )**अनन्यपुरुषस्वामी જેમને અન્ય કોઇ પુરૂષ રક્ષક નથી તેવા દ્વારકાંનિવાસી જનોના સ્વામી.**

દ્વારકાનિવાસી યાદવો વગેરેના સ્વામી—રક્ષક પોતે શ્રી કૃષ્ણ હતા તેજ તેમનું દૈવત હતું, કેમકે તેમને અનેક કષ્ટોથી મુકાવનાર સર્વ પ્રકારે આનંદ આપનાર એજ હતા. શ્રીકૃષ્ણને લીધેજ તેમની સમૃદ્ધિ વૃદ્ધિ પામી હતી. ઇત્યાદિ કારણોને લીધે દ્વારકાનિવાસી પ્રજાઓના સ્વામી આપ શ્રી કૃષ્ણ હતા. તેથીજ જ્યારે હસ્તીનાપુરથી દ્વારકામાં આપ પધાર્યા, ત્યારે આપના શંખધ્વનિથી આકર્ષાઇ સર્વ દ્વારકાવાસી પ્રજાજનોએ દર્શનમાં ઉત્કંઠિત બની ભગવાન્ શ્રી કૃષ્ણને પુષ્પથી, [1]લાજાથી, મોતીથી, તેમ નયન કટાક્ષથી વધાવી લીધા હતા; એજ તેમનું મુખ્ય સ્વામીપણું પ્રત્યક્ષ છે.

**(૬૪) द्वारकाभाग्यभाजनम् ૧ દ્વારકા નગરીનાં ભાગ્યના કારણ રૂપ. ૨ દ્વારકાની સર્વ સમ્પત્તિને ભોગવનાર. ૩ દ્વારકાના સ્થાનરૂપ.**

---

૧ લાજા—ડાંગેરની ધાણી.

દ્વારકામાં સર્વ વિભૂતિના–સંપત્તિના કારણરુપ આપ ભગવાન્ છે. શ્રી કૃષ્ણના ચરણકમલમાં સર્વ સંપત્તિઓ નિવાસ કરે છે, એટલે આપ જ્યાં પધારતા હોય ત્યાં જ સકલ સંપત્તિઓ હોય. એ સ્વાભાવિક છે, અને તે સર્વ સંપત્તિઓને ભોગવનાર, પણ તેજ પ્રભુ છે. ભગવાન્ લક્ષ્મીના અધીશ્વર છે, અને સર્વ સંપત્તિઓ લક્ષ્મી સ્વરૂપ છે, તો તે લક્ષ્મીરૂપ સંપત્તિઓ ભગવાન્‌ના ચરણનું સેવન કરે અર્થાત તેમના ઉપયોગ માંટે પ્રાપ્ત થાય એમાં કાંઇ નવાઇ નથી. દ્વારકા નગરીની સ્થિતિ આપના વિરાજવાથીજ છે. આપે પોતાના ઉપભોગ માટેજ દ્વારકાને નિર્માણ કરી છે, એટલે તેના શ્રી કૃષ્ણ સ્થિતિ—સ્થાન રૂપ છે.

## मू० बीजसंस्कारकर्त्ता च परीक्षिज्ज्ञानपोषकः ॥
## सर्वत्रपूर्णगुणकः सर्वभूषणभूषितः ॥२१॥

(૬૫) **बीजसंस्कारकर्त्ता બીજરૂપ સંસ્કારને કરનાર.**

બીજ એટલે ભાગવતશાસ્ત્રને શ્રવણ કરવાના બીજરૂપ પરીક્ષિત્ રાજાના દેહનો સંસ્કાર અર્થાત્ ભગવદ્ ભજનને યોગ્ય એવી દેહ સંપત્તિને પ્રાપ્ત કરાવનાર એવા ભગવાન્. પ્રભુના અનુગ્રહ શિવાય તેવા સંસ્કારો, તેવી યોગ્યતા પ્રાપ્ત થતી નથી, પરીક્ષિત્ રાજાને શ્રોતાઓમાં ઉત્તમ માન્યા છે. એવા પ્રકારની ઉત્તમતા પ્રાપ્ત કરવી એ સાધારણ વાત નથી; તેથી જ તેવા સંસ્કારોને પરિક્ષિત્‌માં ઉત્પન્ન કરનાર આપ પ્રભુજ છે.

(૬૬) **परीक्षिज्ज्ञानपोषकः પરીક્ષિત્‌ના જ્ઞાનનું પોષણ કરનાર.**

પરિક્ષિત્ રાજાને માતાની કુક્ષિમાં જે અંગુષ્ટ માત્ર સ્વરૂપનું ભગવાને દર્શન આપ્યું હતું, તે સ્વરૂપના જ્ઞાનને પોષણ કરનાર–

ન ભૂલાય તેમ કરનાર. બીજાઓનો માતાના ઉદરમાંથી જ્યારે બહાર જન્મ થાય છે, ત્યારે સંસારના માયાયુક્ત વાયુથી, પૂર્વ સંસ્કારના અભાવે તેમનું જ્ઞાન નષ્ટ થઇ જાય છે. પરંતુ પરિક્ષિત્ રાજાને જે માતાના ઉદરમાં જ્ઞાન પ્રકટ થયું હતું, તે પ્રભુની કૃપાથી થયેલા શુદ્ધ સંસ્કારને લીધે નાશ ન પામ્યું. આપ પરમાત્માએજ તે જ્ઞાનને વિસ્મૃત થવા દીધું નથી, માટેજ પરિક્ષિતના જ્ઞાનને પોષણ કરનાર એવા **શ્રી કૃષ્ણ** એમ કહ્યું.

(૬૭) **सर्वत्रपूर्णगुणकः સર્વત્ર પૂર્ણ ઐશ્વર્યાદિ ગુણો જેઅને છે એવા.**

સર્વને સઘળા સ્થાનમાં અર્થાત્ અંતર બહાર વગેરે સઘળે સ્થળે જેમના પૂર્ણ—કોઇ વખત નહિ નાશ પામે તેવા ઐશ્વર્યાદિગુણો જેમને પ્રકાશમાન્ છે એવા પ્રભુ. પરીક્ષિત્ રાજાએ ભગવાનને માતાના ઉદરમાં જોયા. તે સમયે પણ પોતે ઐશ્વર્યાદિ ગુણો વડે વિરાજમાન્ હતા. તેથીજ અત્ર કહે છે કે, બહાર અને અંતર સર્વ સ્થાનમાં એટલે સચરાચર વિશ્વમાં પણ જેમના અખિલ દિવ્ય ગુણો શોભી રહ્યા છે, ઐશ્વર્યાદિ ગુણો કોઇપણ અવસ્થામાં સર્વત્ર જેમના ન ક્ષોભ પામે, એવા ઇશ્વર વિના બીજું કોણ હોઇ શકે ?!

(૬૮) **सर्वभूषणभूषितः અનેક આભૂષણોથી શોભાયમાન.**

અનેક—મુકુટ, કુંડલ વિગેરે શણગારોથી સુશોભિત આપ પ્રભુ છે. આ સ્કંધમાં પ્રભુને વર્ણવે છે કેઃ—**स्फुरत्पुरटमौलिनं तप्तकाञ्चन कुण्डलम्** ( સ્ફુરણાયમાન્ સુવર્ણમય મુકુટને ધારણ કરનાર તપાવેલ કુંદનના સમાન કુંડળો વડે કમનીય લાગતા શ્રી કૃષ્ણને અભિવંદન કરૂં છું ] ઇત્યાદિમાં રમણીય ભૂષણોથી ભૂષિત ભગવાનનું સ્વરૂપ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે.

**મૂ० सर्वलक्षणदाता च धृतराष्ट्र विमुक्तिदः ॥**
**स्वमार्गरक्षको नित्यं विदुरप्रीतिपूरकः ॥ २२॥**

(૬૯) **सर्वलक्षणदाता સર્વ લક્ષણોને અર્પણ કરનાર.**

પરીક્ષિત્ રાજાને, ઇક્ષ્વાકુ, ધ્રુવ, માંધાતા, વગેરે પ્રસિદ્ધ રાજાઓનાં પ્રજાપાલન, જ્ઞાન, ભક્તિ ઇત્યાદિ પ્રસિદ્ધ લક્ષણો–ગુણોને સમર્પણ કરનાર આપ પ્રભુ છે, પોતાની કૃપા દૃષ્ટિની વૃષ્ટિ થવાથી જ પરીક્ષિત્ રાજામાં તેવા સર્વ ગુણો–લક્ષણો પ્રાપ્ત થયેલાં છે. માટેજ સર્વ લક્ષણોને અર્પણ કરનાર પ્રભુ એમ કહ્યું.

(૭૦) **धृतराष्ट्रविमुक्तिदः ધૃતરાષ્ટ્રને મુક્તિ આપનાર**

ભગવાને ધૃતરાષ્ટ્રરાજાને વિદુરજી દ્વારા વૈરાગ્ય ઉત્પન્ન કરાવી તેમ વ્યાસ દ્વારા ઉપદેશ આપી મુક્તિ આપેલી છે એ રીતે તેને મુક્તિ—મોક્ષ સુખ આપનાર આપ છે.

(૭૧) **सन्मार्गरक्षको नित्यम् નિરંતર સન્માર્ગનું રક્ષણ કરનાર.**

સત્પુરૂષોનો એજ મુખ્ય નિયમ છે કે; ગૃહસ્થાશ્રમની વૃત્તિનો ત્યાગ પૂર્વક ભગવાન્‌ની પ્રાપ્તિ થાય તેવાં સાધનો કરવાં. એ પ્રમાણે વૈરાગ્ય પૂર્વક ભક્તિ ભાવ જેમને થયેલો છે, તેવા સજ્જનોના ભક્તિ માર્ગને નિરંતર રક્ષણ કરનાર આપ **શ્રીકૃષ્ણ** છે. તેથીજ આપે વિદુરજી દ્વારા ધૃતરાષ્ટ્ર રાજાને ઉપદેશ અપાવી ગૃહસ્થાશ્રમથી દૂર કરાવ્યા છે. તેવીજ રીતે સર્વ ભગવદીય જનોનું મન પણ સંસારમાં લીન ન થાય તેમ કરી અર્થાત્ તેમને જ્ઞાન સમર્પણ કરી પોતે ભક્તિમાર્ગનું રક્ષણ કરે છે.

(૭૨) **विदुरप्रीतिपूरकः १ વિદુરજીની પ્રીતિને પૂર્ણ**

**કરનાર, ૨ વિદુરની પ્રીતિને-ભાવને પૂર્ણ કરવાથીજ જેમને ક—સુખ છે એવા પુરુષોત્તમ.**

પોતાના પરમ ભક્ત વિદુરજીની પોતાના ઉપર સ્થાર રહેલી પ્રીતિ—દૃઢ ભક્તિને પૂર્ણ કરનાર આપ પ્રભુ છે, કેમકે નિજ ભક્તોની પ્રીતિને પૂર્ણ કરવી-સંપાદન કરવી એજ આપનું કર્ત્તવ્ય આપ મુખ્ય માની રહ્યા છે. ભક્તોના ભાવને પૂર્ણ કરવાથી જ પ્રભુ આનંદ માને છે.

**मू० लीलाव्यामोहकर्त्ता च कालधर्मप्रवर्त्तकः ।**
**पाण्डवानां मोक्षदाता परीक्षिद्भाग्यवर्द्धनः ॥ २३ ॥**

**(૭૩) लीलाव्यामोहकर्त्ता ૧ લીલાઓવડે વિશેષ મોહ ઉત્પન્ન કરનાર, ૨ લીલા—ચેષ્ટા તે રૂપ વિ-કાળરૂપે સર્વને આ—સઘળે મોહ ઉપજાવનાર.**

આસુરી જીવોને વ્યામોહ ઉત્પન્ન કરવા મનુષ્ય ભાવે પ્રકટ થઇ તેમનાજ જેવી લીલા-કૃતિ કરીને સર્વ સ્થાનમાં અત્યંત મોહ પમાડનાર ભગવાન્ છે. તેથીજ કંસ, જરાસંધ, શિશુપાલ પ્રભૃતિ આસુરોને ભગવાનના સ્વરૂપમાં મોહ ઉત્પન્ન થયો છે. સ્વધામ પધારતી વખતે પીપલ વૃક્ષના કોમલ મૂલમાં સ્થાન કરી પારધીના બાણુથી ચરણારવિંદને ક્ષત થયાનું નિમિત્ત દર્શાવી આપે આસુર વ્યામોહલીલા કરીછે. વસ્તુતઃ જોતાં પ્રભુને જન્મ મરણ વગેરે કાંઇજ નથી, પરંતુ આસુરીજનોને તેમ ભાસે છે, વળી ચેષ્ટા રૂપ કાળ વડે પણ સર્વને સર્વસ્થળે મોહ કરનાર આપ છે. માટે જ લીલાવડે અત્યંત મોહ કરનાર એવા **પુરુષોત્તમ** એમ કહ્યું.

**(૭૪) कालधर्मप्रवर्त्तकः કાળના ધર્મને વિસ્તારનાર.**

સર્વગ્રાસી કાળને પ્રવર્ત્તાવવો એ તમોગુણાધિષ્ટાતા રૂદ્રનું કાર્ય

છે. પ્રભુ રુદ્રરૂપે દૈવી, ભુવિ અને અંતરિક્ષ એવા ત્રણ પ્રકારના ઉત્પાત રૂપ કાળના ધર્મનો વિસ્તાર કરનાર—પ્રવૃત્તાવનાર છે, ભાગવતના આ સ્કંધમાં કહ્યું છે કેઃ—

**व्यतीताः कतिचिन्मासाः०**

( **શ્રી**કૃષ્ણ તથા યાદવ બંધુઓના સમાચાર મેળવવા મોકલેલા અર્જુનજી દ્વારકામાં ગયા હતા. પરંતુ કેટલાક માસો વ્યતીત થયા છતાં અર્જુન આવ્યા નહિ, એટલે યુધિષ્ઠિર રાજા ઘોર નિમિત્તો જોવા લાગ્યા. ) એમ કહી આગળ ઘોર કાળની ભયંકરતા અને વિચિત્રતા દર્શાવી છે. ઇત્યાદિ સર્વ કાળ ધર્મને પ્રવર્ત્તાવનાર પોતે પ્રભુજછે.

**(૭૫) पाण्डवानां मोक्षदाता પાંચે પાંડવોને મોક્ષ આપનાર**

યુધિષ્ઠિર, **ભી**મસેન, **અ**ર્જુન, નકુળ, **સ**હદેવ, એ પાંચે પાંડવોને મોક્ષ—મુક્તિ આપનાર પોતે ભગવાન્ છે. અર્જુન દ્વારકામાંથી આવીને યાદવોના નાશને તેમ ભગવાન્‌ની સ્વધામમાં પધારવા સંબંધી આસુરવ્યામોહલીલાને જણાવી, જેથી ભગવાન્‌ની વિરહને લીધે સર્વ પાંડવોએ રાજ્ય સંપત્તિ તજીને જ્ઞાનનિષ્ઠ બની ભગવાન્‌ની ભક્તિમાં તલ્લીન થવાને લીધે મુક્તિ પામ્યા. એ રીતે પોતાના સ્વરૂપનો પાંડવોમાં પ્રકાશ કરી ભક્તિ—ભગવદાસક્તિ આપનાર આપ **શ્રી** કૃષ્ણજ છે.

**( ૭૬ ) परीक्षिद्भाग्यवर्द्धनः પરીક્ષિત્ રાજાના ભાગ્યને વધારનાર.**

જ્યારે પરીક્ષિત્‌નો જન્મ થયો ત્યારે જે જે લક્ષણો બ્રાહ્મણોએ જણાવ્યાં હતાં તે તે સર્વ શુભ લક્ષણો રાજ્ય પ્રાપ્ત થતાંજ તેમનામાં વિશેષ રીતે પ્રકાશમાન્ થયાં. તેવાં પ્રકારનાં શુભ લક્ષણો રૂપ ભાગ્યની વૃદ્ધિ કરનાર પોતે ભગવાન્ છે. તેમના અનુગ્રહથીજ ભાગ્યની વૃદ્ધિ

થયેલી છે, તેથીજ એમને ભગવદ્રૂપ શ્રી ભાગવત શ્રવણનો મુખ્ય ઉત્તમ અધિકાર પ્રાપ્ત થયેલો છે.

## મૂ० कलिनिग्रहकर्त्ता च धर्मादीनां च पोषकः॥ सत्सङ्गज्ञानहेतुश्च श्रीभागवतकारणम् ॥ २४ ॥

( ૭૭ ) **कलिनिग्रहकर्त्ता કલિયુગને નિગ્રહકરનાર.**

કલિયુગને નિગ્રહકરનાર—પોતાને સ્વાધીન કરનાર આપ પ્રભુ છે. **પરીક્ષિત્** રાજાએ દિગ્વિજય કરતાં ધર્મને અને ભૂમિને પીડા કરનાર કલિને શૂદ્રરાજાના સ્વરૂપમાં જાયો. તેથી ક્રોધાયમાન બની તેનો પરાભવ કરી પોતાને આધીન બનાવ્યો. શ્રી ભાગવતના આ સ્કંધમાં કહે છે કેઃ—**निजग्राहौजसा वीरः कलिं दिग्विजयेक्वचित्** ( વીર પરીક્ષિતે દિગ્વિજયમાં પોતાના તેજથી કલિયુગને, વશીભૂત કર્યો. ) અહિં ભગવાન્ **શ્રી** કૃષ્ણજ કલિયુગને આધીન કરનાર છે, કારણ કે, ભક્ત હૃદયમાં આપ વિરાજે છે, પરીક્ષિત્ રાજા પ્રભુના પૂર્ણ પ્રેમી ભક્ત છે, તથા ભગવાનના આવેશથીજ તેમનું પ્રાકટ્ય થયેલું છે, માટે પરીક્ષિત્ એ પોતે પ્રભુજ છે.

( ૭૮ ) **धर्मादीनां च पोषकः ધર્મ વગેરેનું પોષણ કરનાર.**

ધર્મ—વૃષ સ્વરૂપ છે, વૃષને જેમ ચાર પગ છે, તેમ ધર્મને **સત્ય**, દયા, **તપ**, અને **શૌચ** એમ ચાર પગો છે. પરંતુ દુષ્ટ કલિ ( શૂદ્રરાજનો વશધારી ) એ **સત્ય**, દયા અને **તપ** રૂપ ત્રણ ચરણો છેદી નાંખ્યા, જેથી એકજ અવશિષ્ટ—બાકી રહ્યો. તે પણ નાશ કરવાને કાલ પ્રયત્ન કરે છે. એવા પ્રકારની ધર્મની સ્થિતિ નિહાળી દિગ્વિજય કરતાં પરીક્ષિત્ રાજાએ કલિનો નિગ્રહ કરી તે ધર્મનુ પોષણ કર્યું. અર્થાત્ તેના નષ્ટ કરેલા સત્યાદિ રૂપ ત્રણ ચરણોને

સાંધી—સત્યાદિનું સ્થાપન કરી, ધર્મને પુષ્ટિ આપી, આદિ શબ્દથી ગાયનું રૂપ ધારણ કરનાર ભૂમિનું તેમણે રક્ષણ કર્યું છે, તેમ સર્વ દીનજનોનું-અનાથ જીવોનું પણ તે પાલન કરનાર છે. ઉપર કહ્યા પ્રમાણે **પરીક્ષિત્** રાજા પોતે પ્રભુ સ્વરૂપજ હોવાથી તેમના દ્વારા સર્વ કરનાર આપ ભગવાન્જ છે. ભગવદિચ્છા શિવાય કોઇથી કાંઇપણ બની શકેજ નહિ, એ નિર્વિવાદ છે.

(૭૯) **सत्सङ्गज्ञानहेतुः ૧ સત્સંગથી ઉપજતા જ્ઞાનના કારણરુપ, ૨ સત્સંગજ જેમનું જ્ઞાન થવાનું કારણ છે એવા પુરુષોત્તમ.**

સત્સંગ એટલે ભગવદીય જનનો સમાગમ, એવો સમાગમ વારંવાર કરવાથી ભગવદ્‌જ્ઞાન અંતરમાં પ્રકાશ પામે છે. તેવા જ્ઞાન પૂર્વક પ્રભુમાં સ્નેહ થતાંજ પ્રભુ પ્રાપ્ત થાય છે. માટેજ તેવું જ્ઞાન પ્રકટ થવાનું કારણ આપ શ્રીકૃષ્ણ છે. ભગવદીયનાં દર્શન, તેમની સાથે ઐક્યતાથી ભગવદ્વાર્તાલાપ, વગેરે કરવાથીજ જ્ઞાન થાય, પ્રભુની પ્રાપ્તિ થાય. ભાગવતના આ સ્કંધમાં ઉપદેશે છે કે:—

**तुलयाम लवेनाऽपि न स्वर्गं ना पुनर्भवम् ।**
**भगवत्साङ्गिसङ्गस्य मर्त्यानां किमुताशिषः ॥**

(મનુષ્યોને ભગવાનના ભક્તોનો સમાગમથાય, તેની એક લેશ માત્ર પણ બરાબરી કરવાને સ્વર્ગ તેમ પુનર્ભવ શક્તિમાન્ નથી; તો પછી તેવા ભગવદીયોના આશીરવાદોને હું શુંજ વર્ણવું?) માટેજ સત્સંગથી થતા જ્ઞાનના કારણ રૂપ આપ ભગવાન્ છે એમ કહ્યું.

(૮૦) **श्रीभागवतकारणम् શ્રી યુક્ત એવા શ્રીમદ્ ભાગવતના કારણરૂપ.**

શ્રી-લક્ષ્મી, અર્થાત્ સર્વ વિભૂતિમય શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રને પ્રવૃત્ત કરવાના કારણ રૂપ આપ ભગવાન્ જ છે. કારણ કે બ્રાહ્મણના શાપ નિમિત્તે પરીક્ષિત્ રાજાએ શ્રીભાગવતને શ્રી શુકદેવજીથી સાંભળ્યું એ રીતે શુક અને પરીક્ષિત્‌ના સંવાદ દ્વારા શ્રીમદ્ ભાગવતને અખિલ ભૂમિમાં પ્રસરાવનાર આપ જ છે.

## मू० प्राकृतादृष्टमार्गश्च— .... .... .... .... ....

**(૮૧) प्राकृतादृष्टमार्गः ૧ પ્રકૃતિસ્થ અદૃષ્ટમાર્ગને ચલાવનાર, ૨ પ્રકૃતિસ્થ અને અદૃષ્ટને દુરકરનાર.**

પ્રકૃતિ—માયા તેમાં રહેલો એ પ્રકૃતિસ્થ અર્થાત્ અદષ્ટ—પ્રારબ્ધ કર્મને આધીન રહેલો માર્ગ—કે જે વારંવાર જન્મમરણ રૂપ પ્રાકૃત કહેવાય છે. તેવા પ્રાકૃત અદષ્ટ માર્ગને ચલાવનાર આપ પ્રભુ છે. તેમ પ્રકૃતિના કાર્યો—કે જે હું મારૂં આ મ્હારો દેહ, વગેરેને અને અદષ્ટ એટલે પ્રારબ્ધ કર્મને દૂર કરનાર પણ આપ શ્રી પુરુષોત્તમજ છે. શ્રીકૃષ્ણચંદ્રનું શુદ્ધભાવથી સેવન કરનારને માયાના વિકારો, પ્રારબ્ધ કર્મો, તેમ અહંતા મમતાત્મક સંસારના ભાવો વગેરે કોઇપણ દૂષિત કરી શકતા નથી. તેવી વસ્તુઓથી ભગવાનનો ભક્ત નિર્લેપજ રહે છે. સર્વત્ર, સર્વથા, સમર્થ, પ્રભુજ તેનું રક્ષણ કરે છે.

## ॥ इति प्रथमस्कन्धनामानि ॥



# ॥ अथ द्वितीयस्कन्धनामानि ॥

**मू०........ ........ -श्रोतव्यः सकलागमैः ॥**
**कीर्त्तितव्यः शुद्धभावैः स्मर्त्तव्यश्चात्मवित्तमैः ॥२५॥**

(૮૨) **શ્રોતવ્યઃ સકલાગમૈઃ ૧ સર્વ સિદ્ધાન્તોવડે સાંભળવાલાયક, ૨ સકલશાસ્ત્રને અનુસરનારા વિદ્વાનોએ શ્રવણ કરવાને માન્ય કરેલા.**

સર્વ સિદ્ધાન્તોથી અનેક વિદ્વાનોથી માનનીય પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રજ છે, એ નિઃસંશય છે, આપ પોતેજ ગીતામાં આજ્ઞા કરે છે કેઃ—**वेदैश्चसर्वैरहमेववेद्यः** ( સર્વવેદોવડે હું જાણવા યોગ્ય છું ) શ્રુતિ ભગવતી પણ **सर्वे वेदायत्पदमामनन्ति** (બધાવેદો એ પરમાત્માના પદનેજ નમન કરી રહ્યા છે.) ભાગવતના પ્રથમ સ્કંધના અંતમાં **यच्छ्रोतव्यमथोजाप्यम्०** એ શ્લોકથી પરિક્ષિત્ રાજા, મરનારને શ્રવણ કરવા યોગ્ય, જપવા યોગ્ય શું છે? એમ શુકદેવજીને પ્રશ્ન કરે છે. તેના પ્રત્યુત્તરમાં શ્રી શુકદેવજી જણાવે છે કેઃ-

**तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः ॥**
**श्रोतव्यः कीर्त्तितव्यश्च स्मर्त्तव्यश्चेच्छताभयम् ॥**

(હે ભારત ! હે પરીક્ષિત્ ! અભય ઇચ્છનાર મનુષ્યે ભગવાનને—તેમનાં ચરિત્રોને, શ્રવણ કરવાં, કીર્તન કરવાં, તેમ સ્મરણ કરવાં) એજ કલ્યાણકર છે. એ ઉપલા શ્લોકના ભાવને પ્રકટ

કરનારાં ત્રણ નામો જણાવ્યાં છે. માટે જ સર્વ સિદ્ધાન્તોથી તેમ વિદ્વાનોથી એ પ્રભુ જ શ્રવણ કરવા યોગ્ય છે.

**(૮૩) कीर्त्तितव्यः शुद्धभावैः શુદ્ધભાવ યુક્ત ભક્તોએ કીર્તન કરવા લાયક.**

શુદ્ધ ભાવ એટલે જેમનો સરલ સ્વભાવ છે એવા 'તથા કામ ક્રોધ લોભ અને મોહ વગેરેથી રહિત શુદ્ધ—સ્વચ્છ જેમનું અંતઃકરણ છે એવા ભક્તોવડે કીર્તન કરવા યોગ્ય તો એક પ્રભુજ છે. તેથીજ આપ ગીતામાં શ્રીમુખથી આજ્ઞા કરે છે કે:—

**महात्मानस्तु मां पार्थ ! दैवीं प्रकृतिमास्थिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥**
**सततं कीर्त्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ॥**

(હે અર્જુન ! દૈવીપ્રકૃતિમાં રહેલા મહાત્માઓ મ્હને અવ્યય તથા સર્વમાં આદિરૂપ જાણીને અનન્યભાવથી ભજે છે—સેવે છે; તેમ દૃઢ વ્રત ધારણ કરી યત્નપૂર્વક નિરંતર મ્હારૂં કીર્તન કરે છે.) એ જ આપના વચનથી કીર્તન કરવા યોગ્ય આપ પૂર્ણ પુરુષોત્તમ જ છે.

**(૮૩) स्मर्तव्यश्चात्मवित्तमैः આત્મજ્ઞ ભગવદીયોથી સ્મરણીય એવા.**

આત્મજ્ઞ—પરમાત્માને જાણનારા અર્થાત્ ભગવાનનો અનુગ્રહ પ્રાપ્ત કરી હું તેમનો અંશ છું એટલે આપ ભગવાન્ સમુદ્ર રૂપે છે, હું તરંગ રૂપે છું, ભલે હું અંશ રૂપે છું તો પણ જેમ સમુદ્રથી તરંગ અભિન્ન છે, તેવી રીતે હું પણ તેમનાથી અભિન્ન છું. તોપણ

હું માયામાં પ્રવિષ્ટ થયેલો અલ્પ જીવ છું માટે તે મ્હારા પ્રભુ છે, સ્વામી છે. મ્હારે તેમનુંજ શરણ છે, મ્હારા તેજ સેવનીય, સ્મરણીય છે. એવા પ્રકારના પોતાના સ્વરૂપનો અને પ્રભુના સ્વરૂપનો અનુભવ કરનાર ભક્તો વડે કેવળ પરમાત્મા શ્રી કૃષ્ણજ સ્મરણ કરવા યોગ્ય છે.

# मू० अनेकमार्गकर्त्ता च नानाविधगतिप्रदः ॥
# पुरूषः सकलाधारः सत्वैकनिलयात्मभूः ॥२६॥

(૮૫) **अनेकमार्गकर्त्ता ૧ અનેક યોગ સાંખ્યાદિ માર્ગોને રચનાર, ૨ અનેક–એકસંખ્યા રહિત એવા પોતેજ પોતાના માર્ગના કરનાર.**

યોગ સાંખ્ય આદિ માર્ગોને પ્રકટ કરનાર આપ પ્રભુ છે, યોગ સાંખ્યના જે જે આચાર્યો થઇ ગયા, તે તે આચાર્યો રૂપ પોતે અંશથી. પ્રકટ થઇ તે તે માર્ગોને પ્રકટ કર્યા. ભગવાન્ એક રૂપે અને અનેક રૂપે પણ છે અટલે પોતે અગમ્ય કોઇથી ન જાણી શકાય તેવા છે. માટે એમના માર્ગને એ પોતેજ રચનાર છે, બીજાઓ તેમના માર્ગને જાણવા અસમર્થ છે, મહાભારતાંર્ગત વિષ્ણુ સહસ્ત્રનામમાં **एकोनैकः सर्वकः** किम् પરમાત્મા એક રૂપે, અનેક રૂપે, તેમ સર્વ રુપે છે. એમ જણાવ્યું છે. તેથીજ પોતાના માર્ગને પોતેજ પ્રક્ટ કરનાર એમ કહ્યું.

**(૮૬) नानाविधगतिप्रदः ૧ જુદા જુદા પ્રકારની ગતિને આપનાર ૨ નાના પ્રકારે નવધા ભક્તિરૂપ ગતિને આપનાર.**

જેવાં જેનાં કર્મો હોય તેવી વિવિધ ગતિને આપનાર આપ શ્રી કૃષ્ણ છે. જેને સ્વર્ગની યોગ્યતા હોય તેને **સ્વર્ગ**, [૧]અપવર્ગની યોગ્યતા હોય તેને **અપવર્ગ**, સ્વસ્વરૂપજ્ઞાનની યોગ્યતાવાળાને સ્વસ્વરૂપ-જ્ઞાન, એમ સર્વને યથાયોગ્ય ગતિ પ્રભુ અર્પણ કરે છે. વળિ નિજ ભકતોને સ્મરણ કીર્તનાદિ નવેપ્રકારની ભક્તિમાં જેને જે યોગ્ય હોય તેવી ભક્તિરૂપ ગતિને પણ આપે છે. એમ નાનાવિધ ગતિ આપનાર એજ પ્રભુ છે.

**(૮૭) પુરુષ: ૧ પુર—બ્રહ્માંડમાં શયનકરનાર, ૨ નવ-દ્વારવાળું પુર—શરીર તેમાં શયનકરનાર, ૩ ઉન્નતિમાન્ પ્રાણીયોમાં વિરાજમાન્ ૪ પુરૂ—ચૌદભુવનને નાશકરનાર, ૫ પૂર્ણ એવા ૬ સર્વથી પુરાણ ૭ સર્વના સ્થાન રૂપ, ૮ વૈરાટ પુરૂષ.**

આ અખિલ બ્રહ્માંડમાં શયનકરનાર—વ્યાપક રૂપે સ્થિતિ કરનાર તેમ નવદ્વારમય શરીરરૂપ નગરમાં વિરાજમાન્ છે, તેથીજ તેમને પુરૂષ કહે છે. મહાભારતમાં વ્યાસ ભગવાન્ ઉપદેશે છે કે—

**नवद्वारं पुरं पुण्यमेतै र्भावैः समन्वितम् ।**
**व्याप्य शेते महात्मा यत् तस्मात्पुरुष उच्यते ॥**

( એ સર્વભાવોથી યુક્ત મુખ નાક આદિ નવદ્વારવાળા દેહરૂપ નગરમાં વ્યાપ્ત થઇ જે પરમાત્મા શયન કરે છે તેમને **પુરૂષ** કહેવામાં આવે છે, ) વળિ ઉન્નતિને પામેલા સર્વ પ્રાણી માત્રના પણ અંતરમાં પ્રભુ—વિરાજમાન્ છે. જ્યારે પોતે આ સર્વ સૃષ્ટિનો

૧ મોક્ષ.

સંહાર કરવાની ઇચ્છા કરે છે, ત્યારે ચૌદે ભુવનોનો વિનાશ કરી સર્વ વસ્તુને પોતાનામાં સમાવી દે છે. આપ પૂર્ણ છે, સનાતન છે, સર્વ સ્થાનમાં સ્થિતિ કરનાર છે. તેથીજ **पुराणात्सदना च्चैव ततोऽसौ पुरुषो मतः** સર્વમાં પુરાણ અને સર્વસ્થાનરૂપ આપ હોવાને લીધે **પુરૂષ** એમ આપને બધા માન્ય કરે છે. તેમાં પોતે વૈરાટ રૂપે છે. તેથી પણ **પુરૂષ** એમ કહી વ્યવહાર કરવામાં આવે છે. શ્રુતિ આજ્ઞા કરે છે કે, "**पुरुषो वै विराजः**" પુરૂષ પરમાત્માજ વિરાટ રૂપે છે. ઇત્યાદિ કારણોને લીધે ભગવાન્ પોતે **પુરૂષ—પુરુષોત્તમજ** છે.

### (૮૮) सकलाधारः સર્વ વિશ્વના આધાર.

આ સકલ બ્રહ્માંડ ભાણ્ડ દેહના આધાર-આશ્રય રૂપ આપ પ્રભુજ છે. ગીતામાં આપ આજ્ઞા કરે છે કે:—**सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव** ( આ સઘળું જગત્ જેમ દોરથી મણિઓ પરોવાય છે તેમ પરમાત્માથી ઓતપ્રોત છે. ) તથા **विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्** ( આ સમગ્ર જગતને મ્હારા અંશથી અવલંબીને હું રહ્યો છું. ) આ પ્રમાણેનાં વચનો વડે પ્રભુના આધારથી-આશ્રયથીજ આ વિશ્વવલય નભી રહ્યું છે, એમ સિદ્ધ થાય છે. જેમ શરીરોમાં ચૈતન્યરૂપે આપ ન વિરાજતા હોય તો સર્વ ઇંદ્રિયો વિદ્યમાન્ છતાં એ દેહો કાંઇપણ આનંદ આપનારા નથી, તેમ આ સર્વ વિશ્વને પ્રભુનો આધાર ન હોય તો એમાંનું કાંઇપણ રૂચિકર ન બને ન લાગે. પ્રભુના આભાસથીજ આ સર્વ ભાસે છે, તેમના આનંદથીજ બધું આનંદ આનંદમય લાગે છે. માટે સર્વનો આશ્રય સર્વનો આધાર પ્રભુ છે.

### (૮૯) सत्त्वैकनिलयात्मभूः—૧ કેવળ સત્વગુણયુક્ત જેમનું

**ચિત્ત છે એવા ભકતોનાં હૃદયોમાં પ્રકટ થનાર ૨ સત્વગુણનો આશ્રય કરનાર ભક્તજનોમાં સ્વસ્વરૂપનો ઉદય કરનાર ૩ સત્વસ્વરૂપથીજ પ્રકાશમાન થનાર.**

રજોગુણુ અને તમોગુણુના વિકારો દૂર થઇ જ્યારે ચિત્ત સત્વગુણુથી નિર્મલ થાય ત્યારે જ વિમલ અંતઃકરણુમાં પ્રભુ વિરાજે. મલીન દર્પણુમાં જેમ પ્રતિબિંબ પડી શકે નહિ, તેમ સાંસારિક વિકારોથી મલીન બનેલા માન સરોવરમાં હંસ સ્વરૂપ પરમાત્મા પ્રકાશે નહિ. અહિં જે સાત્વિકભાવ માનવાનો છે તે શુદ્ધ સાત્વિક ભાવ છે. પ્રભુ નિર્ગુણુ છે, દિવ્ય ગુણોધારી છે. શુદ્ધ સત્વ સ્વરૂપ છે, એટલે તેવા પ્રભુનો હૃદયમાં ઉદય થવાને શુદ્ધ-અલૌકિક સાત્વિકભાવની જરૂર છે. તેવા ભાવો જ્યાં ઉભરાય છે, ત્યાંજ વૃન્દાવન ચંદ્રનો હૃદયાકાશમાં પ્રત્યક્ષ પ્રકાશ થાય છે એ નિઃસંશય છે.

**મૂ૦ સર્વધ્યેયો યોગગમ્યો ભક્ત્યાગ્રાહ્યઃ સુરપ્રિયઃ।।**
**જન્માદિસાર્થકકૃતિર્લીલાકર્ત્તા પતિઃસતામ્।૨૭।।**

(૯૦) **સર્વધ્યેયઃ ૧ સઘળાભકતોવડે ધ્યાન કરવા યોગ્ય ૨ બધા સ્થાનમાં ધ્યાન કરવા લાયક, ૩ સમગ્ર રૂપે ધ્યાન કરવા યોગ્ય.**

સર્વ ભકતજનોએ ધ્યાન કરવા યોગ્ય તો એક **શ્રીકૃષ્ણુ** જ છે, પરમાત્મા વ્યાપક છે, એટલે સર્વસ્થાનમાં આપ વિરાજી રહ્યા છે, અને આપનામાં સર્વવસ્તુઓ પ્રકાશી રહી છે. એમજ ગીતામાં શ્રીમુખે ઉપદેશે છે. **यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति**, જે મ્હને સઘળા સ્થાનમાં જુએ છે. અને મ્હારામાં સર્વ વસ્તુઓને અવલોકન કરે છે. તેજ જ્ઞાન સંપન્ન છે ) જેથી સર્વ ભક્તજનોએ સર્વ

સ્થળે સર્વરૂપે પરમાત્માનુંજ ધ્યાન કરવું. એજ પ્રભુ તેવી રીતે ધ્યાન કરવા યોગ્ય છે, એજ શ્રી કૃષ્ણ સર્વ સ્થળે સર્વરૂપે વિરાજમાન્ છે, માટેજ તેમને **સર્વધ્યેય** કહ્યા.

**(૯૧) योगगम्यः યોગથી જાણવા યોગ્ય—પ્રાપ્ત થાય તેવા.**

યોગ—ભક્તિયોગ વડેજ પ્રાપ્ત થઇ શકે તેવા પ્રભુ છે, જ્યાં સુધી તેવો દૃઢ ભક્તિયોગ પ્રાપ્ત થઇ શકે નહિ ત્યાંસુધી પ્રભુ પ્રાપ્ત થવાજ અશક્ય છે. આપ શ્રી મુખે ગીતામાં આજ્ઞા કરે છે કે:—

**भक्त्यामामभिजानाति यावान्यश्चास्मि तत्वतः ॥**
**भक्त्या त्वनन्ययाशक्यः । अहमेवं विधोऽर्जुन ? ॥**
**ज्ञातुं दृष्टुं च तत्वेन प्रवेष्टुं च परंतप ॥**

( હું જેવા સ્વરૂપે છું તેવા પ્રકારના તત્વથી મ્હને ભક્તિવડેજ જાણે છે, હે અર્જુન ! અનન્ય ભક્તિવડેજ એવા પ્રકારના મ્હને જાણી શકાય છે. મ્હારા સ્વરૂપને તત્વથી જાણવાને પ્રત્યક્ષ પ્રાપ્ત કરવાને અને મ્હારામાં પ્રવેશ કરવાને એક ભક્તિજ મુખ્ય સાધન છે. ) એવા ભક્તિયોગથીજ પ્રભુ પ્રાપ્ત થઇ શકે છે. માટે તે **યોગગમ્ય** છે.

**(૯૨) भक्त्याग्राह्यः ૧ ભક્તિથીજ ગ્રહણ કરી શકાય તેવા, ૨ ભક્તિવડેજ સર્વત્ર સર્વ રીતે ગ્રહણ કરવા યોગ્ય સ્વરૂપવાળા.**

પ્રભુ ભક્તિથીજ ગ્રાહ્ય—સાધ્ય થઇ શકે તેવા છે. પરમાત્માને પ્રાપ્ત કરવાને એ શિવાયનાં અન્ય સાધનો વૃથા છે. પ્રભુ પોતેજ આજ્ઞા કરે છે. કે:—

**पुत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृत मश्नामि प्रयतात्मनः ॥**

( મ્હને જે ભક્તિ પૂર્વક પત્ર, પુષ્પ, ફલ, જળ, વગેરે અર્પણ કરે છે, તે ભાવથી આણેલી વસ્તુને હું પ્રયત્નવડે અંગીકાર—સ્વીકાર કરૂં છું, ) એથી આપ કેવળ અનન્ય ભાવમયી ભક્તિથીજ શ્રાય છે, એમ જણાવે છે. તેથી જ અહિં **ભકત્યાગ્રાહ્ય** એવા **પુરુષોત્તમ** એમ કહે છે.

( ૯૩ ) **सुराप्रियः ૧ દેવો-દૈવીજીવોને પ્રિય, ૨ દૈવીજીવો જેમને પ્રિય છે એવા, ૩ દૈવીજીવોને પોષણ કરનાર.**

દૈવીજીવોને તો કેવળ પરમાત્માજ પ્રિય હોય છે, તેમ પરમાત્માને દૈવી જીવો ઉપર પ્રેમ હોય છે, માટે તેમનું પોષણ પોતેજ કરે છે. એ રીતે તે જીવોનો અને પરમાત્માનો પરસ્પર તાદાત્મ્ય સ્નેહસંબંધ છે એમ કહેવાથી પ્રભુ **સુરપ્રિય** કહેવાય છે.

( ૯૪ ) **जन्मादिसार्थककृतिः ૧ જન્મ જેમાં આદિ છે એવા, આયુષ્યને સફળ કરવા કૃતિ-લીલા કરનાર, ૨ જન્મ આદિને સાર્થક કરવામાંજ જેમની લીલા છે એવા.**

ભગવાનની દશવિધ લીલાનો આશ્રય કર્યા વિના જન્મ નિષ્ફળ છે, પ્રભુએ ભક્તજનોના જન્મ વગેરે સફળ કરવા માટેજ લીલાઓ નિર્માણ કરી છે. પછી જો તે લીલાઓનો આશ્રય ન કરે તો તેમનો જન્મ વૃથાજ ગણાય. શ્રીમદ્ ભાગવતના આ સ્કંધમાં કહ્યું છે કેઃ—

**तज्जन्मतानिकर्माणि०**

( શ્રી હરિની કૃતિ—લીલાનું સેવન કરવામાં આવે તેજ જન્મનું સાર્થક છે. તેજ મુખ્ય કર્મ છે, તથા જેમાં ભગવાનના ગુણાનુવાદોનું

કથન કરવામાં આવે છે. તે શિવાયનો જે ક્ષણ જાય છે તે ઉદય અસ્તરૂપે બની મનુષ્યોનું આયુષ્ય હરણ કરે છે. )—અર્થાત્ તેવું ભગવત્ કથા વિનાનું જીવ્યું સફળ થતું નથી પણ વૃથા આયુષ્યનો વ્યય થાય છે. માટેજ ભગવત્કૃતિનો આશ્રય કરવો જોઇએ; તેમ કરનારનાં જન્માદિને સફળ કરનાર પ્રભુ છે.

**( ૯૫ ) लीलाकर्त्ता લીલા—માયાની પ્રેરણા કરનાર.**

ભગવાને પોતાની આત્મશક્તિરૂપ માયા વડેજ જગત્‌ની પ્રેરણા કરી છે—તેને રચ્યું છે, માટે માયાની—આત્મશક્તિની પ્રેરણા કરનાર આપજ છે. શ્રી ભાગવતના આર સ્કંધમાં ઉપદેશ છે કેઃ—**भूय एव विवत्सामि भगवानात्ममायया यथेदं सृजते विश्वमिति** ( ભગવાન્ પોતાની માયા રૂપ આત્મશક્તિએ જેવી રીતે આ વિશ્વને સરજે છે તેનો હું ફરીથી વિવેક કરૂં છું. ) એમ જણાવી પ્રભુજ પોતાની માયા શક્તિને પ્રેરી સૃષ્ટિઆદિની રચના કરે છે. એવી લીલા કરનાર આપ શ્રીકૃષ્ણજ છે.

**(૯૬) पतिःसताम् સત્યપુરૂષોનું ભકતોનું પાલન કરનાર.**

સજ્જનં ભકતોના પતિ—સ્વામી આપ છે, આપજ તેમનું રક્ષણ કરે છે. તેમ દરેક સદ્વસ્તુના પણ પાલન કરનાર આપ પ્રભુજ છે. તેથીંજ આ સ્કંધના ચતુર્થ અધ્યાયમાં **प्रसीदतां मे भगवान्सतां पतिः** ( સત્પુરૂષો—ભકતોના પતિ એવા ભગવાન્ શ્રી કૃષ્ણ મ્હને પ્રસન્ન થાવ ) એમાં સત્પુરૂષોના પતિ ભગવાન્ છે એમ સ્પષ્ટ કથન કરેલું છે.

**મૂ૦ आदिकर्त्ता तत्वकर्त्ता सर्वकर्त्ता विशारदः ॥**
**नानावतारकर्त्ता च ब्रह्माविर्भावकारणम् ।२८।**

(૯૭) **आदिकर्त्ता ૧ આદિ એવા કર્ત્તા ૨ આદિ—આકાશ અથવા કાલના કર્ત્તા ૩ આદિ એટલે બ્રહ્મા તેના કરનાર.**

સર્વથી આદિ કર્ત્તા પણું ભગવાનનુંજ છે. તેમ સર્વ વસ્તુઓમાં પ્રથમ આકાશ ઉત્પન્ન થયું છે તો તેવા આદિ આકાશને પણ પ્રકટ કરનાર પ્રભુ છે. ભગવતી શ્રુતિ જણાવે છે કેઃ—**तस्माद्वाएतस्मादाकाशः संभूतः** ( તે પરમાત્માથી પ્રથમ આકાશ ઉત્પન્ન થયું છે. ) તથા આ સ્કંધના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

**स एष भगवाँल्लिङ्गैस्त्रिभिरेभिरधोक्षजः ।**
**सर्वलक्षितगतिर्ब्रह्मन् सर्वेषां ममचेश्वरः ॥**

( સત્વ, રજ અને તમોગુણના ચિન્હોથી પોતાની ધારણા માફક ગતિ કરનાર તે એજ પરમાત્મા સર્વના અને મ્હારા પણ ઇશ્વર છે. ) એમ પોતે બ્રહ્મદેવ જણાવે છે. માટે સર્વને, તેમ તેમને ઉત્પન્ન કરનાર પોતે પુરુષોત્તમજ છે. તેથી અહિં આપને **આદિકર્ત્તા** કહ્યા.

(૯૮) **तत्वकर्त्ता તત્વોને રચનાર.**

સાંખ્ય શાસ્ત્રમાં પ્રકૃતિથી લઇને ચોવીસ તત્વો માનેલાં છે. કેટલાક ૨૮ તત્વો પણ માને છે. તેમ કેટલાક ૨૪ થી પણ ઓછા ૭–૮–૧૧–૧૫–૧૭ એમ પણ તત્વોની સાંખ્યામાને છે. એ સર્વ તત્વોને રચનાર પરમાત્મા છે.

(૯૯) **सर्वकर्त्ता ૧ સર્વ વિશ્વને બનાવનાર, ૨ કુંભારાદિ સર્વકર્ત્તાઓ જેમના વડેજ સર્વ કાર્ય કરવા શક્તિમાન છે એવા પ્રભુ ૩ સર્વ રૂપ કર્ત્તા.**

સર્વ વેદ સૂત્ર ગીતા વગેરેમાં પરમાત્માનું કર્તૃત્વ પ્રસિદ્ધ રીતે જણાવેલું છે. તેનું વિવેચન પ્રથમ આપણે કરી ગયા છીયે એટલે અહિં તેનો વિસ્તાર કરવામાં આવતો નથી. છતાં દિશા માત્ર કથન કરવાનું કે, કુંભાર ઘડાને કર્ત્તા છે તે ભગવદીચ્છાથીજ, તેવા સૃષ્ટિ રચનાર બ્રહ્મદેવ, પાલન કરનાર વિષ્ણુ, અને સંહાર કરનાર શંકર વગેરે પ્રતીત થતા કર્ત્તાઓ ભગવાનની આજ્ઞાને આધીન છુની તેમની શક્તિથીજ કાર્ય કરનારા; નહિ કે સ્વતંત્ર રીતે, તે કર્ત્તાઓમાં તેવે તેવ રૂપે પોતે પ્રભુજ વિરાજેલા છે તેથીજ એ કાર્ય કરવાને શક્તિમાન્ છે અન્યથા કાંઇ પણ કોઇનાથી બની શકે નહિ માટેજ પ્રભુ **સર્વકર્ત્તા** છે.

(૧૦૦) **વિશારદઃ** ૧ **જેમની ઉત્તમ વાણી છે એવા, ૨ શરદઋતુના પૂર્ણચંદ્રને પણ પોતાના પ્રકાશથી લજ્જિત કરે તેવા ૩ અતિનિપુણ—ચતુર.**

પ્રભુ પોતેજ વાણીના પતિ છે તો તેમની વાણીમાં મીઠાશ–ઉત્તમતા વગેરે હોય એમાં શું આશ્ચર્ય ?? હજારો સૂર્ય અને હજારો શરદચંદ્રનાં પ્રકાશો જ્યાં ઝાંખા પડે, ત્યાં એક બિચારો શરદપૂર્ણિમાનો ચંદ્ર લજ્જિત થાય એમાં તે શું વિસ્મય પામવાનું ?? સર્વમાં રહેલું નૈપુણ્યં ચાતુર્ય કેવળ પ્રભુની કૃપાનો લેશ છે, તો પછી આપ અતિ ચતુર અતિનિપુણ હોય એ કાંઇ અદ્દ્ભુતતા છે ?? કાંઇજ નહિ.

(૧૦૧) **નાનાવતારકર્ત્તા જુદાજુદા વરાહાદિ અવતારોને કરનાર.**

પ્રભુએ વરાહ, કૂર્મ, મત્સ્ય, વગેરે. ભિન્ન ભિન્ન અવતારોને ગ્રહણ કરેલા છે. આ સ્કંધના સપ્તમ અધ્યાયમાં બ્રહ્મા અને નારદજીના સંવાદ પ્રસંગે '**યત્રોદ્યતઃ ક્ષિતितलोद्धरणाय०**' એ શ્લોકથી

આરંભી ઠેઠ અધ્યાયની સમાપ્તિ સુધી ભગવદવતારોનુંજ વર્ણન—ચરિત્ર જણાવેલું છે. માટે પોતે શ્રી કૃષ્ણ જ ધર્મનું સ્થાપન કરવા તેમ ભક્તોનો ઉદ્ધાર કરવા જુદાજુદા અવતારોને ગ્રહણ કરનાર છે.

(૧૦૨) **ब्रह्माविर्भावकारणम्** ૧ **બ્રહ્મા—હિરણ્યગર્ભની ઉત્પત્તિના કારણ રૂપ. ૨ બ્રહ્માને દર્શન આપવા જેનું પ્રાકટ્ય છે એવા.**

હિરણ્યગર્ભની પ્રથમ ઉત્પત્તિ થઇ છે તેની ઉત્પત્તિનું કારણ આપ પ્રભુ છે. પોતેજ સૃષ્ટિના આદિ કાલમાં આ સૃષ્ટિને નિર્માણ કરવા પ્રથમ હિરણ્યગર્ભ—બ્રહ્માને પ્રકટ કર્યા. યજુર્વેદ શ્રુતિ જણાવે છે કે, "**हिरण्यगर्भः समवर्त्ततांग्रे**" 'પ્રથમ હિરણ્યગર્ભ થયા.' ત્યાર પછી આગળ સૃષ્ટિનો પ્રવાહ ચાલ્યો છે. આ સ્કંધના નવમા અધ્યાયમાં **ब्रह्मणेदर्शयन् रूपं०** એમ કહી આગળ બ્રહ્માના તપથી પ્રસન્ન થઇ પ્રભુએ તેમને દર્શન આપ્યું, તેથીજ અહિં બ્રહ્માને દર્શન આપવા જેમનું પ્રાકટ્ય છે એવા પુરુષોત્તમ એમ કહ્યું.

## मू० दशलीलाविनोदी च नानासृष्टिप्रवर्तकः ॥
## अनेककल्पकर्ता च सर्वदोषविवर्जितः ॥२९॥

(૧૦૩) **दशलीलाविनोदी** ૧ **દશ લીલા વડે વિનોદ કરનાર, ૨ દશ લીલાથી કાલને પ્રેરનાર.**

**શ્રી**મદ્ ભાગવતમાં ભગવાનની દશ પ્રકારની લીલાઓ વર્ણવવામાં આવી છે, તે **સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઉતિયો, મન્વંતર, ઇશાનુકથા, નિરોધ, મુક્તિ,** અને **આશ્રય,** એ દશે પ્રકારની લીલાઓ વડે આપ કાલને પ્રેરે છે.

**(૧૦૪) नानासृष्टिप्रवर्त्तकः જુદી જુદી સૃષ્ટિને પ્રવર્ત્તાવનાર.**

નાના એટલે દેવ પિતૃ, મનુષ્ય, ગાંધર્વ, દાનવ, વગેરે રૂપ જુદા જુદા પ્રકારની સૃષ્ટિને પ્રવર્ત્તાવનાર—ચલાવનાર આપ **શ્રી** કૃષ્ણ જ છે. આ સ્કંધના દશમ અધ્યાયમાં '**पुरुषोऽण्डं विनिर्भिद्य०**' એ શ્લોકથી આરંભી પરમાત્માએ જે ભિન્ન ભિન્ન પ્રકારથી સૃષ્ટિઓ કરી છે તે વર્ણવવામાં આવ્યું છે. એવી વિવિધ પ્રકારની સૃષ્ટિ કરવી એ સાધારણ શક્તિ નથી, માટે તેવી અસાધારણ શક્તિ પ્રભુ વિના બીજા કોનામાં હોઇ શકે ? કોઇમાંજ નહિ, પરમાત્મામાં એવી અનેક શક્તિઓ મૂર્ત્તિમાન્ વિરાજમાન્ છે. માટેજ એવી સૃષ્ટિઓ રચનાર આપ શ્રી કૃષ્ણુજ છે.

**(૧૦૫) अनेककल्पकर्त्ता અનેક કલ્પોને કરનાર.**

પાદ્મકલ્પ, બ્રાહ્મકલ્પ, વારાહકલ્પ, વગેરે અનેક કલ્પોને રચનાર, નિર્માણ કરનાર આપ પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણ જ છે.

**(૧૦૬) सर्वदोषविवर्जितः સઘળા દોષોથી રહિત.**

બધા દોષોથી રહિત એક પ્રભુજ છે, સર્વમાં કોઇના કોઇપણ દોષો જોવામાં આવે છે. કેમકે આ સંસારજ દોષનો ભરેલો છે. તેથીજ એને દુઃખમય કહેવાય છે, પ્રભુને સંસાર નથી, એટલે તેમને કોઇ દોષ અગર દુઃખ નથી. તેમ આપ પ્રભુ તો આનંદરસ રૂપ છે એટલે એમનામાં દોષો–દુઃખો સંભવેજ ક્યાંથી ! માટેજ **निर्दोषएकोहरिः** એક હરિજ કેવળ નિર્દોષ છે. સર્વ દોષથી રહિત છે એમ કહે છે.

## इति द्वितीयस्कन्धनामानि.

# अथ तृतीयस्कन्धनामानि प्रारभ्यते.

## मू० वैराग्यहेतुस्तीर्थात्मा सर्वतीर्थफलप्रदः ॥
## तीर्थशुद्धैकनिलयः स्वमार्गपरिपोषकः ॥३०॥

(૧૦૭) **वैराग्यहेतुः વૈરાગ્યના કારણ રૂપ.**

સુખદુઃખની ઇચ્છાથી વિરામ પામવું, સંસારમાંથી રાગને દૂર કરવો, એનું નામ વૈરાગ્ય. એવા વિરાગપૂર્વક ભગવાન્‌માં અનુરાગ કરવો એ કાર્ય સહજ નથી, એમાં ભગવાન્‌ના અનુગ્રહની ખાસ આવશ્યક્તા છે. પ્રભુ કૃપાના બલથીજ મનુષ્ય વૈરાગ્ય પામી સૌભાગ્યવાન્ બને છે. માટે તેવા વૈરાગ્યના હેતુ રૂપ અર્થાત્ વિરાગને અર્પણ કરનાર પોતે પ્રભુજ છે. દુર્યોધનના દુષ્ટ વચનથી ભક્તરાજ વિદુરજીને વિરાગ ઉત્પન્ન થયો. એમ ભાગવતમાં સ્પષ્ટ છે ત્યાં આગળ દુર્યોધનદ્વારા વિરાગ ઉત્પન્ન કરનાર પોતેજ છે.

(૧૦૮) **तीर्थात्मा ૧ તીર્થરૂપ, ૨ તીર્થ જેમનો આત્મા છે એવા.**

ભક્તજનો ઉપર અનુગ્રહ કરવા પ્રભુ તીર્થરૂપ બનેલા છે. એટલે તેવા તેવા તીર્થોમાં જવાથી ભક્તોને પ્રભુનાં દિવ્ય ચરિત્રો સ્ફૂરી આવે છે. તેમ અંતરંગ ભક્તોનાં દર્શન પણ ભગવદિચ્છાથી થઇ આવે છે. તીર્થ સેવનનો એજ અમૂલ્ય લાભ છે. એવો અલૌકિક લાભ થતાં ભગદીયજનની સંગતિ રૂપ પ્રસાદની પ્રાપ્તિ થતાં ભગવાન્‌નાં તે તે ચરિત્રો રૂપજ અર્થાત્ ભગવદ્રૂપજ તીર્થો ભાસે છે.

આસુરી જીવોને પાષાણુ ધાતુ જળ રૂપ બધું દેખાય છે, કેમકે તેમનામાં તેવા દૈવી ભાવનો અભાવ હોય એ સ્વાભાવિક છે. પરંતુ ભગવદીયોને તો તે બધું ભગવનૂજ છે. અન્ય નહિ. તેથીજ પ્રભુ **તીર્થાત્મા** છે.

(૧૦૯) **सर्वतीर्थफलप्रदः સર્વ તીર્થોમાં ફળને આપનાર.**

જ્યારે પ્રભુ પોતે તીર્થરૂપજ છે ત્યારે તે તીર્થોમાં પોતાના દર્શન રૂપ ફળને અર્પણ કરે એમાં શું નવાઇ? વિદુરજીએ તીર્થાટન કર્યું ત્યારે તેમને ઉદ્ધવજીનું દર્શન એ રૂપ ફળ મળ્યું, ઉદ્ધવ કંઇ સામાન્ય નથી, પરંતુ ભગવાનૂની સાથે તેમને તાદાત્મ્ય સંબંધ હોવાથી એ ભગવદ્રૂપજ છે. એવા ભગદીય જનનો સમાગમ થવો એ કંઇ ઓછો લાભ છે? એવા પુણ્યાત્માઓથીજ પરમાત્મા દૃષ્ટિગમ્ય બને છે.

(૧૧૦) **तीर्थशुद्धैकनिलयः તીર્થથી શુદ્ધ થયેલા ભકત જેમનું સ્થાન છે એવા.**

તીર્થ કરવાથી શુદ્ધ—પવિત્ર બનેલા વિદુરજી જેમનું આધાર સ્થાન છે એવા ભગવાન્. કેમકે તીર્થ કરવાથી પવિત્ર થયેલા વિદુરજીના વિમલ હૃદયમાં આપ પ્રકાશ પામતા હતા તેથીજ તીર્થ શુદ્ધ વિદુરજી જેમના આધાર છે એવા પ્રભુ એમ કહ્યું.

(૧૧૧) **स्वमार्गपरिपोषकः ૧ પોતાના માર્ગને પોષણ કરનાર, ૨ ભકતોના સંગતિ રૂપ માર્ગને સંપાદન કરનાર.**

નિજ ભક્તિમાર્ગની જેમ વૃદ્ધિ થાય તેવી રીતે તેને પોષણ આપનાર—વહન કરનાર આપ શ્રી પરમાત્માજ છે. માટે ભગવદિચ્છાથીજ ભક્તિમાર્ગની વૃદ્ધિ થાય છે. એમાં બીજાં અનેક કારણો

કલ્પવાં એ અનુચિત છે. આપ જેને શરણે લેવા ઇચ્છે છે તેજ પ્રભુનો આશ્રય પકડે છે, ભક્તિમાર્ગને સેવે છે. બીજાઓ તેવી ઇચ્છા કરે પણ કર્મનો પરિપાક નહિ થવાથી ભગવાન્નો અનુગ્રહ તેમના ઉપર ઉતરતો નથી, એટલે તેવા જનો ભગવદ્ ભક્તિને મુખ્ય માનનારા હોવા છતાં પણ તેનાથી બહિર્મુખ વૃત્તિવાળા રહે છે. માટેજ ભક્તિમાર્ગને પોષણ કરનાર—પુષ્ટિ આપનાર આપજ છે.

**मू० तीर्थकीर्त्तिर्भक्तगम्यो भक्तानुशयकार्यकृत् ॥**
**भक्ततुल्यः सर्वतुल्यः स्वेच्छासर्वप्रवर्त्तकः ।२१।**

(૧૧૨) **તીર્થકીર્ત્તિઃ ૧ તીર્થોની કીર્ત્તિ જેમનાથી છે, ૨ તીર્થોમાં પ્રસરેલી છે કીર્ત્તિ જેમની, ૩ તીર્થો છે કીર્ત્તિ રૂપ જેમના એવા.**

બદરીકાશ્રમાદિ તીર્થોની કીર્ત્તિને પ્રસરાવનાર આપ શ્રી કૃષ્ણ છે. આ સ્કંધના ચતુર્થ અધ્યાયમાં કહ્યું છે કેઃ—

**अहं चोक्तो भगवता०**

શરણે આવેલા ભક્તોનાં કષ્ટો નષ્ટ કરનાર નિજકુળને સંહાર કરવાની ઇચ્છા કરનાર ભગવાન્ શ્રી કૃષ્ણે મ્હને આજ્ઞા કરી કે તું **બદરી કાશ્રમ** તીર્થમાં જા, આ પ્રમાણે ઉદ્ધવજીને આજ્ઞા કરી પોતેજ બદરીનાથ તીર્થની કીર્તિ—મહાત્મ્યને વધારનાર છે. તીર્થોમાં પરસ્પર ભગવદીય જનો એકત્ર થઇ ભગવાન્નું ગાન—ગુણાનુવાદ ગાય છે. તેથી આપનીકીર્તિ તીર્થોમાં પ્રસરેલી છે. જ્યાં ત્યાં તીર્થોમાં પ્રભુનુંજ યશોગાન થતું જોવામાં આવે છે. માટે પ્રભુનીકીર્તિરૂપજ તીર્થો છે. એ પણ વાસ્તવિકજ છે.

**(૧૧૩) भक्तगम्यः १ ઉદ્ધવાદિ ભકતોને પામવાયોગ્ય, ભકતોને જવા યોગ્ય બદરીકાશ્રમ તીર્થ જેમનું છે એવા.**

ભકતોનું ગમ્ય—જવા યોગ્ય સ્થાન તો કેવળ **શ્રી**કૃષ્ણચંદ્ર જ છે. જે ઉદ્ધવાદિ ભકતો નિરંતર સર્વભાવથી ભગવાન્‌નું જ સેવન કરે છે. તેવાઓને પ્રભુ શિવાય બીજી કઇ વસ્તુ પ્રાપ્ય હોય ? ભકતોને અન્ય વસ્તુપર પ્રેમજ હોતો નથી, અમૃત રસના અનુભવીને બીજા રસો ઉપર ભાવ થાય ? નજ થાય. તો પછી આપ શ્રીકૃષ્ણ તો અમૃત રસના સાગર છે. એ આનંદમાં નિમગ્ન થયેલાઓને અન્ય આનંદ શુષ્કજ લાગે. અરે ! બીજો આનંદજ જગતમાં નથી!! અન્ય જે કંઈ આનંદ જેવું લાગે છે. તે તેનો આભાસ માત્ર છે. એવા આનંદમય પ્રભુ અને તન્મય તીર્થો તે ભકતોને પ્રાપ્ત કરવા યોગ્યજ છે. માટે જ પ્રભુ **भक्तगम्य છે.**

**(૧૧૪) भक्तानुशयकार्यकृत ભકતોના નિરોધ માટે કાર્યો કરનાર.**

પોતાના ભકતો જેવી રીતે ઇંદ્રિયોનો નિરોધ કરી શકે, તેવી રીતે કાર્યો—લીલાઓ કરનાર આપ ભગવાન્ છે. પ્રભુ કૃપા નિધિ છે, તેથીજ નિજ ભકતોના મનની સ્થિરતા કરવા તથા તેમની ઇંદ્રિયોમાં રહેલી ચપલતાને હરવા આપ પ્રયત્ન કરે છે.

**(૧૫) भक्ततुल्यः १ ભકતો જેમને આત્મ સમાન છે, ૨ સર્વત્ર સમબુદ્ધિ રાખનાર જેમના ભકતો છે એવા પ્રભુ.**

આપ આપના ભકતોને આપના સમાનજ માને છે. આ સ્કંધના અ૦૫ માં શ્રીમુખે આજ્ઞા કરે છે કેઃ—'**नोद्धवोऽण्वपिमन्न्यूनः**' 'ઉદ્ધવજી મ્હારાથી લેશપણ ન્યૂન નથી' એમ વિચારી આપે સ્વધામ

પધારતી વખતે સર્વ લોકમાં ગુણાનુવાદો ગાવા-પ્રસારવા નિજરૂપ ઉદ્ધવજીને આ ભૂતળ ઉપર રાખ્યા છે. તેમ ભગવદ્ ભકતો સર્વત્ર સમબુદ્ધિ રાખનાર, સુખદુઃખ હર્ષશોકથી રહિત છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે. કેઃ—**न चलति निजवर्णधर्मतो यः सममतिरात्मसुहृद् विपक्षपक्षः**" (વર્ણથી, ધર્મથી જે ચલાયમાન્ થતા નથી પોતામાં બંધુઓમાં, પારકામાં, અને શત્રુઓમાં જે સમાન્ બુદ્ધિ હોય છે. ભેદ રહિત વર્તે છે તેજ પ્રભુનો ભક્ત છે.) એટલે જેમના ભક્તજન શત્રૂ મિત્રમાં તેમ સર્વમાં સમભાવ રાખનાર છે, માટે જ આપ **ભક્તતુલ્ય** છે.

(૧૧૬) **सर्वतुल्यः ૧ સર્વમાં સમાન ભાવધારી, ૨ સર્વને ફળ આપવામાં સમાન ભગવાન્ એવા.**

જ્યારે એમના ભકતોજ સર્વમાં સમત્વ ભાવે જોનારા છે, તો પછી પ્રભુમાં તેવો સમભાવ હોય એમાં શું આશ્ચર્ય જેવું છે, ? ? આપ ગીતામાં આજ્ઞા કરે છે કેઃ—**समोऽहंसर्वभुतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः**" (હું સર્વ પ્રાણી માત્ર પર સમાન ભાવ રાખું છું મ્હને કોઇ વ્હાલો નથી તેમ અળખામણો પણ નથી) એટલે આપને સર્વ સમાનજ છે. જેનું જેવું કર્મ હોય તેને તેવું ફળ પણ ભગવાન્ સમભાવથીજ આપે છે. તેમાં તેમનું કોઇ ઉપર ન્યૂનાધિક પણું નથી, કર્માનુસાર ફળો આપવામાં પ્રભુ તુલા–તાજવાં સમાન જ છે માટે જ તેમને **સર્વતુલ્ય** કહ્યા છે.

(૧૧૭) **स्वेच्छा सर्वप्रवर्त्तकः ૧ પોતાની ઇચ્છાથી સર્વ પ્રવર્ત્તાવનાર, ૨ સ્વભક્તોની ઇચ્છાથી સર્વ પ્રવર્ત્તાવનાર ૩ સ્વાર્થની ઇચ્છાથી સર્વને પ્રવૃત્તિ કરાવનાર.**

પ્રભુ નિજેચ્છાથી સર્વને ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય વગેરે પ્રવર્ત્તાવે છે. કોઇનામાં કાંઇ પણ જ્ઞાન, વૈરાગ્ય કે ભક્તિ વગેરે જોવામાં આવે છે એ ભગવત્કૃપાનું જ પરિણામ છે. પોતાના ભક્તોની ઇચ્છા પૂર્ણ કરવાને પણ આપ વિવિધ પ્રકારની ક્રીડા—લીલા કરે છે. તેમની અભિલાષા પૂરવાને જ આપ ભક્તિ જ્ઞાન વગેરે વિસ્તારે છે. વળિ પોતાંના સ્વાર્થને સંપૂર્ણ કરવા જેમણે આ સર્વ પ્રવૃત્તિ કરી છે, કેમકે શ્રુતિ ઉપદેશે છે કેઃ—"**स एकाकी न रमते द्वितीयमैच्छत्**" (પોતે પરમાત્મા એકાકી રમણ—ક્રીડા કરી શકતા નથી માટે તેમણે અન્યની ઇચ્છાકરી) પ્રભુ પ્રથમ એકાકી આનંદરૂપ હતા આપ અન્ય વસ્તુથી આનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવા લાગ્યા એટલે તે પોતાના આનંદરૂપ સ્વાર્થને પૂર્ણ કરવા સર્વ જગત્ રૂપે બની પોતાનાજ અનેક સ્વરૂપોથી પોતે અનેક રીતે રમણ કરવા લાગ્યા. માટે નિજેચ્છાથીજ આ સર્વ સંસાર ચક્ર તેમ જ્ઞાન ભક્તિ વગેરેને પ્રવર્ત્તાવનાર-પ્રસાર કરનાર આપ પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણજ છે.

## मू० गुणातीतोऽनवद्यात्मा सर्गलीलाप्रवर्त्तकः ॥
## साक्षात्सर्वजगत्कर्त्ता महदादिप्रवर्त्तकः ॥२२॥

(૧૧૮) **ગુણાતીતઃ ૧ સત્વાદિ ત્રણગુણોથી રહિત, ૨ સત્વાદિ ત્રણ ગુણોને દૂર કરવાથી જ જેમની પ્રાપ્તિ થાય છે એવા.**

સત્વ ગુણ, રજોગુણ, અને તમોગુણ, ત્રણે ગુણોથી વ્યતિરિક્ત અર્થાત્ નિર્ગુણ આપ પરમાત્મા છે. એટલે તેમને એ ત્રણે ગુણોના વિકારો લાગુ પડતા નથી. જે ગુણાધીન છે એ પરાધીન ગણાય છે. પ્રભુ ગુણાધીન ન હોવાને લીધે સર્વતંત્ર સ્વતંત્ર છે. એવા નિર્ગુણ

પ્રભુને પ્રાપ્ત કરવાને ભક્તજનો એ પણ સત્વ, રજ, અને તમના વિકારો દૂર કરવા જોઇએ; જ્યાં સુધી ગુણભાવો દૂર થયા નથી ત્યાં સુધી પ્રભુની પ્રાપ્તિ જ થતી નથી, કેમકે સગુણ અને નિર્ગુણની દિશાજ ભિન્ન છે, પ્રભુનું નિર્ગુણ સ્વરૂપ તો કેવળ આનંદમયજ, જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં સર્વ આનંદને આનંદ જ, અન્ય કંઇજ ન મળે. એવા આનંદમય સ્વરૂપને પ્રાપ્ત કરવાને ગુણ વૃત્તિઓ બાધ રૂપ છે. જો પ્રથમ ગુણવૃત્તિઓ દૂર થાય તોજ રસઘન આનંદઘન ઘનસ્યામ શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન થાય.

**(૧૧૯) અનવદ્યાત્મા ૧ ન જાણી શકાય તેવો જેમનો આત્મા—અવતાર છે, ૨ ભકતોના આત્મારૂપ ૩ કોઇની પણ નિંદા નહિ કરનાર ભકતમાં જેમનું ચિત્ત છે એવા પુરુષોત્તમ.**

પ્રભુનું સ્વરૂપજ એવું છે કે કોઇનાપણ જાણવામાં ન આવી શકે. જ્યારે તેમનાં સ્વરૂપને તથા અવતારોને જાણી ન શકાય, તો પછી ગૃહણતો શી રીતે જ કરી શકાય. જે આપના કૃપાબલને પ્રાપ્ત કરનાર હોય તેજ કંઇક અંશે આપના અવતારને સ્વરૂપને જાણી શકે છે. તેથીજ ભગવદીયો ભગવાનની કૃપા મેળવવા પ્રયત્ન કરે છે, તેમનાં ચરણને શરણ જાયછે. જેને ભગવાનનુંજ શરણ છે તેજ પ્રભુના સ્વરૂપને સમજી શકે અન્ય નહિ. કેમકે તેવા ભકતોને સર્વત્ર સમભાવ હોય છે, શુદ્ધ અદ્વૈતમય ભગવદ્ભાવ હોય છે. એટલે તે કોઇની નિંદા કે સ્તુતિ કરતા નથી, ભગવાન્ એવા—અન્યની નિંદા નહિ કરનાર નિજ ભક્તને ઉદ્ધારવા તેમાંને તેમાંજ પોતાનું ચિત્ત પરોવે છે. રાખે છે. એટલે એવા ભકતોનો ઉદ્ધાર

કરવો એજ નિજ કર્ત્તવ્ય માને છે. જેથીજ એ **અનવદ્યાત્મા** છે.

**(૧૨૦) सर्गलीलाप्रवर्त्तकः ૧ સર્ગ-સૃષ્ટિ કરવી તે રૂપ લીલાની પ્રવૃત્તિ કરનાર.**

પરમાત્માની સર્ગ વિસર્ગાદિ દશ પ્રકારની લીલાઓ છે એ આપણે પ્રથમ કહી ગયા છીયે; તેમાંની અહિં સર્ગ લીલા છે. [૧]પંચમહાભૂતો [૨]પંચતન્માત્રાઓ, [૩]એકાદશઇંદ્રિયો, તથા બુદ્ધિ વગેરેની ઉત્પતિ કરવી એનું નામ સર્ગ કહેવાય છે. તેવી સર્ગ લીલાને પ્રવર્ત્તાવનાર—ચલાવનાર પ્રભુ પોતે છે. આ સ્કંધના અ. ૫ ના

**भगवानेक आसेदम्०**

( સર્વ ભૂતના આત્મારૂપ સમર્થ પરમાત્મા પ્રથમ પોતે એકજ હતા, પરંતુ નાના રૂપ થવાની પોતાની ઇચ્છાથી જુદે જુદે રૂપે આપ આવિર્ભાવ પામ્યા છે ) એમ કહ્યું છે " **आत्मा वा इदमेकएवासीत्" एकोऽहंबहु स्याम्।** ( પરમાત્મા વિશ્વમાં પ્રથમ એકજ હતા, તેમણે પોતાના આનંદ માટે હું એક છું તે બહુ રૂપે થઉં એમ ઇચ્છા કરી માટે પોતેજ આ સર્ગલીલાને પ્રવર્ત્તાવી-ચલાવી રહ્યા છે, એમ સિદ્ધ થાય છે.

**(૧૨૧) साक्षात्सर्वजगत्कर्त्ता પોતેજ જગતને રચનાર**

પોતેજ એટલે અન્યની અપેક્ષા વગર સ્વસ્વરૂપવડેજ સ્થાવર જંગમાત્માંક સર્વ જગતને બનાવનાર. યજુર્વેદ શ્રુતિ જણાવે છે

(૧) પૃથ્વી, રૂપ-જળ, તેજ, વાયુ. અને આકાશ. (૨) શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ( ૩ ) જીહ્વા-જીભ ઘ્રાણ—નાક શ્રોત્ર—કાન અક્ષિ અને ત્વચા એ પાંચ જ્ઞાનેંદ્રિય, અને મુખ, હાથ, પગ ગુદ્દ અને ગુહ્ય એ પાંચ કર્મેંદ્રિય તથા મન એ મળી એકાદશ ઇંદ્રિયો.

કે:—"**पुरुषएवेदं् सर्वयद्भूत यच्चभाव्यम्** (આ સર્વ ભૂત ભવિષ્ય અને વર્તમાન જગત્ તે પુરૂષ-પરમાત્મા જ છે.) વળિ શ્રુતિઓમાં "**सर्वंखल्विदंब्रह्म नेहनानास्तिकिञ्चन, सर्वं सर्वमिदंजगत्** " (સર્વ બ્રહ્મરૂપ છે એ શિવાય બીજું કાંઇ જ નથી, તે એજ ભગવાન્ વર્તમાન્ જગતરૂપે છે.) "**पादोस्येहाऽभवत्पुनः**" (આ જગતમાં પરમાત્માનો અંશજ આવિર્ભાવ રૂપે પ્રકટ થયો છે.) તેમ ગીતામાં આજ્ઞા કરે છે કે. "**अहंक्रतुरहंयज्ञः स्वधाहमहमौषधम्**" હું યજ્ઞ, હું સ્વધા, અને હું ઔષધ છું એમ કહી સમગ્ર જગત્ રૂપે જ હું છું એમ હેતુ જણાવે છે. શ્રી ભાગવતમાં પણ " **जन्माद्यस्य यतो न्वयादितरतः**" જેમનાથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય વગેરે, ઉપાદાનકારણ તેમ નિમિત્તકારણથી થાય છે. તે પરમાત્મા ) ઇત્યાદિ વેદ ગીતા અને શાસ્ત્રથી અન્યની અપેક્ષા વિનાજ આપ જગતને પ્રકટ કરે છે એમ સિદ્ધ થાય છે. કુંભારને ઘટ પ્રકટ કરવામાં માટી, ચક્ર, દંડ વગેરેની જરૂર પડે છે. પરંતુ પરમાત્માએ જગતને પ્રકટ કરતાં અન્યની અપેક્ષા કરી નથી પોતે જ પોતાની અલૌકિક શક્તિ વડેજ એટલે માયામાં આરોપ કર્યા વગર કેવળ નિજસ્વરૂપથી જ જગત્ નિર્માણ કર્યું છે. માટે જ એ **સાક્ષાત્ જગત્ કર્ત્તા** છે.

### (૧૨૨) **महदादिप्रवर्त्तकः મહદાદિને પ્રવૃર્ત્તાવનાર.**

મહત્તત્વ જેમાં મુખ્ય છે એવા અહંકાર પંચમહાભૂત વગેરે તત્વોને પ્રવર્તાવનાર પોતે પ્રભુ છે. આ સ્કંધના પાંચમા અધ્યાયમાં "**ततोऽभवन्महत्तत्वम्**" (ત્યાર પછી તે પરમાત્માથી મહત્તત્ત્વ પ્રકટ થયું.) એમ દર્શાવ્યું છે એટલે મહત્તત્વાદિ સર્વ તત્વોને પ્રેરનાર— પ્રવૃત્ત કરનાર પોતે શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ જ છે.

**મૂ० मायाप्रवर्त्तकः साक्षी मायारतिविवर्द्धनः ॥
आकाशात्मा चतुर्मूर्ति श्चतुर्धा भूतभावनः ॥२३॥**

(૧૨૩) **मायाप्रवर्त्तकः માયાને પ્રેરનાર,**

સત્વ રજ અને તમ એ ત્રિગુણાત્મિકા માયાને પ્રેરનાર આપ પ્રભુ છે. માયાને પ્રેરનાર પોતે છે. એટલે ભગવાનથી તે પ્રથક્ નથી પરંતુ તેમની વિવિધ શક્તિઓમાંની એક માયા રૂપ શકિત તેને પ્રેરણા કરનાર આપ જ છે. શ્રીકૃષ્ણ ગીતાજીમાં ઉપદેશે છે કેઃ— "**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्**" (મ્હારા અધ્યક્ષ પણા નીચે પ્રકૃતિ—માયા આ સચરાચર વિશ્વને પ્રસવે છે, ઉત્પન્ન કરે છે.) એ ઉપરથી માયાનું પ્રેરણ કરનાર આપ ભગવાન્ જ છે.

(૧૨૪) **साक्षी પ્રત્યક્ષ જોનાર.**

કોઇ પણ વસ્તુના અંતરાય શિવાય સર્વ સચરાચર વિશ્વને પ્રત્યક્ષ રીતે જોનાર આપ પ્રભુ છે. તેથીજ આ સ્કંધના અ० ૫ માં કહે છે કેઃ—" **कालमायांशयोगेन भगवद्विक्षितं नभः** [ કાલ પરમાત્માની માયાના યોગથીજ ભગવાને [સાક્ષીરૂપે] જોયેલું આકાશ છે. ] આ ઉપરથી પ્રભુ સર્વવસ્તુને સાક્ષી રૂપે નિરીક્ષણ કરે છે. એમ સિદ્ધ થાય છે.

**(૧૨૫) मायारतिविवर्द्धनः ૧ માયાથી રતિ–પ્રીતીને વિશેષ વધારનાર, ૨ માયાવડે અરતિ–ભગવદાસકિતના અભાવને વિશેષ વધારનાર, ૩ માયામાં અરતિ–અપ્રીતિને વધારનાર, ૪ માયામાં પ્રીતિને વધારનાર.**

પ્રભુ પોતાની માયાવડેજ આ પુત્ર, આ મિત્ર, આ ગૃહ, આ સ્ત્રી વગેરેમાં રતિ, મમતા, મોહ, આસક્તિ, ઉત્પન્ન કરે છે. તેથી તેજ મ્હારૂં સર્વસ્વ છે; એમ પ્રાકૃત મનુષ્યો માની, માયા જાળમાં ફસઇ જાય છે; આ પ્રમાણે માયાના પાશમાં બંધાયેલા જીવોને ભગવદાસક્તિ તો કયાંથીજ થાય ? એટલે તેઓ અહંમમતાથી ભરપૂર આ અસાર સંસારમાંજ આસક્ત રહે છે. અને તેથીજ તેમને ભગવાન્‌ની ભક્તિમાં અભાવને અભાવજ થયા કરે છે. એમ કરતાં ભગવદિચ્છાથી જ્યારે ભગવાન્‌નો અનુગ્રહ થાય છે ત્યારે તેમને માયામાં અરૂચિ ઉપજે છે, એવી રીતે માયામાં અરૂચિ વધારનાર આપ શ્રી કૃષ્ણ છે. તેમ તેમાં પ્રીતિ વધારનાર પણ શ્રી કૃષ્ણજ છે. આ સ્કંધના અ. ૫ ના.

**यत्सानुबन्धेऽसतिदेहगेहे०**

(માયામાં બંધન કરાવે તેવા જૂઠા અહંતામમતાત્મક સંસારમાં દેહમાં અને [1]ગેહમાં, હું અને આ મ્હારૂં છે એમ દુરાગ્રહ કરનાર પુરૂષોને તેમનાં શરીરમાં રહેલાછો છતાં આપ તેમનાથી ઘણાજ દૂર છો. એવા હે ભગવન્, તમારા ચરણ કમલ યુગલને હમે સેવન કરીયે છીયે. ) એટલે જે માયામાં મચ્યાપચ્યા હોય છે, તેમનાથી પ્રભુને દૂરનેદૂર રહેજ છે. પૂર્વજન્મના સંસ્કારથી તેમનાં અન્તઃકરણો વિમલ બન્યાં નથી તેથીજ માયામાંને માયામાંજ પ્રભુએ તેમને પ્રેમમય બનાવી દીધા છે.

**(૧૨૬) आकाशात्मा આકાશ જેમનો આત્મા-દેહ છે એવા ર આ-ચારેતરફ કાશ-તેજવડે પ્રકાશમાન્ સ્વરૂપવાળા**

---

૧ ગૃહમાં.

પરમાત્માનો દેહ આકાશમય છે; જેમ આકાશ સર્વ વ્યાપ્ત છતાં [1] નિર્લિપ્ત છે, તેમ પ્રભુ સર્વવ્યાપક છતાં નિર્લેપ છે. પ્રભુથી આકાશ ભિન્ન નથી તેજ તેમનો દેહ છે આપ નિજતેજવડે પ્રકાશમાન્ છે. આ સ્કંધના અ. ૬ માં **विराजमतपत्स्वेन तेजसैषां विवृत्तये** શ્રી કૃષ્ણ પ્રભુ પોતાના તેજથી [2] વિરાટ્‌ને વિશ્વનો વિસ્તાર કરવા સારૂ તપાવવા લાગ્યા. ) અહિં પોતાના પ્રકાશમાન્ તેજથીજ આપે વિરાટ્‌ને તપાવેલું છે. માટે તેથીજ પ્રકાશમાન્ પ્રભુએમ કહ્યા.

(૧૨૭) **चतुर्मूर्त्तिः** ૧ વાસુદેવાદિ ચતુર્મૂર્તિ રૂપ, ૨ બ્રાહ્મણાદિ ચાર મૂર્ત્તિ-સ્વરૂપવાળા.

વાસુદેવ (શ્રી કૃષ્ણ) સંકર્ષણ (બલદેવ) પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચતુર્વ્યૂહાત્મક સ્વરૂપ રૂપ આપ શ્રી પૂર્ણ પુરુષોત્તમ છે. તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર એ ચારે વર્ણ રૂપ સ્વરૂપવાન્ પણ આપ ભગવાન્ છે. યજુ. શ્રુતિ ઉપદેશે છે કેઃ—"**ब्राह्मणोऽस्य मुखमासीद्बाहूराजन्यः कृतः । उरूतद्वैश्यः पद्भ्याꣳशूद्रोऽअजायत.**" ( એ પરમાત્માનું વદન બ્રાહ્મણ, બાહુઓ ક્ષત્રિય, ઉરૂઓ વૈશ્ય અને ચરણો એ શૂદ્ર થયા. એમાં ભગવાનનું ચતુર્વર્ણાત્મક સ્વરૂપ સ્પષ્ટ દર્શાવ્યું છે. માટેજ પોતે ચતુર્મૂર્ત્તિ છે એમ સિદ્ધ છે.

(૧૨૮) **चतुर्धा** ૧ ચારે વર્ણની ચાર પ્રકારની જુદી જુદી વૃત્તિઓ તે રૂપ, ૨ ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થને ધારણ કરનાર,

---

૧ નહિ લેપાય તેવું. ૨ બ્રહ્માંડને.

ચાર પ્રકારની વૃત્તિઓ જેમકે, શમ, દમ, તપ, [1]શૌચાદિ બ્રાહ્મણોની વૃત્તિ, શૌર્ય, તેજ, ધૈર્ય, દક્ષાદિ ક્ષત્રિયોની વૃત્તિ, [2]કૃષિ, ગૌરક્ષા, [3]વાણિજય વગેરે વૈશ્યવૃત્તિ, અને [4]પરિચર્યા ઇત્યાદિક શૂદ્રવૃત્તિ, વગેરે વૃત્તિઓ રૂપ આપજ છે. ધર્માદિ ચતુર્વિધ પુરૂષાર્થ આપનાર પ્રભુ છે, એટલે તે પુરૂષાર્થ રૂપ પણ પોતે પુરુષોત્તમ જ છે.

**(૧૨૯) ભુતભાવનઃ ૧ પૃથ્વી આદિ પાંચભૂતોને ઉત્પન્ન કરનાર ૨ ભૂત—જીવોને વધારનાર, ૩ સર્વપ્રાણી માત્રથી ભાવના કરવા યોગ્ય.**

સર્વ વિશ્વને ઉત્પન્ન કરનાર પ્રભુ છે એમ આપણે પ્રથમ કહી ગયા છીયે એટલે પૃથ્વી આદિ પાંચ મહાભૂતોને ઉત્પન્ન કરે એ સિદ્ધ જ છે, તેમ સૃષ્ટિની રચના સારૂ અનેક જીવોની વૃદ્ધિ કરે એ પણ સ્વાભાવિક છે. કેમકે જીવોની વૃદ્ધિ થયા શિવાય સૃષ્ટિની રચના સંપૂર્ણ થઇ શકે નહિ માટે જીવોને વધારનાર આપ છે. આવી રીતે જો પ્રભુ જગન્નિયંતા છે તો બધા જીવો—પ્રાણીમાત્ર તેમની ભાવના—સેવના કરે એમાં શું નવાઇ ? તેથીજ સર્વને ભાવના કરવા યોગ્ય પ્રભુ એમ કહે છે.

## મૂ० रजः प्रवर्त्तको ब्रह्मा मरीच्यादि पितामहः ॥
## वेदकर्त्ता यज्ञकर्त्ता सर्वकर्त्ताऽमितात्मकः ॥२४॥

**(૧૩૦) રજઃ પ્રવર્ત્તકઃ રજોગુણને પ્રેરનાર.**

રંજન કરવા રૂપ, જે રજોગુણ તેને પ્રેરનાર પોતે પ્રભુજ છે. તેમને રજોગુણની પ્રેરણા કરી હોવાથી મનુષ્યો તેમાં રંજન પામી

૧ પવિત્રતા—શુદ્ધિ; ૨ ખેતી, ૩ વ્યાપાર, ૪ સેવા કરવી તે.

રહ્યા છે. આ સ્કંધના અ. ૮ માં **'तस्यार्थसूक्ष्माभिनिविष्टदृष्टे०'** ( સૂક્ષ્મ કાર્યમાં દૃષ્ટિને પ્રેરનાર પરમાત્માનો હૃદયગત ભાવ રજોગુણથી વિસ્તારવાન્ બન્યો. ) અહિં સૂક્ષ્મ કાર્યમાં રજોગુણની જ પ્રેરણા આપે કરી છે તેથી આપ રજોગુણની પ્રેરણા કરનાર છે.

(૧૩૧) **ब्रह्मा ૧ સર્વ વ્યાપક, ૨ બ્રહ્મદેવ સ્વરૂપ,** ૩ **બ્રહ્મદેવની ઉત્પત્તિનું સ્થાન—નાભિકમળ તે રૂપ.**

આપ સર્વવ્યાપક છે, તે સંબંધમાં પ્રથમ કહી ગયા છીયે, આપ નારાયણ–વિષ્ણુ રૂપ છે, વિષ્ણુના નાભિ કમળમાંથી બ્રહ્મા પ્રકટ થયા. એટલે બ્રહ્મા પણ આપનુંજ સ્વરૂપ છે, આ સ્કંધના અ. ૮ માં કહે છે કેઃ—**"तल्लोकपद्मं सउ एव विष्णुः"** ( જે ચતુર્દશ લોકમય કમલ તેજ (વિષ્ણુ છે. ) એટલે તેમાંથી પ્રકટ થયેલા બ્રહ્મા પણ પ્રભુનુંજ સ્વરૂપ છે અન્ય નહિ.

(૧૩૨) **मरीच्यादि पितामहः ૧ મરીચ્યાદિ ઋષિઓના દાદા. ૨ મરીચ્યાદિને વિશ્વના પિતામહ જેવા કરનાર.**

મરીચિ ઋષિ જેમાં મુખ્ય છે એવા અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ઠ, દક્ષ અને નારદઋષિ તે સર્વના પિતા બ્રહ્મા અને તેના પણ પિતા આપ પ્રભુ છે. મરીચ્યાદિ ઋષિઓ વડે સર્વ પ્રજાઓ પ્રકટી છે, માટે તેવી સર્વ પ્રજાઓના પિતામહ મરીચ્યાદિ સર્વ ઋષિઓ છે. તેમની દ્વારા પ્રજાની વૃદ્ધિ કરનાર પ્રભુ છે. એટલેજ મરીચ્યાદિકોને પિતામહ બનાવનાર આપ ભગવાન્ છે.

(૧૩૩) **वेदकर्ता વેદોના રચનાર.**

ભગવાને યજ્ઞ સારૂં સર્વ વેદો—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ વગેરેને પ્રકટ કર્યા છે. યજુર્વેદ શ્રુતિ ઉપદેશે છે કેઃ—

**"तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानिजज्ञिरे छन्दांसिजज्ञिरे ।**

**तस्माद्यजुस्तस्मादजायत ॥**" ( જેમાં સર્વ હોમવામાં આવે છે એવા યજ્ઞ પુરૂષ પરમાત્માથી ઋક્, સામ વેદો ઉત્પન્ન થયા છે, તેમ તે યજ્ઞપુરૂષથી છંદો અને યજુર્વેદ પણ પ્રકટ થયા છે ) પ્રભુ પોતેજ યજ્ઞપુરૂષ છે. તેમાંથીજ સર્વ વેદો છંદો પ્રકટ થયા છે, એમ સ્પષ્ટ છે. માટે જ યજ્ઞાદિક્રિયાઓ સારૂ વેદોને નિર્માણ કરનાર આપ શ્રી કૃષ્ણ છે. આ સ્કંધના અ. ૯માં પણ **भुयस्त्वं तप आतिष्ठविद्यां चैव मदाश्रयाम्** ( ફરીથી તમો તપ કરો અને મ્હારા આશ્રયવાળી વેદ વિદ્યાને ધારણ કરો. ) આ વચન પણ વેદ કર્તૃત્વ પ્રભુનુંજ છે એમ જણાવે છે.

(૧૩૪) **यज्ञकर्त्ता ૧ યજ્ઞોના બનાવનાર, ૨ યજ્ઞો સારૂ પ્રાણીઓને પ્રકટ કરનાર.**

અગ્નિહોત્ર, અગ્નિષ્ટોમ, વાજપેય, સોમ વગેરે યજ્ઞોને રચનાર પ્રભુ છે, અને તેને સારૂ જ સર્વ પ્રાણીઓને પ્રકટ કરનાર પોતે છે. ભગવતી શ્રુતિ ઉપદેશે છે કે '**प्रजापतिर्यज्ञानसृजताग्निहोत्रं चाग्निष्टोमं च पौर्णमासीं चेति** ( પ્રજાપતિ–પરમાત્માએ યજ્ઞોને અગ્નિહોત્ર, અગ્નિષ્ટોમ, પૌર્ણમાસી, વગેરેને સરજ્યા. ) આથી યજ્ઞનિર્મેતા પ્રભુજ છે, એમ નિશ્ચય થાય છે. વળિ "**यज्ञेनवै प्रजापतिः प्रजा असृजत**" ( યજ્ઞ વડેજ પરમાત્માએ પ્રજાઓ સરજેલી છે ) એ શ્રુતિ વચનથી યજ્ઞો સારૂ સર્વ પ્રજાને પ્રકટ કરનાર પ્રભુ છે એ સિદ્ધજ છે.

(૧૩૫) **सर्वकर्त्ता સર્વ વેદમય એવા કર્ત્તા.**

સર્વ વેદોમાં જે સારી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યા હોવાથી, તેમ વેદકર્ત્તા પણ પોતેજ હોવાથી, તે સર્વ વેદમય છે. અને એવા સર્વ વેદમય પરમાત્માજ આ સર્વ વિશ્વના કર્ત્તા છે. આ સ્કંધના અ. ૯ માં કહ્યું છે કે:—**सर्ववेदमयेनेदम्०**. ( પોતાની મેળે

પ્રકટ થઇ જે વેદમય પરમાત્માએ જેવી પહેલાં પ્રજાઓ ઉત્પન્ન કરી હતી અને જે મ્હારામાં લય પામી છે તે પ્રજાઓને ઉત્પન્ન કરો. ) ત્યાં આગળ સર્વ વેદમય પરમાત્મા છે, એમ જણાવવામાં આવ્યું છે. તેથી જ સર્વ વેદમય પરમાત્મા કર્ત્તા છે, એમ કહ્યું.—

**(૧૩૬) अमितात्मकः ૧ જેમના અસંખ્ય અવતાર–ભેદો છે એવા, ૨ અપરિછિન્ન સ્વરૂપવાન્ એવા ભગવાન્.**

અમતિ એટલે અસંખ્ય, જેમના અવતારો અસંખ્ય–ન સંખ્યા થઇ શકે તેવાઅનંતછે.ગીતામાં ભગવાન્ શ્રી મુખે આજ્ઞા કરે છે કેઃ–"**नांतोऽस्तिममदिव्यानां विभूतीनां परंतप।**" (હે પરંતપ અર્જુન ! મ્હારી દિવ્ય વિભૂતિઓનો—અવતારોનો અંત નથી ) કઇ વસ્તુમાં પરમાત્મા નથી ? પ્રભુ સર્વ વ્યાપક છે. જ્યાં કંઇ નવીન ચમત્કાર જોવામાં આવે ત્યાં તો વિશેષે કરીને આપનુંજ સ્વરૂપ વિરાજે છે. એટલે તેમનાં સ્વરૂપોનો તેમ અવતારોનો શી રીતે અંત–અવધિ આવી શકે; માટે પ્રભુને અનંત ઇત્યાદિ વિશેષણોથી વર્ણવે છે. વળિ આપનું સ્વરૂપ અપરિછિન્ન છે, એટલે જેમાં બાલ્ય, યૌવન, વાર્દ્ધિકયાદિ અવસ્થાના પરિણામો જોવામાં નથી આવતાં. કેવળ અવ્યય રૂપ મૂળ સ્થિતિમાંજ કાયમ રહેનારૂં નહિ ભેદ પામનારૂં સ્વરૂપ છે. તેથીજ પરમાત્મા પોતે અમિતાત્મા છે.

**मू० अनेक सृष्टिकर्त्ता च दशधा सृष्टि कारकः ॥**
**यज्ञाङ्गो यज्ञावाराहो भूधरो भूमिपालकः ॥ ३५ ॥**

**( ૧૩૭ ) अनेकसृष्टिकर्त्ता અનેક સૃષ્ટિને પ્રકટ કરનાર.**

સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણે ગુણોનું મિશ્રણ કરી ભિન્ન ભિન્ન પ્રકારની સૃષ્ટિને પ્રકટ કરનાર આપ શ્રી કૃષ્ણ છે. આવું અસાધારણ ચાતુર્ય પ્રભુ શિવાય બીજે કયાં સંભવે ! માટેજ વિવિધ પ્રકારની સૃષ્ટિ કરવાનું પાંડિત્ય પ્રભુમાં છે; અન્યમાં નહિ.

( ૧૩૮ ) **दशधासृष्टिकारकः દશ પ્રકારની સૃષ્ટિને પ્રકટ કરનાર.**

પ્રભુએ મુખ્ય દશ પ્રકારની સૃષ્ટિ પ્રકટ કરેલી છે. તે મહત્તત્વ, અહંકાર, પંચમહાભૂત, એકાદશ ઇંદ્રિયો, અધદૈવત, તમ:સર્ગ, મુખ્ય સર્ગ, પશુપક્ષીનો સર્ગ, મનુષ્ય અને દેવ એવી સંજ્ઞાથી દશે પ્રકાર પ્રસિદ્ધ છે. શ્રી ભાગવતમાં એ દશે પ્રકારની સૃષ્ટિનું સ્પષ્ટ વર્ણન આપેલું છે, પરંતુ અહિં વિસ્તૃત થવાના ભયથી જણાવ્યું નથી, જીજ્ઞાસુએ તેમાંથી માહિતી મેળવી લેવી. એ દશે પ્રકારની સૃષ્ટિને સરજનાર આપ પ્રભુજ છે.

( ૧૩૯ ) **यज्ञाङ्गः યજ્ઞ જેમના અંગો છે એવા**

પ્રભુ પૃથ્વીનો ઉદ્ધાર કરવા, હિરણ્યાક્ષનો વધ કરવા, યજ્ઞ વારાહ રૂપે થયેલા છે, તે યજ્ઞ વારાહ પ્રભુના અંગે અંગમાં અનેક યજ્ઞો વિરાજે છે. હરિવંશમાં યજ્ઞાંગવારાહ પરમાત્માનું નીચે પ્રમાણે વર્ણન છે કે:—જેમને વેદમય ચરણ, યજ્ઞ પાત્ર રૂપ દાઢ, યજ્ઞો રૂપ દાંત [1]ચિતીરૂપ મુખ, અગ્નિરૂપ જીભ, દર્ભમય રૂવાંટાં, અને ઓંકાર રૂપ મસ્તક છે, જે મહાતપસ્વી, દિવસ અને રાત્રિરૂપ નિમિષને ધારણ કરનાર, [2]છ અંગરૂપ કુંડળને પહેરનાર, ઘી રૂપ નાકવાળા, શરવારૂપ મુ-

૧ ચિતિ એટલે સુચિ તે નામનું મુખ્ય પાત્રછે. ૨ ન્યાય, યોગ, સાંખ્ય, વૈશેષિક, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાસાં એ છ શાસ્ત્રરૂપ વેદનાં છ અંગ છે.

ખામવાળા, અને સામગાન રૂપ સ્વર કરનાર મહાન્ છે. જે સત્ય ધર્મને ધારનાર, શોભા—સૌન્દર્યસંપન્ન, કર્મ રૂપ પરાક્રમથી સત્કાર પામેલા, ગવામયન આદિ યજ્ઞની મુખ્ય ક્રિયારૂપ લંબ નાશિકાગ્રવાળા, સામગાન કરનાર ઉદ્ગાતારૂપ આંતરડાંવાળા, મહાન્ ચિહ્નવાન્, બીજ અને ઔષધિરૂપ મહાફળવાળા છે. જે વાયુરૂપ મનવાળા, મંત્રોને સ્પર્શ કરનાર, પરાક્રમી, સોમરસરૂપ રૂધિરધારી, વેદીરૂપ ખાંધ ધારી, [1]હુતદ્રવ્યરૂપ ગંધવાન્, હવ્ય કવ્યરૂપ અત્યન્ત વેગવાન્, સભાસદોના સ્થાનરૂપ. કાયાંવાળા, કાન્તિમાન્, જુદી જુદી દીક્ષાઓ વડે પૂજાયેલા, દક્ષિણારૂપ હૃદય ધારી, મહા યજ્ઞસ્વરૂપ, યોગી, ઉપાકર્મરૂપ ઓઠના અલંકારવાળા, પ્રવર્ગ્યરૂપ ઉંડી નાભિવાળા, જુદા જુદા છંદોરૂપ જવાના માર્ગવાળા ગુપ્ત ઉપનિષદ્ રૂપી આસનવાળા, છાયારૂપ પત્નીથી સહાયવાન્ અને મેરૂના શિખર જેવા ઉંચા એવા યજ્ઞવરાહ રૂપે થઇને ભગવાને એકદમ રસાતલમાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે યજ્ઞાંગ વરાહજીનું સ્વરૂપ છે. ભાગવતમાં પણ તેમનું યજ્ઞસ્વરૂપ વરાહ ભગવાન્ વર્ણવ્યા છે. એમ યજ્ઞરૂપ વરાહાવતાર ધારનાર આપ પ્રભુ છે. માટેજ તે યજ્ઞોરૂપ અંગવાન્ છે.

**(૧૪૦) યજ્ઞવારાહ: યજ્ઞરૂપ વરાહ અવતારને ધારણ કરનાર**

પ્રથમ જે યજ્ઞાંગસ્વરૂપ કહ્યું, તેને આ નામથી સ્ફુટ કરે છે. હિરણ્યાક્ષ દૈત્યને વિદારણ કરવા અને રસાતલમાં દૂબી ગયેલી પૃથ્વીને સ્થીર કરવા ભગવાનજ પોતે વરાહ રૂપે થયેલા છે. એમ સર્વત્ર પ્રસિદ્ધ છે.

**(૧૪૧) ભૂધર: ભૂમિને ધારણ કરનાર.**

૧ હોમવાનાં પદાર્થો.

ભૂમિનો ઉદ્ધાર કરતી વખતે વરાહ ભગવાને તેને પોતાની દાઢની અણી ઉપર ધારી હતી. માટે તે ભૂમિને ધારનાર છે. આ સ્કંધના અ. ૧૩ માં દેવો સ્તવે છે કે;—**दंष्ट्राग्रकोट्या भगवंस्त्वया धृता विराजते भूधर भूः सभूधरा,** ( હે ભૂમિને ધારનાર ભગવાન્ તમોએ ધારણ કરેલી આ ભૂમિ ભુધર સહિત ( વિષ્ણુરૂપ આપથી યુક્ત ) બની બહુજ શોભે છે. ) અહિં ભગવાન્‌ની સ્તુતિ કરતા તેમને ભૂધર એમ સંબોધન કરે છે. એટલે જ ભૂમિને ધારણ કરનાર ભુધર તે આપ પ્રભુજ છે.

(૧૪૨) **भूमिपालकः ભૂમિનું પાલન કરનાર.**

પૃથ્વીને રસાતલમાં લેઇ જનાર હિરણ્યાક્ષ નામના મહા દૈત્યનો નાશ કરી ભૂમિનો ઉદ્ધાર કર્યો. જેથી દૈત્યથી ભૂમિનું રક્ષણ કરનાર આપજ છે. એવી રીતે તેનું રક્ષણ કરી પ્રથમની પેઠે પોતાની યોગ શક્તિથી જળ ઉપર તેને સ્થીર થાય તેમ સ્થાપી તે ભૂમિનું આપે પાલન કર્યું છે. માટે જ ભૂમિને પાલન કરનાર આપ **શ્રી** કૃષ્ણ છે.

## मू० सेतु र्विधरणो जैत्रो हिरण्याक्षान्तकः सुरः ॥
## दितिकश्यपकामैकहेतु सृष्टिप्रवर्त्तकः ॥२६॥

( ૧૪૩ ) **सेतुः ૧ મર્યાદા બાંધનાર ૨ સેતુરૂપ.**

ભગવાન્ સર્વ વર્ણાશ્રમના ધર્મોની મર્યાદાને બાંધનાર છે. ભગવતી શ્રુતિ ઉપદેશે છે કે:—**सेतुर्विधरण एषां लोकानामसंभेदा-येति,** ( આ સર્વ લોકોની ધર્મ મર્યાદાનો ભંગ ન થાય તેથી પ્રભુ તેને ધારણ કરનાર છે અર્થાત્ સેતુરૂપ બને છે એ વચનથીજ ભગવાનજ ધર્મમર્યાદાને સાચવવા સેતુરૂપ છે. એમ સિદ્ધ થાય છે.

સેતુથી–પૂલથી સમુદ્ર ઓળંગી જવાય છે. તેમ આ સંસારરૂપ મહા-સમુદ્રને ઉલ્લંઘન કરવા સેતુરૂપ–આપ પ્રભુ છે. જ્યારે પ્રભુનું સેવન કરવામાં આવે છે, જ્યારે તેમનામાં આસક્તિ તન્મયતા થાય છે, ત્યારે સંસાર સાગરને તરી શકાય છે. જન્મમરણથી રહિત થવાય છે. માટે એવા સંસાર સમુદ્રને ઓલંઘવાના સેતુરૂપ આપ ભગવાન્ શ્રી કૃષ્ણ જ છે.

**(૧૪૪) વિધરણઃ ૧ વિશેષે કરી ધારણ કરનાર ૨ વિ-કાલને ધારણ કરનાર ૩ વિ–ગરૂડને ધારણ કરવાનું સામર્થ્ય છે જેમનાથી એવા વિષ્ણુ.**

દાઢની અણીપર વિશેષે કરી ભૂમિને ધારણ કરનાર એવા વરાહરૂપ ભગવાન્ એજ કાલને ધારણ કરનાર, કેમકે પોતેજ કાલાત્મા છે એમ આપણે પ્રથમ કહી ગયા છીયે. વળિ ગરૂડમાં મહાવેગ પૂર્વક ધારણ કરવાની અજબ શક્તિ છે, તે આપને લીધેજ, પ્રભુએ પોતાનું વાહન કરી તેનામાં તેવી ધારણ કરવાની અદ્દભૂત શક્તિ સમર્પેલી છે. એ પ્રભુકૃપાનુંજ પરિણામ છે.

**(૧૪૫) જૈત્રઃ જય મેળવવાનો જેમનો સ્વભાવ છે એવા.**

પ્રભુ સર્વ સમર્થ છે, એટલે સર્વત્ર એમને જય છે. જગન્નિયંતા આ સર્વ વિશ્વનાટકના સૂત્રધાર, પરમાત્મા વિજય શીલ હોય એમાં શું આશ્ચર્ય ? જેમ લાકડાનાં પૂતળાંઓને ચલાવનાર જેવી રીતે પૂતળાંઓને નચવે છે તેવી રીતે તે નાચે છે, તેમ સર્વ જગતના સૂત્રને ધારણ કરનાર ભગવાન્ જેમ ધારે છે તેમજ સર્વ પ્રાણી માત્રનું પરિવર્તન થાય છે. આ પ્રકારના અદ્દભુત અલૌકિક પ્રભાવવાન્ ભગવાન્ સર્વત્ર વિજયવાન્ હોય એ સ્વાભાવિક છે.

( ૧૪૬ ) **हिरण्याक्षान्तकः હિરણ્યાક્ષ નામના દૈત્યનો અંત કરનાર.**

મહાપરાક્રમી વિજયમાં મદોન્મત્ત બનેલા હિરણ્યાક્ષના અંતક–કાલ આપ પ્રભુ છે, ઉપર કહ્યા પ્રમાણે પ્રભુ જૈત્ર—વિજયશીલ હોવાથી જ હિરણ્યાક્ષ જેવા મહાબલવાન્ દૈત્યનો નાશ કર્યો એ સિદ્ધ છે.

(૧૪૭) **सुरः સુંદર શોભા આપનાર.**

દૈત્યોનો નાશ કરી બધાનું કલ્યાણ કરવા રૂપ શોભા—સૌભાગ્ય આપનાર એવા પુરુષોત્તમ એ રીતે જો દુષ્ટોનો નાશ ન કરતા હોય તો સર્વનું કલ્યાણ શી રીતે થાય ? સર્વને સૌભાગ્ય શી રીતે મળે ? એમ સર્વજન ઉપર દયા લાવી તેમનાં દુઃખો દૂર કરી સુંદર સૌભાગ્યનું દાન કરનાર પ્રભુજ છે.

( ૧૪૮ ) **दितिकश्यपकामैकहेतुसृष्टिप्रवर्त्तकः દિતિ અને કશ્યપની કામ હેતુ વાળી સૃષ્ટિને પ્રવર્ત્ત-પ્રકટ કરનાર.**

દૈત્યોની માતા અને કશ્યપ મુનિ, તે બન્નેની એક કામકેલિનાજ હેતુવાળી એવી દૈત્યમયી ( કામમયી ) સૃષ્ટિ સરજનાર પોતે ભગવાનજ છે. આ સ્કંધના અ. ૧૪ ના **दितिर्दाक्षायणीक्षत्तः०** એ શ્લોકમાં ( કામથી પીડાયેલી પુત્રની ઇચ્છાવાલી દક્ષની પુત્રી દિતિ પોતાના પતિ મરિચિ મુનિના પુત્ર કશ્યપ ઋષિની ઇચ્છા કરવા લાગી. એમ છે ) આ પ્રમાણેના વચનથી દૈત્યની સૃષ્ટિ પ્રકટ થવાનું મૂળ બીજ જણાવે છે એ ઉત્પન્ન થયેલું કારણ ભગવાનની ઇચ્છાથીજ છે, માટે તે સૃષ્ટિને પ્રકટ કરનાર આપ પ્રભુ છે.

**मू० देवाभयप्रदाता च वैकुंठाधिपति र्महान् ॥**
**सर्वगर्वप्रहारी च [illegible]र्थदः ॥ ३७ ॥**

(૧૪૯) **દેવાભયપ્રદાતા ૧ દેવોને અભય આપનાર ૨ ઇંદ્રથી દિતિના ગર્ભને અભય આપનાર.**

ઇંદ્રાદિક સર્વ દેવોને દિતિના ગર્ભધારણથી ઉત્પન્ન થયેલા ભયને દૂર કરનાર આપ પ્રભુ છે. દિતિના ગર્ભના ઘોર અંધકારથી ઉપજેલા ભયને લીધે દેવો એકત્ર થઇ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા તેમના સ્તોત્રને સાંભળી ભગવાને વરાહ સ્વરૂપથી હિરણ્યાક્ષને મારી સર્વ, દેવોને અભય આપ્યું છે. એમ આ સ્કંધ અ. ૧૫ માં સ્પષ્ટ જણાવેલું છે. તેમ દિતિએ સાયંકાળ સમયે ગર્ભ ધારણ કર્યો માટે રૂદ્રથી તેને ભય ઉત્પન્ન થાય, પરંતુ ભગવાને તેના ગર્ભનું રક્ષણ કરી અભય આપેલું છે. એ રીતે દેવોને અભય આપનાર તેમ દેવ-શંકરથી દિતિને અભય આપનાર આપ શ્રી કૃષ્ણ જ છે.

(૧૫૦) **વૈકુંઠાધિપતિ: વૈકુંઠલોકના સ્વામી.**

એક દિવસે સનકાદિક ઋષિઓ શુદ્ધ સ્વરૂપધારી વૈકુંઠ—વિષ્ણુ પરમાત્માના સર્વ લોક વડે વંદન કરાતા વૈકુંઠ લોક પ્રત્યે ગયા. ત્યાં તેઓ વૈકુંઠનો વૈભવ ભાળી ઘણાજ આશ્ચર્ય પામી ગયા હતા. તેમાં પરમાત્માનું આધિપત્ય સનકાદિઓએ પ્રત્યક્ષ અનુભવ્યું છે. એ વૈકુંઠના સ્વામી પોતે વિષ્ણુ છે સત્વ ગુણાધિષ્ઠાતા વિષ્ણુ એ પૂર્ણ પુરુષોતમનું પાલિની શક્તિરૂપ સ્વરૂપ છે. માટે અભિન્ન પણાથી શુદ્ધ અદ્વૈત ભાવથી વૈકુંઠાધિપતિ પણ આપ પૂર્ણ પુરુષોત્તમજ છે.

(૧૫૧) **મહાન્ ૧ પૂજ્ય મહિમાવાળા [૨] સર્વથી મહાન્.**

ભગવાન્ સર્વથી મહાનમાં મહાન્—મોટા છે. જેમના મહિમાને કોઇપણ જાણી શક્યું નથી માટે તે મહાન્ છે. શ્રુતિ ઉપદેશ છે કે:—**મહતો મહીયાન્** મહાન્થી પણ પ્રભુ મહાન્ છે, પ્રભુ અત્યંત સૂક્ષ્મ રૂપે હોવાથી તથા શુદ્ધ બુદ્ધ અને સર્વ વ્યાપક

હોવાથી તેમ તર્કથી પણ ન જાણી શકાય તેવા હોવાથી તેમને મહાનમાં પણ મહાન્ કહેવામાં આવે છે.

(૧૫૨) **सर्वगर्व प्रहारी** સર્વના ગર્વને દુર કરનાર.

સર્વ ભકતોના ગર્વને હરણ કરનાર શ્રી હરિ છે. જય વિજય નામના પોતાના ભકતો, નિત્ય મુક્ત થવાના અભિમાનમાં ગર્વ યુક્ત બનેલા હોવાથી પ્રભુએ, જ્યારે સનકાદિક મુનિઓ પોતાના ધામમાં પધાર્યા ત્યારે તેમને અટકાવરાવી નિજ ભકતોના ગર્વને હરણ કર્યો માટે તે ભકત જનના ગર્વને હરણ કરનાર આપ શ્રી હરિ પુરુષોત્તમ છે.

(૧૫૩) **सनकाद्यखिलार्थदः** સનકાદિ મુનિઓને સંપૂર્ણ અર્થ આપનાર.

સનક, સનંદન, સનાતન, સનત્કુમાર એચાર સનકાદિક કુમારો મુનીશ્વરો છે તેઓ વૈકુંઠલોકમાં ગયા ત્યારે ભગવાને તેમને પોતાનું તેજોમય દિવ્ય સ્વરૂપ દર્શાવ્યું હતું આ પ્રમાણે તેમને સુંદર દર્શન આપી તેમના મનોરથો સંપૂર્ણ રીતે ફલીભુત કર્યા એમ આ સ્કંધના ૧૫ અધ્યાયમાં સ્પષ્ટ છે. તેથી જ સનકાદિને સંપૂર્ણ અર્થો આપનાર પ્રભુ છે એમ કહ્યું.

**मू० सर्वाश्वासन कर्त्ता च भक्त्याहवप्रदः ॥**
**कालक्षणहेश्च सर्वार्थज्ञापकः परः ॥ ३८ ॥**

(૧૫૪) **सर्वाश्वासनकर्त्ता** સર્વને આશ્વાસન આપનાર.

સર્વને એટલે તમો બ્રાહ્મણથી શાપિત બન્યા માટે ત્રણ જન્મે પાછા મ્હારા પાર્ષદો બનશો. એમ કહી જય વિજયને તેમ ભકતોને

શાપ ન આપવો જોઇએ છતાં સનકાદિકોએ શાપ આપ્યો તથા પોતાનું પાર્ષદોએ અપમાન કર્યું તેથી મુનિઓના મનમાં ઘણોજ ખેદ લાગ્યો માટે એ મ્હારા પાર્ષદો છે તમારો તેમણે અપરાધ કર્યો છે એમ કહી તે મુનિઓને. એ રીતે સર્વને મધુર વચનોથી શાંત કરી આશ્વાસન આપનાર આપ શ્રી કૃષ્ણ જ છે,

**(૧૫૫) भक्ततुल्याहवप्रदः ભક્તને યોગ્ય યુદ્ધ આપનાર.**

પોતાનો પાર્ષદ ભક્ત **વિજય** એજ હિરણ્યાક્ષ દૈત્ય રૂપે થયેલો છે. માટે પોતાના ભક્તને યોગ્ય યુદ્ધ આપનાર પ્રભુ છે, પોતે તેમને યુદ્ધ આપવા માટે જ વરાહાવતાર ગૃહણ કર્યો છે. કેમકે રામાદિ અવતારો થવામાં અનેક કારણો સમાયેલાં છે. પરંતુ વરાહાવતાર ગૃહણ કરવામાં તો કેવળ પોતાના ભક્તને યુદ્ધ આપવું એજ છે.

**(૧૫૬) काललक्षणहेतुः કાલના લક્ષણોના કારણરૂપ.**

દૈત્યની ઉત્પત્તિ વખતે કાલ લક્ષણોને પ્રવર્ત્તાવનાર પ્રભુ છે.આ સ્કંધના ૧૭ અધ્યાયમાં જણાવે છે કેઃ—તે બન્ને દૈત્યોની ઉત્પત્તિ થતામાં અનેક ઉત્પાતો થવા લાગ્યા, પાષાણો વગેરે નીચે પડવા લાગ્યા. એ ઉત્પાત રૂપ કાલના લક્ષણોને આપ પ્રભુએજ પ્રવર્ત્તાવ્યા છે. ગીતામાં શ્રીમુખે આજ્ઞા કરે છે કેઃ—હું સર્વનું ઉત્પત્તિ સ્થાન છું. મ્હાસથીંજ સર્વ ચાલી રહ્યું છે. એટલે સર્વ વસ્તુની પ્રવૃત્તિ કરનાર પોતે પ્રભુજ છે.

**(૧૫૭) सर्वार्थज्ञापकः ૨ સર્વ અર્થોનું જ્ઞાન કરાવનાર, ૩ સર્વાર્થમય વરાહસ્વરૂપ હિરણ્યાક્ષ દૈત્યને જણાવનાર.**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વ અર્થો જેમાં છે એવા વરાહ અવતારનું જ્ઞાન કરાવનાર પોતે ભગવાન્ જ છે. પોતાનું સર્વ અર્થમય એવું વરાહસ્વરૂપ હિરણ્યાક્ષ દૈત્યને દેખાડનાર પણ પોતેજ

છે. આ સ્કંધના ૧૮ અધ્યાયમાં કહ્યું છે કેઃ—**ददर्श तत्राभिजितं धराधरम्.** ત્યાં ધરણી ધારનાર વિજયી વરાહ પરમાત્માને હિરણ્યાક્ષે જોયા.' ત્યાં પોતે વરાહ ભગવાને પોતાનું સ્વરૂપ તેને દર્શાવ્યું છે એમ સ્પષ્ટ જણાવેલું છે. તેથીજ તેમને સર્વ અર્થનું જ્ઞાન કરાવનાર એવા **ભ**ગવાન્ કહ્યા.

(૧૫૮) **परः** ભક્ત હિરણ્યાક્ષ દૈત્યની યુદ્ધાભિલાષાને પૂર્ણ કરનાર વરાહરૂપ શ્રી પુરુષોત્તમ.

## मू० भक्तोन्नतिकरः सर्वप्रकारसुखदायकः ॥
## नानायुद्धप्रहरणो ब्रह्मशापविमोचकः ॥३९॥

(૧૫૯) **भक्तोन्नतिकरः ભકતની ઉન્નતિ કરનાર.**

ભકત દૈત્ય હિરણ્યાક્ષ એ મ્હારાથી બલમાં અધિક છે એમ અન્ય જનોને દર્શાવી પોતાનાથી પણ તેની પરાક્રમમાં ઉન્નતિ કરનાર આપ ભગવાન્ છે. આ સ્કંધના ૧૮ અધ્યાયમાં સ્પષ્ટ છે કેઃ—મહાપરાક્રમી અને પ્રભુથી પણ ઉન્નત બનેલા દૈત્યને જોઇ બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરી તે દૈત્યનો સત્વર નાશ થાય તેમ ઉશ્કેર્યા છે. એ પ્રમાણે સર્વને પોતાનાથી પણ બલવાન્ ભકત છે. એમ જણાવનાર પ્રભુજ છે. બાકી આખા જગતનો પ્રલય કરનાર પ્રભુને એક દૈત્યનો નાશ કરવામાં શું પ્રયાસ કરવાનો છે ?

(૧૬૦) **सर्वप्रकार सुखदायकः સર્વ પ્રકારનું સુખ આપનાર**

ભકત હિરણ્યાક્ષ, દૈત્ય સ્વરૂપમાં હતો છતાં; પણ સર્વ લોકપાલોનો વિજય પ્રાપ્ત કરાવી ઇંદ્ર કરતાં પણ અધિક સુખ પ્રભુએ તેને આપેલું છે. માટે લૌકિક અલૌકિક વગેરે સર્વ પ્રકારનું સુખ આપનાર કેવળ પ્રભુ શ્રી કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમજ છે.

(૧૬૧) **નાનાયુદ્ધપ્રહરણઃ ૧ જુદા જુદા પ્રકારનાં જેમને યુદ્ધનાં શસ્ત્રો છે એવા ૨ વિવિધ પ્રકારે યુદ્ધમાં આયુધોથી પ્રહાર કરવાનું જ્ઞાન ધરાવનાર ૩ ભિન્ન ભિન્ન રીતે યુદ્ધ કરી દુષ્ટોને તાડન કરનાર—શિક્ષાકરનાર.**

ચક્ર, ગદા, શારઙ્ગ ધનુષ વગેરે અનેક પ્રકારના શસ્ત્રો પ્રભુને છે. તે શસ્ત્રો વડે જુદી જુદી યુદ્ધ કરવાની કલાઓનું જ્ઞાન પ્રભુ ધરાવે છે. અને તેવાજ પ્રકારની પોતાની યુદ્ધકુશલતાથી દુષ્ટોનો નાશ કરી સર્વ જગત્ માત્રનું હિત કરે છે. અનેક વિદ્યાઓને પ્રકટ કરનાર પ્રભુ છે તો શસ્ત્ર વિદ્યામાં આવી અલૌકિક કુશલતા ધરાવે એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી; કેમકે પ્રભુ પોતેજ શસ્ત્ર વિદ્યા પ્રકટ કરનાર છે

(૧૬૨) **બ્રહ્મશાપવિમોચકઃ બ્રહ્મજ્ઞના શાપથી મુક્ત કરનાર**

બ્રહ્મજ્ઞ—બ્રાહ્મણ સનકાદિક મુનિઓના શાપથી પોતાના પાર્ષદોને મુક્ત કરનાર પરમાત્મા છે, જ્યારે એમને શાપ થયો ત્યારે ત્હમો ત્રણ જન્મે મુક્ત થઇ પાર્ષદો બનશો એમ જણાવી તેમાંના એક હિરણ્યાક્ષરૂપ ધારીને વરાહ રુપથી મારી શાપમાં ન્યૂનતા પ્રભુએ કરી છે. તેથીજ પોતે પ્રભુ બ્રહ્મશાપથી મુક્ત કરનાર છે.

## મૂ॰ પુષ્ટિસર્ગપ્રણેતા ચ ગુણસૃષ્ટિ પ્રવર્ત્તકઃ ॥
## કર્દમેષ્ટપ્રદાતા ચ દેવહુત્યખિલાર્થદઃ ॥ ૪૦ ॥

[૧૬૩] **પુષ્ટિસર્ગપ્રણેતા ૧ પુષ્ટિસારૂ સૃષ્ટિને રચનાર ૨ પુષ્ટિવડે સૃષ્ટિ સરજનાર ૩ પુષ્ટિરૂપ સૃષ્ટિ કરનાર.**

પુષ્ટિ એટલે પોષણ—ભગવાનનો અનુગ્રહ, શ્રી કૃષ્ણની દશ પ્રકારની સર્ગ વિસર્ગાદિ લીલાઓનો અર્થ કરતી વખતે પોષણ

લીલાનો અર્થ કરતાં, સ્કંધ ૨ અ, ૧ શ્લો. ૩ માં ભગવાન્ શુકદેવજી ઉપદેશે છે કેઃ—**पोषणं तदनुग्रहः** તે ભગવાનના અનુગ્રહ—કૃપા એનું નામ જ પોષણ કહેવાય છે. અને તેજ પુષ્ટિ છે. પોતાનો અનુગ્રહ સર્વ ભક્તજનો મેળવે તે માટે જ સૃષ્ટિને પ્રકટ કરનાર આપ પ્રભુ છે. આપે પોતાના અનુગ્રહ વડે એટલે કશ્યપ, મનુ, વગેરેની સૃષ્ટિમાં મ્હારા ઘણા ભક્તો થશે, એમ કૃપાપૂર્વક સૃષ્ટિ પ્રકટ કરી છે. જ્યારે સૃષ્ટિનો આરંભ થયો ત્યારે બ્રહ્મદેવથી **સ્વાયંભુમનુ અને શતરૂપા** એમ સ્ત્રી પુરૂષની જોડી ઉત્પન્ન થઇ એ બન્ને ભાઇ બ્હેન ગણાય, તેમાં પરસ્પર મૈથુન ધર્મથી સૃષ્ટિ ન થાય એમ મર્યાદા હોવી જોઇએ; પરંતુ સૃષ્ટિના આરંભકાલનો વિચાર કરી એ મર્યાદા વિરૂદ્ધ અર્થાત પુષ્ટિરૂપ સૃષ્ટિ કરવાની આજ્ઞા પ્રભુએ આપેલી છે. માટે તે પુષ્ટિરૂપ સૃષ્ટિ પણ આપ પ્રભુજ કરનાર છે, એમ સિદ્ધ છે.

(૧૬૪) **गुणसृष्टि प्रवर्त्तकः ગુણમયી સૃષ્ટિને પ્રવર્ત્તાવનાર.**

સત્વ, રજ અને તમ એ ગુણોનું પરસ્પર મિશ્રણ કરી ગુણમયી સૃષ્ટિ પ્રવર્ત્તકરનાર—ચલાવનાર પોતે શ્રી ભગવાન્ છે. આ સ્કંધના ૨૦ અધ્યાયમાં '**जातक्षोभाद्भागवतः**' એ શ્લોકથી આરંભી કહ્યું છે કે, " ભગવાનને ક્ષોભ પ્રકટ થતાં સત્વઆદિ ત્રણગુણમાંથી પ્રથમ મહત્તત્વ પ્રકટ થયું. અને પછી આકાશ, વાયુ, અગ્નિ, જળ, ભૂમિ વગેરે ઊત્પન્ન થયું." એમ સ્પષ્ટ દર્શાવ્યું છે. માટે ગુણમયી સૃષ્ટિને પ્રવર્ત્તાવનાર આપ પ્રભુ છે

( ૧૬૫ ) **कर्दमेष्टप्रदाता કર્દમમુનિને ઇષ્ટ વસ્તુ આપનાર.**

બ્રહ્માએ કર્દમમુનિને પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી, પરંતુ તેમાં જોઇતાં સાધનો વિના સૃષ્ટિ થઈ શકે નહિ. માટે શ્રી

( સ્વયંભુમનુની પુત્રી દેવહુતિ ) સંપત્તિ વિમાન વગેરે આપી કર્દમમુનિની વાંચ્છના યથેચ્છ રીતે આપે પૂર્ણ કરી છે. તેથીજ તેમને ઇષ્ટ વસ્તુ આપનાર પોતે પ્રભુજ છે.

(૧૬૬) **देवहूत्यखिलार्थदः દેવહૂતિને સમર્થઅર્થઆપનાર.**

દેવહૂતિ મનુની પુત્રી, કર્દમમુનીની સ્ત્રી; તેને કર્દમમુનિદ્વારા સંપૂર્ણ અર્થ આપનાર ભગવાન્ છે. દેવહૂતિનું પ્રિય કરવા માટે મુનિ દ્વારા દિવ્યભુવન, દિવ્યવિમાન, સેવામાં હજારો વિદ્યાધરિઓ વગેરે ભગવાનેજ અર્પણ કરેલું છે. આ સ્કંધના ૨૨ અધ્યાયમાં દેવહૂતીને સર્વ વૈભવો મળ્યા છે, એમ જણાવવામાં આવ્યું છે.

**मू०शुक्लनारायणः सत्यकालधर्मप्रवर्त्तकः ॥**
**ज्ञानावतारः शान्तात्मा कपिलः कालनाशकः ॥४१॥**

(૧૬૭) **शुक्लनारायणः શુદ્ધ સત્વગુણમય નારાયણ.**

સત્યયુગમાં શુદ્ધ સત્વગુણમય આવિર્ભાવ પામેલા નારાયણે શુકલ તીર્થ નિર્માણ કરેલું છે, માટે તે નારાયણ પ્રભુને શુકલનારાયણ એમ કહી વ્યવહાર કરવામાં આવે છે. આ સ્કંધના ૨૩ અધ્યાયમાં જણાવે છે કેઃ–હે ભીરૂ ! આ હૃદમાં સ્નાન કરીને વિમાનપર ચઢો એ શુદ્ધ સત્વમય નારાયણે બનાવેલું મનુષ્યોના મનોરથને પૂણ કરનારૂં પવિત્ર તીર્થ છે. એ વચનથી સત્યયુગમાં નારાયણ સ્વરૂપે શુકલતીર્થને આપજ પ્રકટ કરનાર છે માટે જ આપ શુકલ નારાયણ એવા પુરુષોત્તમ એમ કહેવાય છે.

[૧૬૮] **सत्यकालधर्मप्रवर्त्तकः યથાર્થ કાલસંબંધી ધર્મને પ્રવૃત્ત કરનાર,**

યથાર્થ કાલધર્મ એટલે યૌવન આદિ ક્રીડાને ઉપયોગી કાલ ધર્મને પ્રવૃત્ત કરનાર આપ પ્રભુ છે. ભગવાને રચેલા તે શુકલતીર્થમાં સ્નાન કરવાની દેવહુતિને કર્દમમુનિએ આજ્ઞા કરી. તેનું પાલન કરવાથી દેવહુતિનું સુંદર શરીર બન્યું. એમ આ સ્કંધના ૨૩ અ-ધ્યાયમાં સ્પષ્ટ જણાવેલું છે. એ પ્રમાણે શુકલાદિ તીર્થોદ્વારા યૌવન વગેરે ક્રીડાને ઉપયોગી કાલધર્મને પ્રવૃત્તિમાં લાવનાર પોતે પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રજ છે.

**(૧૬૯) જ્ઞાનાવતારઃ જ્ઞાનરૂપ જેમનો અવતાર છે એવા.**

જ્ઞાનરૂપ અર્થાત્ દેવહૂતિને જ્ઞાન તથા ભક્તિમાર્ગનો ઉપદેશ કરવા પ્રભુ પોતે શુકલ નારાયણ—કપિલ દેવરૂપે કર્દમ મુનિથી દેવ-હૂતિના ઉદરમાં પ્રકટ થયા, આ સ્કંધના ૨૪ અધ્યાયમાં કર્દમ મુનિ દેવહૂતિને જણાવે છે કે—“ હે દેવિ ? તમે ભગવાનનું આરાધન કર્યું તેથી તમારા યશને વિસ્તારનાર હૃદયની ગ્રંથિ—અજ્ઞાનતા રૂપ મા-યાને છેદનાર, બ્રહ્મવેત્તા ભગવાન્ નારાયણ કપિલદેવ તમારા ઉદરથી પ્રકટશે. ” એમ દેવહૂતિને ભક્તિમાર્ગનો અને જ્ઞાનમાર્ગનો ઉપદેશ કરવા પોતે કપિલરૂપે પ્રકટ થયા. તે પ્રભુ જ્ઞાનાવતાર છે.

**(૧૭૦) શાન્તાત્મા ૧ કામ ક્રોધ વગેરેથી રહિત શાન્ત સ્વરૂપવાળા, ૨ શાન્ત ભક્તજનોના આત્મારૂપ.**

પરમાત્મા કેવળ શાંત—આનંદમય સ્વરૂપે વિરાજે છે. એટલે આપનામાં કામ ક્રોધ વગેરે તો ક્યાંથી જ સંભવે ? એવી શાંતતા પૂર્ણતામાંજ હોઇ શકે, અન્યમાં નહિ; પ્રભુ તો પરિપૂર્ણ શાંત સ્વ-રૂપેજ સર્વત્ર પ્રકાશિત છે. પ્રભુના ભક્તો પણ તેવાજ શાંત હોય છે. એવા શાંત ભગવદીય જનો પરમાત્માને પ્રાપ્ત કરે છે, તેવા

ભક્તો ઉપર પ્રભુ કૃપા કરી તેમના આત્મારૂપ બની હૃદયમાં નિરંતર નિવાસ કરે છે. એટલે તે પુરુષોત્તમ શ્રી કૃષ્ણ શાંતાત્મા છે.

(૧૭૧) **कपिलः ૧ કપિલ વર્ણવાળા દેવહૂતિના પુત્ર શ્રી કપિલ ભગવાન્, ૨ क એટલે જળ, पि એટલે પીનાર, અને ल એટલે ધારણ કરનાર અર્થાત્ જળને શોષણ કરી ધારણ કરનાર એવા કિરણોવાળા સૂર્ય તે રૂપ ભગવાન્ ૩ શ્રેષ્ઠ ભક્તોને અનુગ્રહ કરનાર.**

દેવહૂતિના પુત્રરૂપે પ્રકટેલા ભગવાનનો કપિલ-લાલ, ધોળા અને પીળા રંગથી મિશ્રવર્ણ હતો, જેથી સર્વજનો તેમને કપિલદેવ કહે છે, એ કપિલ રૂપે આપ પ્રભુ છે. કિરણો વડે જળનું શોષણ કરનાર સૂર્ય છે. શ્રુતિ ઉપદેશે છે કેઃ—" **सूर्योमरीचिभिय आदत्ते भुवनं सर्वभुवनादधीति** " ( સૂર્ય કિરણો વડે સર્વ ભુવનોમાંથી જળને ગ્રહણ કરે છે.) એવા સૂર્ય કોઇ અન્ય નથી; પણ પોતે પ્રભુજ સૂર્ય રૂપે છે. ગીતામાં આપ આજ્ઞા કરે છે કેઃ—**ज्योतिषां रविरंशुमान्** ( તેજસ્વી વસ્તુઓમાં હું કિરણોવાળો રવિ-સૂર્ય છું ) માટે સૂર્ય સ્વરૂપી ભગવાન્ એમ કહ્યું, કપિ એટલે શ્રેષ્ઠ અર્થાત્ શ્રેષ્ઠ ભક્તો ઉપર આપ અનુગ્રહ કરનાર છે, મહાભારતમાં જણાવે છે કેઃ-

**कपिर्वराहः श्रेष्ठश्च धर्मश्च वृष उच्यते ।**
**तस्माद्वृषाकपिः प्राह कश्यपो मां प्रजापतिः ॥**

કપિ વરાહ, શ્રેષ્ઠ અને ધર્મને વૃષ કહેવાય છે. તેથી કશ્યપ મુનિ મ્હને **વૃષાકપિ** કહે છે. અહિં કપિનો અર્થ શ્રેષ્ઠ પણ જણાવેલો છે માટે શ્રેષ્ઠ ભક્ત ઉપર અનુગ્રહ કરનાર એવા ભગવાન્ (કપિલ) એમ કહ્યું.

(૧૭૨) **कालनाशक: ૧ કાલ એવા નાશ કરનાર પ્રભુ, ૨ કાલને પણ નાશ કરનાર.**

પરમાત્મા ક્ષર અક્ષર વગેરેથી પર છે, અક્ષરાતીત છે. કાળથી આરંભી સર્વ જગતનો ક્ષર તથા અક્ષરમાં સમાવેશ થાય છે, પરંતુ તે બધું છેવટે પરમાત્માના આનંદમય સ્વરૂપમાં લીન થઇ જાય છે. તેથી સર્વના કાલ નાશ કરનાર પ્રભુ છે. વળિ જ્યારે સર્વથી પર પરમાત્મા છે તો કાલપુરૂષથી પણ તે પરજ છે એટલે સર્વનું મૃત્યુ કરનાર એવા કાળપુરૂષનો પણ નાશ કરનાર પોતે ભગવાન્ છે.

**મૂ० त्रिगुणाधिपतिः सांख्यशास्त्रकर्त्ता विशारदः ॥**
**सर्गदूषणहारी च पुष्टिमोक्षप्रवर्त्तकः ॥४०॥**

(૧૭૩) **त्रिगुणाधिपतिः ૧ સત્વ આદિ ત્રણ ગુણો જેમાં છે એવા કાળના અધિપતિ—નિયામક, ૨ અધિ દૈવિક રૂપવાન.**

ત્રિગુણાત્મક કાળને નિયમમાં રાખનાર આપ ભગવાન્ છે, પ્રભુ કાળના અધિપતિ હોવાથી જ આ સ્કંધના ૨૪ અધ્યાયમાં કહે છે કે:—"**परं प्रधानं पुरुषं महान्तं कालम्**" ( પરમ પુરૂષ સર્વમાં પ્રધાન મહાન્ કાલ એવા કપિલ ભગવાનને હું શરણે જઉં છું. ) અહિં કાલના પણ કાલ એટલે મહાન્ કાલસ્વરૂપ એમ ભગવાનનેજ કહે છે. માટેજ પોતે ત્રિગુણાત્મક કાલના નિયામક છે.

(૧૭૪) **सांख्यशास्त्रकर्त्ता સાંખ્ય શાસ્ત્રને રચનાર.**

આ આત્મા છે, આ અનાત્મા છે, એમ વિવેક દર્શાવનાર શાસ્ત્રને સાંખ્ય શાસ્ત્ર કહે છે. એવા શાસ્ત્રને ઉત્પન્ન કરનાર કપિલદેવ સ્વરૂપે પોતે પ્રભુજ છે. શાસ્ત્રની ગહનતાને પરમાત્મા શિવાય બીજું

કોણ જાણી શકે? માટે આપે પ્રકટ થઇ તેને ઉત્પન્ન કરી આલોકમાં પ્રસિદ્ધ કર્યું, પ્રથમ એ શાસ્ત્રનો પોતાની માતાનેજ ઉપદેશ કર્યો છે, આ સ્કંધના ૨૪ અધ્યાયમાં પોતે આજ્ઞા કરે છે કેઃ—

"સર્વ કર્મોને શાંત કરનારી અધ્યાત્મવિદ્યા મ્હારી માતાને આપીશ. જેથી તે સર્વ ભયથી મુક્ત થશે." અહિં માતાને અધ્યાત્મવિદ્યાનો ઉપદેશ કરવાનું સ્પષ્ટ આપ જણાવે છે, માટે તેવા અધ્યાત્મવિદ્યારૂપ સાંખ્યશાસ્ત્રને પ્રકટ કરનાર આપજ છે.

(૧૭૫) **વિશારદઃ ૧ શાસ્ત્રમાં નિપુણ, ૨ ભકતોના અજ્ઞાનને દૂરકરી સંસારથી મુકત કરનાર.**

સકલ શાસ્ત્રોને પ્રકટ કરનાર સર્વ વિદ્યાઓના અધિપતિ—સ્વામી પરમાત્મા સર્વ શાસ્ત્રમાં નિપુણ—ચતુર હોય એમાં શું આશ્ચર્ય? ભકતોનાં હૃદયમાં રહેલી અજ્ઞાનતા રૂપ ગ્રંથિને—બંધનને તોડી તેમનાં અન્તઃકરણમાં પોતે પ્રકાશ પામી સંસારથી મુક્ત કરનાર એટલે પોતાના ચરણનું શરણ પ્રાપ્ત કરાવનાર પ્રભુ છે. તેથી જ ગીતામાં શ્રી મુખથી આપ આજ્ઞા કરે છે કેઃ—**भिद्यते हृदयग्रन्थिश्छिद्यंते सर्वसंशयाः'** (પરમાત્માના સ્વરૂપનો પ્રકાશ અંતઃકરણમાં થવાથી હૃદયની અજ્ઞાનતા રૂપ ગ્રંન્થિ ભેદાય છે અને સર્વસંશયો છેદાઇ જાય છે.) પ્રભુ જેમનાં હૃદય મંદિરમાં પ્રકાશ પામે છે તેમને સંદેહ ક્યાંથી રહે! પરમાત્મા જ જેમને ઉપદેશ દાતા છે, તે ભગવદીય જનો શંકાકુલંકોથી રહિત બની પ્રભુપદને પ્રાપ્ત કરેજ એમાં કાંઇ પણ આશ્ચર્ય જેવું નથી.

(૧૭૬) **सर्गदूषणहारीः ૧ સૃષ્ટિના દૂષણને હરણ કરનાર, ૨ સૃષ્ટિએ કરેલા દુષણને હરવાના સ્વભાવવાળા.**

પ્રભુ કપિલરૂપે પ્રકટ થઇ સૃષ્ટિના દૂષણને ભૂષણરૂપે ફેરવી નાંખ્યું છે. કેમકે આ મ્હારો પુત્ર, આ મ્હારૂં ઘર, મ્હારૂં ધન, વગેરે અહં-મમત્વથી આ સૃષ્ટિમાં અધર્મ પમાય છે, એજ સૃષ્ટિનું મહાન્ દૂષણ છે; પરંતુ પ્રભુએ પ્રકટ થઇ તેમાં જ્ઞાન પ્રસરાવી એ દૂષણને દુર કર્યું ધર્મ પ્રસરાવ્યો, અને જ્ઞાનનો પ્રકાશ કર્યો. એટલે મનુષ્યો આ સૃષ્ટિમાં તેવા જ્ઞાનને મેળવી પ્રભુપદને પ્રાપ્ત થવા લાગ્યા. માટે એ સૃષ્ટિ દૂષણરૂપ છતાં ભૂષણરૂપ બની. એ પ્રભુનો જ પ્રભાવ છે, પ્રભુજ તેના દૂષણને હરનાર છે.

(૧૭૭) **પુષ્ટિમોક્ષપ્રવર્त्तक: ૧ પુષ્ટિરૂપ મોક્ષને આપનાર, ૨ પુષ્ટિસ્થ જીવોને મોક્ષ આપનાર, ૩ પુષ્ટિવડે મોક્ષને પ્રવર્त्તાવનાર.**

ભગવાનના અનુગ્રહને પુષ્ટિ કહેવાય છે. એવા પુષ્ટિમાર્ગના (ભગવાનની આનંદમય લીલામાં પ્રવેશરૂપ) મોક્ષને અર્પણ કરનાર, તેમ પ્રભુનો અનુગ્રહ—કૃપા મેળવનાર પુષ્ટિસ્થ દૈવી જીવોને પણ, વ્રજચંદ્રની અલૌકિક આનંદરસાત્મક લીલામાં પ્રવેશ રૂપ મોક્ષને અર્પણ કરનાર આપ શ્રીકૃષ્ણચંદ્ર પૂર્ણ પુરુષોત્તમજ છે. પ્રભુ પુષ્ટિ વડે—પોતાના અનુગ્રહવડેજ ભગવદીયોને મોક્ષ આપે છે. ત્યારે જ તેમને ભગવાનના આનંદૈકરસ સ્વરૂપનો અનુભવ થાય છે. પ્રભુની કૃપા વિના તેવો મોક્ષ મળી શકતો નથી. માટેજ પુષ્ટિવડે મોક્ષ આપનાર પ્રભુ એમ કહ્યું. કર્દમ મુનિને તેવોજ મોક્ષ પ્રભુએ આપ્યો છે. એમ આ સ્કંધના ૨૪ અધ્યાયમાં '**व्रतं स आस्थितो मौनमात्मैकशरणोमुनि:**' (મૌનવ્રત ધારી, પરમાત્માનું જ જેમને એક શરણ છે એવા કર્દમ મુનિએ ભગવાનનું પદ પ્રાપ્ત કર્યું.) એમ સ્પષ્ટ જણાવેલું છે.

**मू० लौकिकानंददाता च ब्रह्मानंदप्रवर्त्तकः ॥**
**भक्तिसिद्धान्तवक्ता च सगुणज्ञानदीपकः॥४३॥**

(૧૭૮) **लौकिकानंददाता** ૧ લૌકિક આનંદ આપનાર, ૨ **લૌકિકજીવોને સાંખ્ય શાસ્ત્ર પ્રકટ કરી આનંદ અર્પણ કરનાર**

પ્રભુ લૌકિકને અનુસરીને પણ આનંદ આપે છે. કપિલદેવે પોતાની માતા દેવહૂતિને પુત્ર પ્રેમપૂર્વક લૌકિકને અનુસરીને પ્રશ્નોથી ઉપજેલો તત્વબોધરૂપ આનંદ આપ્યો છે એમ આ સ્કંધના ૨૫ અધ્યાયમાં પ્રસિદ્ધ છે. લૌકિક સંસારી જીવોને તત્વોના જ્ઞાનને પ્રકાશ કરનારૂં સાંખ્ય શાસ્ત્ર ઉત્પન્ન કરી તે વડે પ્રભુ આનંદ આપે છે. સાંખ્ય તત્વને જાણી મોટા મોટા યોગી પુરૂષો દેવહૂતિની પેઠે પરમાત્માના પદને પ્રાપ્ત થયેલા જાણવામાં છે. માટે જીવોને તત્વજ્ઞાનથી આનંદ આપનાર આપ પ્રભુ પોતેજ છે.

(૧૭૯) **ब्रह्मानंदप्रवर्त्तकः બ્રહ્મસંબંધી આનંદને પ્રવૃત્ત કરનાર**

સર્વ આનંદમાં બ્રહ્મસંબંધી આનંદજ મુખ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કેઃ—'**सएको ब्रह्मणआनंदः**' ( કેવળ બ્રહ્મનો આનંદ જ મુખ્ય છે ) આ પ્રમાણે સર્વોત્તમ બ્રહ્માનંદને પ્રભુ શિવાય અન્ય કોણ આપી શકે! એ સત્તા બીજામાં ક્યાંથી હોય ? માટે વેદ, ગીતા વગેરેમાં પ્રસિદ્ધ સર્વત્ર ભગવદ્ ભાવ ઉત્પન્ન કરનારો અક્ષર બ્રહ્મસંબંધી આનંદ તેને અર્પણ કરનાર આપ આનંદમય શ્રીકૃષ્ણજ છે.

(૧૮૦) **भक्तिसिद्धान्तवक्ता ભકિતના સિદ્ધાન્તને વિવેચન કરનાર.**

ભગવાનની ભક્તિનું શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, ચરણસેવન,

અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવધા પ્રકારે વિવેચન કરનાર પોતે પ્રભુ છે. ગીતામાં આપ શ્રીમુખથી આજ્ઞા કરે છે કેઃ—भक्त्या त्वनन्यया शक्यः, । भक्त्या मामभिजानाति, । (અનન્ય ભક્તિથી હું મળી શકું છું, ભક્તિ વડેજ મ્હને જાણે છે.) આ સ્કંધના ૨૫ મા અધ્યાયમાં કહે છે કેઃ—

**विसृज्य सर्वानन्याँश्च मामेवं विश्वतोमुखम् ।**
**भजंत्यनन्यया भक्त्या तान्मृत्यो रतिपारये ॥**

( બીજા બધા ઉપાયોને છોડીને સર્વવ્યાપક એવા મ્હને અનન્ય દૃઢ ભક્તિથી જે ભજે છે તે મૃત્યુના ( જન્મ મરણ રૂપ ) પારને પામી જાય છે.)

વગેરે વાક્યોથી મુખ્ય ભક્તિથી પ્રભુ પ્રાપ્ત થાય છે, એમ પોતે જણાવે છે. માટેજ ભક્તિના સિદ્ધાન્તનું વિવેચન કરનાર આપ છે.

**(૧૮૧) सगुणज्ञानदीपकः ૧ સત્વાદિ ગુણયુક્ત જ્ઞાનને પ્રકાશ કરનાર, ૨ ગુણમય તત્વોના જ્ઞાનને દીપાવનાર,**

સત્વ રજ અને તમો ગુણ યુક્ત એવું, સર્વપ્રપંચ–સંસાર સંબંધી જ્ઞાન, તેને પ્રભુજ પ્રકાશ કરે છે. અંતરમાં કોઇ પણ પ્રકારનું જ્ઞાન પ્રકટ થવું, એ પરમાત્માની ચમત્કારક દિવ્ય શક્તિની પ્રેરણા શિવાય થઇ શકતુંજ નથી. જેથી પ્રપંચમય જ્ઞાન થવામાં પણ પ્રભુ પ્રેરણાની અપેક્ષાજ રહે છે. સર્વની તેવા પ્રકારની અપેક્ષાને પૂર્ણ કરનાર પરમાત્માજ છે, સત્વાદિ ગુણગુણોથી તત્વો પ્રકટ થાય છે. માટે તેવા ગુણમય તત્વજ્ઞાનને દીપાવનાર—પ્રકાશ કરનાર પણ આપ છે. કેમકે, આ સ્કંધના ૨૬ અધ્યાયમાં अथ ते संप्रवक्ष्यामि

तत्वानां लक्षणं प्रथक् ( હવે તમને તત્વોનાં જુદાં જુદાં લક્ષણો કહું છું ) એમ કહી આગળ તત્વોનો પ્રકાશ આપેજ કરેલો છે.

**मू० आत्मप्रदः पूर्णकामो योगात्मा योगभावितः**
**जीवन्मुक्तिप्रदः श्रीमानन्यभक्तिप्रवर्त्तकः॥४४॥**

(૧૮૨) **आत्मप्रदः ૧ સ્વસ્વરૂપને આપનાર, ૨ સ્વસ્વરૂપનો પ્રકાશ કરનાર.**

વારંવાર શાસ્ત્રાભ્યાસ કરવામાં આવ્યો હોય, તેવું જ્ઞાન પણ પ્રાપ્ત થયું હોય, પરંતુ સ્વ સ્વરૂપની–નિજ આત્મરૂપ ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ થવી તથા તેનો પ્રકાશ થવો, એ ભગવદિચ્છાને આધીન જ છે. માટે એવા શાસ્ત્રના અભ્યાસ પૂર્વક જ્ઞાનવડે સ્વ સ્વરૂપને આપ નાર તેમ તેવા જ્ઞાનવડે સ્વ સ્વરૂપનો પ્રકાશ કરનાર પ્રભુજ છે. ભગવદ્દનુગ્રહ પ્રાપ્ત થતાંજ આપના આનંદમય સ્વરૂપનો લાભ થાય છે, અન્યથા નહિ.

(૧૮૩) **पूर्णकामः ૧ જેમની કામનાઓ પરિપૂર્ણ છે એવા, ૨ પૂર્ણ—નિરપેક્ષ ભક્તજનોવડે ઇચ્છા કરાતા ૩ જેમના સંકલ્પો પૂર્ણ છે એવા, ૪ ભક્તજનોની કામનાઓ જેમનાથી પૂર્ણ થાય છે એવા પરમાત્મા.**

પ્રભુ પૂર્ણ છે એટલે એમનાં સર્વકામો સંપૂર્ણ થયેલાં છે, વિચાર થતાંનીજ સાથે પ્રભુને સર્વ પ્રાપ્ત થાય છે. તેમનાથી કોઇ વસ્તુ દૂરજ નથી, કારણ કે પોતેજ સર્વરૂપ થાય છે. જે સર્વરૂપ હોય એને સર્વ વસ્તુઓ સમીપ જ છે. એવા સર્વરૂપ ભગવાનને તો વળી કામનાઓ શી ? સંકલ્પો શા ? એ પોતેજ સિદ્ધ સંકલ્પ છે, સર્વકામ છે. તેમ નિરપેક્ષ ભક્તો તો તેવા પૂર્ણકામ પરમાત્માનીજ

અભિલાષા કરે છે. ભગવદીયજનોને સંસારમાં બીજી કોઇ પણ વસ્તુની અપેક્ષા નથી, માટેજ ભક્તો નિરપેક્ષ–પૂર્ણ કહેવાય છે. એવા ભગવદીયો નિરપેક્ષ છે છતાં પ્રભુ તેમને સર્વવાતે સુખ આપી પૂર્ણ કરે છે. તેથીજ પોતે પૂર્ણ કામ છે.

**(૧૮૪) યોગાત્મા યોગરૂપ જેમનો આત્મા છે એવા.**

જ્યારે પુષ્કળ યોગ–સમાધીમાં ધ્યાન કરવામાં આવે છે. ત્યારે જ પ્રભુનું સ્વરૂપ હૃદયારૂઢ થાય છે. જ્યાં સુધી દૃઢ ભક્તિ પૂર્વક તેવો યોગ કરવામાં નથી આવ્યો, ત્યાં સુધી ભગવાનની પ્રાપ્તિ થવી દુર્લભ છે માટેજ આપ યોગાત્મા છે.

**(૧૮૫) યોગભાવિતઃ ૧ અષ્ટાંગયોગથી જેમનું ચિંતન થાય છે એવા. ૨ જેમણે અષ્ટાંગયોગ પ્રકટ કર્યો છે એવા પુરુષોત્તમ.**

યોગના યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન ધારણા સમાધિ મળી આઠ પ્રકાર છે. એવા આઠે યોગથી પરમાત્માનુંજ ચિંતન થાય છે. કેમકે પ્રભુ પ્રાપ્તિને માટે સર્વ યોગાદિ શાસ્ત્રોનોઆરંભ છે. પ્રભુ પ્રાપ્તિમાં પૂર્ણ વૈરાગ્ય અને ચિત્તની સ્થારતાજ મુખ્ય જોઇએ ચિત્તની સ્થારતા થયા શિવાય પૂર્ણ વિરાગ થતો નથી. અને પૂર્ણ વિરાગ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી ભગવાન્‌ની પ્રાપ્તિ પણ થતી નથી. તેથી પ્રથમ ચિત્તશુદ્ધિની મુખ્ય જરૂર છે. એટલા માટેજ આપે યોગશાસ્ત્ર રચેલું છે તે પ્રમાણે યમ નિયમ વગેરે કરવાથી પ્રભુનું આરાધન સ્થીર ચિત્તથી સિદ્ધ થઇ શકે અને ત્યારેજ પ્રભુની પ્રાપ્ત થાય. માટે જ આપ યોગથી ચિંતન કરાય તેવા પરમાત્મા છે.

**(૧૮૬) जीवन्मुक्तिप्रदः જીવન્મુક્તિને આપનાર**

જીવનમુક્તિ એટલે પૂર્વકર્મના યોગે બંધાયલું શરીર જીવતાં (વિદ્યમાન) છતાં સર્વ કામનાઓથી મુક્ત થઇ જવું. એવી ઉત્તમ ગતિને–આપનાર પોતે શ્રી કૃષ્ણ જ છે. આ સ્કંધના ૨૭ અધ્યાયમાં કપિલ ભગવાન્ પોતાની માતા દેવહૂતિને ઉપદેશ કરે છે કેઃ–

જેને તત્વજ્ઞાન થયું છે, અને મ્હારે વિષે જેણે મન યોજેલું છે, એવા પરમાત્મપરાયણ ભગવદીય જનને પ્રકૃતિ—માયા પીડા કરતી નથી, અર્થાત્ તેવા ભક્તો સંસારમાં રહ્યા છતાં પણ જીવન્મુક્ત છે. એવી જીવન્મુક્ત દશા અર્પણ કરનાર આપ શ્રી કૃષ્ણ શિવાય અન્ય કોણ હોઇ શકે ? કોઇજ નહિ માટે એ પોતેજ જીવન્મુક્ત દશાને આપનાર છે.

**(૧૮૭) શ્રીમાન્ શોભાસંપન્ન.**

સર્વ શોભાઓથી સંપન્ન—પરિપૂર્ણ તો આપજ છે. આ સ્કંધના ૨૮ અધ્યાયમાં જણાવે છે કેઃ—**प्रसन्नवदनाम्भोजं पद्मगर्भारुणेक्षणम्** (પ્રસન્ન પ્રસન્ન જેમનું મુખારવિંદ છે તથા કોમળ કમળના ગર્ભ સરખા રમણીય રાતાં જેમને લોચન છે એવા ભગવાન્) અહિં સર્વ શોભાઓનું ધામ એવા ભગવાન્‌ને જ વર્ણવ્યા છે. જેથી આપજ શ્રીમાન્ છે.

**( ૧૮૮ ) अन्यभक्तिप्रवर्त्तकः ૧ અન્ય એટલે તત્વો વગેરેને તથા ભક્તિને પ્રવૃત્ત કરનાર એવા પુરુષોત્તમ ૨ ધર્માદિ ચાર પુરૂષાર્થોથી પણ ભક્તિને અધિક પ્રવર્ત્તાવનાર.**

અન્ય એટલે મહદાદિ તત્વો, જેમકે મહત્તત્વ, પંચમહાભૂત, અગીયાર ઇંદ્રિયો, મન, શબ્દાદિ પંચતન્માત્રાઓ અને ત્રણ ગુણો વગેરે, તેમ ભક્તિયોગને જગત્માં પ્રસરાવનાર પ્રવૃત કરનાર આપ

શ્રી કૃષ્ણુ જ છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થોથી પણ ઉત્તમ પ્રકારે આપે ભક્તિને માન્ય કરેલી છે. તેથી જ ભક્ત જનો ચતુર્વિધ મુક્તિ કરતાં તથા ચતુર્વિધ પુરૂષાર્થ કરતાં પણ ભક્તિને શ્રેષ્ટ માને છે. આ સ્કંધના ૨૯ અધ્યાયમાં આપ શ્રી મુખે આજ્ઞા કરે છે કેઃ—

**सालोक्यसार्ष्टिसामिप्य सारूप्यैकत्वमप्युत ।**
**दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥**

( ભક્તજનો તો મ્હારૂં સેવન કરવાનીજ ઇચ્છા કરે છે તેમને મ્હારી ભક્તિ શિવાય બીજા સાલોક્ય ( મ્હારા લોકમાં નિવાસ ) સાર્ષ્ટિ ( મ્હારા જેવું ઐશ્વર્ય ) સામિપ્ય ( મુજસમીપવાસ ) સારૂપ્ય ( મ્હારા સ્વરૂપમાં ભળી જવું ) વગેરે ચતુર્વિધ મુક્તિઓને હું આપું છું તો પણ ગૃહણ કરતા નથી. ) એટલે ભગવદીયો સર્વ વસ્તુમાં નિરપેક્ષ બની મ્હારા સેવનમાં જ નિમગ્ન—ગુલતાન રહે છે. કપિલ રૂપે આપ ભગવાનજ ચતુર્વિધ પુરૂષાર્થથી પણ ભક્તિને વિશેષ રીતે પ્રતિપાદન કરી જગતમાં પ્રકાશ કરનાર છે.

## मु० कालसामर्थ्यदाता च कालदोषनिवारकः ॥
## गर्भोत्तमज्ञानदाता कर्ममार्गनियामकः ॥४५॥

**(૧૮૯) कालसामर्थ्यदाता કાલને સામર્થ્ય આપનાર.**

અધિયજ્ઞાત્મકકાલને સામર્થ્ય-બલ આપનાર આપ શ્રી કૃષ્ણુ છે; આ સ્કંધના ૨૯ અધ્યાયમાં કહ્યું છે કેઃ—**सविष्णवाख्योऽधियज्ञोऽसौकालः कलयतां प्रभुः** ( જે યજ્ઞ ફળને અર્પણ કરનાર

વિષ્ણુ સંજ્ઞક કાળ સર્વને વશીભૂત કરવામાં સમર્થ છે. ) તેને એવું બલ આપનાર પોતે પ્રભુજ છે. માટે જ તે કાલ સામર્થ્યને આપનાર કહેવાય છે.

( ૧૯૦ ) **कालदोषनिवारकः કાલથી થયેલા દોષોને નિવારણ કરનાર.**

કાલજન્યે અનેક દોષો ઉત્પન્ન થાય છે. ખાતાં પીતાં-કોઇ પણ વ્યાપાર કરતાં જીવહિંસા વગેરે અનેક દોષો થવાનો સંભવ છે. તે સર્વ કાલ દોષો ભગવાનને ઉદ્દેશીનેજ સર્વ વ્યાપાર કરવાથી દૂર થઇ જાય છે. જેનાં સર્વ કર્મો પ્રભુ પ્રીત્યર્થ છે તેને કોઇ દિવસ કાલના દોષો લાગી શકતા નથી. કેમકે પરમાત્મા શ્રી કૃષ્ણજ તેમના દોષોને દુર કરનાર છે.

(૧૯૧) **गर्भोत्तमज्ञानदाता ગર્ભમાં ઉત્તમ જ્ઞાન આપનાર.**

માતાના ઉદરમાં સાતમા માસે જીવને જે શ્રેષ્ઠ જ્ઞાન ઉત્પન્ન થાય છે, ભગવદ્ભાવ પ્રકટે છે; તેવું જ્ઞાન ગર્ભમાં અર્પણ કરનાર પોતે પ્રભુજ છે. સપ્તમ માસમાં જ્ઞાન ઉત્પન્ન થવાથી માતાના ઉદરમાં જીવ પરમાત્માની સ્તુતિ કરે છે, અને ધ્યાન ધરે છે, તે આ સ્કંધના ૩૧ અધ્યાયમાં "**तस्योपसन्नमवितुं**" એ તેરમા શ્લોકથી તે "**तस्मादहं विगतविक्लवः**" એ બાવીસમા શ્લોક સુધીમાં જણાવેલું છે. ત્યાં જીવને પ્રભુએ ગર્ભમાં જ્ઞાન આપેલું સ્પષ્ટ ભાસે છે.

(૧૯૨) **कर्ममार्गनियामकः કર્મ માર્ગને નિયમમાં રાખનાર—નાશ કરનાર, ૨ કર્મને આધીન એવા જન્મ મરણના માર્ગને ક્ષરિત ફળ આપનાર.**

પ્રારબ્ધ કર્મને લઇને જન્મ મરણ થાય છે. તો તેવા પ્રારબ્ધ

કર્મને આધીન જન્મ મરણુ રૂપ માર્ગને ભગવાન્ નાશ કરે છે. શ્રુતિ ભગવતી આજ્ઞા કરે છે કે:—**मृत्वापुनर्मृत्युमापद्यन्तेऽर्द्यमानाः स्वकर्मभिः**" (પોતપોતાના પ્રારબ્ધ કર્મને લીધે પીડા પામતા જીવો મૃત્યુ પામી પાછા ફરીને જન્મ મરણુ પામ્યા કરે છે.) પરંતુ પ્રભુનું સેવન કરનાર જીવોના પ્રારબ્ધ કર્મને આધીન રહેલી જન્મ મરણરૂપ પ્રણાલીને પરમાત્માજ નાશ કરે છે. અર્થાત્ પ્રભુ પોતાનું સ્મરણ કરનાર ભક્તજનનાં જન્મ મરણુ દૂર કરી રક્ષણુ કરે છે, એવા ભગવજ્જનોના કર્મમાર્ગને નાશ કરનાર પોતે છે. અને બીજા ભક્તિહીન સજ્જનોને તો જેવા જેવા પ્રારબ્ધ કર્મ હોય તેવા તેવા જન્મમરણુ પમાડી તેમને યોગ્ય ફળ અર્પણુ કરનાર પણુ આપ **શ્રી**કૃષ્ણુજ છે.

## मू० सर्वमार्गनिराकर्त्ता भक्तिमार्गैकपोषकः ॥
## सिद्धिहेतुः सर्वहेतुः सर्वाश्चर्यैककारणम् ।४६।

(૧૯૩) **सर्वमार्गनिराकर्त्ता સર્વ માર્ગોને તિરસ્કાર કરનાર.**

જેથી ભક્તિ ઉત્પન્ન ન થાય તેવા સર્વ માર્ગોને આપ તિરસ્કારે છે. તેથીજ ગીતામાં **શ્રી** કૃષ્ણુ શ્રી મુખથી આજ્ઞા કરે છે કે:— "**सर्वधर्मान् परित्यज्य मामेकंशरणं व्रज**" (સર્વ કર્મ માર્ગ આદિ ધર્મોને ત્યાગ કરી એક મ્હારે શરણે આવ્ય હું ત્હારો ઉદ્ધાર કરીશ.) એમ કહી પોતાને ભક્તિ ઉપર મુખ્ય પ્રીતિ છે એમ સ્પષ્ટ દર્શાવે છે. અહિં સર્વ ધર્મ ત્યાગ કરવાનું એટલે તે ઉપરથી અહંમમત્વ મોહ વગેરે દૂર કરી પોતાનુંજ શરણુ પ્રાપ્ત કરવાનું સૂચન કરે છે. ભગવદ્ધર્મ શિવાય સર્વ ધર્મો તુચ્છ છે, માટેજ સર્વ માર્ગોને તિરસ્કાર કરનાર પ્રભુ એમ કહ્યું.

(૧૯૪) **भक्तिमार्गैकपोषकः કેવળ ભક્તિમાર્ગનુંજ સ્થાપન કરનાર.**

ઉપરના નામથી જ્યારે ભગવાન્ સર્વ માર્ગને તિરસ્કાર કરે છે એમ કહ્યું, ત્યારે શંકા રહે છે કે. તે કયા માર્ગનું સ્થાપન કરનાર પોષણ કરનાર છે ? તો આ નામ દર્શાવી તે શંકાને દૂર કરે છે. ભગવાન્ સર્વ માર્ગને તુચ્છ ગણી કેવળ ભક્તિમાર્ગનેજ સ્થાપન કરે છે, આ સ્કંધના ૩૨ અધ્યાયમાં પોતાની માતાને કપિલજી ઉપદેશે છે કેઃ—

**तस्मात्वं सर्वभावेन भजस्व परमेष्ठिनम् ।**
**तद्गुणाश्रयया भक्त्या भजनीयपदाम्बुजम् ॥**

( હે માતા ! તમે જેમનાં ચરણ કમળ સેવન કરવા યોગ્ય છે એવા પરમાત્માને સર્વભાવથી તેમના ગુણોનો આશ્રય કરનારી ભક્તિ વડે ભજો–સેવો. ) મહાપ્રભુ શ્રી **વલ્લભાધિ** પણ પોતાના ચતુઃશ્લોકી ગ્રંથમાં આજ્ઞા કરે છે કેઃ—

**सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः ।**
**स्वस्यायमेव धर्मो हि नाऽन्यः क्वापि कदाचन ॥**

( નિરંતર સર્વભાવથી ભગવાનજ સેવવા યોગ્ય છે. એજ પોતાનો ખાસ ધર્મ છે અન્ય કદાપિ નહિ. ) પ્રભુના આશયને સમજીને પોતે શ્રી આચાર્યચરણ પણ ભગવાનનું સેવનજ મુખ્ય ધર્મ છે એમ ઉપદેશે છે. માટે પોતાને પ્રિય એવા ભક્તિમાર્ગનુંજ કેવળ સ્થાપન કરનાર આપ પ્રભુ પૂર્ણ પુરુષોત્તમજ છે.

(૧૯૫) **सिद्धिहेतुः સિદ્ધિ--ભગવાનની પ્રાપ્તિ થવાના હેતુરૂપ એવા કપિલ ભગવાન્.**

દેવહૂતિને ઉત્તમ ભક્તિમાર્ગનો ઉપદેશ કરી ભગવત્પ્રાપ્તિ કરાવનાર કપિલદેવ સ્વરૂપે પોતે ભગવાન્જ છે. આ સ્કંધના ૩૩ અધ્યાયમાં આપ આજ્ઞા કરે છે કે:--મ્હેં કહેલા સારી રીતે સેવન કરાય તેવા આ માર્ગને અનુસરવાથી થોડાજ કાળમાં ત્હમે જીવનમુક્ત થશો અર્થાત્ પ્રભુની પ્રાપ્તિ થશે. આ પ્રમાણે માતાને ઉપદેશ કરવાથી તેમને પ્રભુની પ્રાપ્તિ થયેલી છે. માટેજ એવી સિદ્ધિના કારણભૂત આપ ભગવાન્જ છે,

(૧૯૬) **સર્વહેતુઃ ૧ સર્વને સિદ્ધિના હેતુરૂપ, ૨ સંપૂર્ણ સિદ્ધિના કારણરૂપ.**

સર્વ સિદ્ધિઓના સ્વામી—અધિપતિ આપ શ્રી કૃષ્ણ છે, એટલે સર્વને અનેક પ્રકારની સિદ્ધિઓ આપનાર પણ પોતેજ છે. માટેજ આપને સર્વ સિદ્ધિઓના અથવા સંપૂર્ણ સિદ્ધિઓના કારણરૂપ કહ્યા.

(૧૯૭) **સર્વાશ્ચર્યૈકકારણમ્ સર્વ આશ્ચર્યના હેતુરૂપ.**

પરમાત્માજ સર્વ વિસ્મયકારક વસ્તુઓના હેતુરૂપ છે, કેમકે પ્રભુએ દેવહૂતિને પ્રથમ કર્દમમુનિ દ્વારા અનેક આશ્ચર્યજનક વસ્તુઓ આપી લૌકિક વિલાસો સંપાદન કર્યાં, પછી સ્ત્રી જાતી છે તો પણ તેમને ત્યાં કપિલજી રૂપે પ્રકટ થઇ બ્રહ્મજ્ઞાન અને ભક્તિ સ્થીર સ્થાપી વૈરાગ્ય ઉત્પન્ન કરાવ્યો. ઇત્યાદિ સર્વને અદ્ભુત લાગે એવા કર્મ કરનાર પોતે પુરુષોત્તમજ છે.

## મૂ० चेतनाऽचेतनपतिः समुद्रपरिपूजितः ॥
## सांख्याचार्यस्तुतः सिद्धपूजितः सर्वपूजितः ४७

(૧૯૮) **चेतनाऽचेतनपतिः ચેતન અને અચેતન એ બન્નેને પાલન કરનાર.**

પરમાત્માને સર્વમાં સમાન ભાવ છે એમને કોઇ વિશેષ નથી અને કોઇ ન્યૂન નથી. માટેજ ચેતન એટલે સારા જ્ઞાનનિષ્ઠ મુનિજનો અને અચેતન એટલે અજ્ઞાન પામર મનુષ્યો એ સર્વનું સમભાવથી પાલન કરનાર આપ શ્રી કૃષ્ણજ છે.

**(૧૯૯) समुद्रपरिपूजितः સમુદ્રે જેમનું પૂજન કર્યું છે એવા.**

દેવહૂતિ માતાને જ્ઞાન આપી તેમની રજા લઇ જ્યારે કપિલ ભગવાન્ ઉત્તર દિશા તરફ પધાર્યા તે સમયમાં આ સ્કંધના ૩૩ અધ્યાયમાં કહે છે કે—**समुद्रेण दत्तार्हणनिकेतनः** [ સમુદ્રે જેમને સારી રીતે અર્ચન કરી ઉત્તમ નિવાસ સ્થાન આપ્યું છે એવા કપિલદેવ ) ત્યાં સમુદ્રે પૂજન કર્યું છે એમ સ્પષ્ટ જણાવે છે તેથી સમુદ્ર વડે પૂજાયલા કપિલ રૂપ ભગવાન્ શ્રી પુરુષોત્તમજ છે.

**( ૨૦૦ ) सांख्याचार्यस्तुतः સાંખ્યાચાર્યોએ સ્તુતિ કરાયેલા એવા કપિલ ભગવાન્.**

પોતે સત્કર્મનું આચરણ કરી બીજાઓને તેમ કરવા ઉપદેશ કરે તેને આચાર્ય કહેવાય. એવા સાંખ્ય શાસ્ત્રના આચાર્યોએ, તત્વજ્ઞાની મહાત્માઓએ જેમની સ્તુતિ કરી છે એવા પોતે શ્રી કપિલ દેવજી ભગવાનજ છે. અન્ય નહિ. આ સ્કંધના ૩૩ અધ્યાયમાં **सांख्याचार्यैरभिष्टुतः** ( સાંખ્યાચાર્યોએ સ્તવાતા ) એમ કથન કરવામાં આવ્યું છે, એ હેતુથીજ તત્વજ્ઞાની મહાત્માઓએ સ્તવાતા એવા પ્રભુ એમ કહ્યું.

**(૨૦૧) सिद्धपूजितः સિદ્ધલોકો જેમનું પૂજન કરેછે એવા.**

**(૨૦૨) सर्वपूजितः સર્વજનો જેમનું પૂજન કરે છે એવા.**

સિદ્ધ લોકો દેવો વગેરે મનુષ્ય માત્ર જેમને યજે છે—ભજે છે એવા એક શ્રી પરમાત્માજ છે, આપનો જ એવો મહાન્ પ્રભાવ

જોવામાં આવે છે કે જેમને આખું જગત્ વંદન કરે, એવો પ્રતાપ પ્રભુ શિવાય અન્ય કોનામાં હોઇ શકે ? આ સ્કંધના ૩૩ અધ્યાયના અંતમાં કહે છે કે:—**सिद्धचारणगन्धर्वैर्मुनिभिश्चाप्सरोगणैः स्तूयमानः**" (સિદ્ધો ચારણો ગંધર્વો મુનિઓ અપ્સરાઓ વગેરે સર્વ વડે સ્તુતિ કરતા ભગવાન્ કપિલદેવ ) અહિં સિદ્ધાદિ સર્વથી પૂજન પામતા, સ્તુતિ કરાતા એવા ભગવાન્ એમ કહે છે. માટેજ એ પ્રભુ સર્વ પૂજિત છે.

---

## ॥ इति तृतीयस्कन्धनामानि ॥

## ॥ अथ चतुर्थस्कन्धनामानि ॥

**मू० विसर्गकर्त्ता सर्वेशः कोटिसूर्यसमप्रभः ॥**
**अनन्तगुणगंभीरो महापुरुषपूजितः ॥ ४८ ॥**

(૨૦૩) **विसर्गकर्त्ता વિલક્ષણ સૃષ્ટિ કરનાર.**

પ્રથમ તૃતીય સ્કંધમાં ભગવાન્‌ની દશ પ્રકારની લીલાઓમાં સર્ગલીલા કહી તે નામો જણાવ્યાં. હવે ચતુર્થ સ્કંધમાં વિસર્ગલીલા છે, માટે એ વિસર્ગલીલાનાં નામો જણાવે છે. પ્રથમ જે સર્ગ—સૃષ્ટિ વર્ણવી ગયા તે કરતાં પણ વિલક્ષણ પ્રકારની સૃષ્ટિ કરનાર પોતે પ્રભુ છે. ભા. દ્વિ. સ્કં. અ. ૧૦ કહે છે કે:-"**ब्रह्मणो गुणवैषम्याद्विसर्गः पौरुषः स्मृतः**" નિર્ગુણ પરમાત્માએ ગુણમય વિરાટ્ રૂપે બની પ્રકટ કરેલી સ્થાવર જંગમાત્મક વિલક્ષણ સૃષ્ટિને વિસર્ગ કહે છે. આ સ્કંધના આરંભમાં જ "**मनोस्तु शतरूपायां तिस्रः कन्याश्च**

जज्ञिरे" (મનુથી શતરૂપા નામની સ્ત્રીમાં ત્રણ કન્યાઓ પ્રકટ થઇ) એમ કહી વિસર્ગલીલાનો પ્રારંભ કર્યો છે. એ વિસર્ગલીલાના કર્તા આપ **શ્રીકૃષ્ણજ** છે.

(૨૦૪) **सर्वेशः ૧ સર્વ પ્રાણી માત્રના ઇશ—સ્વામી, ૨ બ્રહ્માદિ બધાઓને ચેતનશક્તિ આપનાર, ૩ સઘળા પ્રાણીઓને જેમનાથી ઇશત્વ-ચેતનપણું છે એવા.**

સમગ્ર વિશ્વના નિયંતા પરમાત્મા છે એટલે આપ સર્વજીવો માત્રના ઇશ—સ્વામી-માલીક હોયજ, સર્વ ચૈતન્યનિધિ પણ પ્રભુ છે. એટલે બધાને ચૈતન્ય આપનાર એજ વિભુ છે. સઘળા પ્રાણીમાત્ર એમના ચૈતન્યથીજ ચૈતન્ય યુક્ત બન્યા છે. શ્રુતિ કહે છે કેઃ-'**यस्य भासा सर्वमिदं विभाति**" ( જેના ચૈતન્યમય ભાસથી આસર્વ ચૈતન્યમય ભાસી રહ્યું છે.) એટલે સર્વમાં જે ચૈતન્ય જોવામાં આવે છે એ પ્રભુના ચૈતન્ય પ્રકાશથીજ. માટેજ આપ **સર્વેશ** છે.

(૨૦૫) **कोटिसूर्यसमप्रभः કરોડો સૂર્યના સરખી કાન્તિવાળા.**

અહિં જે કોટિશબ્દ છે તે અનંતવાચક છે. એટલે કરોડો—અસંખ્ય સૂર્યની કાન્તિ જેવા પ્રકાશમાન્ એવા, તેજોમય પ્રકાશમાન્ ભગવાન્ વિના અન્ય કોણ હોઇશકે ? ગીતામાં આપ શ્રીમુખે આજ્ઞા કરે છે કે;—

**यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ॥**
**यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥**

('જે સૂર્યમાં રહી જગતમાં પ્રકાશ આપી રહ્યું છે તથા ચંદ્રમાં અને અગ્નિમાં રહેલું છે તે તેજ મ્હારૂં છે એમ તમે જાણો.) ચંદ્ર સૂર્ય વગેરેમાં પ્રકાશમાન્ તેજ તે પ્રભુનુંજ છે એમ સિદ્ધ છે.

જે વસ્તુની ઉપમા—સરખામણી આપવામાં આવે તે વસ્તુ સરખાવવાની વસ્તુ કરતાં વિશેષ હોવી જોઇએ તોજ તુલના આપી શકાય. પરંતુ અહિં જે અનંત સૂર્યના સદૃશતા આપી છે તે તો પ્રભુના પ્રકાશનો માત્ર કંઇ નમૂનો જ છે. પ્રભુની સાથે સરખામણીમાં નભી શકે એવી કોઇ વસ્તુ જ નથી કે સહજ પણ સરખાવી શકાય માટે અનંતસૂર્ય સમાન તેજસ્વી એટલે અસંખ્ય ભાનુઓ પણ જેમના તેજ આગળ કંઇ જ માત્ર નથી. ગીતાના અ. ૧૧ માં કહ્યું છે કે:—

**दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।**

**यदिभाः सदृशीः सास्याद्भासस्तस्य महात्मनः ॥**

( જો આકાશમાં એકદમ હજારો—અસંખ્ય ભાનુઓ—સૂર્યો પ્રકટ થાય, તોજ કંઇક તે પરમાત્માની કાંતિનો પ્રકાશ સરખાવી શકાય. ) તેથીજ કરોડો સૂર્યની કાંતિ જેવા પ્રકાશવાળા પ્રભુ એમ કહ્યું.

(૨૦૬) **अनंतगुणगंभीरः અનંત ગુણોથી ગંભીર-ન:સમજી શકાય તેવા.**

જેનો દેશકાલ અવધિ—નાશ વગેરે નથી તેવાં ઐશ્વર્યો ભક્તવાત્સલ્યાદિ ગુણોવડે ગંભીર—ન સમજી શકાય તેવા પૂર્ણ તો કેવળ પૂર્ણ પુરુષોત્તમજ છે. શ્રુતિ કહે છે કે:—**परोमात्र तनु वा वृद्धा न ते महिमत्व मन्वश्नुवन्ति उभे ते विद्मरजसी पृथिव्या विष्णो देवत्वं परमस्य वित्सइति**" ( પરોક્ષ પરિમાણથી વા શરીરથી વૃદ્ધિ પામતા હે વિષ્ણો ! તમારા મહિમાને બીજા—બ્રહ્મરૂદ્રાદિ પણ નથી જાણતા—નથી પામી શકતા, તથા હે વિષ્ણો ! તમો એ પ્રકટ કરેલા રજોગુણ તમોગુણમય તેમ આનંદ ઉપજાવનારા બન્ને સ્વર્ગ તથા પૃથ્વીને હમો નથી જાણતા, પરંતુ આપ સર્વ લોકમાં પરોક્ષ

રૂપે સંબંધ ધરાવનાર છો તેથી જાણી શકો છો.) આ પ્રમાણે પરમાત્માના અનંત ગુણો શ્રુતિ પ્રતિપાદન કરે છે. એવા અનંત ગુણોથી વિભૂષિત પ્રભુજ છે.

**(૨૦૭) महापुरुषपूजितः મહાપુરૂષો–મહાત્માઓ વડે પૂજાતા.**

બ્રહ્મા રૂદ્ર ઈંદ્ર ઇત્યાદિ દેવો, નારદ કશ્યપ વગેરે દેવર્ષિઓ, શુક સનકાદિક મહર્ષિઓ વગેરે અનેક મહાપુરૂષો વડે સેવન કરાતા પોતે ભગવાનજ છે. જુદા જુદા ભાવથી ભિન્ન ભિન્ન પ્રકારથી એ સર્વ મહાત્માઓ પરમાત્માનેજ સેવે છે. તેથી આપને મહાપુરૂષોથી પૂજિત એવા પુરુષોત્તમ એમ કહ્યું.

## मू० अनन्तसुखदाता च ब्रह्मकोटिप्रजापतिः ॥
## सुधाकोटिस्वास्थ्यहेतुः कामधुक्कोटिकामदः ४९

**(૨૦૮) अनन्तसुखदाता અનંત સુખોને આપવા વાળા.**

જેનો કોઇપણ દિવસ અવધિ ન હોય, તેવાં દિવ્ય સુખો—આનંદોને આપનાર આપ **શ્રી** કૃષ્ણ છે. ભગવાન્ પોતે સુખનો મહાસાગર છે. એમનું સ્મરણ કરી ચરણને શરણ જનારને અનવધિ દિવ્ય સુખ–આનંદ થાય એમાં કાંઇ નવાઇ નથી; કેમકે એ પોતે આનંદરૂપજ છે માટે પોતાના શરણ આવનાર જીવોને દિવ્ય આનંદજ થાય છે, એટલે આપ અવધિ વિનાના સુખોને આપનાર છે, એમ સિદ્ધ છે.

**(૨૦૯) ब्रह्मकोटिप्रजापतिः અનંત કોટિ બ્રહ્માઓને પ્રકટ કરનાર.**

બધા બ્રહ્માંડ ભાંડને રચનાર બ્રહ્મા, એવા અનંત કરોડો બ્રહ્માઓને પ્રકટ કરનાર પ્રભુ છે. બ્રહ્મદેવ એક બ્રહ્માંડમાં રહેલા સર્વ

ભૂતોને—પ્રાણીઓને સરજે છે, તેથી તેમને પ્રજાપતિ કહેવાય છે. પરંતુ પ્રભુ તો તેવા અનેક બ્રહ્મ દેવોને પણ પ્રકટ કરવામાં પ્રજાપતિ છે, ભા. દશ. અ. ૧૪ પોતે બ્રહ્મદેવ જ સ્તવે છે કેઃ—**क्वाहं तमो महदहं खचरा-ग्निवार्भू०** પ્રકૃતિ, મહત્તત્વ, અહંકાર, આકાશ વાયુ, અગ્નિ, જળ અને ભૂમિથી વીંટાયેલા બ્રહ્માંડમાં સાત વેંતની કાયાવાળો હું ક્યાં ? અને જેમનાં રૂંવાડાંમાં એવાં એવાં અનેક બ્રહ્માંડો રૂપ પરમાણુઓ છિદ્રરૂપ ગોખલાઓમાં ભમે છે. એવો આપનો મહિમા કયાં ? અહિં સ્પષ્ટ રીતે અનેક બ્રહ્માંડોના પ્રજાપતિ પ્રભુ છે એમ જણાવ્યું છે. આ નામથી શરૂ થતાં જ્યાં જ્યાં '**कोटि**' શબ્દ આવે ત્યાં ત્યાં અસંખ્યપણું માનવું. જેમકે "**सहस्रशीर्षा पुरुषः**" ત્યાં સહસ્ત્ર શબ્દ અનંતપણા માટે જ છે તેમ અહિં પણ સમજવાનું છે.

**( ૨૧૦ ) सुधाकोटिस्वास्थ्यहेतुः અનંત અમૃતના જેવી સ્વસ્થતા-શાંતિ પ્રાપ્ત થવાના હેતુરૂપ.**

સુધા-અમૃત, એનું એકવાર પાન કરવાથી જેવી શાંતિ થાય છે, કાલ-મૃત્યુથી નિર્ભય બનાય છે. તેના કરતાં કરોડો-અનંત ઘણી સ્વસ્થતા શાંતિ-નિર્ભયતા આપનાર **શ્રી** કૃષ્ણ છે. અમૃતથી મળેલી શાંતિ-નિર્ભયતા ક્ષીણ પુણ્ય થતાં એનો અવધિ આવતો હોવાથી તે ક્ષણિક છે-થોડાજ કાળને માટે છે. પરંતુ ભગવાનનું સેવન કરનારા ભાવુકોને તો ભગવત્કૃપાથી મળેલી નિર્ભયતા હજારો પ્રલય થઇ જાય તોપણ અવધિ રહિત જ છે. તેમને સદા શાંતિ જ થયા કરે છે. ભા૦ દ૦ અ૦ ૩, શ્લો. ૨૭ માં કહે છે કેઃ—"**मर्त्यो मृत्युव्यालभीतः पलायन्०** ( હે પરમાત્મન્ ! મૃત્યુરૂપ સાપથી બ્હીનેલો મનુષ્ય દોડી દોડી સર્વ લોકમાં જાય પણ તેને નિર્ભય સ્થાન મળતું

નથી, પરંતુ ભાગ્યવશાત્ આપનાં ચરણકમલને શરણ થાય તો તે નિશ્ચિંત થાય છે. અને મરણ પણ તેનાથી દૂર જાય છે.) વળિ ભા. દ. અ. ૨ શ્લો. ૩૩ માં દેવો સ્તુતિ કરે છે કેઃ—" **तथा न ते माधव तावकाः क्वचिद् भ्रश्यन्ति मार्गात् त्वयि बद्धसौहृदाः ।** (હે માધવ! તમારામાં જ જેમણે પોતાનો પ્રેમ જોડયો છે. તમારા જ જે ભક્ત બનેલા છે, તે બીજાઓની પેઠે કોઇ દિવસ પણ માર્ગથી ભ્રષ્ટ થતા નથી.) વગેરે પ્રમાણોથી પ્રભુને શરણ જવામાં જેવી શાંતિ આનંદ–મળે છે તેવું બીજે કયાંયે પણ મળતું નથી. પ્રભુ જ તેવી શાંતિના કારણભૂત છે.

**(૨૧૧) कामधुक्कोटिकामदः અસંખ્ય કામધેનુઓની પેઠે મનની કામનાઓને પૂર્ણ કરનાર.**

કામધેનુ મુનિ લોકોની ગાય સર્વ વાંછનાને પૂર્ણ કરનાર મનાય છે, તેવી અસંખ્ય અગણિત કામધેનુ ગાયો સમાન સર્વના મનની વાંછનાઓને પૂર્ણ કરનાર પોતે પુરુષોત્તમ જ છે. પોતાને શરણે આવનારના સર્વ મનોરથો પોતે જ પરિપૂર્ણ કરે છે. માટે ભક્તજનો પરમાત્મા શિવાય બીજી બાબતોમાં નિરપેક્ષ રહે છે.

## મૂ૦ समुद्रकोटिगंभीरस्तीर्थकोटिसमाह्वयः ॥
## सुमेरुकोटिनिष्कम्पः कोटिब्रह्माण्डविग्रहः ॥५०॥

(૨૧૨) **समुद्रकोटिगंभीरः અનેક સમુદ્રના જેવી સ્થીરતાવાળા.**

ગંભીરતાનો મહાન્ ગુણ સાગરમાંજ છે. એવા અગણિત સાગરો—સમુદ્રો તેના જેવી ગંભીરતા—સ્થીરતા પ્રભુમાં છે. પરમાત્માના

આગળ એવા અસંખ્ય સમુદ્રની સ્થીરતાનો કાંઇ હિસાબજ નથી.

(૨૧૩) **तीर्थकोटिसमाह्वयः ૧ અનંત તીર્થો જેવું જેમનું સ્મરણ છે, ૨ કરોડો તીર્થો તુલ્ય જેમનું કીર્ત્તન છે.**

પવિત્ર જળ જ્યાં હોય તથા રમણીય મહાત્મ્યવાળાં દેવાલયો જ્યાં હોય તેને તીર્થ કહેવાય છે. એવાં તીર્થો પુષ્કળ પુણ્ય આપે છે. પરંતુ તેવાં કોટાન્ કોટી તીર્થોમાં થનારાં પુણ્યો કરતાં પણ જેમનું નામ સ્મરણ અધિક પુણ્યપ્રદાન કરનારૂં છે. એવા કેવળ પ્રભુજ છે. એમનું નામ કીર્ત્તન અનંત તીર્થોની તુલનાથી વિશેષ થાય એમાં શું આશ્ચર્ય છે? કરોડો તીર્થથી જે ફળ પ્રાપ્ત ન થાય તેવું ફળ અજામીલને ભગવાન્‌ના નામ સ્મરણ માત્રથીજ મળેલું છે. એ પ્રસિદ્ધ છે. વળિ મુનિઓ કહે છે કે:—**यस्य स्मृत्या च नामोक्त्या०** જે પરમાત્માના સ્મરણથી તથા નામ સંકીર્તનથી, તપ યજ્ઞક્રિયા વગેરેમાં અપૂર્ણ રહેલું કર્મ પૂર્ણ થાય છે. તે અચ્યુત શ્રી કૃષ્ણ પરમાત્માને પ્રણામ કરૂં છું. ) જ્યારે સર્વ કર્મની સંપૂર્ણતાજ પ્રભુના સ્મરણથી થાય છે તો ત્યાં તીર્થો તો કોણજ બાપડાં; માટેજ તેમને અસંખ્ય તીર્થસમ કહ્યા.

(૨૧૪) **सुमेरुकोटिनिष्कम्पः કરોડો સુમેરૂસમાન અચલ—સ્થીર.**

બધી અચલ વસ્તુઓમાં મુખ્ય સુમેરૂ પર્વત ગણાય છે, તેવા અસંખ્ય સુમેરૂ ગિરિ જેવા અચલ—સ્થીર પ્રભુ છે. વખતે મેરૂપર્વતને કાલ ચલાયમાન્ કરે છે. પરંતુ આપ ઇશ્વર તો તેવા અનેક કાલોને પણ ચલાયમાન્ કરી નાંખે છે, તો પછી અનંત સુમેરૂઓનું શું ગજું? અર્થાત્ અગણિત મેરૂઓના કરતાં પણ વિશેષ જેમની સ્થિરતા—અચલતા છે.

(૨૧૫) **कोटिब्रह्माण्डविग्रहः ૧ અસંખ્ય બ્રહ્માંડોરૂપ જેમનો દેહ છે એવા પ્રભુ, ૨ કરોડો બ્રહ્માંડો જેમના દેહને વ્યાપિને રહ્યા છે એવા.**

. પરમાત્માના રૂંવે રૂંવે અનેક બ્રહ્માંડો વિરાજે છે, ગીતામાં ભગવાને અર્જુનને બ્રહ્માંડમય પોતાનું દિવ્ય સ્વરૂપ દર્શાવ્યું હતું, ત્યાં અર્જુન કહે છે કેઃ—" **पश्यामि देवाँ स्तव देव देहे** " (હે પ્રભો ! હે શ્રીકૃષ્ણ ! તમારા દેહમાં બ્રહ્માદિ સર્વ દેવો, ગન્ધર્વો, માનવો વગેરે સર્વ પ્રાણીમાત્રને હું જોઉં છું.) ત્યાં આપે બ્રહ્માંડમય શરીર પ્રત્યક્ષ પ્રકટ કર્યું હતું. તેથી જ આપ શ્રીકૃષ્ણ અનંત કોટિ બ્રહ્માંડરૂપ શરીરવાળા છે.

## મૂ० कोट्यश्वमेधपापघ्नो वायुकोटिमहाबलः ॥
## कोटीन्दुजगदानन्दी शिवकोटिप्रसादकृत् ॥६१॥

(૨૧૬) **कोट्यश्वमेधपापघ्नः અસંખ્ય અશ્વમેધ યજ્ઞની પેઠે પાપને હણનાર.**

. અશ્વમેધ યજ્ઞ કરવાથી બ્રહ્મહત્યાદિ પાપો નાશ પામે છે. તેવા અનંત અશ્વમેધોની પેઠ બ્રહ્મહત્યાદિ સર્વ પાપોને નાશ કરનાર હરિ છે. અશ્વમેધ બહુ સમયે સિદ્ધ થાય છે, ત્યારે કંઇઅંશે બ્રહ્મહત્યાદિ પાપોને દૂર કરે છે. પણ પ્રભુનું સ્મરણ કરવાથી તેવા અસંખ્ય અશ્વમેધ યજ્ઞો કરીયે, તેનાથી પણ વિશેષ રીતે અમાપ પાપો નષ્ટ થાય છે, જેથીજ કહ્યું છે કેઃ—

**नाम्नोऽस्ति यावती शक्तिः पापनिर्दलने हरेः ।**
**तावत्कर्तुं न शक्नोति पातकं पातकी जनः ॥**

(હરિના નામમાં પાપને બાળવાની જે શક્તિ છે. તેટલું પાપ કરવાને પણ પાપી શક્તિમાન્ થઇ શકતો નથી.) અર્થાત્ એક મનથી પ્રભુનું રટણ કરવામાં આવે તો કરોડો જન્મનાં પાપ બળી ભસ્મીભૂત થાયછે. માટેજ એવાં અમાપ પાપોને નાશ કરવામાં પ્રભુ અનંત અશ્વમેધો કરતાં પણવિશેષ છે.

**(૨૧૭) वायुकोटिमहाबलः અનંત વાયુ સમાન મહાબલવાન્**

સર્વ બલવાન્ ગણાતા પદાર્થોમાં વાયુ સર્વથી અધિક બલવાન્ છે. પરંતુ પરમાત્મા તો તેવા અગણિત વાયુઓ કરતાં પણ બલવાન્ છે. અર્થાત્ અનંત વાયુઓનું પણ પ્રભુ આગળ કંઇજ લેખું નથી એવા આપ છે.

**(૨૧૮) कोटीन्दुजगदानंदी: કોટી ચંદ્રજેવો આનંદ જગતને આપવા વાળા.**

આખા વિશ્વને પોતાના ઉદયથી આનંદ આપનાર ચંદ્ર છે, પણ તેવા અપાર ચંદ્રમંડળોની પેઠે અખંડ આનંદને આપનાર આનંદ કંદ શ્રીગોવિંદ ચંદ્ર છે. ભગવદાનંદ આગળ જાણે કરોડો [૧]ઇંદુઓ ઝાંખા પડવાથી લજ્જિત બને છે? આપનો આનંદ સુધારસના સાગરજ છે એટલે આનંદ મયજ છે. અનંત ચંદ્રના સમાન આનંદ આપે એમાં તો શું જ કહેવાનું!

**(૨૧૯) शिवकोटिप्रसादकृत् અનંત શિવ સમાન પ્રસાદ કરનાર.**

સાધારણ ઉપાસનાથી સત્વર પ્રસન્ન થઇ પ્રસાદ કરનાર—વર-

૧ ચંદ્રો.

દાન આપનાર સર્વ દેવોમાં સદાશિવ શંકર મુખ્ય છે, પરંતુ તેવા અનંત શિવજી જેવા પ્રસન્ન થઇ વરદાન આપનાર આપ શ્રીકૃષ્ણ છે, તેમના વરદાન આગળ કરોડો શિવજીના વરદાનો–પ્રસાદો તુચ્છ માત્ર છે. કેમકે શંભુથી વર મેળવનાર રાવણ, બાણાસુર પ્રભૃતિ ઘણું ખરૂં સંસાર સેવામાં આસક્ત થયેલા જોવામાં આવે છે. પણ પ્રભુના પ્રેમને પાત્ર બનેલા ભક્તોજનોને પૂર્ણ વૈરાગ્ય તથા કેવળ સર્વત્ર બ્રહ્મભાવજ અનુભવવામાં આવે છે. અંબરીષ, પ્રહ્લાદ, ઉદ્ધવ, પરીક્ષિત, વગેરે સામ્રાજ્ય લક્ષ્મીને તુચ્છ માની કેવળ પ્રભુના પ્રસાદનાજ અનુરાગી હતા, સંસાર કરતાં એમણે પ્રભુના પ્રસાદમાં કંઇ ઓરજ ખૂબી જોયેલી છે. તેથીજ આપ અસંખ્ય શિવજી કરતાં વિશેષ વરદાયી છે.

## મૂ० सर्वसद्गुणमाहात्म्यः सर्वसद्गुणभाजनम् ॥
## मन्वादिप्रेरको धर्मो यज्ञनारायणः परः ॥५२॥

(૨૨૦)• **सर्वसद्गुणमाहात्म्यः ૧ સર્વ સદ્ગુણો હોવાથી જેમનું મહાત્મ્ય છે એવા ૨ બધા સદ્ગુણોનો મહિમા જેમનાથી છે એવા, ૩ અનેક સદ્ગુણમય જેમનો મહિમા–પ્રભાવ છે એવા, ૪ સઘળા સદ્ગુણી જનોએ જેમનો પ્રભાવ વર્ણવ્યો છે એવા.**

સર્વ સદ્ગુણો પ્રભુમાં પ્રકાશમાન્ છે, જેથી જ આપનું મહાત્મ્ય સમસ્ત જગત્માં વિશેષ રીતે પ્રકાશી રહ્યું છે. અરે એટલું જ નહિ પણ સર્વ સદ્ગુણો ભગવદ્રૂપ છે, તેથી જ આખા વિશ્વમાં સદ્ગુણોનો આટલો બધો મહિમા છે. વળિ જેમનો પ્રભાવજ સદ્ગુણ મય જ છે અર્થાત્ જેમના પ્રભાવમાં–મહાત્મ્યમાં અનેક સદ્ગુણોજ ભરેલા છે

માટેજ પ્રભુના પ્રભાવ—મહિમાને સદ્ગુણગ્રાહી શુભ ગુણવાળા ભગવદીયજનો વારંવાર વર્ણવ્યા કરે છે, પરસ્પર મળી ભગવાનના ગુણાનુવાદજ ગાય છે. એવા મહાત્મ્યવાન્ પરમાત્મા છે.

(૨૨૧) **સર્વસદ્ગુણભાજનમ્ ૧ સર્વ સદ્ગુણો જેમનું સેવન કરે છે એવા, ૨ સઘળા સદ્ગુણી ભકતજનો જેમનું સેવન કરે છે એવા.**

ઉપર નામમાં સર્વ સદ્ગુણો હોવાથી જેમનું મહાત્મ્ય છે, એમ મુખ્ય અર્થ કરેલો હોવાથી પ્રભુ કરતાં સદ્ગુણોની ઉત્તમતા વિશેષ થઇ જાય છે, એમ કદાચ કોઇને શંકા થાય, તો તેને માટે સ્ફુટ કરવાને આ નામ કહે છે. સદગુણો પ્રભુથી વિશેષ છે એમ નહિ પરંતુ સઘળા સદ્ગુણોમાત્ર પ્રભુનું જ સેવન કરી રહ્યા છે, સદા સર્વદા સદ્ગુણો પ્રભુના સન્નિધાનમાં જ રહે છે. માટે જ સદ્ગુણશાલી ભગવદીયોને પ્રભુનું સેવનજ રૂચિકર લાગે છે, અને રાત્રિ દિવસ સેવનજ કર્યા કરે છે.

(૨૨૨) **मान्वादिप्रेरकः સ્વાયંભુમનુ વગેરેને પ્રેરણા કરનાર**

**સ્વાયંભુમનુ**, **કર્દમ**, કશ્યપ તથા દક્ષપ્રજાપતિ વગેરેને સૃષ્ટિ કર્મમાં પ્રેરણા કરનાર આપ પ્રભુજ છે. આપની આજ્ઞાને અનુસરીને જ મનુવગેરેએ સૃષ્ટિ વધારેલી છે તે દ્વારાએજ વિવિધ પ્રકારની સૃષ્ટિ પ્રકટ કરવાની આપની ઈચ્છા છે માટે જ આપે તેમને પ્રેરણા કરેલી છે, અન્યથા નહિ.

(૨૨૩) **ધર્મ ધર્મરૂપ**

મનુઆદિએ પ્રકટ કરેલો જે ધર્મ, તે રૂપ પોતે શ્રી કૃષ્ણચ્ છે. મનુઆદિ દ્વારા પોતેજ ધર્મ રૂપે જગતમાં પ્રસરેલા છે.

(૨૨૪) **यज्ञनारायणः યજ્ઞરૂપી નારાયણ**

પરમાત્મા પોતે યજ્ઞનારાયણ રૂપે પ્રકટ થયેલા છે. આ સ્કંધના પ્રથમ અધ્યાયમાં કહ્યું છે કેઃ—**प्रजापतिः सभगवान्रुचि स्तस्माद्‌जीजनत्** (ભગવાન્ પ્રજાપતિ રૂચિમુનિએ મનુની પુત્રી આકૂતિમાં એક• જોડું ઉત્પન્ન કર્યું તેમાં પુરૂષ તે સાક્ષાત્ યજ્ઞનારાયણ વિષ્ણુ અને સ્ત્રી તે દક્ષિણા નામની થઇ) અહિં યજ્ઞનારાયણરૂપે આપ પ્રકટ થયા છે એમ કહ્યું માટેજ યજ્ઞ નારાયણ રૂપ એવા પુરુષોત્તમ.

**( ૨૨૫ ) परः ૧ પોષણ કરનાર, સર્વથી શ્રેષ્ઠ.**

આખા વિશ્વનું ભરણ પોષણ કરનાર પ્રભુ છે માટે જ એમને વિશ્વંભર કહેવામાં આવે છે. જે સર્વ ભુવનોનું ભરણ પોષણ કરે છે. તે સર્વ શ્રેષ્ઠ હોય, સર્વોત્તમ હોય, એમાં શું નવાઇ? તેથી જ એ સર્વથી પર છે.

**मू० आकूति सूनुर्देवेन्द्रो रुचिजन्माऽभयप्रदः ॥
दक्षिणापति रोजस्वी क्रियाशक्तिः परायणः॥ ५२ ॥**

( ૨૨૬ ) **आकूतिसूनुः** મનુ મહારાજની પુત્રી આકૂતિના પુત્ર યજ્ઞનારાયણરૂપ એવા પ્રભુ.

( ૨૨૭ ) **देवेन्द्रः** ૧ સર્વ દેવાના ઇંદ્ર, ૨ દેવરૂપ ઇંદ્ર એવા યજ્ઞનારાયણ ભગવાન.

( ૨૨૮ ) **रुचिजन्मा** રુચિ મુનિથી જન્મ પામેલા યજ્ઞનારાયણ.

**( ૨૨૯ ) अभयप्रदः અભય આપનાર.**

ભગવાન્ સર્વને અભય આપનાર છે, દેવોને પણ અભય આપનાર એ પુરૂષ ભગવાન્ છે. શ્રુતિ ભગવતી વર્ણવે છે કે "**यज्ञेन सुरा ननुदन्त इति**" ( યજ્ઞથી દેવોને હર્ષ—આનંદ આપે છે ) તો જ્યારે દેવતાઓ

યજ્ઞપુરૂષથી હર્ષ પામે છે, તો તેમનાથી અભય મેળવ્યા શિવાય શી રીતે આનંદ થાય ? માટે તેમને અભય આપનાર પણ આપ પ્રભુજ છે.

**( ૨૩૦ ) दक्षिणापतिः દક્ષિણા સ્ત્રીના પતિ–પાલક સ્વામી.**

રૂચિથી ઉત્પન્ન થયેલા જોડકામાં જે સ્ત્રી પ્રકટી હતી તે દક્ષિણાના પતિ–પાલનહાર પોતે યજ્ઞનારાયણ ભગવાન્ આ સ્કંધના અ. ૧ માં કહ્યું છે કેઃ–" **तां कायमानां भगवानुवाह** " ( કામનાવાળી દક્ષિણા સ્ત્રીને ભગવાન્ યજ્ઞનારાયણ પરણ્યા.) માટે જ આપ દક્ષિણાના પતિ છે. એમ કહ્યું.

**( ૨૩૧ ) ओजस्वी ૧ ઉત્સાહ સંપન્ન, ૨ પરાક્રમી.**

સર્વ ઉત્સાહો માત્ર પરમાત્મામાં જ વાસ કરીને રહ્યા છે. એમનો અંશ બ્રહ્માદિ સર્વ દેવ ગંધર્વ માનવોમાં પડે છે. માટે તે જ પરાક્રમી છે. બીજાનાં જે પરાક્રમો જોવામાં આવે છે. એ પ્રભુદત્ત છે, એમની કૃપાથી પ્રાપ્ત કરેલાં છે.

**( ૨૩૨ ) क्रियाशक्तिः ક્રિયાશક્તિ સ્વરૂપ.**

તપ આદિકર્મમાં જે ક્રિયાશક્તિ–સામર્થ્ય છે તે પ્રભુથી જ. કેમ કે પ્રભુ પોતે જ એ ક્રિયા–શક્તિરૂપે છે. જો એમ ન હોય તો તપ આદિ કર્મમાં જે સામર્થ્ય જોવામાં આવે છે. તે ન સંભવે, સર્વમાં સામર્થ્ય–બલ આપનાર અથવા તેની ક્રિયાશક્તિ આપનાર આપ શ્રીકૃષ્ણ જ છે.

**( ૨૩૩ ) परायणः ૧ પર એટલે અક્ષર તે છે અધિષ્ઠાન જેમનું એવા, ૨ ઉત્તમ જ્ઞાની, ૩ પર–શ્રેષ્ઠપણામાં જવાના સ્વભાવવાળા.**

સર્વથીપર અક્ષર છે. એજ ભગવાનનું ધામ–નિવાસ સ્થાન

કહેવાય છે. પ્રભુ એજ ધામમાં વિરાજે છે. ગીતામાં આજ્ઞા કરે છે કેઃ—' **तद्धामपरमं मम** ' ( તેજ ઉત્તમ મ્હારૂં ધામ-નિવાસ સ્થાન છે ) અહિં અક્ષરધામને ઉદ્દેશીનેજ આપે આજ્ઞા કરેલી છે, સર્વોત્તમ જ્ઞાન પણ આપનામાંજ છે. પ્રભુ પોતેજ જ્ઞાનરૂપ છે એટલે એ સર્વોત્તમ જ્ઞાની હોય એમાં આશ્ચર્ય નથી. સર્વથી ઉત્તમોત્તમ સ્થાનોમાં સ્થિતિ કરવાનો એમનો સ્વભાવ છે. માટે સર્વોત્કૃષ્ટ અક્ષરધામમાં આપ વિરાજે છે.

## मू० दत्तात्रेयो योगपति र्योगमार्गप्रवर्त्तकः ॥
## अनसूयागर्भरत्न मृषिवंशविवर्द्धनः ॥ ५४ ॥

( ૨૩૪ ) **दत्तात्रेयः દત્તાત્રેય સ્વરૂપી ભગવાન્.**

અત્રિમુનિએ પુત્રની ઇચ્છાથી તપશ્ચર્યા કરી એટલે એમને બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણે દેવો પ્રસન્ન થયા. તેમની પાસે મુનિએ આપના જેવા પુત્ર થાય એમ વરદાન માગ્યું. હવે પોતાના જેવા પુત્રો ક્યાંથી લાવવા એટલે ત્રણે દેવો પોતપોતાના અંશથી એમને ત્યાં પ્રકટ થયા તેમાંના દત્રાત્રેય તે પોતે વિષ્ણુસ્વરૂપ છે, એટલે દત્રાત્રેય પોતે ભગવાન્જ છે.

( ૨૩૫ ) **योगपतिः યોગના પતિ.**

યમ નિયમ આદિ અષ્ટાંગ યોગના સ્વામી અર્થાત્ તેને પ્રકટ કરનાર, તેનો ઉપદેશ કરનાર આપ **શ્રી** કૃષ્ણ છે. તેથી જ પોતે યોગ પતિ છે.

( ૨૩૬ ) **योगमार्गप्रवर्त्तकः યોગમાર્ગ પ્રવર્ત્તાવનાર.**

ઉપર કહ્યા તેવા અષ્ટાંગ યોગના તથા ભક્તિયોગના માર્ગને પ્-

વર્ત્તાવનાર—પ્રકાશનાર આપ પ્રભુજ છે. દત્તાત્રેય સ્વરૂપે આપે મહા યોગ પ્રવર્ત્તાવ્યો છે.

( ૨૩૭ ) **अनसूयागर्भरत्नम् અનસૂયાના ગર્ભનું રત્ન.**

અત્રિમુનિની સ્ત્રી અનસૂયાના ગર્ભથી પ્રકટ થયેલા રત્ન જેવા દત્તાત્રેય ભગવાન્ છે.

( ૨૩૮ ) **ऋषिवंशविवर्धनः ઋષિઓના વંશને વધારનાર.**

અંગિરાદિ સર્વ ઋષિઓના તેમના વંશની પરંપરાને વધારનાર પોતે વિભુ છે. એમના અનુગ્રહને લીધેજ સર્વમુનિઓના વંશનીઉત્ત રોત્તર વૃદ્ધિ થયેલી છે.

**मू० गुणत्रयविभागज्ञ श्चतुर्वर्गविशारदः ॥**
**नारायणो धर्मसूनुर्मूर्तिपुण्ययशस्करः ॥५५॥**

(૩૩૯) **गुणत्रय विभागज्ञः ૧ સત્વાદી ત્રણગુણના વિવેચનને જાણનાર, ૨ સત્વાદિ ત્રણગુણવડે થયેલા વિભાગને જાણનાર.**

પ્રભુ સત્વાદિ ત્રણ ગુણોના વિભાગોને જાણનાર છે, આ સ્કંધના અ. ૧ માં કહે છે કેઃ—

**सोमोऽभूद् ब्रह्मणोंशेन दत्तो विष्णोस्तु योगवित् ।**
**दुर्वासाः शङ्करस्यांशो निबोधाङ्गिरसप्रजाः**

(રજોગુણાત્મક બ્રહ્મદેવના અંશથી અત્રિમુનિને ત્યાં સોમજન્મ્યા, સત્વગુણાત્મક વિષ્ણુથી દત્તાત્રેય અને તમોગુણાત્મક શંકરથી દુર્વાસા પ્રાદુર્ભૂત થયા) માટેજ ત્રણ ગુણોવડે થયેલા વિભાગને જાણનાર વિષ્ણુરૂપ દત્તાત્રેય સ્વરૂપી એવા ભગવાન્ એમ કહ્યું.

**(૨૪૦) चतुर्वर्गविशारदः ધર્માદિ ચતુર્વર્ગને જાણનાર.**

ધર્મ અર્થ કામ અને મોક્ષ એમ ચાર પુરૂષાર્થના વર્ગ છે એ ચારેને જાણનાર આપ શ્રીકૃષ્ણ છે. એ પોતેજ ચારે વર્ગના ઉત્પાદક તથા પ્રકાશક હોવાથી તે તેને જાણે એમાં નવાઇ જેવું નથી.

**(૨૪૧) नारायणः ૧ નર એટલે આત્મા, તેથી ઉત્પન્ન થયેલા નાર એટલે આકાશાદિ પંચમહાભૂત, તેને વિષે કારણરૂપે વ્યાપી રહેલા. ૨ નાર એટલે જળ છે અયન-સ્થાન તે જેમનું એવા નારાયણ.**

પરમાત્મા નારાયણ આ સર્વ જગત્માં વ્યાપી રહેલા છે. તેજ જગત્નું પાલન કરે છે. પોતે શ્રી પુરુષોત્તમ નારાયણરૂપે સત્વગુણથી વિશ્વનું રક્ષણ કરે છે. મંત્રવર્ણમાં વર્ણવ્યું છે કેઃ—

**यच्च किञ्चिज्जगत्सर्वं दृश्यते श्रूयतेऽपिवा ।**
**अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥**

(જે કંઇ જોવામાં ને સાંભળવામાં અખિલ જગત્ આવે છે તે સર્વમાં અંતરને બહાર વ્યાપીને નારાયણ રહેલા છે.) મહાભારતમાં કહ્યું છે કેઃ—

**नराज्जातानि तत्वानि नाराणीति ततो विदुः ।**
**तान्येवाऽयननं तस्य तेन नारायणः स्मृतः ॥**

(નર-પુરૂષ પરમાત્માથી ઉત્પન્ન થયેલા તત્વોને નાર કહે છે. અને તેજ જેમનું સ્થાન હોવાથી તે નારાયણ કહેવાય છે.) બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાં અને મનુભગવાન્ પણ જણાવે છે કેઃ—

**"नाराणामयनं यस्मात्तस्मान्नारायणः स्मृतः ।"**
**आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।**
**अयनं तस्य ताः पूर्वं तेन नारायणःस्मृतः ॥**

'નારોની મધ્યમાં જેમનું સ્થાન છે તેથી તેમને **નારાયણ** કહે છે." તથા (સર્વ જળ નરથી થયેલું છે માટે એને **નાર** કહે છે, તેમાં તે પ્રભુનું સ્થાન હોવાથી પ્રથમથીજ તેમને **નારાયણ** કહેવામાં આવે છે.) તેમ ભગવાન્ વ્યાસપણ **નયतीति नरः प्रोक्तः परमात्मा सनातनः**" (પ્રભુ જગત્ દોરનાર છે તેથી તેમને **નર** કહે છે, તેજ સનાતન પરમાત્મા છે.) ઇત્યાદિ મહાભારતાદિના પ્રમાણોથી પોતે ભગવાન્ પોતાના પ્રકટ કરેલા તત્વોમાં વ્યાપ્ત થઇને રહ્યા છે માટેજ અહિં આપ પ્રભુને **નારાયણ** કહ્યા.

(૨૪૨) **धर्मसूनुः ધર્મના પુત્ર.**

ધર્મની મૂર્ત્તિનામની સ્ત્રીમાં પ્રકટ થયેલા એવા નારાયણ પ્રભુ ભારતવર્ષની પ્રજાનું પાલન કરવા નારાયણ ઋષિ રૂપે ધર્મની મૂર્તિ સ્ત્રીમાં આપ આવિર્ભાવ પામ્યા છે. માટેજ અહિં તેમને ધર્મપુત્ર કહ્યા.

( ૨૪૩ ) **मूर्तिपुण्ययशस्करः મૂર્તિના પવિત્ર યશને વિસ્તારનાર.**

ધર્મની સ્ત્રી અને પોતાની માતા મૂર્તિના યશને સારી રીતે પ્રસાર કરનાર આપ પ્રભુ છે, આ સ્કંધના અ. ૧ માં કહે છે કેઃ— '**मूर्त्तिः सर्वगुणोत्पत्तिर्नरनारायणावृषी॰** (સઘળા ગુણોવાળી મૂર્ત્તિ એ નર અને નારાયણ નામે બન્ને ઋષિઓ પ્રકટ કર્યા.) જેમના જન્મથી આખા જગત્માં મહા આનંદ ફેલાયો હતો, અને મૂર્તિનો યશ સર્વત્ર પ્રસર્યો હતો એમ સ્પષ્ટ જણાવેલું છે. તેથી જ આપ મૂર્ત્તિના યશને વિસ્તારે છે એમ કહ્યું.

**मू॰ सहस्रकवचच्छेदी तपःसारो नरप्रियः ।।**
**विश्वानन्दप्रदः कर्मसाक्षी भारतपूजितः ।।५८।।**

**(૨૪૪) सहस्रकवचच्छेदी હજારો કવચોને છેદનારા.**

યુદ્ધ સમયમાં શત્રુઓનાં હજારો—અસંખ્ય કવચોને—બક્તરોને છેદનાર—તોડી નાંખનાર આપ નારાયણરૂપ શ્રીકૃષ્ણ છે.

**(૨૪૫) तपःसारः ૧ તપએજ જેમને ગ્રહણ કરવા યોગ્ય છે એવા, ૨ તપરૂપ બળવાળા ૩ તપરૂપ સારાંશવાળા.**

પ્રભુને હમેશાં તપજ બહુપ્રિય છે તેજ ગ્રહણ કરવા યોગ્ય છે એમ માને છે. આપને તપ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. પરંતુ સર્વજનના હિત માટે તથા પોતાનું અનુકરણ કરી બીજા તેમ કરે તેટલા માટે જ આપ તપશ્ચર્યા કરે છે. પોતે પરમાત્મા તો તપરૂપજ જ છે. ગીતામાં આપ આજ્ઞા કરે છે કે:–" **तपश्चास्मि तपस्विषु**" (તપસ્વી પુરૂષોમાં જે તપ છે તે હું છું) તેથીજ તપ એજ સારાંશ વાળા તથા તપરૂપ મહાબળવાન્ નારાયણ પરમાત્મા એમ કહે છે.

**(૨૪૬) नरप्रियः ૧ નર જેમને પ્રિય છે એવા, ૨ નરોને મનુષ્યોને પ્રિય લાગે તેવા, ૩ નરમુનિને પ્રિય એવા.**

**નારાયણને** પોતાના બંધુ **નર** ઋષિ બહુજ પ્રિય છે. મનુષ્યોના હિત માટે ઘોર તપશ્ચર્યા આપ નારાયણ ઋષિ કરી રહ્યા છે, તો તેવા પરોપકારી મહાત્મા ઉપર સર્વ મનુષ્ય માત્રને પ્રેમ ઉપજે એમાં શું આશ્ચર્ય છે? વળિ પોતાના સહોદર બંધુ નર ઋષિને જે પ્રિય છે એવા નારાયણ, નર અને નારાયણ બન્ને જગતના હિત માટે આવિર્ભાવ પામ્યા છે એ બન્ને સ્વરૂપને ધારણ કરનાર બંગલિયતા આપ શ્રીકૃષ્ણ જ છે.

**(૨૪૭) विश्वानंदप्रदः વિશ્વને આનંદ આપનાર.**

પોતે ભગવાન્ બદરીકાશ્રમમાં તપ કરી બધા વિશ્વમાં આનંદ

ફેલાવી રહ્યા છે. જે પ્રમાણે શ્રેષ્ઠ પુરૂષો જેવું આચરણ કરે, તેનેજ અનુસરી સર્વજનો વર્ત્તન કરે છે. એ ગીતાના નિયમને અક્ષરશઃ નારાયણ મુનિએ પાળ્યો છે. કેવળ તે નિયમને જ માટે આપ તપ કરે છે એમ નહિ, પરંતુ તેમાં મુખ્ય હેતુ તો પરોપકાર જ છે. એમ પરોપકાર કરવાથી જ વિશ્વને આનંદ આપી રહ્યા છે. કોઇને શંકા થાય કે "નારાયણ મુનિના તપથી એમના જે ભક્ત હોય તેમનું હિત થાય તેથી તેમને આનંદ આપનાર કહી શકાય પણ વિશ્વને આનંદ આપનાર શી રીતે ?" તો તેનું સમાધાન કરવા નીચેનું નામ જણાવે છે.

(૨૪૮) **કર્મસાક્ષી સર્વનાં કર્મોને પ્રત્યક્ષ જોનાર.**

પરમાત્મા નારાયણ દેવ દાનવ માનવ વગેરે સઘળાના શુભા શુભ કર્મોને પ્રત્યક્ષ જોનાર છે. એટલે બધાના અશુભ કર્મને પણ આપ જાણે છે. તો તે સર્વનાં અશુભને દૂર કરવા આપ તપ કરે છે. માટે જ પ્રભુ વિશ્વને આનંદ આપનાર છે.

(૨૪૯) **भारतपूजितः** ભારત યુદ્ધમાં યુધિષ્ઠિર વગેરે રાજાઓએ પૂજેલા, ૨ ભારતી—સરસ્વતી (વિદ્યા) માં પ્રેમ ધરાવનારા બ્રાહ્મણાદિવડે પૂજન કરેલા, ૩ ભરતરાજાના વંશજોથી પૂજાયેલા, ૪ ભરતખંડવાસી જનો વડે પૂજાયેલા એવા નારાયણરૂપી શ્રીકૃષ્ણ.

**मू० अनन्ताद्भुतमाहात्म्यो बदरीस्थानभूषणम् ॥**
**जितकामो जितक्रोधो जितसंगो जितेंद्रियः ॥ ३७ ॥**

(૨૫૭) **अनन्ताद्भुतमाहात्म्यः** અખંડ અને અદ્ભુત વિસ્મયકારક મહિમાવાળા.

અખંડ અને વિસ્મય કારક મહિમા પ્રભુનો છે. વ્યાસ વાલ્મિકિ આદિ મુનિજનોએ મહાભારત રામાયણ શ્રીમદ્‌ભાગવત વગેરેમાં જેમનું આશ્ચર્યકારક માહાત્મ્ય બહુજ સુંદર રીતે વર્ણવ્યું છે. પ્રભુનો પ્રભાવજ એવો છે કે જેમાં આશ્ચર્ય અને આશ્ચર્ય જ લાગ્યા કરે, વારંવાર જાણ્યા છતાં તેના પારને પામીજ ન શકાય માટેજ પ્રભુ અખંડ અને આશ્ચર્ય કારક માહાત્મ્યવાળા છે.

(૨૫૧) **बदरीस्थानभूषणम् બોરડીઓવાળું જે બદરીકાશ્રમ નામનું મહાસ્થાન, તેના ભૂષણરૂપ.**

નારાયણ મુનિ સ્વરૂપ પરમાત્મા જન હિતાર્થે બદરીકાશ્રમમાં તપશ્ચર્યા કરે છે. એમ આપણે પ્રથમ જણાવી ગયા છીયે ત્યાં ઘણાં બોરડીનાં ઝાડો હોવાથી તેને બદરીવન કહે છે. તે બદરીવનમાં ભગવાન્ નારાયણનો આશ્રમ છે ત્યાં પોતે તપ કરે છે. તેથી જ તે સ્થાનના આપ ભૂષણરૂપ છે એમ કહ્યું.

(૨૫૨) **जितकामः કામદેવને જીતનાર.**

જ્યારે નારાયણ ઋષિ તપ કરતા હતા, ત્યારે ઇંદ્રને શંકા થવાથી તેમના તપને ભંગ કરવા રંભા નામની અપ્સરા તથા વસંતઋતુ સહિત કામદેવને ત્યાં મોકલ્યો હતો પરંતુ નારાયણ પ્રભુએ પોતાના તપઃપ્રભાવથી મોહ ન પામતાં તે કામનેજ મોહ પમાડી દીધો અને પાછો વાળ્યો હતો. માટેજ આપ નારાયણ રૂપે કામદેવને જીતનાર કહેવાય છે.

(૨૫૩) **जितक्रोधः ક્રોધને જીતનાર-વશીભૂત કરનાર.**

ભગવાન્ નારાયણે શંભુની પેઠે ક્રોધ કરી કામને જીત્યો નથી, પણ ક્રોધને પોતાના આધીન કરી કેવળ નિજપ્રભાવથી જ કામનો

પરાભવ કર્યો છે. અર્થાત્ કામ જેવા મહા બળવાન્ શત્રુનો પરાભવ કરવામાં પણ જે ક્રોધને વશ થયા હતા નહિ, આવો વિસ્મયજનક મહિમા તો નારાયણ ભગવાન્‌માંજ શોભે છે.

(૨૫૪) **जितसंगः સંગને જીતનાર.**

વિષયોના સંગને દૂર કરનાર–તરછોડનાર નારાયણજ છે. કે રંભા જેવી સ્વર્ગની રમણીમાં પણ જે મોહવશ થયા નહિ. એ વિષયના સંગનો ત્યાગ જેવો તેવો ન ગણાય, એવું તપ તો કોણ કરી શકે કે, જ્યાં તપ ભંગ કરવા આવેલી રંભા સુંદરી પણ પાણી ભરે–લજ્જિત થઇ પાછી જાય. એવું જીતસંગ પણું તો નારાયણમાંજ પ્રકાશે છે.

(૨૫૫) **जितेंद्रियः ઇંદ્રિયોને વશ કરનાર.**

ભગવાન્ હૃષીકેશ કહેવાય છે. હૃષીકેશ એટલે ઇંદ્રિયોના સ્વામી, જે સર્વ ઇંદ્રિયોના સ્વામી–પતિ હોય તે તેમને વશ કરે એ કંઇ નવાઇ જેવું નથી, માટે જ આપ જીતેંદ્રિય એવા નારાયણ ભગવાન્ છે.

## मू० उर्वशीप्रभवः स्वर्गसुखदायी स्थितिप्रदः ॥
## अमानी मानदो गोप्ता भगवच्छास्त्रबोधकः॥५८॥

(૨૫૬) **उर्वशीप्रभवः ઉર્વશીને ઉત્પન્ન કરનાર.**

ઇંદ્રે મોકલેલી રંભાને નીહાળી નારાયણમુનિએ પોતાના તપનો પ્રભાવ બતાવવા, પોતાના સાથળમાંથી સ્વર્ગની સુંદરી રંભા કરતાં પણ વિશેષ સુંદર અનેક સુંદરીઓ પ્રકટ કરી, અને તેમાંથી એક ઉર્વશી નામની બહુજ રમણીય રમણી ઇંદ્રને ભેટ આપી. ત્યારથી

ઉર્વશીને ઉત્પન્ન કરનાર એવા નારાયણ એમ પુરાણોમાં પ્રસિદ્ધ થયા. આવો અદ્‌ભુત યોગપ્રભાવ પ્રભુ શિવાય અન્યમાં શી રીતે સંભુવી શકે ?

(૨૫૭) **સ્વર્ગસુખદાયી સ્વર્ગને સુખ આપનાર.**

સ્વર્ગમાં નિવાસ કરતા ઇંદ્રાદિદેવોને ઉર્વશીદ્વારા–આનંદ આપનાર ભગવાન્ છે. કારણ કે સર્વ સ્વર્ગની વારાંગનાઓમાં ઉર્વશી બધા કરતાં બહુજ સુંદર હોવાથી સઘળા દેવોને માનનીય તથા ઘણો જ આનંદ આપનારી થઇ પડી. માટેજ સ્વર્ગનિવાસીઓને સુખ આપનાર એવા નારાયણ એમ કહ્યું.

(૨૫૮) **સ્થિતિપ્રદઃ** ઉવર્શીને સ્વર્ગમાં સ્થિતિ આપનાર—સ્થીર કરનાર નારાયણ પ્રભુ.

(૨૫૯) **અમાની અભિમાન રહિત.**

મિથ્યા અભિમાન કરી સર્વને તુચ્છમાનવા એ આસુરીભાવ છે. તેવો આસુરીભાવ પ્રભુમાં નજ હોય. તેથી એ અમાની છે.

(૨૬૦) **માનદઃ ૧ સર્વને માન આપનાર, ૨ અભિમાનનેં ખંડન કરનાર,**

પ્રભુ સર્વનું માન રાખે છે. વારંવાર સન્માન આપે છે, કેમકે તેવાજ પ્રકારના પોતાના વિનયી વર્ત્તનને લોકો અનુસરે તેમ મહા અભિમાનમાં છકી ગયેલા મદોન્મત્ત મનુષ્યોના અભિમાનને તો, પોતે માન આપનાર છે છતાંયે જડમૂળથી ઊખેડી નાંખે છે. એવા માનને આપવાવાળા અને અભિમાનને ખંડન કરનાર ભગવાન્ નારાયણ છે.

(૨૬૧) **ગોપ્તા રક્ષણ કરનાર.**

સર્વ લોકોનું રક્ષણ કરનાર—પાળનાર પ્રભુ છે. એટલાજ માટે

આપ વારંવાર અવતાર ધારણ કરી સર્વ જગતનું રક્ષણ કરે છે. દુષ્ટ દૈત્યોથી પીડાતી પ્રજાનો ઉદ્ધાર કરે છે. માટે જ આપને ગોમા —રક્ષણ કરનાર કહ્યા.

**(૨૬૨) भगवच्छास्त्रबोधकः પ્રભુ સંબંધી શાસ્ત્રનો બોધ કરનાર.**

નારદ વ્યાસ શુકદેવજી વગેરે દ્વારા પંચરાત્ર ભાગવતાદિ શાસ્ત્રને પ્રકટ કરી બોધ—ઉપદેશ આપનાર. જ્ઞાનનો પ્રકાશ કરનાર શ્રી કૃષ્ણ છે. પ્રભુની પ્રેરણાથી જ નારદ પ્રભૃતિએ શાસ્ત્રો રચી જગતમાં ભગવત્સંબંધી જ્ઞાન પ્રસરાવ્યું છે. માટેજ પ્રભુ શાસ્ત્ર બોધક છે.

**मू० ब्रह्मादिवन्द्यो हंसः श्री मायावैभवकारणम् ॥**
**विविधानंतसर्गात्मा विश्वपूरणतत्परः ॥५९॥**

**(૨૬૩) ब्रह्मादिवन्द्यः બ્રહ્મા શંકરાદિક સર્વ દેવો વડે વંદન કરવા યોગ્ય એવા પ્રભુ.**

બ્રહ્મા રુદ્ર ઇંદ્ર ચંદ્ર સૂર્ય વગેરે બધા દેવતાઓને વંદનીય પ્રભુ છે. અનેકવાર ભારત ભાગવતાદિમાં દેવોએ કરેલી ભગવાનની સ્તુતિ જોવામાં આવે છે; એજ ભગવાન્ સર્વ દેવથી વંદન કરવા યોગ્ય છે એમ સિદ્ધ કરે છે.

**(૨૬૪) हंसः ૧ સંસારને હણનાર, ૨ સંસારને જાણનાર, ૩ હંસ સ્વરૂપ પરમાત્મા**

ભગવદીય જનોના અહંતામમતાત્મક સંસારને હણનાર આપ ભગવાન્ છે. જેથી ભક્તો સંસારમાં મોહ પામતા નથી અને

પ્રભુમાં લીન રહે છે. પ્રભુ સંસારના સારી રીતે અનુભવી છે, માટે પોતાના ભક્તો તેવા દુઃખમય સંસાર સાગરમાં ડૂબકાં ન ખાય તેમ આપ અનુગ્રહ કરી તેમના અહંમમત્વ સંસારને હણે છે—નાશ કરે છે, પુરાણમાં કહે છે કે, " **सर्वहंसः परमात्मा** " ( પ્રભુ પોતે હંસ સ્વરૂપ છે ) આ વાક્યમાં પ્રભુ **હંસ** છે એમ સ્પષ્ટજ દર્શાવવામાં આવ્યું છે.

**(૨૬૫) શ્રીઃ ૧ આશ્રયરૂપ, ૨ લક્ષ્મીસ્વરૂપ.**

સર્વને આશ્રય એક ભગવાનનો જ છે, પ્રભુના આશ્રય શિવાય કાંઇ પણ નભી શકતું નથી. એમ ઘણીવાર જણાવી ગયા છીયે, લક્ષ્મીના નિધાન—ભંડારજ પોતે ભગવાન્ છે તો તે લક્ષ્મીરૂપ હોય એમાં શું ! લક્ષ્મી પ્રભુથી પ્રથક્ નથી આપનાં જે જે શ્રી અંગો જોઇએ ત્યાં ત્યાં હજારો લક્ષ્મીઓ ચમકી રહી છે. તો તેવા આપ લક્ષ્મીરૂપ કાં ન હોય ?

**(૨૬૬) मायावैभवकारणम् માયાનો જે વૈભવ, તેના કારણ રૂપ.**

માયા—પ્રકૃતિના જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયરૂપ જે વૈભવો, તેના કારણરૂપ આપ પ્રભુ છે. કેમકે ભગવાનની ઇચ્છા રૂપ માયાશક્તિથીજ આ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય વગેરે વૈભવો બની રહ્યા છે. માટેજ તેનું કારણ પોતે પ્રભુ છે.

**(૨૬૭) विविधानंतसर्गात्मा જુદી જુદી અસંખ્ય સૃષ્ટિમાં જવાના સ્વભાવવાળા.**

ભિન્ન ભિન્ન પ્રકારની અનેક સૃષ્ટિ કે જે શંકરે પ્રકટ કરેલી વીરભદ્ર વગેરે ગણોની સૃષ્ટિમાં આત્મા—જવાના સ્વભાવવાળા આપ છે. કારણ કે વીરભદ્રઆદિ શંકરકૃત સર્ગમાં ભગવાને સામર્થ્ય—

બળરૂપે આવિર્ભાવ કર્યો છે. તેમ ન હોય તો ભગવાનને ઉદ્દેશી કરવામાં આવેલા યજ્ઞનો નાશ થાય નહિ. પરંતુ દક્ષ પ્રજાપતિના મહા અભિમાનને ઉતારવા પ્રભુએજ વીરભદ્રાદિગણોમાં બળરૂપે પ્રવેશ કરી આ ઘટના ઘડેલી છે. માટેજ પ્રભુ તેવી સૃષ્ટિમાં જવાના સ્વભાવવાળા છે એમ કહ્યું.

**(૨૬૮) વિશ્વપૂરણતત્પરઃ ૧ વિશ્વનું ભરણ પોષણ કરવામાં સાવધાન રહેનાર. ૨ વિશ્વનું ભરણ પોષણ કરવું એજ જેમને ઉત્તમ કર્મ છે એવા.**

આખા જગતનું ભરણ પોષણ કરનાર આપ પ્રભુ શ્રી કૃષ્ણ છે, તેથીજ આપને વિશ્વંભર એમ કહી ભક્તજનો પુકાર કરે છે. સંસારના મોહમાં તલ્લીન થઇ હું પોષણ કર્ત્તા છું, હું સર્વ કરૂં છું, એમ મિથ્યાભિમાનમાં તણાઇ જાય છે તે વૃથા છે, કેમકે સર્વનું ભરણ પોષણ કરનાર તો કેવળ પ્રભુજ છે.

## મૂ० यज्ञजीवनहेतुश्च यज्ञस्वामीष्टबोधकः ॥
## नानासिद्धान्तगम्यश्चसप्ततन्तुश्चषड्गुणः॥६०॥

**(૨૬૯) यज्ञजीवनहेतुः ૧ યજ્ઞમાંદક્ષપ્રજાપતિને જીવનના કારણરૂપ ૨ યજ્ઞના કારણરૂપ.**

પ્રભુ દક્ષપ્રજાપતિના વીરભદ્રાદિકોએ દૂષિત કરેલા યજ્ઞમાં પધારી તેને જીવન—સમૃદ્ધ થવાના કારણરૂપ બન્યા છે. તેમ વીરભદ્રાદિકોએ નાશ કરેલા દક્ષને પણ આપે સજીવન કર્યો છે. માટે આપ યજ્ઞના તેમ યજમાન જીવનરૂપ છે.

**(૨૭૦) यज्ञस्वामी ૧ યજ્ઞના સ્વામી ૨ યજ્ઞ યજમાનના સ્વામી, ૩ યજ્ઞરૂપ સ્વામી.**

સર્વ યજ્ઞના સ્વામી પ્રભુ છે. તેમ સર્વ યજમાનોના સ્વામી પણ પ્રભુ છે. શ્રુતિમાં કહે છે કેઃ—" **यज्ञो वै यजमानः** " ( યજ્ઞ એ યજમાન રૂપજ છે ) તેમ " **यज्ञो वै विष्णुः** "( યજ્ઞએ વિષ્ણુ રૂપજ છે. ) એટલે યજ્ઞ અને યજમાન બન્ને પરમાત્મસ્વરૂપજ છે. તેથી યજ્ઞરૂપ યજ્ઞના સ્વામી આપ **શ્રી** કૃષ્ણ છે. એમ કહે છે.

( ૨૭૧ ) **इष्टबोधकः** ઇષ્ટ-રૂદ્ર ( શંકર )ની પ્રસન્નતા થાય તેવા ઉપાયનો બોધ કરનાર આપ પ્રભુ છે.

( ૨૭૨ ) **नानासिद्धान्तगम्यः જુદા જુદા સિદ્ધાન્તોથી જાણવા યોગ્ય.**

વિવિધ પ્રકારના સિદ્ધાન્તોથી જાણી પ્રાપ્ત કરવા યોગ્ય કેવળ શ્રી પરમાત્મા છે. કેમકે નાના પ્રકારના સિદ્ધાન્તોમાં પ્રભુનું જ પ્રતિપાદન કરેલું છે. એટલે તે તે સિદ્ધાન્તોમાં પ્રભુ શિવાય બીજું શું જાણવાનું હોય? આ સ્કંધના ૭ અધ્યાયમાં સર્વ **ઋષિઓ**, દેવો, યજમાન, ઋત્વિજો, વગેરેએ ભિન્ન ભિન્ન રીતે પરમાત્માની સ્તુતિ કરેલી છે તેથી જ અનેક સિદ્ધાન્તોથી ગમ્ય–જાણવા યોગ્ય પ્રભુ છે. એમ સર્વત્ર સિદ્ધ છે.

(૨૭૩) **सप्ततन्तुः સાત વસ્તુઓને વિસ્તાર કરનાર.**

અગ્નિષ્ટોમ, ચાતુર્માસ્ય, વાજપેય, સોમ, અગ્નિહોત્ર, ચાતુર્હોત્ર, ચ્યવન, વગેરે વગેરે સાતે યજ્ઞસ્થાનોને વિસ્તારનાર તેમ ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, જનલોક, તપલોક, સત્યલોક અને બ્રહ્મલોક વિગેરે સાતે લોકોને વિસ્તાર કરનાર આપ પ્રભુ છે. માટે જ આપ સાત તંતુઓને વિસ્તારનાર **સપ્ત તંતુ** કહેવાય છે.

( ૨૭૩ ) **षड्गुणः ષડ્ ગુણશાલી એવા પ્રભુ.**

ઉત્પત્તિ, પ્રલય, સદ્ગતિ, અસદ્ગતિ, વિદ્યા અને અવિદ્યા, એ ૭ ગુણોને ધારણ કરવાવાળા, તથા અણિમા, મહિમા, લધિમા, પ્રાપ્તિ, ઇશિત્વ, વશિત્વ, એ ૭ ઐશ્વર્યના ગુણોને ધારણ કરનાર આપ શ્રીકૃષ્ણ છે માટે તે ષડ્ગુણ છે.

**મૂ૦ प्रतिसर्गजगत्कर्त्ता नानालीलाविशारदः ॥**
**ध्रुवप्रियो ध्रुवस्वामी चिंतिताधिकदायकः॥५१**

(૨૭૫) **प्रतिसर्गजगत्कर्त्ता** દરેક સર્ગે સર્ગે જગતને સરજનાર એવા પરમાત્મા જ્યારે જ્યારે આપ સૃષ્ટિઓને પ્રકટ કરે છે ત્યારે ત્યારે આપ જ જગતને ઉત્પન્ન કરનાર છે.

(૨૭૬) **नानालीलाविशारदः** જુદા જુદા પ્રકારની સર્ગ વિસર્ગ આદિ અનંત લીલાઓ-ક્રીડાઓમાં નિપુણ-ચાલાક પણ પોતે શ્રીકૃષ્ણજ છે. જો એમ ન હોય તો લીલાઓમાં આનંદજનક વિચિત્રતા કયાંથી હોઇ શકે ? એવા પ્રકારનું સૌભાગ્ય પ્રભુમાંજ ઘટે છે.

(૨૭૭)**ध्रुवप्रियः** ૧ ધ્રુવજીને પ્રિય, ૨ ધ્રુવભક્તને ઇષ્ટસિદ્ધિ આપનાર, ૩ ધ્રુવ જેમને બહુ પ્રિય છે એવા પરમાત્મા.

ઉત્તાનપાદરાજાના પુત્ર ધ્રુવજી, જે પરમાત્માના પરમભક્ત છે, તેને પ્રિય-ઇષ્ટ વસ્તુની સિદ્ધિ આપનાર આપ પ્રભુ છે. પરમાત્માને ભક્તો ઘણાજ પ્રિય હોય છે, તથા ભક્તોને પ્રભુ ઘણાજ પ્રિય હોય છે. એમ પરસ્પર સંબંધ બંધ હોવાથી પ્રભુ ભક્તને પ્રિય વસ્તુ આપે એ ઉચિતજ છે.

(૨૭૮) **ध्रुवस्वामी** ધ્રુવજીના સ્વામી.

પ્રભુ પોતે પોતાના ભક્ત ધ્રુવજીના સ્વામી-પાલન કરનાર છે માટે આપે તેમને ધ્રુવપદ આપ્યું છે. કે જ્યાં ભલભલાઓની પણ

ગતિ થતી નથી. નીકર આ'વી ઉત્તમ ગતિ ધ્રુવજીની ક્યાંથી હોય? તેથીજ આપ ધ્રુવજીના સ્વામી–પાલક કહેવાય છે.

( ૨૭૯ ) **चिंतिताधिकदायकः મનમાં હોય તેના કરતાં પણ વિશેષ ફળ અર્પણ કરનાર.**

અપરમાતાના દુર્વચનથી દુઃખી બનેલા ધ્રુવજી પોતાની એ માતાના ગર્વનો નાશ કરવા તપ કરવા ગયા હતા. કંઇ ભગવાનની પ્રાપ્તિ સારૂંજ કેવળ તપ કરવાનો ઉદ્દેશ હતો એમ નહતું; છતાં તેમને પ્રભુએ દેવ મુનિઓવડે વંદન કરાતું એવું ઉત્તમ ધ્રુવપદ (વિષ્ણુ-પદ) અર્પણ કર્યું. એ મનના ઉદ્દેશ કરતાં પણ વિશેષ આપ્યું છે. માટે મનમાં હોય તેના કરતાં અધિક આપનાર એવા આપ પ્રભુ એમ કહ્યું. વિષ્ણુપુરાણના " **अहोऽस्य तपसो वीर्यं०** " એ શ્લોકમાં કહ્યું છે કે " અહો ધ્રુવજીનું તપોબળ–તપનું ફળ કેવું વિસ્મયકારક છે કે, એ ધ્રુવને આગળ કરીને જ સપ્તર્ષિઓ સ્થીર થયેલા છે." એમાં ચિંતન કરતાં અધિક આપવાનો પ્રસિદ્ધ પુરાવો છે,

## મૂ૦ दुर्लभानन्तफलदो दयानिधिरमित्रहा ॥
## अङ्गस्वामी कृपासारो वैन्यो भूमिनियामकः ५२

( ૨૮૦ ) **दुर्लभानन्तफलदः દુર્લભ એવું અનંત ફળ આપનાર.**

મોટા મોટા દેવોને પણ પ્રાપ્ત ન થઇ શકે તેવું દુર્લભ કોઇ દિવસ નહિ નાશ પામે એવું પોતાનું ઉત્તમ ધ્રુવપદ ધ્રુવજીને આપનાર આપ. શ્રીકૃષ્ણજ છે.

( ૨૮૧ ) **दयानिधिः દયા—કરૂણાના ભંડાર (કૃપાનિધિ) પ્રભુ.**

ધ્રુવભક્ત પાંચ વરસના હતા, તેથી આ બાળક છે, દુઃખી થાય છે, એમ જાણી જેમણે તેમના ઉપર મહા અનુગ્રહ કર્યો છે. માટેજ પ્રભુને દયાનિધિ–કરૂણાસાગર વગેરે વિશેષણોથી ભક્તો સ્તુતિ કરે છે.

( ૨૮૨ ) **अमित्रहा શત્રુઓને હણનાર.**

આ સ્કંધના ૯ અધ્યાયમાં ધ્રુવજીએ પોતાના ભાઇનો નાશ કરનારા યક્ષો–રૂદ્રના અનુચરો છે. એમ જાણી વિજયી રથમાં બેસી તેમની નગરીમાં પ્રવેશ કરી હજારો યક્ષોનો નાશ કરેલો છે. ધ્રુવ ભગવદ્રૂપ હોવાથી તે દ્વારા પ્રભુજ અભિમાનમાં છકી ગયેલા યક્ષોનો વિનાશ કરનાર છે. માટેજ અહિં શત્રુને વિદારનાર એવા **હરિ** એમ કહ્યું.

( ૨૮૩ ) **अङ्गस्वामी** અંગ રાજાના સ્વામી અર્થાત તેને નિયમમાં રાખનાર.

( ૨૮૪ ) **कृपासारः કૃપા એજ જેમને સારભૂત છે એવા પ્રભુ.**

કૃપારૂપ અમૃતધારાને વર્ષાવનાર આપ પ્રભુ છેઃ અંગરાજાને પોતાના દુષ્ટ પુત્ર વેનથીજ સંસારમાં અભાવ થઇ વૈરાગ થયેલો છે. એવા પ્રકારના આનંદમય વૈરાગ્યને પુત્રદ્વારા પરમાત્માએજ આપેલો છે. તેથી તે અંગરાજાને સંસારનો મોહ છૂટી ગયો, એજ પ્રભુએ તેમનાપર મોટી કૃપા કરી. માટે આપ કૃપારૂપ સારવાળા છે.

( ૨૮૫ ) **वैन्यः વેનના પુત્ર ( પૃથુરાજ ) તે રૂપ પ્રભુ.**

વેનના પુત્ર **પૃથુરાજ** થયા, એ ભગવાનનો અંશાવતાર છે. માટે પ્રભુથી પ્રથક્ નથી પ્રભુના મુખ્ય ૨૪ અવતારોમાં પૃથુરાજની પણ ગણત્રી થઇ જાય છે. એટલે તે રૂપ ભગવાન્ છે.

(૨૮૬) **ભૂમિનિયામક ભૂમિને નિયમમાં રાખનાર-વશ કરનાર.**

પૃથુરાજદ્વારા પૃથ્વીને નિયમમાં રાખનાર આપ પ્રભુ છે. આ સ્કંધના ૧૭ મા અધ્યાયમાં કહે છે કેઃ—"**वसुधे त्वां वधिष्यामि मच्छाशनपराङ्मुखीम्**" (હે ભૂમી ? જો તું મ્હારાથી પ્રતિકૂલ ચાલીશ તો હું ત્હને નાશ કરીશ.) આ પ્રમાણે તૃણ, ધાન્ય નહિ થવાને લીધે બહુજ દુઃખી બનતી પ્રજાને જોઇ પૃથ્વીને શિક્ષા આપી પોતાને આધિન બનાવેલી છે. માટે એ પૃથુરાજ દ્વારા આપજ તેને વશ કરનાર છે. અન્ય નહિ, કેમકે ભૂમિને નિયમમાં રાખવી એ સાધારણ કાર્ય નથી.

**મૂ० भूमिदोग्धा प्रजाप्राणपालनैकपरायणः ॥
यशोदाता ज्ञानदाता सर्वधर्मप्रदर्शकः ॥६३॥**

(૨૮૭) **भूमिदोग्धा ભૂમિનું દોહન કરનાર.**

ગાયનુંરૂપ ધારણ કરનારી ધરણીનું—પૃથ્વીનું દોહન કરનાર અર્થાત્ તેમાંથી સર્વ પ્રજાઓને જે જોઇએ તે સાર અર્પણ કરનાર આપ ભગવાન્ છે. આ સ્કંધના ૧૮ અધ્યાયમાં "**वत्सं कल्पय मे वीर** ।०" એ શ્લોકથી ભૂમિ કહે છે કે, "હે વીર ! જો આપને ઇચ્છા માફક બળ આપનાર અન્ન મેળવવાની અભિલાષા હોય તો, મ્હને દોહનાર, દોહવાનું પાત્ર, અને વત્સની કલ્પના કરો, કે જેથી તમારા પર પ્રીતિવાળી બનેલી હું મરજીમાં આવે તેવું પદાર્થોરૂપ દૂધ કાઢી આપું." એમ ગોરૂપ ભૂમિનાં વચન સાંભળી પૃથુરાજાએ વત્સો વગેરે કલ્પી ગોરૂપધારી ધરાનું દોહન કરેલું છે માટે ભૂમિદોગ્ધા ભગવાન્ એમ કહ્યું.

(૨૮૮) **प्रजाप्राणपालनैकपरायणः** પ્રજાના પ્રાણોનું પાલન કરવાને એટલે દુષ્ટજનોથી તેમનું રક્ષણ કરવાને જે મુખ્ય આશ્રય રૂપ છે. એવા પૃથુરાજ રૂપ પરમાત્મા સર્વ પ્રજાઓનો આશ્રય પ્રભુજ છે. જો તે તેમનું રક્ષણ ન કરે તો બીજો કોણ કરી શકે ? માટેજ પ્રભુ અનેક રીતે પ્રજાઓનું પાલન કરનાર છે.

(૨૮૯) **यशोदाताः** યશ આપનાર.

સર્વ પ્રજાઓનાં દુઃખોને દૂર કરી કોઇએ નહિ કરેલાં એવાં આશ્ચર્યમય કાર્યો આચરી પૃથુરાજાની કીર્ત્તિ દશે દિશામાં પ્રસરાવનાર આપ શ્રીકૃષ્ણજ છે. પૃથુરાજાએ ધનુષની અણીથી ભૂમિને સપાટીમયી બનાવી જેમ અન્નની વિશેષતા થાય, પ્રજાને વસવાની સરલતા થાય તેમ અદ્‌ભુત કર્મો કર્યા છે એમ ૧૮ અધ્યાયમાં સ્પષ્ટ જણાવેલું છે.

(૨૯૦) **ज्ञानदाता** જ્ઞાન આપનારં.

પૃથુરાજાને સનત્કુમાર દ્વારા સ્વરૂપનું જ્ઞાન આપનાર શ્રીભગવાન્ છે. આ સ્કંધના ૨૨ અધ્યાયમાં સનત્કુમારે પૃથુરાજાને જ્ઞાન સ્પષ્ટ દર્શાવેલું છે. તે દ્વારા પ્રભુ તેમને જ્ઞાન આપનાર છે. માટે પોતે **જ્ઞાન દાતા** કહેવાય છે.

(૨૯૧) **सर्वधर्मप्रदर्शकः** સર્વ ધર્મને દર્શાવનાર.

સર્વ જનોને પ્રવૃત્તિ રૂપ પોત પોતાના ધર્મને સારી રીતે દર્શાવનાર આપ પ્રભુ શ્રીપુરુષોત્તમ જ છે. કોઇ દ્વારાએ અથવા પોતે જાતે પણ અનેક રૂપે સર્વ મનુષ્ય માત્રને પોતપોતાના ધર્મનો ઉપદેશ આપી, પ્રભુ તેમના માર્ગ દર્શક બને છે એ સર્વથા નિઃસંદેહ જ છે.

**मू० पुरञ्जनो जगन्मित्रं विसर्गान्तप्रदर्शकः ॥**
**प्रचेतसां पातिश्चित्रभक्तिहेतुर्जनार्दनः ॥६४॥**

**(૨૯૨) पुरञ्जनः પુર—શરીરને ઉત્પન્ન કરનાર**

શરીરને પુર કહેવાય છે. શ્રુતિ જણાવે છે કે " **पश्चाद् भूमिमथो; पुरः** " પરમાત્માએ બ્રહ્માંડરૂપ વિરાટ્દેહને પ્રથમ પ્રકટ કરી પોતેજ દેવ, દાનવ, માનવ વગેરે જીવરૂપે થયા. ત્યાર પછી તેમને નિવાસ કરવાને ભૂમિ અને શરીરો ઉત્પન્ન કર્યા. આ સ્કંધના ૨૯ અધ્યાયમાં નારદજી પ્રાચીન બર્હિને કહે છે કે, " **पुरुषं पुरञ्जनं विद्धि** " 'જે પુરૂષ છે એનેજ તું પુરંજન જાણ્ !' ત્યાં આગળ પુરને પ્રકટ કરનાર **પુરંજન** એમ સ્પષ્ટ કથન કરેલું છે.

**(૨૯૩) जगन्मित्रम् જગત્‌ના મિત્ર–બંધુ એવા પરમાત્મા.**

પ્રભુ પોતેજ જગદ્બંધુ છે, ગીતામાં આપ આજ્ઞા કરે છે કે— " **आत्मैवह्यात्मनो बन्धुः** " "આત્મા–પરમાત્મા એજ વિશ્વના બંધુ છે. કારણ કે પ્રભુ પોતેજ જગદ્રૂપ થયેલા છે, માટે સર્વ આત્મરૂપ જગતના બંધુ આપ પરમાત્માજ છે.

**(૨૯૪) विसर्गान्तप्रदर्शकः વિશેષ સૃષ્ટિના અંતને દર્શાવનાર.**

પ્રાચીન, બર્હિરાજાને નારદદ્વારા ઉપદેશ આપી વૈરાગ્ય પ્રકટાવ્યા પછી વિશેષ સર્ગના અંતને અર્થાત્ વધારે સૃષ્ટિની સમાપ્તિને દર્શાવનાર—બોધ આપનાર પોતે પરમેશ્વરજ છે. હવે એમનાથી વિશેષ સૃષ્ટિ કરાવવાની જરૂર નથી એમ જાણી, આપે તેમને બોધ આપ્યો છે. એટલે ભગવદિચ્છાથી નારદ દ્વારા જ્ઞાન મેળવી જ્ઞાનનિષ્ઠ બની જઇ પ્રજા વૃદ્ધિના કાર્યથી પ્રાચીનબર્હિ વિરામ પામી ગયા. એ સર્વ માર્ગ દર્શક પોતે ભગવાનજ છે.

**(૨૯૫) प्रचेतसांपतिः પ્રચેતસોનાપતિ-સ્વામી-પાલનકરનાર.**

શંકરની કૃપાથી જેમનું હૃદય કમલ નિર્મલ બની ગયું છે એવા પ્રાચીનબર્હિના દસહજાર પુત્રો, જે પ્રચેતાઓના નામથી ઓળખાય

છે, તે સર્વ પ્રચેતાઓના પતિ-પાલન કરનાર આપ શ્રીકૃષ્ણ છે. આ સ્કંધના ૩૦ અધ્યાયમાં પ્રચેતાઓએ પોતાના પિતાની આજ્ઞા પાળવા પ્રભુનું આરાધન કર્યું છે. તેથી પોતે પ્રકટ થઇ તેમની વાંછના પૂર્ણ કરી માટે પ્રચેતસોના પતિ-સ્વામી પોતે છે. એમ જણાવ્યું.

(૨૯૬) **चित्रभक्तिहेतुः** વિચિત્ર સત્કાર કરવા યોગ્ય એવી ભક્તિના કારણરૂપ પોતે પ્રભુ છે.

(૨૯૭) **जनार्दनः ૧ માયાને નાશ કરનાર, ૨ જનોને અંતકાલ સમયે નાશ કરનાર, ૩ સર્વ જનોએ પ્રાર્થના કરવા યોગ્ય, ૪ સર્વ મનુષ્યોએ મનન કરવા-જાણવા યોગ્ય એવા.**

માયાનો નાશ કરનાર આપજ છે. જો પ્રભુ કૃપા મળે તોજ મનુષ્યને માયા બાધ ન કરી શકે નહિ તો અનેક જન્મો જાય તો પણ માયા જાળમાં સપડાયા વિના મનુષ્યરૂપ માંછલાંઓ ભાગ્યેજ બચી શકે. એમાં સપડાયેલા જીવોનો છૂટકો થવો ઘણોજ મુશ્કેલ છે. પ્રભુએ સંસાર નાટકમાં ખેલવા માટે એ અદ્દ્ભુત માયાજાળ બીછાવી છે. તેના મોહમાં ને મોહમાં ફસેલાઓનો અંતકાલ સમયે અંત કરનાર પણ આપ છે. એટલે સર્વજનો આપનું સેવન-સ્તવન કરે છે. માટે આ સંસાર સાગરથી મુક્ત થવાને મનન કરવા યોગ્ય, ચિંતન કરવા યોગ્ય કેવળ આપજ છે.

**मू० स्मृतिहेतुब्रह्मभाव—सायुज्यादिप्रदः शुभः ॥**
**विजयी .... .... .... .... ॥**

(૨૯૮) **स्मृतिहेतुब्रह्मभावसायुज्यादिप्रदः સ્મૃતિવડે થયેલા બ્રહ્મભાવથી સાયુજ્યાદિ-મુક્તિ-ગતિને અર્પણ કરનાર.**

સ્મૃતિ એટલે ભગવાનનું સ્મરણ થવું, તે સ્મૃતિ રૂપ હેતુ વડે અંતરમાં પ્રકટ થયેલા બ્રહ્મભાવ ( સર્વ સ્થળે પરમાત્મબુદ્ધિ થઇ ભગવત્સ્વરૂપનું જ્ઞાન થવું તે ) થી સાયુજ્ય, સામીપ્ય, સાલોક્ય, સારૂપ્ય વગેરે ચતુર્વિધ મુક્તિ-ગતિને આપનારે શ્રીકૃષ્ણજ છે. એવી મુક્તિ આપનાર આપ હોવાથીજ જેમને સર્વજનો **મુકુંદ** એમ કહી સ્તુતિ કરે છે.

(૨૯૯) **शुभः ૧ કલ્યાણરૂપ, ૨ મંગલરૂપ.**

સર્વનું કલ્યાણ કરનાર પોતે પ્રભુ છે જેથી તે કલ્યાણરૂપ છે. તેમ મંગલરૂપ પણ આપ છે. ગીતામાં આજ્ઞા કરે છે કે;-"**मङ्गलानां च मङ्गलम्** " પરમાત્મા સર્વ મંગલવસ્તુઓમાં પણ મંગલરૂપ છે. અર્થાત્ સર્વોત્તમ મંગલવસ્તુ કેવલ પ્રભુજ છે. માટે એ **શુભ** છે.

(૩૦૦) **विजयी વિજયવાન્.**

સર્વ પ્રકારે વિશેષે કરી જય પ્રાપ્ત કરવાના સ્વભાવવાળા આપ શ્રીકૃષ્ણ છે. ગીતામાં સંજય કહે છે. કે:—

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थोधनुर्धरः।**
**तत्र श्री र्विजयो भूति र्ध्रुवानीति मति मम॥**

( જ્યાં મહાયોગેશ્વર શ્રીકૃષ્ણ પરમાત્મા તથા જ્યાં ધનુર્ધારી ધનંજય (અર્જુન) છે ત્યાંજ લક્ષ્મી, વિજય, અને ઉન્નત હોય છે. એમ મ્હારી બુદ્ધિનો નિશ્ચયજ છે. ) અહિં શ્રીકૃષ્ણનું વિજયીપણું સ્પષ્ટ દર્શાવ્યું છે. માટેજ આપને **વિજયી** કહે છે.

**॥ इति चतुर्थस्कन्धनामानि ॥**

## ॥ अथ पञ्चमस्कन्धनामानि ॥

मू० .... .... .... .... ... .... .... ॥

.... स्थितिलीलाब्धि रच्युत्तो विजयपद्रः ॥ ६५ ॥

(૩૦૧) **સ્થિતિર્લીલાબ્ધિઃ** સ્થિતિ લીલાના સાગર.

તૃતીય સ્કંધસ્થ સર્ગ લીલાનાં નામો કહ્યાં, ચતુર્થ સ્કંધસ્થ વિસર્ગ લીલાનાં નામો જણાવ્યાં અને હવે પંચમ સ્કન્ધનીય સ્થિતિ લીલાનાં નામો દર્શાવે છે. ભા. દ્વિ. અ. ૧૦ માં કહે છે કે- "**स्थितिर्वैकुण्ठविजयः**" સરજેલા પદાર્થોને મર્યાદામાં—નિયમમાં રાખવાથી જે વૈકુંઠ ભગવાનનો વિજય—મહિમા, તેને સ્થિતિ અથવા સ્થાન કહે છે. તેવી સ્થાન રૂપલીલાના સમુદ્ર-સાગર આપ શ્રીકૃષ્ણ છે.

(૩૦૨) **અચ્યુતઃ** ચલાયમાન થાય નહિ તેવા.

કાલ આદિથી પણ જે કોઇ દિવસ ચલાયમાન થાય નહિ તેવા શ્રીકૃષ્ણચંદ્ર. મહાભારતમાં કહે છે કે, "**यस्मान्नच्युतपूर्वोऽहमच्युतस्तेन कर्मणा** પ્રથમ કોઇ પણ વખત હું ચલાયમાન્ થયો નથી તેથી મ્હને અચ્યુત કહે છે." તેમ મંત્રવર્ણમાં "**शाश्वतं शिवम्** પરમાત્મા નિત્ય-અચ્યુત છે, કલ્યાણકારક છે" કોઇપણ કાલમાં પ્રભુ પોતાના સ્વરૂપથી ચલાયમાન થતાજ નથી માટે તેમને અચ્યુત કહેવામાં આવે છે.

(૩૦૩) **विजयप्रदः** વિશેષ જય આપનાર.

સંસારસિંધુથી વિજય પ્રાપ્ત કરાવનાર પોતે પ્રભુ છે. ભગવાનનું સ્મરણ કરનાર ભગવદીયજન સંસાર સાગરથી તરી જઇ, જન્મ મરણથી રહિત બની, પ્રભુપદને પ્રાપ્ત કરે છે. એને સંસારથી વિજય મેળવ્યો કહેવાય. એવો વિજય આપનાર શ્રીકૃષ્ણ છે.

**મૂ० स्वसामर्थ्यप्रदो भक्तकीर्तिहेतुरधोक्षजः ॥**
**प्रियव्रतप्रियस्वामी स्वेच्छावादविशारदः ॥६६॥**

(૩૦૪) **स्वसामर्थ्यप्रदः** પ્રિયવ્રતરાજાને ઉત્તમ રીતે પોતાનું સામર્થ્ય-બળ અર્પણ કરનાર એવા પુરુષોત્તમ. એમ ન હોય તો રથચરણથી સપ્ત સમુદ્ર પ્રકટ કરવાનું સામર્થ્ય પ્રિયવ્રત રાજામાં કયાંથી હોય ! માટેજ આપ તેમને બળ આપનાર છે એમ કહ્યું.

(૩૦૫) **भक्तकिर्त्तिहेतुः ભકતોની કીર્ત્તિના કારણરૂપ એવા પ્રભુ.**

પરમાત્મા નિજભકતોને સંસારથી મુક્ત કરે છે. તેમને મુકિત આપવારૂપ વિજય પ્રાપ્ત કરાવનાર પ્રભુ હોવાથી તેમની કીર્ત્તિ જે સર્વ દિશામાં પ્રસરે છે તેના હેતુરૂપ-કારણભૂત પણ પોતે ભગવાન્જ છે.

(૩૦૬) **अधोक्षजः ૧ જીતેંદ્રિય પુરૂષોને પ્રત્યક્ષ થનારા, ૨ ઇંદ્રિયજ્ઞાન જેમનાથી નીચું છે, ૩ સ્વર્ગ આકાશ અને પૃથ્વી એ ત્રણે જેમનાથી નીચે ઉદય પામેલા છે એવા વિરાટ્ પરમાત્મા.**

પ્રથમ સર્વ ઇંદ્રિયોનો સંયમ કરવામાં આવે ત્યારે સઘળી વૃત્તિઓ પ્રભુ તરફ દોરાય છે, અને ત્યારેજ પરમાત્માના સ્વરૂપને પ્રત્યક્ષ કરી શકાય છે. ઇંદ્રિય જન્ય જ્ઞાન તથા સ્વર્ગ, આકાશ, અને

પૃથ્વી વગેરે સર્વ પ્રભુની નીચે છે. મહાભારતના ઉદ્યોગ પર્વમાં કહ્યું છે કેઃ—"**अधो न क्षीयते जातु यस्मात्तस्मादधोक्षजः** જે પ્રભુથી આ સર્વ આકાશાદિ પદાર્થો નીચે ક્ષય પામતા નથી તેથી તેમને **અધોક્ષજ** કહે છે. વૈરાટ્ સ્વરૂપ ભગવાનના આધારથીજ આ સર્વ વિશ્વ સ્થીર રહેલું છે. માટે પોતે **અધોક્ષજ** છે.

(૩૦૭) **प्रियव्रतप्रियस्वामी પ્રિયવ્રત રાજાના પ્રિય એવા સ્વામી શ્રીકૃષ્ણ.**

પ્રિયવ્રત રાજાને સર્વ ચક્રવર્તિ રાજ્ય મળ્યું, છતાં તેમનું અન્તઃકરણ પ્રભુચરણમાંજ રમણ કરતું હતું. તેથી પ્રિયવ્રત રાજાને પ્રિય એવા સ્વામી–પતિ–પાલન કરનાર આપ પ્રભુજ છે. એ પ્રસિદ્ધ છે.

(૩૦૮) **स्वेच्छावादविशारदः ૧ પોતે ઇચ્છા કરેલા વાદમાં નિપુણ–ચતુર ૨ ભગવદિચ્છાને વદનારા વેદોના વાદમાં કુશળ એવા પ્રભુ.**

પોતાની ઇચ્છાથી પ્રકટ કરેલા બ્રહ્મવાદમાં આપ અતિશય પ્રવીણ છે. તેમ ભગવાનની ઇચ્છાને વદનારા–પ્રકાશ કરનારા એવા સર્વ વેદોના વાદમાં અર્થાત્ કર્મકાંડની સકલ કલાઓમાં કુશલ હુશિયાર પોતે પ્રભુ શ્રીકૃષ્ણચંદ્ર છે. કેમકે પ્રથમ કહી ગયા તે પ્રમાણે સર્વ વેદોજ ભગવાનના નિશ્વાસરૂપ છે તો પછી તે વેદોમાં આપનું કુશલપણું હોય એ કંઇ વિસ્મય જનક નથી માટેજ પ્રભુને પોતે પ્રતિપાદન કરેલા વાદમાં પ્રવીણ–નિપુણ કહ્યા છે.

**मू० संग्यगम्यः स्वप्रकाशः सर्वसंगविवर्जितः ॥**
**इच्छायां च समर्थादस्त्यागमात्रोपलम्भनः ॥६७॥**

(૩૦૯) **संग्यगम्यः સંગીથી અગમ્ય એવા પરમાત્મા.**

સંગી એટલે પોતપોતાનાં અધિકારમાં રહેલા બ્રહ્માદિ દેવતાઓને પણ અગમ્ય-ન જાણી શકાય તેવા આ સ્કંધના અ-૧ બ્રહ્મા પોતાના પુત્ર પ્રિયવ્રતને કહે છે કે.—**यद्वाचितन्त्या हति**, ( હે વત્સ ! આપણે બધાયે તે પરમાત્માની વાણીરૂપ દોરીમાં ગુણકર્મથી ઠરાવેલી બ્રાહ્મણ આદિ જાતિઓના મજબૂત બંધન યુક્ત અભિમાનથા બંધાયેલા જેમ નાથેલા બળદો ખેડુતની ઇચ્છા પ્રમાણે કર્મ કરે છે. તેમ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે આપણે તેને બલિ આપીયે છીયે, કર્મ કરીયે છીયેં. માટે તે પ્રભુને સર્વ બ્રહ્માદિકથી અગમ્ય—અગોચર કહ્યા.

**(૩૧૦) स्वप्रकाशः પોતાના સ્વરૂપથીજ પ્રકાશ પામી રહેલા.**

પરમાત્મા સ્વયં પ્રકાશમાન્ છે. એમને અન્યના પ્રકાશની અપેક્ષા નથી, અરે એટલુંજ નહિ પણ સર્વ વિશ્વમાં જે પ્રકાશ જણાય છે તે પ્રકાશ પ્રભુના પ્રકાશ આગળ કાંઇ પણ નથી. તેમના પ્રકાશનો અંશ માત્રજ છે. માટે કરોડો–અનંત સૂર્યોનો પ્રકાશ પણ પ્રભુ સમીપ તુચ્છ છે. એમ પ્રથમ જણાવી ગયા છીયે.

**(૩૧૧) सर्वसंगविवर्जितः સર્વ સંસારના સંગથી છોડાવનાર એવા ભગવાન્.**

પ્રિયવ્રત રાજાના દશ પુત્રોમાંથી કવિ, મહાવીર અને સવન એ ત્રણે જણને સંસારના વિષય સંગથી દૂર કરાવનાર પ્રભુ છે. ભગવાનની ઇચ્છા શિવાય તેમ કૃપા વિના સંસારની વિકટ માયા છૂટી શકતી નથી. માટે એ ત્રણેને વિરાગ પ્રકટ થઇ ભગવાન્માં અનુરાગ થયો એ પ્રભુકૃત છે. એવા આશયથી સર્વ સંસારના સંગથી છોડાવનાર એવા પ્રભુ એમ કહ્યું.

**(૩૧૨) इच्छायां च समर्यादः ત્યાગની ઇચ્છાવાળા ભક્તોને તેમાં મર્યાદાયુક્ત રાખનાર પ્રભુ.**

પ્રિયવ્રત રાજાના સર્વ બાળકોમાંથી ફક્ત ત્રણજણનેજ યોગ જ્ઞાન થયું. એ ભગવાદિચ્છાનુંજ કારણ છે. નીકર બાલ્યાવસ્થામાંજ ચોથા આશ્રમની ઇચ્છા, અને તેવી ઇચ્છાને જન્મ પર્યન્ત નીભાવવી એ બનવું અશક્ય છે. માટે તેમને તેવી મર્યાદામાં રાખનાર પણ પ્રભુજ છે.

(૩૧૩) **त्यागमात्रोपलंभनम् સર્વસંગના ત્યાગ માત્રથીજ પ્રાપ્ત થાય તેવા.**

સર્વ સંસારના સંગનો ત્યાગ કરવાથી જ પ્રભુ પ્રાપ્ત થાય છે. ગીતામાં ભગવાન્ આજ્ઞા કરે છે કે:—" **त्यागाच्छान्तिरनन्तरम्** " ( ત્યાગથી અનન્તશાંતિ થાય છે ), એટલે સર્વ વસ્તુના ત્યાગપૂર્વક ભગવાન્ ઉપર અનુરાગ થતાં તે પ્રાપ્ત કરી શકાય છે ત્યારેજ અવધિ વિનાની અનંત શાંતિ થાય છે, અનહદ આનંદનો સ્વાદ મળે છે. તે મળ્યા પછી જન્મ મરણ રૂપ પ્રવૃત્તિ (અશાંતિ) રહેતીજ નથી.

## मू० अचिन्त्यकार्यकर्त्ता च तर्कागोचरकार्यकृत् ॥
## शृङ्गाररसमर्यादा आम्रीध्ररसभाजनम् ॥६८॥

(૩૧૪) **अचिन्त्यकार्यकर्त्ता ન ચિંતનકરી શકાય તેવાં કાર્યો કરનાર.**

મનથી પણ ન વિચારી શકાય તેવાં ભક્તોનાં કાર્યોને સંપાદન કરનાર પોતે પરમાત્મા છે ઇશ્વર શિવાય અચિન્ત્ય કાર્યો તો કોણ કરી શકે એવું છે ? સર્વ વસ્તુની સત્તા પ્રભુએ પોતાના શ્રી હસ્તમાંજ રાખેલી છે. એટલે તેવી રીતેજ બધાં કાર્યો બને છે. ભગવ-

દિચ્છા વિના એક તૃણ પણ ઉપડી શકે નહિ, તો પછી અચિંન્ત્ય કાર્ય તો ક્યાંથીજ થાય !

(૩૧૫) **तर्कागोचरकार्यकृत् અનુમાનથી પણ ન જાણી શકાય તેવાં કાર્યોને કરનાર.**

પ્રિયવ્રતરાજાએ ભગવદ્ભક્તિના પ્રભાવવડે, આ રાત્રી પડવાથી પ્રજાને પીડા થાય છે, એમ જાણી સૂર્યની પેઠે રથપર બેસી પ્રવાસ કરીને પોતાના તેજથી રાત્રીને દૂર કરતાં રથના પૈડાથી સાત સમુદ્રો બનાવી દીધા. આ'વા પ્રકારનું અનુમાન પણ કરી શકાય નહિ તેવું કર્મ, પ્રિયવ્રત રાજા દ્વારા પ્રભુએજ કરેલું છે. એમ નહોય તો આ'વું શું અન્યથી થઇ શકે ? માટેજ તેવાં કાર્ય કરનારતો પ્રભુજ છે.

(૩૧૬) **शृङ्गाररसमर्यादा શૃંગાર રસની મર્યાદા (છેડા) રૂપ એવા પ્રભુ.**

**શૃંગાર**, **વીર**, કરૂણા, **અદ્ભુત**, **હાસ્ય**, **ભયાનક**, **બિભત્સ**, રૌદ્ર અને **શાન્ત** એવા નવ પ્રકારના રસો છે. દસમો **વત્સલરસ**પણ ગણાય છે. એ સર્વ રસોમાં શૃંગાર રસ મુખ્ય છે. તે શૃંગાર રસના અવધિરૂપ આપ ભગવાન્ છે. શ્રુતિમાં કહે છે કેઃ—' **रसो वै सः** ' (પ્રભુ પોતે રસરૂપજ છે.) જ્યારે આપજ સર્વ રસરૂપ છે, તો તે શૃંગાર રસનો અવધિ-છેડો-એથી આગળ અભાવ હોય એમાં શું કહેવાનું વિશ્વમાં દેખાઇ આવતો શૃંગારરસ તે ખરો શૃંગારરસ નથી કિંતુ તે કેવળ આભાસ માત્રજ ખરો શૃંગારરસ તો પ્રભુમાંજ પ્રકાશે છે. માટે જ પ્રભુ શૃંગાર રસના છેડારૂપ છે.

(૩૧૭) **आङ्गिध्ररसभाजनम् આઙ્ગિધ્રરાજાને રસના સ્થાન રૂપ પ્રભુ.**

પ્રિયવ્રત રાજાના પુત્ર આગ્નિધ્રને પૂર્વચિત્તિ અપ્સરા સાથે ઉપજતા શૃંગાર રસના કારણરૂપ આપ શ્રીકૃષ્ણજ છે. કેમકે આગ્નિધ્રરાજા પિતૃલોકની ઇચ્છાથી, પર્વતપર તપ કરતા હતા, ત્યાં ભગવાને પૂર્વચિત્તિ અપ્સરાને મોકલી, તેને આનંદ રસ પ્રાપ્ત કરાવ્યો છે. તે સ્રીથી નાભાગ આદિ નવપુત્રો પ્રકટ થયા. એમ આ સ્કંધના અ. ૨ માં સ્પષ્ટ છે. તેથીજ પ્રભુ તે રાજાને રસના સ્થાનરુપ છે. શ્રૃંગાર રસની મર્યાદા—અવધિ કેવળ ભગવાન્ હોવાથી તે, તે રસનું સ્થાન હોય એમાં કાંઇ નવાઇ નથી.

## मू. नाभीष्टपूरकः कर्ममर्यादादर्शनोत्सुकः
## सर्वरूपोऽद्भुततमो मर्यादापुरुषोत्तमः ।।६९।।

(૩૧૮) **नाभीष्टपूरकः નાભિરાજાની ઇચ્છાઓને પૂર્ણકરનાર.**

આગ્નીધ્રના પુત્ર નાભિરાજાને ત્યાં ઋષભદેવ રૂપે પોતે પ્રકટ થઇ, તેના મનોરથોને પૂર્ણ કરનાર શ્રીકૃષ્ણ છે. આ સ્કંધના અધ્યાય ૩ માં જણાવે છે કે:—' પુત્રની ઇચ્છાએ ભગવાનની,,તપશ્ચર્યા કરવાને લીધે પ્રસન્ન થયેલા પ્રભુ પાસે તેમના જેવા પુત્રની માગણી કરી. એટલે પોતાની સરખામણીમાં બીજો કોઇજ નથી. એમ સમજી પરમાત્માએ પોતેજ ઋષભદેવરૂપે અવતાર ધારણ કરી પોતાના ભક્ત નાભિરાજાના મનોરથો પૂર્ણ કરેલા છે.

(૩૧૯) **कर्ममर्यादादर्शनोत्सुकः લોકોને કર્મની મર્યાદાને દર્શાવવામાં ઉત્સાહ ધરાવનાર એવા શ્રીકૃષ્ણ.**

ભગવાન્ જે ઋષભદેવ સ્વરૂપે થઇ, ઉત્તમ કર્મો કરી, આ લોકમાં કર્મ માર્ગનો પ્રચાર કર્યો છે માટેજ એ કર્મમાર્ગની મર્યાદાને જોવામાં ઉત્કંઠા રાખનાર પ્રભુ છે. આ સ્કંધના ત્રીજા અધ્યાયમાં

ઋષભદેવે કરેલાં ઉત્તમ કર્મો ૨૫૪ જણાવેલાં છે. એમને તેવાં કર્મો કરવાનું કાંઇપણ કારણ હતું નહિ, કેમકે તેતો કર્મ કર્યા શિવાય પણ મુક્તજ છે. પરંતુ લોકોમાં કર્મનો પ્રચાર કરવા માટેજ આપે કર્મ કરેલાં છે.

**(૩૨૦) सर्वरूपः ૧ સર્વ જેમનું રૂપ છે એવા, ૨ સર્વ-કુલાચારોને પોતે કૃતિમાં મૂકીને બીજાને દર્શાવનાર.**

શ્રેષ્ઠ પુરૂષોનાં વર્તનને અનુસરીનેજ લોકો અનુસરે છે, માટે ભગવાન્ ઋષભદેવે કર્મોને કૃતિમાં મૂકી લોકોને તે પ્રમાણે વર્તન કરવા ઉપદેશ કરેલો છે. શ્રુતિમાં કહે છે કેઃ—'**सर्वाणि रूपाणि विविच्य धीरो नामानि कृत्वाऽभिवदन्यदास्त** इति ( ધીર—વિદ્વાન્ પોતે રૂપ અને નામવાળાં કર્મો કરીને પછીથી સારી રીતે વિવેચન કરી ઉપદેશ કરે છે ) તેમ અહિં ઋષભ ભગવાને ગુરૂકુલ નિવાસ, સ્વાધ્યાયનું અધ્યયન, વિગેરે કર્મો કરી સર્વને પ્રત્યક્ષ દર્શાવી ઉપદેશ-આપેલો છે. માટેજ ઋષભદેવ રૂપે રહેલા શ્રી કૃષ્ણને સર્વરૂપ કહ્યા.

**(૩૨૧) अद्भुततमः અત્યંત આશ્ચર્યકારક રૂપ વાળા.**

પ્રભુ સર્વ આશ્ચર્યકારક વસ્તુઓનું નિધાનજ છે એટલે આપનું અત્યંત આશ્ચર્યમય સ્વરૂપ હોય એ સંભવિત છે.

**(૩૨૨) मर्यादा पुरुषोत्तमः કર્મ મર્યાદાનું વેદમાર્ગનું પાલન કરનાર પુરુષોત્તમ એવા શ્રીકૃષ્ણ.**

વેદ પ્રમાણે ચાલતા કર્મમાર્ગને મર્યાદામાર્ગ કહે છે. લોકમાં કર્મમાર્ગનો ઉપદેશ કરવા પોતે મર્યાદા પુરુષોત્તમ ઋષભદેવસ્વરૂપે પ્રકટેલા છે. અને તેમણે જ કર્મમાર્ગ સ્થાપન કરેલો છે. મર્યાદા પુરુષોત્તમ' એ શુદ્ધ અદ્વૈત ભાવે પૂર્ણ પુરુષોત્તમજ છે ભિન્ન નથી

આચાર્ય ચરણ પુષ્ટિ પ્રવાહ મર્યાદાગ્રંથમાં આજ્ઞા કરે છે કેઃ— **वेदस्य विद्यमानत्वान्मर्यादाऽपि व्यवस्थिता** (વેદ પણ સદા વિદ્યમાન્ છે તેથી વેદ પ્રમાણે ચાલતો મર્યાદા માર્ગપણ વિભાગપૂર્વક સિદ્ધ કરેલો છે.) એમ મર્યાદા માર્ગ પ્રમાણે પ્રતિપાદિત પ્રભુને મર્યાદા પુરુષોત્તમ કહે છે. એ મર્યાદાપુરુષોત્તમ પણ પુષ્ટિ પુરુષોત્તમનું સ્વરૂપ જ છે.

**मू० सवरूपेषु सत्यात्मा कालसाक्षी शशिप्रभः**
**नरदेवाऽगताऽलमृषभो भगलक्षणः ॥७०॥**

(૩૨૩) **सर्वरूपेषुसत्यात्मा:** ૧ બ્રાહ્મણ તથા ક્ષત્રિયઆદિ સર્વરૂપોમાં સત્ય અવતારવાળા. ૨ બ્રહ્મથી કે સ્તંબ પર્યન્ત સર્વ સ્વરૂપવાન્ એવા ભગવાન્.

આ સમગ્ર જગત્માં સર્વરૂપે ભગવાન્ પોતે પ્રકાશે છે—વિરાજે છે, માટે એવા પ્રભુથી વ્યાપ્ત જગત્ને સત્ય કહેવામાં આવે છે. શ્રુતિભગવતી ઉપદેશ કરે છે કેઃ—'**यदिदं किञ्चिदस्ति तत्सत्यमित्याचक्षते** (જે આ કંઇક દૃષ્ટિગોચર જગત્ જણાય છે તે (ભગવદ્રુપ હોવાને લીધે) સત્ય છે.) ગીતામાં તો વળિ એટલે સુધિ આપ આજ્ઞા કરે છે કે જગત્ને અસત્ય કહેનારાઓને આસુરી જીવો ગણવા જે સત્ય પરમાત્મા સ્વરૂપ આ જગત્ છે તેને અસત્ય કેમજ કહી શકાય માટેજ સર્વરૂપોમાં સત્ય પરમાત્મા છે એમ કહે છે.

(૩૨૪) **कालसाक्षी** કાળને નિયમમાં રાખનાર.

(૩૨૫) **शशिप्रभः** ચંદ્રમાની કાંતિજેવી જેમની પ્રકાશમાન કાંતિ છે એવા.

જેમ ચંદ્રના દર્શનથી મનુષ્યોને મહાન્ આનંદ પ્રકટ થાય છે તેમ જેમના દર્શન માત્રથીજ અતિશય આનંદ ઉદ્ભવે છે. એવા પરમાત્મા પ્રભુ આનંદ સ્વરૂપ છે, એટલે તેમનાં દર્શનથી આનંદ પ્રાપ્ત થાય તે સહજ છે. ચંદ્રના દર્શનથી ઉપજતો આનંદ ક્ષણિક છે, પરંતુ ભગવદાનંદ તો એથી વિલક્ષણ પ્રકારનો અને અખંડ છે.

(૩૨૬) **मरुदेवीव्रतफलम्** નાભીરાજાની પત્ની મરૂદેવીએ આચરેલા પુંસવનાદિ વ્રતોનાં ફળરૂપ એવા ઋષભદેવ સ્વરૂપી ભગવાન્

(૩૨૭) **ऋषभः સર્વશ્રેષ્ઠ એવા ઋષભદેવ પરમાત્મા.**

સંસ્કૃત ભાષામાં 'ઋષભ' શબ્દનો અર્થ સર્વથી ઉત્તમ એમ થાય છે. તો સર્વથી ઉત્તમ પુરુષોત્તમ શિવાય કોણ હોઇ શકે ? પ્રભુ જ્યારે નાભીરાજાને ત્યાં પ્રકટ થયા, ત્યારે તેમનામાં વીર્ય, શૌર્ય, ધૈર્ય, ગાંભીર્ય, ઔદાર્ય, યશ વગેરે વગેરે સર્વથી ઉત્તમોત્તમ ગુણોના લક્ષણો નીહાળી તેમણે પોતાના પુત્રનું નામ ઋષભદેવ પાડયું માટે અહિં ઋષભ સ્વરૂપી ભગવાન્ એમ કહ્યું.

(૩૨૮) **भगलक्षणः ઐશ્વર્ય વગેરે ગુણોના સમુદાયને પોતાનામાં દર્શાવનાર.**

ઐશ્વર્યાદિ ગુણોથી યુક્ત હોય તે ભગલક્ષણવાળો છે એમ ગણાય છે. સ્મૃતિમાં કહે છે કેઃ—

**ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः ।**
**ज्ञानवैराग्ययो श्चैव षण्णांभगइति स्मृतिः ॥**

( સઘળું ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી જ્ઞાન અને વૈરાગ્ય એ ૭ ગુણોને ભગ એવી સંજ્ઞા આપવામાં આવી છે. ) ઉપર ગણાવેલા ૭ ગુણો જેમાં એકત્ર નિવાસ કરે છે. તેને ભગવાન્ કહેવામાં આવે

છે. આ સ્કંધના ચોથા અધ્યાયમાં જણાવે છે કે:—**अथ ह तमुत्पत्त्यैवाभिव्यज्यमानभगवल्लक्षणम्** ( ઉત્પત્તિ થતાંની સાથે જ ભગવાનના લક્ષણવાળા તે ઋષભદેવને પ્રજાઓ સ્તુતિ કરવા લાગી માટે જ ભગલક્ષણવાન એવા પરમાત્મા એમ જણાવ્યું.

## मू० जगत्संतर्पको मेघरूपी देवन्द्रदर्पहा ॥
## जयंतिपतिरत्यन्त प्रमाणाशेषलौकिकः॥७१॥

**(૩૨૯) जगत्संतर्पकः જગતનું સારીરીતે પોષણ કરનાર.**

જગતનું એટલે પ્રજાનું સારીરીતે પોષણ કરનાર પોતે પ્રભુ છે. આ સર્વ પ્રજાઓને જળ, ફળ, ધાન્ય વગેરે આપી પ્રભુજ પોષણ કરે છે પરમાત્માની આજ્ઞાથી જ મેઘ વૃષ્ટિ કરે છે, સૂર્ય તાપ આપે છે, પવન વઇ રહ્યા છે, એ બધું પ્રભુએ પ્રજાઓનું પાલન કરવાનેજ પ્રકટ કર્યું છે. માટે જ સર્વનું ખરી રીતે પાલન કરનાર તો એક પરમાત્મા જ છે.

**(૩૩૦) मेघरूपी અંજનાભ સંજ્ઞાધારી મેઘરૂપ એવા શ્રીકૃષ્ણ.**

પરમાત્મા પ્રજાઓને પોષણ કરનાર છે, તે આનામ કહીને તેને દૃઢ કરે છે. આ સ્કંધના ૪ અધ્યાયમાં છે કે " જ્યારે ઋષભદેવના રાજ્યમાં તેમની સ્પર્દ્ધા કરી ઇંદ્રરાજાએ મેઘની વૃષ્ટિ ન કરી ત્યારે ભગવાન્ ઋષભદેવે મેઘ સ્વરૂપે થઈ અનેક રીતે જળવૃષ્ટિ કરી પ્રજાઓનું પાલન કર્યું. તેથીજ અહિં મેઘરૂપી ભગવાન્ એમ કથન કરે છે.

**(૩૩૧) देवेन्द्रदर्पहा દેવેન્દ્રના ગર્વને હરણ કરનાર.**

પોતાના પરાક્રમથી રાજ્યમાં વૃષ્ટિ કરી, પ્રજાઓને સંતોષ આપી, દેવોના રાજા ઇંદ્રના મહાન્ ગર્વને—અભિમાનને "ઉતારનાર

એવા પ્રભુ. આ પ્રમાણે પરત્માત્મા પોતાનો પ્રતાપ દર્શાવી અભિમાનના મદમાં છકી ગયેલાઓના મદને ઉતારી નાંખે છે. અને અનેક સંકટોમાંથી પોતાને શરણે પડેલી પ્રજાઓ પોષે છે. એવું વિસ્મયજનક પ્રભુનું ચરિત્ર હોય એમાં શું કહેવાનું ?

(૩૩૨) **जयंतिपतिः જયંતીના પતિ-સ્વામી.**

ઋષભદેવનો આશ્ચર્ય કારક પ્રભાવ જોઇ ઇંદ્રદેવે પોતાની જયન્તી-નામની કન્યા તેમને પરણાવી હતી, તેથી જયન્તીના પતિ-સ્વામી એવા ઋષભદેવ સ્વરૂપ ધારી પ્રભુ પોતે શ્રી પુરુષોત્તમ.

(૩૩૩) **अत्यन्तप्रमाणोशषलौकिकः** ૧ સંપૂર્ણ રીતે લૌકિક પ્રમાણોનું અતિક્રમણ ઉલ્લંઘન કરનાર, ૨ અત્યન્ત પ્રમાણો વડે જેમનાં લોકસિદ્ધ કાર્યો ગ્રહણ કરવા યોગ્ય છે એવા પરમાત્મા ઋષભદેવ-

**मू० शतधान्यस्तभूतात्मा शतानन्दो गुणप्रसूः ॥**
**वैष्णवोत्पादनपरः सर्वधर्मोपदेशकः ॥७२॥**

(૩૩૪) **शतधान्यस्तभूतात्मा સો પ્રકારે શરીરોમાં આત્માને સ્થાપન કરનાર.**

ઋષભદેવ ભગવાને પોતાના જેવા સો પુત્રો પ્રકટ કર્યા, શ્રુતિ ઉપદેશે છે કેઃ—**आत्मा वै जायते पुत्रः** ( આત્માજ પુત્ર રૂપે ઉત્પન્ન થાય છે. ) ઋષભદેવે પોતાના આત્માને સો પુત્રો ઉત્પન્ન કરી સો શરીરોમાં સ્થાપન કર્યો છે. આ સ્કંધના ૪ અધ્યાયમાં કહે છે કેઃ—**आत्मजानामात्मसमानानां शतं जनयामास** ( પોતાના જેવા પરાક્રમી સો પુત્રને ઋષભદેવે ઉત્પન્ન કર્યા. ) માટેજ સો પ્રકારે શરીરોમાં પોતાના આત્માને સ્થાપન કરનાર એવા પ્રભુ એમ કહ્યું

(૩૩૫) **शतानन्दः ૧ સો પુત્રો છે આનંદ રૂપ જેમને, ૨સો પુત્રોથી આનંદ મેળવનાર, ૩ સેંકડો ઘણા આનંદ સ્વરૂપ એવા પ્રભુ.**

પરમાત્મામાં અનંત ઘણો આનંદ છે. કેમકે એ પોતે આનંદમયજ છે. શ્રુતિમાં કહે છે કેઃ—**सएको ब्रह्मण आनन्दः** ( તે એક પરમાત્માનો આનંદ માત્રજ છે.) આ સર્વ વિશ્વની રચના એ કેવળ પ્રભુનો આનંદજ છે. તેથી શત–સેંકડો ઘણા આનંદમય સ્વરૂપવાન્ એવા ભગવાન્ એમ પ્રતિપાદન કરે છે.

(૩૩૬) **गुणप्रसूः ગુણને જન્મઆપનાર.**

ગુણી અને ગુણનો પરસ્પર અભેદ છે. જેથી અહિં ગુણને પ્રકટનાર એટલે સર્વ ગુણશાલી આનંદ નિધાન **ભરત** નામના પુત્રને પ્રકટ કરનાર એવા પ્રભુ એમ સમજવું. આ સ્કંધના ૪ અધ્યાયમાં જણાવે છે કેઃ—' **येषांखलु महायोगी भरतो ज्येष्ठः श्रेष्ठगुणः** ' ઋષભદેવને સો પુત્ર થયા, તેમાં સર્વથી મોટા મહાગુણશાલી ભરતજી હતા, તેનેજ ઉદ્દેશી આ નામ કથન કરે છે.

(૩૩૭) **वैष्णवोत्पादनपरः** ૧ વૈષ્ણવ **ભરત**જીને ઉત્પન્ન કરી વૈષ્ણવ ધર્મને પૂર્ણ કરનાર, ૨ વૈષ્ણવોમાં ભક્તિનો ઉદય કરનાર, ૩ વૈષ્ણવોને માટેજ પોતાનું પ્રાકટ્ય છે એવા પરમાત્મા **શ્રીકૃષ્ણ.**

(૩૩૮) **सर्वधर्मोपदेशकः સર્વ ધર્મનો ઉપદેશ કરનાર.**

સર્વ સાંસારિક પ્રવૃત્તિઓમાં નિવૃત્તિ પ્રાપ્ત કરાવે તેવા સર્વ ધર્મનો બ્રહ્મર્ષિઓ દ્વારા પોતે જ ઉપદેશ કરનાર છે. ઋષભદેવે બ્રહ્મર્ષિઓની મહાન્ સભામાં પોતાની સર્વ પ્રજાને તેમ પોતાના પુત્રોને બ્રહ્મર્ષિઓદ્વારા અને પોતે પણ સર્વ ધર્મનો ઉપદેશ આપતા હતા.

એમ આ સ્કંધના ૪ અધ્યાયમાં સ્પષ્ટ છે. એટલે અહિં સર્વ ધર્મ નો ઉપદેશ કરનાર પ્રભુ એમ કહે છે.

## મૂ० परहंसक्रियागोप्ता योगचर्याप्रदर्शकः ॥
## चतुर्थाश्रमनिर्णेता सदानन्द शरीरवान् ॥७३॥

(૩૩૯) **परहंसक्रियागोप्ता ૧ પરમહંસની ક્રિયાનું રક્ષણ કરનાર. ૨ પરમહંસના વિષયમાં ક્રિયાઓને દૂષિત કરનાર.**

પરમહંસ અર્થાત્ ચતુર્થાશ્રમીઓને ક્રિયારૂપ સંપત્તિઓને રક્ષણ કરનાર આપ શ્રીકૃષ્ણ છે. તેમ તેમની ક્રિયાને–કર્મમાર્ગને દૂષિત–દોષયુક્ત ઠરાવનાર પણ આપ પ્રભુજ છે. ચતુર્થાશ્રમીઓને કાંઇ પણ કર્મ હોતાં નથી. કેમકે તેઓએ પોતાનાં સર્વ કર્મો ભગવાનને સમર્પણ કર્યા છે. એટલે તેમને કર્મ કરવાની આવશ્યકતા જ નથી. તેમ છતાં જો અહં મમત્વ માની કર્મ કરે છે. તો એ દોષવાન્ મનાય છે. માટે કર્મરહિત બનેલા પરમહંસ ભક્તોની ક્રિયાઓને પ્રભુ દૂષિત દૂષણયુક્ત બનાવનાર છે. એજ તેમની પરમહંસ સંબંધી ક્રિયાઓનું રક્ષણ છે.

(૩૪૦) **योगचर्याप्रदर्शकः** ભક્તિયોગના આચરણને પ્રવૃત્ત કરનાર—વિસ્તારનાર.

(૩૪૧) **चतुर्थाश्रमनिर्णेता** ચતુર્થાશ્રમ–સન્યસ્તાશ્રમના–નિર્ણયોને–સિદ્ધાન્તોને વિવેચન કરનાર–સ્પષ્ટરીતે દર્શાવનાર એવા પરમાત્મા.

(૩૪૨) **सदानन्दशरीरवान् ૧ નિરંતર જેમનું આનંદમય સ્વરૂપ છે એવા. ૨ સત્ય અને આનંદમય શરીરધારી એવા શ્રીપુરુષોત્તમ.**

પ્રભુનું આનંદમય સ્વરૂપ છે એમ વારંવાર જણાવી ગયા, છતાં તેને પુનઃ પુનઃ દૃઢીભૂત કરે છે કે પરમાત્માનું શરીરજ સદા આનંદરૂપ છે. જ્યાં જ્યાં તેમનાં અવયવોને અવલોકન કરીએ ત્યાં ત્યાં આનંદ આનંદ ભાસ્યા કરે છે, વ્યાસચરણ આજ્ઞા કરે છે કેઃ— **आनन्दमात्रकरपादमुखोदरादिम्** (કેવળ આનંદમયજ જેમને, હાથ, પગ, મુખ ઉદર વગેરે છે.) એ શિવાય વેદ, ગીતા વગેરેમાં અનેક સ્થળે ભગવાનનું આનંદમય સ્વરૂપ સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે. વિસ્તૃત થવાના ભયથી, તેમ ઘણે સ્થળે આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યું છે તેથી વધારે પિષ્ટપેષણ કરતા નથી.

## મૂ० प्रदर्शितान्यधर्मश्च भरतस्वाम्यपारकृत ॥
## यथावत्कर्मकर्त्ता च संगानिष्टप्रदर्शकः ॥७४॥

(૩૪૩) **प्रदर्शितान्यधर्मः** બીજાઓને ધર્મ દર્શાવનાર અર્થાત્ ધર્મમાં તેમની પ્રવૃત્તિ થાય તેવી રીતે તેમનામાં ધર્મનું સ્થાપન કરનાર એવા પ્રભુ.

(૩૪૪) **भरतस्वामी ભરતજીના સ્વામી—પાલક.**

સો પુત્રમાં સર્વથી મોટા ભરતજી તેમના સ્વામી એટલે તેમને સારૂં શિક્ષણ આપનાર. આ સ્કંધના ૫ અધ્યાયમાં **'स्वतनयशतज्येष्ठं परमभागवतं भरतं धरणीपालनायाभिषिच्य'** "ભગવાન્ ઋષભદેવે પોતાના સો પુત્રમાં સૌથી મોટા પરમ ભગવદ્ભક્ત ભરતજીને શિક્ષણ આપી પૃથ્વીનું પાલન કરવા રાજ્યાભિષેક કર્યો." એમ જણાવ્યું છે. જેથી ભરતના ઋષભદેવ સ્વરૂપ ધારી ભગવાન્ શ્રીકૃષ્ણ એમ કહ્યું.

(૩૪૫) **अपारकृत्** પાર વિનાના સંસારરૂપી સાગરને છેદનાર

અર્થાત્ અપાર સંસારસાગરને તરાવનાર જન્મ મરણથી મુક્ત કરનાર એવા પરમાત્મા. પ્રભુ કૃપા પ્રાપ્ત થાય તો જ સંસારસાગર તરાય છે નીકર નહિ, માટે અપાર સંસાર સિંધુને તરાવનાર—સંસારથી મુક્ત કરનાર એવા પ્રભુ એમ કહ્યું.

(૩૪૬) **यथावत्कर्मकर्त्ता च** જે પ્રકારે વેદશાસ્ત્રમાં કર્મો કથન કરવામાં આવેલાં છે તેવાજ શ્રૌત સ્માર્ત્ત કર્મોને કરનાર એવા પ્રભુ; આ સ્કંધના અ. ૭ માં **ભરતજીએ** વેદોક્ત કર્મથી ભગવાન્ યજ્ઞપુરૂષનું યજન કરેલું છે એમ સ્પષ્ટ દર્શાવ્યું છે. ભરતજીદ્વારા એ યજ્ઞકર્મ કરનાર પોતે પ્રભુજ છે.

(૩૪૭) **सङ्गानिष्टप्रदर्शक:** **૧ સંગથી અનિષ્ટ—અનર્થને દર્શાવનાર. ૨ સંગના અનર્થને દર્શાવનાર.**

ભગવદીય જનની સંગતિ શિવાય બીજા સંગો કરવાથી મહાન્ અનર્થ થાય છે. ગીતાજીમાં પોતે શ્રીમુખથી આજ્ઞા કરે છે કેઃ— **सङ्गात्संजायते कामः** ( સંગથી કામ-વિષયોની કામનાઓ ઉત્પન્ન થાય છે. ) પછી કામથી ક્રોધ વગેરે પ્રકટ થઇ છેવટે આત્મનાશ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. એ સર્વેનું મૂળ સંગ છે, માટેજ તેવો સંગ અનર્થ કારક છે એમ પ્રભુ પ્રત્યક્ષ રીતે દર્શાવે છે. આ સ્કંધના ૮ અધ્યાયમાં મહાત્મા યોગી ભરતજીને પણ મૃગના સંગ માત્રથીજ મૃગ જન્મ, વિપ્રજન્મ લેવા પડયા છે. જ્યાં સંગથી વિરાગવાન્ યોગ નિપુણ મહાત્મા ભરતજીની પણ આ સ્થિતિ થઇ છે ત્યાં સંસારમાં અનુરાગ રાખનારા પામર જીવોની તો શું ગતિ ? જેથી નિરંતર સંગથી દૂર રહી, ભગવદીય જનોનો સમાગમ કરી, ભગવદ્ભાવ સ્થીર કરવો. ભરતજીને એ પ્રમાણે સંગનું અનિષ્ટ ફલ દેખાડનાર આપ ભગવાન્ છે.

**મૂ० आवश्यकपुनर्जन्मकर्ममार्गप्रदर्शकः ॥**
**यज्ञरूपमृगः शान्तः सहिष्णुः सत्पराक्रमः॥७५॥**

(૩૪૮) **આવશ્યકપુનર્જન્મકર્મમાર્ગપ્રદર્શકઃ અવશ્ય થનારા અન્ય જન્મ માટે કારણભૂત રહેલા કર્મમાર્ગને દર્શાવનાર એવા પ્રભુ.**

આ પ્રમાણે આવશ્યક કર્મો માટે પુનર્જન્મની જરૂર છે કર્મ એટલું બધું પ્રબળ છે કે લેશ પણ કર્મ કરવાં બાકી રહી ગયાં હોય, તો તે કર્મ ભોગવવા અન્ય જન્મ લેવો પડે છે. મહાત્મા ભરતજી જેવાને મૃગસંગ થઇ ભગવદાસક્તિ છૂટી જવી અને મૃગ શરીરમાં જન્મ થવો. ફરીથી પાછો બ્રાહ્મણ શરીરમાં જન્મ થવો વગેરે થયું તે તેમનાં કર્મો એક જન્મમાં નહિ ક્ષય પામેલાં હોવાથી અન્ય જન્મ પ્રાપ્ત કરવાની આવશ્યકતા હતી, માટે પ્રભુએ તેમને મૃગ જન્મ, વિપ્રજન્મ, આપી કર્મોને દર્શાવી ત્યાર પછીથી મોક્ષ આપ્યો છે, તેથીજ અન્યજન્મના કર્મોને દર્શાવનાર પ્રભુ એમ કહે છે.

(૩૪૯) **યજ્ઞરૂપમૃગઃ યજ્ઞમાં બલિદાન આપવાને મૃગરૂપ એવા ભગવાન્ જડભરત.**

ભીલોએ ભદ્રકાળીનું પૂજન કરવા કરેલા યજ્ઞની સમાપ્તિમાં બલિદાન આપવા માટે શોધ કરતાં મળી આવેલા મૃગરૂપ—મૃગ જન્મ પ્રાપ્ત કરનાર જડભરતજી, જડભરત પોતે ભગવાનના પરમ ભક્ત છે, માટે ભગવત્સ્વરૂપજ છે. એટલે યજ્ઞમૃગ રૂપ જડભરત સ્વરૂપ ધારી એવા ( બ્રાહ્મણ જન્મ ધારી ) પરમાત્મા, આ નામથા ભરતજીના મૃગ જન્મનું, તેમ વિપ્ર જન્મનું સૂચન કરે છે.

(૩૫૦) **શાન્તઃ શાંત એવા ભગવાન્.**

બીલો બાંધીને ભદ્રકાળીના સમીપમાં જડ ભરતજીને બલિદાન આપવા લેઇ ગયા, છતાં પણ જે લેશ પણ ક્રોધ પામ્યા હતા નહિ. કેમકે સર્વત્ર બ્રહ્મભાવ થવાથી દેહાભિમાન, જન્મ, મરણ, વગેરે કાંઇપણ તેમને હતું નહિ. કેવળ પરબ્રહ્માનંદમાંજ ગમ્ન હતા. માટે શાંત સ્વરૂપ ધારી ભગવાન્ એમ કહ્યું.

**(૩૫૧) सहिष्णुः સહન કરવાના સ્વભાવવાળા એવા ભરતરૂપ શ્રીકૃષ્ણ.**

પોતે પૂર્ણ શાંત સ્વરૂપ હોવાથી સર્વ રીતે સહન શીલ છે. જ્યાં શાંતપણું હોય ત્યાં સહનપણું હોય છે. એટલે આપનામાં એવી સહનશીલતા હોય એ સ્વાભાવિકજ છે.

(૩૫૨) **सत्पराक्रमः** ૧ સત્યતામાં જ પરાક્રમ કરનાર, ૨ સત્ય પરાક્રમને ધારણ કરનાર, ૩ સત્—ભગવાન્માં તન્મય બનેલા ભક્તોને ન અતિક્રમણ કરે એવા—અર્થાત્ તેમની સર્વ અભિલાષાઓને પરિપૂર્ણ કરનાર, ૫ સત્—ભક્તજનોને પોષણ કરનાર, ૬ ભગવદ્રૂપ પરાક્રમ કરનાર અર્થાત્ મનુષ્યોથી, દેવોથી પણ જે ન થઇ શકે તેવાં આશ્ચર્ય ઉત્પન્ન કરનારાં દિવ્ય—અલૌકિક પરાક્રમોને કરનાર એવા પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ.

## મૂ० रहूगणगतिज्ञश्च रहूगणविमोचकः ॥
## भवाटवीतत्त्ववक्ता बहिर्मुखहिते रतः ॥७६॥

(૩૫૩) **रहूगणगतिज्ञः** રહુગણ રાજાની ગતિ–જ્ઞાન પ્રાપ્ત થવાના ઉપાયને જાણનાર એવા પ્રભુ.

**(૩૫૪) रहूगणविमोचकः રહુગણરાજાને મુક્ત કરનાર.**

રહુગણરાજાને જ્ઞાન આપી કાળથી મૂકાવનાર આપ ભગવાન્ છે, આ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં ' મહાત્મા જડભરતે પાલખીનું વહન કરતાં ક્રોધી બનેલા રહુગણરાજાને ઉત્તમ જ્ઞાન દ્વારા આત્મ-દર્શન કરાવી જન્મ મરણરૂપ કાળથી મુક્ત કરાવ્યાનું સ્પષ્ટ જણાવેલું છે. માટેજ રહુગણને મુક્તિ આપનાર એમ કહે છે.

**(૩૫૫) ભવાટવીતત્ત્વવક્તા સંસાર રૂપ વનના તત્વને કહેનાર પ્રભુ.**

સંસાર રૂપી મહાન્ ઘોર વનમાં અનેક જન્મોથી જીવોને કેવી કેવી વિટંબણા પડે છે, તે આ સ્કંધના ૧૩ અધ્યાયમાં રહુગણ રાજાને મહાત્મા જડ ભરતજીએ સ્પષ્ટ બતાવેલું છે. તેથીજ સંસાર રૂપ મહાઘોર વનના તત્વને–સ્વરૂપને કથન કરનાર એવા પરમાત્મા એમ કહ્યું.

**(૩૫૬) વહિર્મુખહિતે રતાઃ બહિર્મુખ વૃત્તિવાળાઓનું હિત કરવામાં જેમની ક્રીડાઓ છે એવા પરમાત્મા.**

ઋષભદેવ અને જડભરત જેવા મહાત્માઓ પરબ્રહ્મમાં તન્મય બનેલા હોવાથી દેહાભિમાન ન હોવાને લીધે, તેમ સંગથી દૂર રહેલા હોવાને લીધે, તેમનું ઉન્મત્તવત્ આચરણ જોઇને કેટલાક વેદબાહ્ય બહિર્મુખ વૃત્તિઓવાળા જડવાદી પાખંડીઓ તેવા પ્રકારનું આચરણ કરી આગળ પોતાનું જીવન ચલાવશે. તો તેવાઓને પણ હિત કરવામાં ઋષભદેવદ્વારા જેમની ક્રીડાઓ છે એવા પ્રભુ.

**मू० गयस्वामी स्थानवंशकर्त्ता स्थानविभेदकृत् ॥**
**पुरुषावयवो भूमिविशेषविनिरुपकः ॥७७॥**

**(૩૫૭) ગયસ્વામી ગયનામના રાજાના સ્વામી-પ્રભુ.**

ગયનામે રાજા પ્રભુનો પરમ ભક્ત હતો, તેથીજ પ્રભુ-શ્રીકૃષ્ણ તેના સ્વામી છે. આ સ્કંધના ૧૫ અધ્યાયમાં '**गयो राजर्षिप्रवरः**' રાજાઓમાં ઉત્તમ **ગય** પ્રભુમાં પોતાની દૃઢ ભક્તિ—નિશ્ચલ પ્રેમ રાખી પૃથ્વીનું પાલન કરનાર પરમ ઉદાર અને પરમાત્માજ પોતાના પ્રભુ છે એમ જાણનાર હતા એમ કથન કરેલું છે. તેથી ભગવાન્ શ્રીકૃષ્ણને ગયસ્વામી કહ્યા છે.

(૩૫૮) **स्थानवंशकर्त्ता** સ્થાન–ધર્મની સ્થિતિ માટે ગયરાજા વંશને ઉત્પન્ન કરનાર.

(૩૫૯) **स्थानविभेदकृत् સ્થાનના જુદા જુદા ભેદ કરનાર પ્રભુ.**

સ્થાન–વંશની સ્થિતિના જુદા જુદા ભેદ–સંસ્થાઓ કરનાર અર્થાત્ પ્રિયવ્રત રાજાના વંશની જુદી જુદી સંસ્થા--શાખાઓ કરનાર પોતે શ્રી પુરુષોત્તમ.

(૩૬૦) **पुरुषावयवः વિરાટ્રૂપ પરમાત્મા.**

પુરૂષ – વિરાટ્ના અવયવો તે રૂપ, અર્થાત્ બ્રહ્માંડમય સ્વરૂપધારી એવા પ્રભુ. શ્રુતિમાં આપ ઉપદેશે છે કેઃ—"**पृथ्वी मे शरीरे श्रिता**" આ સર્વ ભૂમંડળ મ્હારા શરીરનો આશ્રય કરીનેજ રહેલું છે. માટે તે બધું ભૂમંડળ ભગવદ્રૂપજ છે.

(૩૬૧) **भूमिविशेषविनिरूपकः ભૂમિનું વિશેષ રીતે નિરૂપણ કરનાર એવા શ્રીકૃષ્ણચંદ્ર.**

ભૂમિનું વિશેષ રીતે એટલે દ્વીપો, પર્વતો, વર્ષો, નદીઓ, વનો, અને ત્યાં ત્યાં વસનારી પ્રજાઓ, તેમની જાતિઓ, આયુષ્ય વગેરે માપ પ્રમાણપૂર્વક નિરૂપણ કરનાર, એવા પરમાત્મા. આ સ્કંધના

૧૬ અધ્યાયમાં શુકદેવજી જણાવે છે કેઃ—વિરાટ્ ભગવાન્‌ના શરીર રૂપ આ ભૂગોળને યથાર્થ રૂપે જણાવવાને બ્રહ્મદેવનું આયુષ્ય મળે તો પણ કોઇ સમર્થ થઇ શકતું નથી, પરંતુ તેમાંની મુખ્ય મુખ્ય બાબતોનું હું વર્ણન કરૂ છું. આ પ્રમાણે પરીક્ષિત્ પ્રત્યે કથન કરી પોતે પરમાત્માજ શુકદેવજી દ્વારા ભૂગોળનું વર્ણન કરનાર છે. પ્રભુ શિવાય સમસ્ત ભૂગોળના યથાર્થ માપને કોણ જાણી શકે એમ છે? માટે ભૂમિનું વિશેષે કરી નિરૂપણ કરનાર એવા ભગવાન્ એમ કહ્યું.

**मू० जम्बूद्वीपपति र्मेरुनाभिपद्मरुहाश्रयः ॥**
**नानाविभूतिलीलाढ्यो गङ्गोत्पत्तिनिदानकृत् ७८**

(૩૬૨) **जम्बूद्वीपपतिः** જંબૂ નામના દ્વીપના પતિ—માલીક એવા પ્રભુ.

(૩૬૩) **मेरुनाभिपद्मरुहाश्रयः** ઇલાવૃત વર્ષના નાભિસ્થાન (મધ્યભાગ) માં કમળ પેઠે જેનો પ્રાદુર્ભાવ છે, તથા ઇન્દ્રાદિ દેવો જેમાં આશ્રય કરે છે એવા મેરૂપર્વત રૂપ ભગવાન્, મેરૂ એ ભગવાન્‌નુંજ સ્વરૂપ છે. ગીતામાં આપ શ્રીમુખે આજ્ઞા કરે છે કેઃ—"**मेरुः शिखरिणामहम्**" શિખરવાળા પર્વતોમાં મેરૂપર્વત હું છું. માટે અહિં મેરૂપર્વત રૂપ પરમાત્મા એમ જણાવ્યું છે.

(૩૬૪) **नानाविभूतिलीलाढ्यः** ૧ જુદા જુદા પ્રકારની વિભૂતિલીલા—લક્ષ્મીના વિલાસોથી આઢ્ય—પૂર્ણ, ૨ વિવિધ પ્રકારની વિભૂતિઓ તથા લીલાઓ—ક્રીડાઓથી પરિપૂર્ણ એવા ભગવાન્.

ભગવાન્ પોતે સર્વ લીલાઓથી અને વિભૂતિઓથી પરિપૂર્ણ

છે. માટેજ તેમની વિભૂતિઓની તથા લીલાઓની સંખ્યાજ થઇ શકતી નથી. ભગવાને અર્જુનને પોતાની વિભૂતિઓ સંક્ષેપમાં વર્ણન કરી બતાવી હતી. આ સ્કંધના ૧૬ અધ્યાયમાં દેવતાઓના નંદન, ચૈત્રરથ, વૈભ્રાજક અને સર્વતોભદ્ર વગેરે મોટા મોટા ઉદ્યાનો—બાગો દર્શાવ્યા છે, તેમાં દેવો, યક્ષો, ગંધર્વો, વગેરે જુદી જુદી વિભૂતિઓ દ્વારા—સ્વરૂપોદ્વારા પ્રભુ પોતેજ અનેક પ્રકારની ક્રીડાઓ કરી રહ્યા છે. એ ઉદ્દેશનેજ આ નામ સૂચન કરે છે.

(૩૬૫) **गङ्गोत्पत्तिनिदानकृत् ગંગાનદીના ઉત્પત્તિ સ્થાનને કરનાર.**

પ્રભુએ પોતાના ચરણમાંથી ગંગાને પ્રકટ કરેલાં છે. આ સ્કંધના ૧૭ અધ્યાયમાં કહે છે કેઃ—'ગંગાજી ભગવાન્‌ના ચરણકમલમાંથી જલધારા રૂપે પ્રકટ થયેલા હોવાથી તેમને વિષ્ણુપદી—ભગવત્પદી કહેવામાં આવે છે. એટલેજ અહિં ગંગાના ઉત્પત્તિ સ્થાનને કરનાર પ્રભુ એમ કહે છે.

**મૂ० गङ्गामाहात्म्यहेतुश्च गङ्गारूपोऽतिगूढकृत् ॥**
**वैकुंठदेहहेत्वम्बुजन्मकृत् सर्वपावनः ॥७१॥**

(૩૬૬) **गङ्गामाहात्म्यहेतुः ગંગાના મહિમાના કારણરૂપ.**

પોતાનાં ચરણકમલમાંથી પ્રાદુર્ભુત થયેલાં ગંગાજી છે, તો પછી તેમના મહિમાનું કારણ પ્રભુ શિવાય અન્ય કોઇ હોઇ શકે ! માટેજ પ્રભુ તેમના પ્રભાવ—મહિમાનું કારણ—હેતુ છે. એ બરોબરજ છે.

(૩૬૭) **गङ्गारूपः ગંગાજી જેમનું સ્વરૂપ છે એવા પ્રભુ.**

ગંગાનદી પોતે ભગવાનનુંજ સ્વરૂપજ છે. ગીતામાં શ્રીમુખે આપ આજ્ઞા કરે છે કેઃ—" **स्रोतसामस्मिजाह्नवी** " પ્રવાહી (નદી)-

એમાં જે ગંગાનદી એ મ્હારૂં સ્વરૂપ છે. તેમ વળિ અન્ય સ્થળે આ પ્રમાણે પણ જણાવ્યું છે કેઃ-

**योऽसौनिरञ्जनो देवश्चित्स्वरूपीजनार्दनः ॥**

**स एव द्रवरूपेण गङ्गाम्भो नात्र संशयः ॥**

( જે નિર્ગુણ ચિત્સ્વરૂપી **શ્રીકૃષ્ણ** પરમાત્મા તેજ દ્રવરૂપે—ઝરણરૂપે ગંગાનું જળ છે, એમાં લેશ પણ સંદેહ કરવા જેવું નથી.) વગેરે પ્રમાણોથી ગંગા, ભગવાન્નું સ્વરૂપજ છે, એમ સિદ્ધ થાય છે. તેથીજ ગંગારૂપ પરમાત્મા ( પુરુષોત્તમ ) એમ અહિં જણાવવામાં આવે છે.

(૩૬૮) **अतिगूढकृत्** ૧ બીજા તીર્થોથી અત્યંત ગૂઢ રીતે ગંગારૂપ તીર્થ પ્રકટ કરનાર, ૨ અતીવ ગુપ્ત પાપોને પણ ગંગારૂપ તીર્થથી નાશ કરનાર એવા શ્રી પૂર્ણ પુરુષોત્તમ પ્રભુ.

(૩૬૯) **वैकुंठदेहहेत्वम्बुजन्मकृत् ભગવાન્‌ને તેમ ભગવાન્‌ના વૈકુંઠલોકને પ્રાપ્ત થાય તેવો દેહ થવામાં કારણરૂપ એવાં ગંગાજળને ઉત્પન્ન કરનાર એવા ભગવાન્.**

ભગવત્સેવામાં યોગ્યતા સંપાદન કરી આપનાર ગંગાજળ છે, તે સંબંધમાં ભગવદ્દનાનલસ્વરૂપ શ્રીમદાચાર્યચરણ પણ "**तत्पादसलिलं यथा**" એ સ્કં. ૧૦ અ. ૧ શ્લોક ૧૬મા અંતિમ ચરણની શ્રી સુબોધિનીજી ટીકામાં વિવેચન કરે છે કેઃ—'ભગવાન્‌ના ચરણારવિંદના જલરૂપ શ્રીગંગાજી પૂર્વકાલમાં કરેલાં અનેક પાપો અને પાપના કાર્યોનો વિનાશ કરી, ભગવાનની સેવામાં ઉપયોગી થાય તેવું શરીર ઉત્પન્ન કરે છે. ત્રિલોકમાં નિવાસ કરતા સર્વ જીવોને, સાત્વિક, રાજસિક અને તામસિક જીવોને, તેમ બન્ને તટો ઉપર

તથા મધ્યભાગમાં નિવાસ કરતા જીવોને પવિત્ર કરે છે. વળિ પૂજન કરવાથી બ્રહ્માને, મસ્તકમાં ધારણ કરવાથી શંકરને, અને તપશ્ચર્યા કરવાથી ભૂતળપર વિરાજી ભગીરથને પવિત્ર કરનાર ગંગાજી છે. એ પ્રમાણે ગંગાજીની પેઠે ભગવત્કથા સંબંધી પ્રશ્નનું પણ પવિત્રપણું સ્પષ્ટ દર્શાવેલું છે. એવા પવિત્ર કરવામાં મુખ્ય મનાતા ગંગાજલને પ્રકટ કરનાર પોતે પ્રભુ છે.

(૩૭૦) **सर्वपावनः સર્વને પવિત્ર કરનાર.**

બ્રહ્મલોકથી આરંભી સર્વ લોક માત્રને શ્રી ગંગારૂપે પાવન—પવિત્ર કરનાર પોતે શ્રીકૃષ્ણજ છે. ભગવચ્ચરણામૃત અખિલ જગતને કેમ પાવન ન કરે? પ્રભુનું ચરણામૃત પ્રભુ રૂપજ ગણાય, માટે અહિં સર્વપાવન સર્વને પવિત્ર કરનાર એવા ભગવાન્ એમ કહે છે.

**મૂ० शिवस्वामी शिवोपास्यो गूढः संकर्षणात्मकः ॥**
**स्थानरक्षार्थमत्स्यादिरूपः सर्वैकपूजितः ।८०।**

(૩૭૧) **शिवस्वामी ૧ શિવના સ્વામી, ૨ શિવ-કલ્યાણ રૂપ એવા સ્વામી.**

શિવ—શંકર પ્રભુ પોતાના ગણ સહિત ભગવાન્ સંકર્ષણની ઉપાસના કરે છે. આ સ્કંધના ૧૭ અધ્યાયમાં કહ્યું છે કે:-ઇલાવૃતમાં એક ભગવાન્ શંકરજ પુરૂષ છે, તે પોતાના ગણો સાથે શ્રી કૃષ્ણના ચતુર્વ્યૂહાત્મક સ્વરૂપમાંના ચતુર્થ તમોમય સંકર્ષણ સ્વરૂપને સેવે છે, એમ સ્પષ્ટ કથન કરેલું છે. તેથીજ અહિં પુરુષોત્તમ શ્રી કૃષ્ણને શિવસ્વામી એમ પ્રતિપાદન કરે છે.

(૩૭૨) **शिवोपास्यः ૧ શિવના ઉપાસ્ય- ઉપાસના—સેવન ક.**

રવા યોગ્ય, ૨ શિવપણા વડે એટલે તેમનામાં કલ્યાણ કરવાપણું છે માટે ઉપાસન કરવા—આરાધન કરવા લાયક એવા પરમાત્મા.

**(૩૭૩) गूढः ગુપ્ત એવા ભગવાન્.**

સર્વ પુરૂષોથી ન જોઇ શકાય તેવા સ્થાનમાં વિરાજમાન્ હોવાથી, તથા બ્રહ્મા, શંકર, દેવો, નારદ, સનકાદિક મુનિઓ વગેરે જેમનું સેવન—આરાધન વારંવાર કરે છે છતાં, જે ન જાણી શકાય તેવા છે. માટે તે ભગવાન્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને ગૂઢ એમ કહી સિદ્ધ કરે છે.

**(૩૭૪) संकर्षणात्मकः સર્વનું આકર્ષણ કરનાર સંહાર મૂર્તિરૂપ પ્રભુ.**

જ્યારે જ્યારે જગત્નો સંહાર થવાનો થાય છે, ત્યારે ત્યારે સંકર્ષણ ભગવાન્ ભ્રગુટિમંડળમાંથી કાલાગ્નિરૂદ્ર પ્રગટ કરી આ અખિલ વિશ્વનો નાશ કરે છે. સંહાર કરવો એ તમઃસ્વરૂપનો ધર્મ છે. ભગવાન્ના ચતુર્વ્યૂહાત્મક ચાર સ્વરૂપો છે. તેમાં તમોમય જગત્નો પ્રલય કરનાર સંકર્ષણ એ ચતુર્થ સ્વરૂપ છે. જેથી આપને સંકર્ષણ સ્વરૂપ ધારી એવા પ્રભુ કહ્યા.

**(૩૭૫) स्थानरक्षार्थमत्स्यात्रिरूपः સ્થાનોનું રક્ષણ કરવા સારૂં મત્સ્યાદિ સ્વરૂપે તે તે સ્થાનોમાં સ્થિત કરનાર.**

સ્થાન—દ્વીપ, ખંડ, વર્ષ વગેરેનું રક્ષણ કરવા તે તે દ્વીપ, ખંડ તથા વર્ષ આદિમાં મત્સ્ય, કૂર્મ, વરાહાદિ અવતારો ગ્રહણ કરી જુદે જુદે સ્વરૂપે તેમાં આપ નિવાસ કરે છે. અને તે તે સ્થાનોનું ત્યાંની પ્રજાઓનું સારી રીતે રક્ષણ—પાલન કરે છે. એમ આ સ્કંધના ભુવનકોશ વર્ણનમાં સ્પષ્ટ રીતે વર્ણવેલું છે, તે ઉદ્દેશથીજ આ નામની ઘટના કરેલી છે.

(૩૭૬) **सर्वैकपूजित:** **૧ સર્વજનોથી એક રૂપે પૂજન કરાતા, ૨ સર્વ ભક્તોને એકજ સેવન—પૂજન કરવા યોગ્ય એવા શ્રી કૃષ્ણ.**

પ્રભુ પોતે ઉપાસકોના ભેદથી, તેમ ઉપાસનાના ભેદથી જુદા જુદા જણાય છે છતાં વસ્તુતસ્તુ એકજ છે. જેથી સર્વસ્થાને સર્વ લોકો જુદી જુદી રીતે સેવન-પૂજન કરે છે, તો પણ એક પરબ્રહ્મ શ્રી કૃષ્ણનું જ સેવન—પૂજન થાય છે. ગીતામાં આપ શ્રી મુખે આજ્ઞા કરે છે કે:—

**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**

**तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥**

( જે જે ભક્તજન જેવા જેવા મ્હારા સ્વરૂપને શ્રદ્ધાપૂર્વક અર્ચન કરવાની ઇચ્છા કરે છે, તે તે ભક્તજનને તેવા તેવા સ્વરૂપમાં હું અચલ શ્રદ્ધા ધારણ કરાવું છું.) અર્થાત્ શ્રદ્ધાપૂર્વક જે જે ભગવત્સ્વરૂપને ભક્તજન સેવન કરે છે, તેથી પરમાત્માનુંજ સેવન થાય છે. અન્યનું નહિ, કેમકે પ્રભુ પોતેજ સર્વરૂપે સર્વમાં પ્રકાશમાન તેથીજ સર્વમાં આપ એકજ પૂજન કરાય છે એમ કહે છે.

**મૂ० उपास्यनानारूपात्मा ज्योतिरूपो गतिप्रदः ॥**

**सूर्यनारायणो वेदकान्ति रुज्वलवेशधृक् ।८१।**

(૩૭૭) **उपास्यनानारूपात्मा** ઉપાસના કરવા યોગ્ય જુદા જુદા મત્સ્ય, કૂર્મ વરાહ વગેરે સ્વરૂપો—અવતારો જેમના છે. એવા શ્રી કૃષ્ણ.

(૩૭૮) **ज्योतिरूपः તેજસ્વરૂપી સૂર્યરૂપ પ્રભુ.**

પરમાત્મા જ્યોતિ રૂપે છે, જ્યોતિ રૂપે જણાતા સૂર્ય પણ આપનુંજ સ્વરૂપ છે. ગીતામાં આપ શ્રીમુખથી ઉપદેશે છે કે:-"**ज्योतिषां रविरंशुमान्**" તેજસ્વી સ્વરૂપોમાં જે સૂર્ય છે તે હું છું, તેથી અહિં જ્યોતિરૂપ સૂર્ય સ્વરૂપી ભગવાન્ શ્રીકૃષ્ણ એમ કહ્યું. ( અહિંથી સૂર્યસ્વરૂપી પુરુષોત્તમનાં નામ જાણવાં ).

(૩૭૯) **गतिप्रदः** ઉત્તરાયન અને દક્ષિણાયન એવી બન્ને રૂપ ગતિથી સર્વને શુભાશુભ ફળને આપનાર એવા પ્રભુ.

**(૩૮૦) सूर्यनारायणः સૂર્યમંડળના મધ્યવર્ત્તિ નારાયણ તે રૂપ પ્રભુ,**

સૂર્યમંડળના મધ્યવર્ત્તિ નારાયણ પ્રભુ રહેલા છે. તે નારાયણ પોતે શ્રી પુરુષોત્તમનુંજ સ્વરૂપ છે, સૂર્યની સ્તુતિમાં વર્ણવે છે કે:- "**ध्येयः सदा सवितृमण्डलमध्यवर्त्तिनारायणः सरसिजासनसन्निविष्टः**" ( કમલના આસન પર વિરાજમાન્ થયેલા, સૂર્યમંડળના મધ્યમાં પ્રકાશમાન્ નારાયણ પરમાત્મા નિરંતર ધ્યાન કરવા યોગ્ય છે.) તેમ આ સ્કંધના ૨૨ અધ્યાયમાં "**स एष भगवानादिपुरुषएव साक्षान्नारायणः०**" ( આદિ પુરૂષ ભગવાન્ નારાયણજ સૂર્યસ્વરૂપે સર્વ લોકનું સદા કલ્યાણ કરવાને વસંત આદિ ઋતુઓ ધારણ કરે છે. ) તેથીજ સૂર્યસ્વરૂપી એવા ભગવાન્ એમ અહિં કહે છે.

**(૩૮૧) वेदकान्तिः ઋગ્ યજુઃ અને સામ એ ત્રણે વેદ જેમની કાંતિ છે એવા પરમાત્મા.**

વેદત્રયી રૂપજ ભગવાન્ સૂર્ય નારાયણ છે, આ સ્કંધના ૨૦ અધ્યાયમાં "**भगवन्तं त्रयीमयं सूर्यमात्मानं यजन्ते**" ( વેદત્રયીમય એવા ભગવાન્ સૂર્ય પરમાત્માને યજન કરે છે ) શ્રુતિ ભગવતી ઉ-

પદેશ છે કે:–"ऋग्भिः पूर्वाह्णे दिवि देव ईयते, यजुर्वेदेन तिष्ठति मध्याह्ने सामवेदेनास्तमये महीयते" "वेदैरशून्य स्त्रिभिरेभिरेति-सूर्यइति" (હે રાજન્! પૂર્વાહ્નને (પ્રથમપ્રહરમાં) ઋગ્વેદ વડે આકાશમાં સૂર્યગતિ કરે છે, મધ્યાહ્નને યજુર્વેદથી સ્થિતિ કરે છે, અને સાયાહ્નને (સાંજે) સામવેદ વડે અસ્તંગત થાય છે, એ ત્રણ વેદો સહિતજ હમેશાં સૂર્યગતિ કરે છે. માટેજ વેદમય સ્વરુપવાન્ સૂર્ય-નારાયણ પરમાત્મા એમ કથન કરે છે.

(૩૮૨) **उज्वलतेराधृक्** પ્રકાશમાન્ સ્વરૂપને ધારણ કરનાર એવા સવરૂપ ભગવાન્

## मू० हंसोऽन्तरिक्षगमनः सर्वप्रसवकारणम् ॥
## आनन्दकर्त्ता वसुदो बुधो वाक्पति रुज्वलः ८२

(૩૮૩) **हंसः** ૧ નિરંતર પર્યટન કરનાર. ૨ આયુષ્યનો ક્ષય કરી સર્વનો નાશ કરનાર સૂર્યરૂપી પરમાત્મા.

સૂર્યનો ઉદય અને અસ્ત થવાથીજ જગત્માં કાળનો ફેરફાર થાય છે. દિવસ, રાત્રિ, માસ, વર્ષ વગેરે સૂર્યના આધારથીજ ગણવામાં આવે છે, લોકોના આયુષ્યાદિનો નિર્ણય, આયુષ્યનો ક્ષય કરવાપણું, કાલની ગણત્રી વગેરે સૂર્યથીજ બને છે શ્રુતિ ભગવતી પણ આયુષ્યનો ક્ષય કરનાર સૂર્ય છે એમ જણાવે છે. માટે તેવા હંસ સ્વરૂપી ભગવાન્ એમ કહે છે.

(૩૮૪) **अन्तरिक्षगमनः** અંતરિક્ષ—આકાશમાંથીજ ગમન કરનાર એવા સૂર્ય પ્રભુ.

**(૩૮૫) सर्वप्रसवकारणम् સર્વને પ્રેરણા કરનાર.**

સર્વ પ્રાણીમાત્રને પ્રેરણા—ગતિ આપનાર આપ સૂર્ય સ્વરૂપી શ્રીપુરુષોત્તમજ છે, શ્રુતિ ભગવતિ વર્ણવે છે "**सविता प्रसवानामीश इति**" પ્રેરણા કરનારમાં મુખ્ય સવિતા-સૂર્યનારાયણ છે. માટે અહિં સર્વને પ્રેરણા કરનાર સૂર્ય એમ દર્શાવ્યું. (અહિં સુધી સૂર્યનાં નામો પૂરાં થયાં, હવે ચંદ્રાદિ આઠ ગ્રહોરૂપ પ્રભુનાં નામો જણાવે છે.

(૩૮૬) **आनंदकर्त्ता** આનંદ પ્રકટ કરનાર ચંદ્રરૂપ ભગવાન્.

**(૩૮૭) वसुदः ૧ વસુને ધાન્યસમૃદ્ધિને આપનાર, ૨ ધાન્યસમૃદ્ધિને નાશ કરનાર, ૩ ધનને આપનાર મંગલગ્રહ રૂપ ભગવાન્.**

જ્યારે મંગલ જન્મ સમયે અગીયારમા ભુવનમાં હોય, તો તે ધાન્ય સમૃદ્ધિ તથા દ્રવ્ય વગેરેથી ઘણુંજ સુખ આપે છે, જેથી તે ધાન્ય સમૃદ્ધિ ધનને આપનાર છે, એમ કહેવાય છે, અને એ સ્વભાવે ક્રૂર હોવાથી અયોગ્ય સ્થાને સ્થિત થયેલો હોય તો, ધાન્ય ધન વગેરે સમૃદ્ધિનો નાશ કરનાર નીવડે છે, એવા મંગલગ્રહ રૂપ ફલ પ્રદાન કરનાર પોતે પ્રભુજ છે.

(૩૮૮)**बुधः** સર્વ વસ્તુઓને જાણનાર બુધગ્રહરૂપ પરમાત્મા.

(૩૮૯) **वाकपतिः** વાણીના પતિ બૃહસ્પતિ--ગુરૂગ્રહ રૂપ શ્રી કૃષ્ણ પ્રભુ.

**(૩૯૦) उज्ज्वलः શુભ્ર એવા શુક્રગ્રહ રૂપી પ્રભુ.**

શુક્રગ્રહ શ્વેત સ્વરૂપે પ્રકાશમાન્ હોવાથી તેમને ઉજ્વલ—શુભ્ર એમ કથન કરવામાં આવે છે. એ શુક્રગ્રહરૂપે આપ ભગવાન જ પ્રકાશમાન્ છે.

मू० कालात्मा कालकालश्च कालछेदकृदुत्तमः ॥
शिशुमारः सर्वमूर्त्तिराधिदैविकरूपधृक् ॥८३॥

(૩૯૧) **कालात्मा ૧ શ્યામ જેમનો આત્મા–સ્વરૂપ છે એવા, ૨ કાળ જેવા શનિગ્રહરૂપ ભગવાન્.**

શનિગ્રહનો વર્ણ કાળો મનાય છે. તેમ તે બધાને બહુધા પીડા કરનાર હોવાથી તેમને **કાલાત્મા** કહે છે. એ શનિગ્રહરૂપ પણ આપ પ્રભુજ છે.

(૩૯૨) **कालकालः કાળામાં પણ વિશેષ કાળારંગવાળા રાહુગ્રહરૂપી ઈશ્વર.**

શનિગ્રહનાં કરતાં પણ જેમનો વિશેષ શ્યામરંગ છે. તેમ કેવળ તમોમય અને સર્વ મનુષ્ય માત્રને મહા પીડા આપનાર બહુ ક્રૂર-ગ્રહ છે, તેથી કાલના પણ કાલ એમ જણાવે છે. તો તેવા રાહુ ગ્રહરૂપ પણ પોતે પરમાત્માજ છે. અન્ય નહિ, કેમકે આપેજ સંસાર નાટક ભજવવીને એવા વિવિધ સ્વરૂપે ક્રીડા કરી છે.

(૩૯૩) **कालछेदकृत काल–રાહુને છેદી–બેભાગ કરી તેના દેહથી કેતુ નામના ગ્રહને કરનાર પરમાત્મા.**

વિષ્ણુએ દેવોને અમૃત પાતાં, ચંદ્ર સૂર્યની મધ્યમાં આવેલા રાહુનો શિરચ્છેદ કર્યો, પરંતુ અમૃત પાનથી અમૃત ( મરણ રહિત ) બનેલા તે બે ભાગ ચૈતન્ય યુક્ત રહી પ્રભુ કૃપાથી તેમને ગ્રહ સંજ્ઞા પ્રાપ્ત થઇ, તેમાં મસ્તક વિભાગને રાહુ અને બાકીના ધડભાગને કેતુ કહેવાય છે. તે બન્નેમૂળ એક હોવાથી કેતુગ્રહરૂપ પણ પોતે પ્રભુજ છે. ( નવગ્રહોનાં નામો પુરાં થયાં )

(૩૯૪) **उत्तमः સર્વથી ઘણાજ ઉંચા એવા શિશુમાર ચક્રરૂપ પ્રભુ.**

શિશુમાર ચક્ર સર્વ ગ્રહોનાં મંડળોથી પણ ઉંચુ છે. માટે તેને ઉત્તમ–અત્યંત ઉંચું સ્થાન એમ કહે છે. એ ચક્રરૂપે આપ શ્રીકૃષ્ણજી વિરાજમાન્ છે.

(૩૯૫) **शिशुमारः શિશુમાર નામના ચક્રરૂપ પરમેશ્વર.**

જળમાં રહેનાર શિશુમાર નામના જંતુઓના જેવો પુચ્છ વિગેરેમાં જેનો આકાર હોવાથી તે સ્થાનને શિશુમાર ચક્રનામ આપેલું છે. તે રૂપ પોતે પ્રભુ છે.

(૩૯૬) **सर्वमूर्त्तिः સર્વની અર્થાત્ ધર્મ બ્રહ્મા** વગેરેની જેમાં મૂર્ત્તિઓ–સ્વરૂપો છે. **એવા પ્રભુ.**

સર્વ સ્વરૂપ શિશુમાર ચક્ર છે. તૈત્તરીય શાખાનાં આરણ્યક વિભાગાંતર્ગત ધ્રુવોપાખ્યાન નામના અનુવાકમાં "**शिशुमार चक्रस्य भूः प्रपद्ये**" એ મંત્રમાં જેના પુચ્છ ભાગમાં પ્રજાપતિ, અગ્નિ, ઇંદ્ર ધર્મ વગેરે દેવો છે. કટિમાં સપ્તરૂષિઓ છે. એમ સ્પષ્ટ જણાવેલું છે. તેમ આ સ્કંધના ૨૩ અધ્યાયમાં પણ શિશૂમાર ચક્રનું વર્ણન કરતાં તેના દરેક વિભાગોમાં જેજે દેવો છે; તે સારી રીતે દર્શાવેલા છે. પરંતુ અત્ર વિસ્તાર થવાના કારણથી લેતા નથી તે અધ્યાય દષ્ટિગોચર કરવાથી સ્પષ્ઠ જણાઇ આવશે. એ રીતે શિશુમાર ચક્રના દરેક અંગમાં દેવો નક્ષત્રો વગેરે હોવાથી તે સર્વમૂર્તિ રૂપ છે. પ્રભુજ સર્વરૂપ છે માટે એ શિશુમાર ચક્ર પણ આપનું સ્વરૂપ છે. શિશુમાર ચક્રમાં રહેલા સર્વદેવોનું આધિદૈવિક સ્વરૂપ છે, તેથી આગળ કહે છે કે—

(૩૯૭) **आदिदैविकरूपभृक् આધિદૈવિક રૂપને ધારણકરનાર.**

ગંગાઆદિ નદીઓ, તીર્થો, નક્ષત્રો, દેવતાઓ વગેરેના સ્થૂલ રૂપને આધિભૌતિક, દૈવીસ્વરૂપને આધિદૈવિક અને તત્વમય સ્વરૂપને આધ્યાત્મિક કહે છે. તેથી નદીઓ આદિના ત્રણ ત્રણ રૂપો જાણવાં, જેમ શ્રીગંગાજી નદીરૂપે આધિભૌતિક, તીર્થભાવનાથી સ્વરૂપ કલ્પી પૂજનં કરવામાં આવે છે તે આધિદૈવિક, અને જળમય તત્વનું રૂપ, એ આધ્યાત્મિક છે. તેમ અહિં શિશુમાર ચક્રમાં રહેલા દેવો આધિદૈવિક સ્વરૂપે છે એમ સમજવું. તેથી આધિદૈવિક સ્વરૂપને ધારણ કરનાર પરમાત્મા એમ કહ્યું.

## मू० अनन्तसुखभोगाढ्यो विवरैश्वर्यभाजनम् ॥
## सङ्कर्षणो दैत्यपतिः सर्वाधारो बृहद्वपुः ॥८४॥

(૩૯૮) **अनन्त सुख भोगाढ्यः** ૧ જેનો અંત આવે નહિ તેવા પુષ્કળ સુખના ભોગવડે સમૃદ્ધ-પુર્ણ, ૨ પુષ્કળ ભોગની સમૃદ્ધિ-પુર્ણતા છે જેમનાથી એવા, અત્યન્ત સુખના ભોગની સમૃદ્ધિ--પૂર્ણતા થાય છે જેમનાથી એવા પ્રભુ શ્રીકૃષ્ણચંદ્ર.

(૩૯૯) **विवरैश्वर्यभाजनम्ः** ૧ **સાતે લોકના ઐશ્વર્યને ભોગવનાર, ૨ સપ્તલોકનાં ઐશ્વર્યના આશ્રયરૂપ પ્રભુ.**

ભૂમીની નીચે રહેલાં વિવર-કે જે અતલ, વિતલ, સુતલ, તલાતલ મહાતલ, રસાતલ અને પાતાલ છે, એ સપ્તલોકના ઐશ્વર્યનો ભોગ કરનાર આપ ભગવાન્ છે તેથી તેમાં રહેલા જે જે ઐશ્વર્ય તેનાં પણ આશ્રયરૂપ આપ પ્રભુ જ છે. આ સ્કંધના ૨૪ અધ્યાયમાં ભૂમિની અધઃ રહેલા સપ્તલોકનાં ઐશ્વર્યો, આનંદો, વિલાસો સ્વર્ગ

કરતાં પણ અધિક છે. એવાં પ્રકારનાં ઐશ્વર્યો ભગવાનના આશ્રય શિવાય મળી શકે જ નહિ. માટે **અતલાદિ** સાતે લોકના ઐશ્વર્યના આશ્રયરૂપ પ્રભુ એમ કહ્યું.

(૪૦૦) **सङ्कर्षणः સારી રીતે સર્વને એકત્ર કરનાર.**

પાતાલ નિવાસી શેષ ભગવાનને ઉદ્દેશી આ નામ જણાવે છે તે શેષરૂપ આપ પ્રભુ જ છે.

(૪૦૧) **दैत्यपतिः** દૈત્યોના પતિ સ્વામી.

સંકર્ષણ—શેષ પરમાત્માનું સંહારાત્મક તામસ સ્વરૂપ છે. તેથી તમોમય પ્રકૃતિના દૈત્યોના પતિ એમ કહે છે. પ્રભુ સકલ વિશ્વના પતિ છે. તો તે દૈત્યોના પણ કેમ ન હોય? હોય જ કારણ કે પ્રભુ સર્વેશ્વર છે. શેષસ્વરૂપ પણ આપજ છે.

(૪૦૨) **सर्वाधारः સર્વના આધાર રૂપ—આશ્રયરૂપ.**

પ્રભુ સર્વેશ્વર છે તો સર્વના આધાર—આશ્રયરૂપ હોય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી, શેષ પરમાત્માજ પોતાના મસ્તકમંડલમાં આખા ભૂમંડલને વહન કરે છે માટે એ સર્વના આધારરૂપ છે,

(૪૦૩) **बृहद्वपुः જેમનું વપુ—શરીર ઘણું મોટું છે એવા સંકર્ષણ પ્રભુ.**

જે આખા ભૂમિમંડળને પોતાના શિરપર ધારી વિહાર કરે છે; તે મહા શરીરધારી હોય એમાં શું પૂછવાનું ? આ સ્કંધના ૨૪ અધ્યાયમાં સંકર્ષણ પ્રભુના મહાન્ સ્વરૂપનું વર્ણન કરતાં જણાવે છે કે:—" **मूर्धन्यर्पितमणुवत्सहस्रमूर्ध्नो भूगोलं सगिरिसरित्समुद्रसत्वम्** " સહસ્ર શીર્ષ ધારનાર અનંત પ્રભુના માથાપર પર્વત, નદી અને સમુદ્ર સહિત પૃથ્વીનો ગોળો અણુમાત્ર હોય, એમ રહેલો છે. એવું મહાનસ્વરૂપ પરમાત્માનું છે. તેથીજ તેમને બૃહદ્વપુ સંજ્ઞા આપેછે.

मू० अनन्तनरकच्छेदी स्मृतिमात्रार्त्तिनाशनः
सर्वानुग्रहकर्त्ता च.................... ॥

(૪૦૪) **अनन्तनरकच्छेदी.** ૧ (સંહાર સમયે) અનેક મનુષ્યોનાં મસ્તકોને છેદનાર ૨ (અને સ્મરણ કરતાં) અનેક મનુષ્યોની નરક યાતનાઓને નાશ કરનાર એવા શ્રીપૂર્ણ પુરુષોત્તમ.

(૪૦૫) **स्मृतिमात्रार्त्तिनाशनः સ્મરણ કરતાંની સાથેજ અનેક દુઃખો દૂર કરનાર એવા પ્રભુ.**

પ્રભુ સર્વ દુઃખોને દૂર કરનાર છે, એ સર્વત્ર પ્રસિદ્ધ છે. પ્રલ્હાદ, અજામીલ વગેરેનાં દુઃખોને પ્રભુએ સ્મરણ કરતાંની સાથેજ દૂર કરેલાં છે. એ મશહુર છે.

(૪૦૬) **सर्वानुग्रहकर्त्ता સર્વ ઉપર અનુગ્રહ—કૃપા કરનાર-હિતકરનાર.** નરકની સર્વ યાતનાઓ શાસ્ત્રદ્વારા દર્શાવી, બધા મનુષ્યો પાપ કરી તેમાં ન પડે તેમ તેમને ભય આપવા રૂપ હિત કરનાર પ્રભુ છે. નરકયાતનાઓનો ભય દર્શાવવાનું બીજું કાંઇ પણ કારણ નથી. પણ કેવળ તેવા ભયને લીધે મનુષ્યો તેવા માર્ગમાં ન દોરાય એજ આશય છે. માટે નરક ભય આપીને તેમનું હિત કરનાર પરમાત્મા છે.

इति पञ्चमस्कन्धनामानि

# अथ षष्ठस्कन्धनामानि.



मू० ................................ ॥
................मर्यादाभिन्नशास्त्रकृत् ॥ ८५ ॥

(४०७) **मर्यादाभिन्नशास्त्रकृत् મર્યાદાથી જુદા પ્રકારના શાસ્ત્રને કરનાર.**

જેવા પ્રકારનું સાધન હોય તેવા પ્રકારનું ફળ આપનારને મર્યાદા કહે છે. જેમકે "**स्वर्गकामोयजेत्** સ્વર્ગની કામના—ઇચ્છાવાળાએ યજન કરવું" આ પ્રમાણે કામફલ અને મોક્ષ ફલના અનુસંધાનથી જે જે વેદોક્ત કર્મ ક્રિયાઓ કરવામાં આવે છે, તેને વેદશાસ્ત્રમાં મર્યાદામાર્ગ મનાય છે. તેમ સાધનવિના અથવા અલ્પ સાધનથી મોટા ફળની—ભગવાનના આનંદાત્મક સ્વરૂપની લીલાના અનુભવ રૂપ ફળની પ્રાપ્તિ થવી તે મર્યાદા માર્ગથી ભિન્ન કહેવાય છે. એવા ફળની પ્રાપ્તિ પ્રભુના અનુગ્રહ શિવાય સાધ્ય થઇ શકતી નથી. **શ્રીમદ્વલ્લભાચાર્ય** આજ્ઞા કરે છે કેઃ—"**पोषणं तदनुग्रहः**" (ભગવાનના અનુગ્રહને જ પોષણ કહે છે.) અને તે પોષણનું નામ જ પુષ્ટિ છે. તો તેવા પુષ્ટિમાર્ગ પ્રતિપાદક શાસ્ત્રને રચનાર એવા શ્રીપુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર છે.

मू० कालान्तकभयच्छेदी नामसामर्थ्यरूपधृक् ॥
उद्धारानर्हगोमात्मा नामादिप्रेरकोत्तमः ॥ ८६ ॥

(४०८) **कालान्तकभयच्छेदी** કાલસરખા યમરાજ અને

**અંતક (મૃત્યુ)ના ભયને છેદવાના—નાશ કરવાના સ્વભાવવાળા એવા ભગવાન્.**

કાલ સરખા ભયંકર યમરાજ તેમ મૃત્યુના ભયને દૂર કરનાર પ્રભુ છે. જે પ્રભુનું નામ સ્મરણ કરે છે, તેને કાલનો—મૃત્યુનો તેમ યમનો—નર્કસંબંધી બિલકુલ પણ ભય થતો નથી. આ સ્કન્ધના પ્રથમ ત્રણ અધ્યાયોમાં ભગવાનના નામ સ્મરણનું અપૂર્વ મહાત્મ્ય પ્રકાશ કરી અજામિલને મરણના તથા નરક પ્રાપ્તિના ભયથી મુક્ત કર્યાનું સ્ફુટ જણાવવામાં આવ્યું છે. તેજ ભાવને સૂચવનાર આ નામ છે.

(૪૦૯) **નામસામર્થ્યરૂપધૃક્ નામના** ( સંપૂર્ણ પાપને દૂર કર્યા રૂપ ) **સામર્થ્યવાન્ પ્રભાવશાલી સ્વરૂપને ધારણ કરનાર.**

જે જે સામર્થ્યવાન્—પ્રભાવવાન્ સ્વરૂપો જોવામાં તે તે રૂપધારી આપ ભગવાન્ છે કેમકે ગીતામાં આપ આજ્ઞા કરે છે કેઃ—

**यद्यद्विभुतिमत्सत्त्वं श्रीमदूर्जितमेववा ।**
**तत्तदेवावगच्छत्वं मम तेजोंशसंभवम् ॥**

જે જે પ્રતાપી તેજસ્વી શ્રીયુત્ અને બલસંપન્ન મનુષ્ય જોવામાં આવે, તે તે મ્હારા તેજનાં અંશથી ઉત્પન્ન થયેલા છે, એમ તમો જાણો.) આ સ્કંધના અ. ૧ માં ભગવદ્રૂપજ જણાતા ચાર વિષ્ણુ પાર્ષદોએ આવી, નારાયણનું નામ લેનાર સંપૂર્ણ પાપોથી મુક્ત બનેલા અજામીલને યમદૂતોથી મુક્ત કર્યો છે. એવા પ્રભાવવાન્ વિષ્ણુપાર્ષદો આપ પ્રભુથી ભિન્ન નથી, પરંતુ પ્રભુના અંશસ્વરૂપો એટલે ભગવાન્ પોતેજ તે પાર્ષદો રૂપે અજામીલને મુક્ત કરનાર છે, એમજ આ નામનો આશય છે.

**(૪૧૦) उद्धारानर्हगोप्तात्मा સંસારથી મુક્ત થવાને જેમની યોગ્યતા નથી એવા જીવોને પાલન કરનાર જેમનો આત્મા છે એવા ભગવાન્.**

ચાલતા પ્રકરણમાં ઉપર જણાવ્યા પ્રમાણે અજામીલનું જ પ્રભુએ રક્ષણ કર્યું છે. પરંતુ તે શિવાય બીજા ઘણા એવા જીવોનું પરમાત્માએ રક્ષણ કરેલું છે. નરકમાં પડેલા મનુષ્યો પણ શ્રીકૃષ્ણ નામના ઉચ્ચારણ માત્રથી જ મુક્ત થઇ અકુંઠિત વૈકુંઠ પદને પ્રાપ્ત થયેલા એમ ઘણી જગાએ સાંભળવામાં આવે છે. નૃસિંહ પુરાણમાં માર્કંડેયના મરણ સમયે આ પ્રસંગે અનુકૂલ આખો નવમો અધ્યાય જણાવે છે, તેમાં પ્રભુના નામસ્મરણ કરવા માત્રથીજ ઘણા જીવોને તાત્કાલિક ભગવાન્‌ના ધામની પ્રાપ્તિ થઇ છે. યમરાજે આ પ્રમાણે પ્રત્યક્ષ અનુભવ કરી પોતાના દૂતોને ભગવાન્‌ના ભક્તને ત્યાગ કરવાનો ઉપદેશ કરેલો છે, અને ભગવાન્નામનું મહાત્મ્ય દર્શાવેલું છે. તેમ આ સ્કંધના અ. ૨ જા માં યમ અને યમદૂતોના સંવાદ પ્રસંગમાં ભગવન્નામ મહાત્મ્ય ઉત્તમ પ્રકારે વર્ણવવામાં આવ્યું છે. શ્રી કૃષ્ણ પરમ કૃપાનિધિ છે. એટલે એમના નામનો ઉચ્ચાર કરતાં ક્ષુદ્ર મનુષ્ય મુક્ત થઇ જાય એ કાંઇ આશ્ચર્ય જેવું નથી. માટે ક્ષુદ્ર જીવોને પાલન કરનાર—રક્ષણ કરનાર એવા પ્રભુ એમ કહે છે.

(૪૧૧) **नामादिप्रेरकोत्तमः** ૧ જે સાધનોમાં પ્રભુનું નામ સ્મરણ મુખ્ય છે તેવાં સાધનોને પ્રેરણા કરનાર એવા ઉત્તમ—શ્રેષ્ઠ ભગવાન્, ૨ નામ આદિ સાધનો જેમને ઉત્તમ પ્રેરણા કરનાર છે એવા પ્રભુ.

**મૂ० अजामिलमहादुष्टमोचकोऽघविमोचकः ॥**
**धर्मवक्ता क्लिष्टवक्ता विष्णुधर्मस्वरूपधृक् ॥८७॥**

(૪૧૨) **अजामिलमहादुष्टमोचकः** મહાપાપથી મહાન્ દુષ્ટ બનેલા અજામીલ નામના બ્રાહ્મણને નામ સ્મરણવડે સર્વ દોષોથી મુક્ત કરનાર એવા પરમાત્મા **શ્રીકૃષ્ણ.**

(૪૧૩) **अघविमोचकः** ૧ અજામીલને શૂદ્ર સ્ત્રીના સંબંધ વડે થયેલા પાપથી મુક્ત કરનાર, ૨ સર્વ પાપોથી છોડાવનાર એવા પ્રભુ.

(૪૧૪) **धर्मवक्ता ધર્મના વદનાર.**

પોતાના ધર્મને વિષ્ણુદૂતદ્વારા વદનાર—કથન કરનાર આપ ભગવાન્ છે. આ સ્કંધના ૨ અધ્યાયના "**अहो कष्टं धर्मदृशाम्०॥** એ શ્લોકમાં અહો અફસોસ છે કે!!! ધર્મનું દર્શન કરનારા—ન્યાય આપનારાઓની સભાને અધર્મે અભડાવી દીધી છે, કેમકે જે સભામાં શિક્ષાને અયોગ્ય એવા નિષ્પાપી લોકોને વૃથા શિક્ષા કરવામાં આવે છે, એમ કહી આગળ વિષ્ણુદૂતોએ ધર્મનું સ્વરૂપ જણાવેલું છે. તે રૂપે ધર્મનું સ્વરૂપ વદનાર આપ પરમાત્માજ છે, માટે તેમને ધર્મવક્તા કહે છે.

(૪૧૫) **अक्लिष्टवक्ता** ૧ અકિલષ્ટ—શાસ્ત્રવિરૂદ્ધ નહિ તેવા **યથાર્થ ધર્મના સ્વરૂપને કથન કરનાર, ૨ અકિલષ્ટ—સુલભ રીતે—સુખપૂર્વક થઇ શકે તેવા ઉપાયને કથનાર.**

સુખથી ભગવદ્ધર્મ સાધ્ય થઇ શકે તેવો ઉપાય ભગવાનના નામનું ઉચ્ચારણ કરવું એજ છે. બીજા ઉપાયો દુઃખરૂપ છે, એમ ઘણા ગ્રંથોમાં જણાવે છે. તેમ આ સ્કંધના બીજા અધ્યાયમાં પણ

"**अयं हि कृतनिर्वेशो जन्मकोट्यंहसामपि**" આ અજામીલ કરોડો જન્મના પાપોનું પણ પ્રાયશ્ચિત્ત કરી ચૂકયો છે. કારણ કે પરાધીનતામાં મહા મંગલમય પરમાત્માનું નામ તેણે લીધું છે, વગેરે કહી પ્રભુચરણ શરણ થવાનો સરલમાં સરલ માર્ગ ભગવન્નામોચ્ચારણજ છે, એમ હેતુ સ્ફુટ કરે છે.

(૪૧૬) **विष्णुधर्मस्वरूपधृक्** ૧ વિષ્ણુ ધર્મ એજ:જેનું સ્વકીય ધન છે તેને "વિષ્ણુ ધર્મસ્વ" કહેવાય તેવા વિષ્ણુ ધર્મસ્વ ભગવદીય જનોમાં (પોતાના) રૂપને ધારણ કરનાર--સ્થાપન કરનાર, ૨ વિષ્ણુ પરમાત્મા એજ ધર્મ—યમ સ્વરૂપને ધારણ કરનાર—યમરાજ પોતે ભગવાન્‌નું સ્વરૂપ છે, માટે ધર્મ-યમરૂપધારી પ્રભુ એમ કહે છે. ગીતામાં આપ શ્રીમુખથી આજ્ઞા કરે છે કે:—"**यमः संयमता महम्**" ( સંયમીઓમાં યમ—ધર્મરાજ તે હું છું. ) એમ સ્પષ્ટ જણાવેલું છે.

## મૂ० सन्मार्गप्रेरकोद्धर्त्ता त्यागहेतुरधोक्षजः ॥
## वैकुंठपुरनेता च दाससंवृद्धिकारकः ॥८८॥

(૪૧૭) **सन्मार्गप्रेरकः** ૧ **સાધુ—સત્પુરૂષોના માર્ગમાં પ્રેરણા કરનાર, ૨ સારા માર્ગમાં પ્રેરનાર.**

ભગવાનના ઉપરજ કેવળ એક નિષ્ઠા થઇ જવી તેવા માર્ગને **સન્માર્ગ** કહે છે. તેમાં પ્રેરણા થવી એ પ્રભુ કૃપા કટાક્ષ વિના અસંભવિત છે, માટે સન્માર્ગમાં પ્રેરણા કરનાર પ્રભુ એમ કહ્યું. પાંડવ ગીતામાં નારદજી કહે છે કે:—"**हरेर्नामैव नामैव नामैव मम जीवनम्**" શ્રી હરિપરમાત્માનું નામ સ્મરણ કરવું એજ મ્હારૂં પરમ જીવન છે.

આમ કહી નારદજી પ્રભુ વિષે એક નિષ્ઠા જણાવે છે. એજ સન્માર્ગનું સ્વરૂપ છે. માટે પ્રભુના નામ સ્મરણ રૂપ સન્માર્ગને પ્રેરનાર આપ પ્રભુ છે.

(૪૧૮) **ધર્ત્તા ભકતોને ધારણ કરનાર પ્રભુ.**

પોતે પરમાત્માજ ભક્તને ધારણ કરનાર—ઉદ્ધારનાર છે. ગીતામાં આપ ઉપદેશે છે કે:—"**कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति**" હે કુંતા સુત અર્જુન! મ્હારો ભક્ત નાશ પામતો નથી, અર્થાત્ તે મ્હારા ભક્તને કોઇપણ વખત જન્મ મરણ થતાં નથી કેમકે હુંજ તેને ધારણ કરનાર છું. એમ જાણવું. માટેજ ભકતોને ધારણ કરનાર પ્રભુ એમ કહે છે.

(૪૧૯) **त्यागहेतुः જેમને પ્રાપ્ત કરવામાટે રૂપ રસ આદિ વિષયનો ત્યાગ એ મુખ્ય હેતુ છે, એવા પરમાત્મા.**

જ્યાં સુધી રૂપ રસ ગંધ શબ્દ અને સ્પર્શ એ પાંચ વિષયોનો પરિત્યાગ કરવામાં આવ્યો નથી, ત્યાંસુધી પ્રભુની પ્રાપ્તિ થવી અશક્ય છે. માટે પ્રભુ પ્રાપ્તિમાં પંચ વિષયોનો પરિત્યાગ એજ મુખ્ય હેતુ છે એમ કહે છે.

(૪૨૦) **अधोक्षजः** ઇંદ્રિયોથી ઉત્પન્ન થાય તેવા જ્ઞાનને પ્રકટ કરનાર પ્રભુ.

(૪૨૧) **वैकुंठपुरनेता** ૧ પોતાના વૈકુંઠધામમાં અજામીલને લઇ જનાર, ૨ વૈકુંઠપુરના નેતા—નાયક એવા વિષ્ણુસ્વરૂપ શ્રી પુરુષોત્તમ.

(૪૨૨) **दाससंवृद्धिकारकः દાસોની—મુખ્ય ભગવદ્‌ભકતોની સારી રીતે સર્વ પ્રકારની વૃદ્ધિ કરનાર.**

નિજ ભક્તજનોની સારી રીતે પ્રભુ વૃદ્ધિ—ઉન્નતિ કરે છે. આપ ભક્તપ્રિય હોવાથી ભક્તોની ઉન્નતિ નિહાળી બહુજ પ્રસન્ન થાય છે. માટે તેમની આપ ઉત્તરોત્તર ઉન્નતિજ કર્યા કરે છે.

**મૂ૦ दक्षप्रसादकृद्धंसगुह्यस्तुतिविभावनः ।।**
**स्वाभिप्रायप्रवक्ता च गुणज्ञोवद्यसूक्तिकृत् ।।८९।।**

(૪૨૩) **दक्षप्रसादकृत्** પ્રચેતસોના પુત્ર દક્ષને સૃષ્ટિ પ્રકટ કરવાના સામર્થ્યરૂપ પ્રસાદ—અનુગ્રહ કરનાર એવા પરમાત્મા.

(૪૨૪) **हंसगुह्य स्तुति विभावनः** **૧ હંસપરમાત્મા સંબંધી ગુહ્યની સ્તુતિમાં પ્રેરનાર, ૨ હંસપરમાત્મા સંબંધી ગુહ્યની સ્તુતિવડે ચિંતન કરાતા એવા પ્રભુ શ્રીકૃષ્ણચંદ્ર.**

ગુહ્યે કરેલી હંસસ્વરૂપ પરમાત્માની સ્તુતિથી આપ બહુજ પ્રસન્ન થાય છે, જેથી ભક્તોને તેવી રીતે સ્તુતિ કરવામાં આપ પ્રેરે છે, એટલે ભક્તજનો તેવી સ્તુતિથી પ્રભુનું સ્તવન-ધ્યાન વગેરે કરે છે. આ સ્કંધના ૪ અધ્યાયમાં છે કેઃ—"**अस्तौषीद्धंसगुह्येन भगवन्तमधोक्षजम्**" (દક્ષ પ્રજાપતિએ ગુહ્યે કરેલી હંસ પરમાત્માની સ્તુતિ વડે અધોક્ષજ એવા શ્રીકૃષ્ણ પરમાત્માની સ્તુતિ કરી.) એમ સ્પષ્ટ જણાવેલું છે. માટે પ્રભુ પોતે ગુહ્યની સ્તુતિ વડે ચિંતન કરાતા છે એમ કહે છે.

(૪૨૫) **स्वाभिप्रायप्रवक्ता પોતાના અભિપ્રાયને સારી રીતે પ્રવચન કરનાર.**

પોતાની અનેક વિભૂતિઓને પ્રકટ કરવી એવા પોતાના અભિપ્રાયને સર્વ પ્રજાઓમાં સ્પષ્ટ રીતે પ્રવચન કરી પ્રકાશ કરનાર આપ

પ્રભુ છે. આ સ્કંધના ૪ અધ્યાયમાં "**ममैषकामो भूतानां यद्भुयासु विभूतयः**" (મ્હારી એમ કામના છે કે આ સર્વ લોકમાં (મ્હારી) અનેક વિભૂતિઓ પ્રકટ હો.) ત્યાં પ્રભુએ વિભૂતિઓને પ્રકટ કરવાને નિજ અભિપ્રાય સ્પષ્ટ જણાવેલો છે. માટે પોતાના અભિપ્રાયને સારી રીતે વદનાર એમ કહે છે.

(૪૨૬) **मुक्तजीवप्रसूतिकृत्** મુક્ત થયેલા જીવો–હર્યશ્વો–( દક્ષના દશ હજાર પુત્રો) ને આગળ સૃષ્ટિનો અભાવ થવાથી ઉત્પન્ન કરનાર એવા પ્રભુ.

# मू० नारदप्रेरणात्मा च हर्यश्वब्रह्मभावनः ॥
# सुबलाश्वहितो गूढवाक्यार्थज्ञापनक्षमः ॥९०॥

(૪૨૭) **नारदप्रेरणात्मा નારદમુનિની પ્રેરણામાં જેમનો આત્મા ચિત્ત છે એવા શ્રી પુરુષોત્તમ.**

નારદમુનિની પ્રેરણા—અર્થાત્ નારદમુનિ જેને ઉપદેશ કરે તે ભગવન્નિષ્ઠ જ બને, નારદજી તેમને બહુજ પ્રિય છે, માટે તેમનાથી ઉપદેશ પામેલાને પોતાના શરણ રાખવામાં જેમનું ચિત્ત છે એવા પરમાત્મા.

(૪૨૮) **हर्यश्वब्रह्मभावनः** નારદજીના ઉપદેશથી હર્યશ્વાદિને બ્રહ્મત્વ પ્રાપ્ત કરાવનાર એવા પ્રભુ.

દક્ષપ્રજાપતિના હર્યશ્વાદિ પુત્રો પિતાની આજ્ઞા લઇ પ્રજાની વૃદ્ધિ માટે તપ કરવા ગયા. ત્યાં નારદજીએ આવી તેમને બ્રહ્મનો ઉપદેશ કરી બ્રહ્મત્વ પ્રાપ્ત કરાવ્યું. એમ આ સ્કંધના પાંચમા અધ્યાયમાં છે તેમને નારદજીદ્વારા બ્રહ્મત્વ આપનાર આપ પ્રભુ છે.

**(૪૨૯) सुबलाश्वहित: ૧ સારાપ્રકારનું શોભાવાળું જેમનું બળ છે, એવા ભગવાનને પ્રાપ્ત થનારા સુબલાશ્વો જેમનાથી હિત છે એવા પ્રભુ.**

સુબલાશ્વ એટલે દક્ષના એક હજાર પુત્રો તે પણ નારદજીના ઉપદેશથી બ્રહ્મત્વને પામી ગયા છે. બ્રહ્મત્વ પામવા રૂપ હિત કરનાર પોતે પ્રભુ છે. અહિં "**सुबलाश्व**" એને બદલે "**शबलाश्व**" એમ પાઠ હોવો જોઇએ. શ્રીમદાચાર્ય ચરણશ્રીની ઉક્તિ એમજ હશે એમ સંભવિત જણાય છે. આ પ્રમાણે શાથી પાઠમાં ફેર થયો છે તે સમજાતું નથી કેમકે "**विवर्द्धयिषवस्तेतु शबलाश्वाः प्रजाः पुनः**" (ફરીને દક્ષે પ્રજાવૃદ્ધિની ઇચ્છા રાખનાર શબલાશ્વો પ્રકટ કર્યા એમ વિષ્ણુ પુરાણમાં "**शबलाश्व**" શબ્દનું ગ્રહણ સ્પષ્ટ જોવામાં આવે છે, તેમ આ સ્કંધના ૫ અધ્યાયમાં પણ દક્ષ પ્રજાપતિના બીજા હજાર પુત્રોને માટે "**शबलाश्व**" પાઠ જ જોવામાં આવે છે. "**सुबलाश्व**" પદની યોજનાથી "**शबलाश्वो**" નું ગૃહણ કરવું એ ક્લિષ્ટાર્થ કલ્પના થાય છે. માટે ખરૂં જોતાં "**शबलाश्वहित:**" એમજ પાઠ મૂલ છે એમ જાણવું.

(૪૩૦) **गूढवाक्यार्थज्ञापनक्षमः** નારદજીએ હર્યશ્વોને કહેલાં ગૂઢ વાકયોનો બોધ કરવામાં ઉત્તમ—સમર્થ એવા પ્રભુ. આ સ્કંધના ૫ અધ્યાયમાં નારદજીએ કરેલા પ્રશ્નો સ્પષ્ટ દર્શાવ્યા છે. નારદજીદ્વારા પ્રશ્નો કરી બોધ આપનાર આપ પ્રભુજ છે.

**मू० गूढार्थज्ञापनः सर्वमोक्षानन्दप्रतिष्ठितः ॥**
**[illegible]ष्टिप्ररोहहेतुश्च दासैकज्ञानहृद्गतः ॥९१॥**

**(૪૩૧) गूढार्थज्ञापनः ગૂઢ અર્થને જણાવનાર એવા પ્રભુ.**

હર્યશ્વોને તથા શબલાશ્વોને જે નારદદ્વારા મોક્ષ મળ્યો તે ગૂઢ જ્ઞાનને—ગુપ્ત અર્થને દક્ષ પ્રજાપતિને સમાધિમાં જણાવનાર પોતે પ્રભુ છે. નીકર ઘેર બેઠાં હર્યશ્વો તથા શબલાશ્વોને નારદજીથી મોક્ષ મળ્યો એમ દક્ષ શી રીતે જાણે! પરંતુ એ જ્ઞાન આપનાર આપ પ્રભુજ છે.

(૪૩૨) **सर्वमोक्षानन्दप्रतिष्ठितः** ૧ સર્વ હર્યશ્વાદિકોને મોક્ષ રૂપ આનંદ જેમનાથી ઉત્પન્ન થયો છે એવા, ૨ સર્વ હર્યશ્વાદિકોના મોક્ષથી જેમણે નારદમુનિને આનંદ સ્થાપન કર્યો છે, એવા પરમાત્મા.

(૪૩૩) **पुष्टिप्ररोहहेतुः પુષ્ટિમાર્ગીય સૃષ્ટિના કારણરૂપ.**

સૃષ્ટિના પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા એવા ત્રણ પ્રકાર છે. તે માંની પુષ્ટિ સૃષ્ટિના ખાસ કારણરૂપ આપ ભગવાન્ શ્રી પુરુષોત્તમ છે. આ સ્કંધના ૭ અધ્યાયમાં "**ततः प्राचेतसोऽसिक्न्याम्०**" એ શ્લોકમાં—(ત્યાર પછી બ્રહ્માએ સમજાવેલા દક્ષપ્રજાપતિએ પોતાની કની નામની સ્ત્રીથી પિતા ઉપર પ્રેમ રાખનારી સાઠ કન્યાઓ પ્રકટ કરી. અહિં દક્ષ પ્રજાપતિદ્વારા કન્યાઓ ઉત્પન્ન કરનાર અને પુષ્ટિ સૃષ્ટિ—ભગવાનના અનુગ્રહથી ઉત્પન્ન થયેલી સૃષ્ટિ પ્રકટ કરનાર આપ પ્રભુ છે.

**(૪૩૪) दासैकज्ञानहृद्गतः કેવળ ભગદીય જનોએ જ જેમનો હૃદયગત અભિપ્રાય જાણ્યો છે એવા પ્રભુ.**

સર્વ વ્યવસાય દૂર કરી જે પ્રભુનુંજ નિરંતર આરાધાન કર્યા કરે છે. તેવા ભગદીય જનો પ્રભુના હૃદયગત ભાવને જાણે એમાં આશ્ચર્ય કાંઇ જ નથી. એમ પ્રભુનો હૃદ્ગત વિચાર સમજવાથી જ

નારદજીએ હર્યશ્વાદિકોને સદુપદેશ આપી બ્રહ્મ પરાયણ બનાવ્યા છે. એમ ન હોય તો ભગવદિચ્છા શિવાય નારદજી ઉપદેશ આપી શકે જ ક્યાંથી ? માટે ભગવાન્ના હૃદયગત ભાવોને ભાવુક ભગવજ્જનો જ જાણે છે. બીજાથી તેમ બની શકતું નથી એજ આ નામનો સ્ફુટ આશય છે.

**મૂ. शान्तिकर्त्ता सुहितकृत् स्त्रीप्रसूः सर्वकामधुक्।**
**पुष्टिवंशप्रणेता च विश्वरूपेष्टदेवता ॥९२॥**

(૪૩૫) **शान्तिकर्त्ता** બ્રહ્માના વાક્યદ્વારા દક્ષ પ્રજાપતિને શાંતિ આપનાર એવા પૂર્ણ કૃપાનિધિ શ્રી કૃષ્ણ.

(૪૩૬) **सुहितकृत्** ૧ ધર્મ વિગેરેને દક્ષદ્વારા કન્યાઓ આપી સારી રીતે સંતુષ્ટ કરનાર, ૨ સારી રીતે સર્વનું હિત—કલ્યાણ કરનાર પ્રભુ,

(૪૩૭) **स्त्रीप्रसूः** સ્ત્રીઓને ઉત્પન્ન કરનાર અર્થાત્ દક્ષ પ્રજાપતિની અસિક્ની સ્ત્રીમાં દક્ષદ્વારા પુત્રીઓ પ્રકટ કરનાર એવા ભગવાન્.

(૪૩૮) **सर्वकामधुक्** ૧ સર્વની કામનાઓને પૂર્ણકરનાર ૨ દક્ષની કન્યાઓ વડે સર્વ કાશ્યપાદિના કામને–વિષય વિલાસને દોહનાર–પૂર્ણ કરનાર એવા પરમાત્મા.

(૪૩૯) **पुष्टिवंशप्रणेता** પુષ્ટિવડે એટલે ભગવાનના અનુગ્રહ દ્વારા દક્ષથી પ્રકટ થયેલા વંશને ઉત્કર્ષ રીતે સારી રીતે વિસ્તારનાર પ્રભુ

(૪૪૦) **विश्वरूपेष्टदेवता** ત્વષ્ટાનાપુત્ર વિશ્વરૂપને દૃષ્ટ (જોવાય તેવું) અદૃષ્ટ (નહિ જોવાય તેવું) ફળને અર્પણ કરનાર–અર્થાત્ નારાયણ કવચરૂપ દેવતા શ્રી પુરુષોત્તમ.

# मू० कवचात्मा पालनात्मा च वर्मोपचितिकारणम्
# विश्वरूपशिरच्छेदी त्वाष्ट्रयज्ञविनाशकः ॥९३॥

(૪૪૧) **कवचात्मा** નારાયણ કવચ રૂપી જેમનો આત્મા—દેહ છે એવા.

(૪૪૨) **पालनात्मा** ૧ કવચ રૂપે ઇન્દ્રનું પ્રતિપાલન કરનારૂ. ૨ સર્વ મનુષ્યોનું પાલન કરવા સારૂ જેમનો આત્મા છે એવા.

(૪૪૩) **वर्मोपचितिकारणम्** નારાયણ કવચને વિસ્તાર પૂર્વક કથન કરવામાં કારણ રૂપ એવા શ્રીકૃષ્ણ આ સ્કંધના ૮ અધ્યાયના **"यथागुप्तः सहस्राक्षः०"** એ શ્લોકથી આરંભી નારાયણ કવચને વિશ્વરૂપ દ્વારા સ્પષ્ટ જણાવેલું છે. તેના કારણરૂપે આપ પ્રભુજ છે

(૪૪૪) **विश्वरूपशिरच्छेदी વિશ્વરૂપના ત્રણ મસ્તકોને છેદવાનો જેમનો સ્વભાવ છે એવા ઇંદ્રિ સ્વરૂપી ભગવાન.**

સર્વ દેવોમાં ઇંદ્રરાજા એ પોતે પ્રભુજ છે. ગીતાના વિભૂતિ યોગમાં આપ આજ્ઞા કરે છે કે:—" **देवानामस्मि वासवः** " ( દેવોમાં હું ઇંદ્ર છું ) એ વચનથીજ અહિં ઇંદ્ર સ્વરૂપી પ્રભુ એમ કહે છે. કોઇ શંકા કરે કે, ' સર્વમાં સમદષ્ટિ રાખનાર ભગવાન્ વિશ્વરૂપનાં મસ્તકોને છેદી નાંખે એ અયોગ્ય છે. પરંતુ પ્રભુની લીલાઓ મર્યાદાથી ભિન્ન છે, એમ સર્વત્ર પ્રસિદ્ધ છે. તેને તેવી રીતેજ આપે.શરણુ લેવાને ધારેલો તેથીજ એમ બન્યું છે. ભાગવતમાં પણ તે પ્રસંગે એમજ જણાવેલું છે.

(૪૪૫) **त्वाष्ट्रयज्ञविनाशकः ત્વષ્ટાના યજ્ઞને નિષ્ફળ કરનાર. એવા પરમાત્મા.**

પરમાત્માને ઈંદ્રનું રક્ષણ કરવાનું હતું, માટે ત્વષ્ટાના યજ્ઞને નાશ કરેલો છે. કેમકે તે યજ્ઞમાં દૈત્યોને ગુપ્તરીતે વિભાગ આપવામાં આવ્યો હતો, આસુરી જીવોને ભાગ મળતાં મદમાં અનેક પ્રજાઓનો નાશ કરે, તો તે પ્રજાઓનું પણ પાલન થાય તેવા હેતુથી આપે ત્વષ્ટાના યજ્ઞનો ઈંદ્રદ્વારા નાશ કરેલો છે.

## મૂ० वृत्रस्वामी वृत्रगम्यो वृत्रव्रतपरायणः ॥
## वृत्रकीर्त्तिर्वृत्रमोक्षो मघवत्प्राणरक्षकः ॥९४॥

**(૪૪૬) वृत्रस्वामी વૃત્રાસુરનામે દૈત્યના સ્વામી.**

પ્રભુનું જે સેવન કરે છે. તેને આપ પ્રભુ સ્વીકારે છે. તેમાં દૈત્ય કે દેવ એવો કાંઇપણ ભેદ ધારતા નથી, માટેજ વૃત્રાસુર દૈત્ય હતો છતાં પ્રભુએ તેનો પ્રેમ જોઇને સ્વીકાર કરેલો છે. તેના સ્વામી–પાલક બન્યા છે. શ્રુતિમાં કહે છે કેઃ–"**तस्माद्विष्णुं मत्वा भजतीति**" પરમાત્મા સર્વ દેહના સ્વામી છે. માટે તેમને વિષ્ણુ–વ્યાપક વિભુ-માની ભક્તજન તેમનું સર્વભાવથી સેવન કરે છે.' માટે વૃત્રદેહના સ્વામી–પ્રભુ એમ કહ્યું.

**(૪૪૭) वृत्रगम्यः ૧ વૃત્રાસુરે શરણ જવા યોગ્ય, ૨ વૃત્રાસુરવડે જાણવાયોગ્ય એવા પ્રભુ.**

ઇંદ્રની સાથે યુદ્ધ કરતાં વૃત્રાસુર પ્રભુના ચરણને શરણ પ્રાપ્ત થયેલો છે. એમ આ સ્કંધના ૧૨ અધ્યાયમાં વૃત્રાસુરે કરેલી ભગવાનની સ્તુતિથી સિદ્ધ થાય છે.

**(૪૪૮) वृत्रव्रतपरायणः** ૧ વૃત્રાસુરના ( હું બીજા દેવોથી નહિ મરૂં તેવા પ્રકારના ) વ્રતને પાલન કરવા સારૂં જેમનું અયન–

ગમન છે એવા, ૨ જેમનું વ્રત ભક્તિ પરાયણ છે એવા પરમાત્મા **શ્રીકૃષ્ણ.**

(૪૪૯) **वृत्रकीर्तिः વૃત્રાસુરની કીર્ત્તિ-સારી પ્રસિદ્ધિ જેમનાથી છે એવા.**

વૃત્રાસુર પરમ ભગવદ્ ભક્ત હોવાથી તથા ઇંદ્રે પણ જેની સ્તુતિ-વખાણ કર્યા હતાં. માટે પ્રભુથી જેમની કીર્ત્તિ છે એવા. પ્રભુ એમ કહ્યું.

(૪૫૦) **वृत्रमोक्षः** વૃત્રાસુરને આસુર દેહથી તેમ આસુરભાવથી મુક્ત કરનાર એવા પરમાત્મા.

(૪૫૧) **मघवत्प्राणरक्षकः ઇંદ્રના પ્રાણોનું રક્ષણ કરનાર.**

જેને ઘણું સુખ હોય તેને **મઘવા** કહેવામાં આવે છે. મઘવા એટલે દેવોના રાજા. ઇંદ્રના પ્રાણોનું પાલન કરનાર આપ પ્રભુ છે. કેમ કે, વૃત્રાસુરના વધથી પાછળ લાગેલી બ્રહ્મહત્યાના પાપથી ઇંદ્રને પવિત્ર કરનાર પ્રભુ છે, માટે તેનું રક્ષણ કરનાર એવા ભગવાન્ એમ કહે છે.

## मू० अश्वमेधहविर्भोक्ता देवेन्द्रामीवनाशकः ॥
## संसारमोचकश्चित्रकेतुबोधनतत्परः ॥९५॥

(૪૫૨) **अश्वमेधहविर्भोक्ता અશ્વમેધ યજ્ઞ સંબંધી હવિ** હોમવાની વસ્તુને ભોગવનાર–સ્વીકાર કરનાર એવા પ્રભુ.

યજ્ઞના હવિને સ્વીકારનાર આપ શ્રીકૃષ્ણ છે. આ સ્કંધના અ. ૧૩માં જણાવે છે કે, " જ્યારે વૃત્રાસુરનો નાશ કરવા મુનિઓએ ઇંદ્રને જણાવ્યું, ત્યારે બ્રહ્મહત્યાથી ડરી ઇંદ્રે ના કહી, પરંતુ અશ્વમેધ યજ્ઞ કરાવી બ્રહ્મહત્યાના પાપથી મુક્ત કરીશું એમ કહી ફરીથી

મુનિઓએ કહ્યું, તેથી ઇંદ્રે વૃત્રાસુરનો નાશ કર્યો, અને અશ્વમેધ યજ્ઞ વડે નારાયણ પરમાત્માનું યજન કર્યું, અને બ્રહ્મહત્યાથી મુક્ત થયા. તેથીજ અશ્વમેધ યજ્ઞના હવિને સ્વીકારનાર એવા પરમાત્મા, એમ દર્શાવે છે.

(૪૫૩) देवेन्द्रामीवनाशकः દેવેન્દ્રના બ્રહ્મહત્યારૂપ રોગને અથવા તે સાથે થયેલા પાપોને (પોતે યજ્ઞનો સ્વીકાર કરી) નાશ કરનાર પ્રભુ.

(૪૫૪) **संसार मोचकः સંસારથી મુક્ત કરનાર.**

(**सम्यक् सरणमागमनं संसारः**) સારી રીતે સરવું-આવવું, તેને **સંસાર** કહે છે, સંસારથી અર્થાત્ અશ્વમેધ યજ્ઞમાં પોતે પ્રત્યક્ષ પધારી ઇંદ્રને બ્રહ્મહત્યાથી મુક્ત કરનારા આપ શ્રીપૂર્ણ પુરુષોત્તમ છે.

(૪૫૫) **चित्रकेतुबोधनतत्परः ૧ ચિત્રકેતુ રાજાને ઉપદેશ આપી પાલન કરનાર, ૨ ચિત્રકેતુને બોધ આપવામાં કુશલ.**

ચિત્રકેતુ રાજાને પુત્ર મરણના શોકથી બહુજ પીડા થતી હતી, ત્યાં **અંગિરા** અને **નારદ** મુનિએ આવીને ઉપદેશ-જ્ઞાન આપી તેને દુઃખથી મુક્ત કરેલો છે. તે બન્ને મુનિઓદ્વારા પ્રભુજ તેને મુક્ત કરનાર છે. નારદ તથા અંગિરા મુનિનો ઉપદેશ આ સ્કંધના ૧૪ અધ્યાયમાં સ્પષ્ટ દર્શાવ્યો છે.

**મૂ૦ मंत्रसिद्धिः सिद्धिहेतुः सुसिद्धिफलदायकः ॥**
**महादेवतिरस्कर्त्ता भक्त्यै पूर्वार्थनाशकः ॥९६॥**

**(૪૫૬) मंत्रसिद्धि ૧ મંત્રની સિદ્ધિ જેમનાથી છે એવા, ૨ મંત્ર રૂપ પ્રભુ.**

નારદજીએ ભગવત્પ્રાપ્તિ માટે ઉપદેશેલા મંત્રની સિદ્ધિ આપનાર આપ **શ્રી**કૃષ્ણ છે. કેમકે પોતેજ મંત્રરૂપ છે. આ સ્કંધના ૧૫ અધ્યાયમાં પરમ કલ્યાણને આપનારી મંત્રવિદ્યા નારદજીએ ચિત્રકેતુને આપેલી તે સ્પષ્ટ જણાવેલી છે.

(૪૫૭) **सिद्धिहेतुः સિદ્ધિ થવાના હેતુરૂપ એવા ભગવાન્.**

ચિત્રકેતુને શોકરહિતપણું થવારૂપ સિદ્ધિના કારણ આપ પ્રભુજ છે, કેમકે જ્યારે ભગવદાનંદનો અનુભવ થાય છે ત્યારેજ સાંસારિક અનેક સુખોની અભિલાષાઓ નિવૃત્ત થઇ શોક દૂર થાય છે. તેવી સિદ્ધિના કારણ પ્રભુ શિવાય અન્ય તો કયાંથી હોઇ શકે ?

(૪૫૮) **सुसिद्धिफलदायकः સારી સિદ્ધિરૂપ ફળને આપનાર પરમાત્મા.**

સુસિદ્ધિરૂપ–ભગવત્સ્વરૂપની પ્રાપ્તિરૂપ ફળને સમર્પણ કરનાર પરમ કૃપાળુ શ્રીકૃષ્ણ વિના કોઇ હોઇ શકે ? નહિજ. કેમકે પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરાવવી એ પોતાની ઇચ્છાનું કાર્ય છે. માટે જ તેવી સિદ્ધિ આપનાર પ્રભુને કહ્યા. કોઇ જગાએ "**सुसिद्धफलदायकः**" એમ પાઠ છે ત્યાં આગળ સારી રીતે સિદ્ધ કરેલા મંત્રના ફળને અર્પણ કરનાર' એમ અર્થ સમજવો.

(૪૫૯) **महादेवतिरस्कर्त्ता મહાદેવને તિરસ્કાર કરનાર.**

**પાર્વ**તી સહ–સભામાં વિરાજીત દિગંબર **શં**કરને દુર્વચનથી ચિત્રકેતુદ્વારા તિરસ્કાર કરનાર પ્રભુ છે. આ સ્કંધના ૧૭ અધ્યાયમાં જણાવે છે કેઃ—" ભગવાનની કૃપાથી ગંધર્વરાજ પદને પ્રાપ્ત થયેલા ચિત્રકેતુએ વિમાનમાં બેસી આકાશમાં ફરતાં ગૌરીને ઉત્સંગમાં લેઇ

દેવ સભામાં દિગ્વસ્ત્રધારી ત્રિપુરારીને નિહાળી દુર્વચનો કહ્યાં” એને ઉદ્દેશી શંકરને ચિત્રકેતુરૂપે તિરસ્કાર કરનાર આપ પ્રભુ છે એમ કહ્યું. કેમકે ચિત્રકેતુને લક્ષ્મીના અભિમાનથી મુક્ત કરી પોતાને શરણ લેવાને ગૌરીનો શાપ થવા માટે આવી યુક્તિ યોજેલી છે.

(૪૬૦) **भक्त्यैपूर्वार्थनाशकः ભક્તિ દૃઢથવાસારૂં પૂર્વ અર્દ્ધનો નાશ કરનાર.**

ચિત્રકેતુને વિદ્યાધરોની દિવ્ય સંપત્તિઓ પ્રાપ્ત થયેલી હોવાથી ભગવદ્ ભક્તિમાં તે અન્તરાય કરનાર જાણી તેને ગૌરી-પાર્વતીના શાપ નિમિત્તથી નાશ કરાવી પોતાની ભક્તિમાં દઢ બનાવેલો છે. માટે ભક્તિદઢ થવા પૂર્વાર્થનો નાશ કરનાર પ્રભુ એમ કહે છે.

**मू० देवब्राह्मणविद्वेषवैमुख्यज्ञापकः शिवः ॥**
**आदित्यो दैत्यराजश्च मरुत्पति रचिन्त्यकृत्॥९७**

(૪૬૧) **देवब्राह्मणविद्वेषवैमुख्यज्ञापकः દેવો તથા બ્રાહ્મણોમાં વિદ્વેષ રાખવાથી પોતાની વિમુખતા થાય છે એમ જ્ઞાપન કરનાર એવા પરમાત્મા.**

ચિત્રકેતુ શંકર ઉપર વિદ્વેષ કરવાથી જ વૃત્રાસુરનામે દૈત્ય થયો. એ પ્રમાણે ઉચ્ચ કોટીમાંથી તેને રાક્ષસની અધમ કોટીમાં આવવું પડયું, બ્રાહ્મણોનું તથા દેવોનું અપમાન કરવાથી આવું પરિણામ આવે છે એમ દર્શાવવાનો આ નામનો જ આશય છે.

(૪૬૨) **शिवः** પરમ મંગળરૂપ નિરંતર કલ્યાણ કર હોવાથી શિવરૂપ પ્રભુ.

પ્રભુ નિરંતર નિર્મલ છે મંગલપ્રદ છે જેથી આપને શિવ એમ કહે છે. શ્રુતિમાં કહે છે કેઃ–"**शाश्वतंशिवमच्युतम्**" (પ્રભુ નિરંતર શિવ ભદ્રરૂપ અચ્યુત છે) માટે જ પ્રભુ શ્રી કૃષ્ણને **શિવ** એમ કથન કરે છે.

(૪૬૩) **आदित्यः સવિતૃના પુત્રરૂપ.**

. આ સ્કંધના ૧૮ અધ્યાયમાં સવિતૃની પત્ની પશ્નીએ ગાયત્રી, વ્યાહૃતિ, ત્રણવેદો, અગ્નિહોત્ર, વિગેરે પ્રજાઓ પ્રકટ કરી છે. એમ જણાવ્યું છે તે પ્રજાઓ ભગવદ્રૂપ જ છે જેથી સવિતૃના પુત્રરૂપ પ્રભુ એમ જણાવે છે

(૪૬૪) **दैत्यराजः** ૧ દિતિના **પ્રહ્લાદ** વગેરે પુત્રોમાં જે શોભનારા, ૨ દિતિના પ્રહ્લાદ વિગેરે પુત્રોના રાજા એવા ભગવાન્.

(૪૬૫) **मरुत्पतिः ૧ વાયુના પતિ–પાલક–પાલન કરનાર.**

કેટલાક સ્થાનમાં આ નામમાં "**महत्पतिः**" એમ પાઠ છે જો એવો પાઠ હોય તો મહાન્ એટલે **પ્રહ્લાદ** બલિરાજ વગેરેના પતિં–રક્ષણ કરનાર, અથવા મહાન્‌ના પણ પતિ એટલે સર્વથી પણ મહાન્ એવા પરમાત્મા.

(૪૬૬) **अचिन्त्यकृत** ૧ કોઇના પણ હૃદયમાં ચિંતન કરી શકાય નહિ તેવા આશ્ચર્યકારક સામર્થ્ય–કાર્યો કરનાર, ૨ કોઈપણ ન ચિંતિ શકે તેવાં કાર્યો કરનાર પોતે શ્રી કૃષ્ણ.

## मू० मरुतांभेदकस्त्राता व्रतात्मा पुंप्रसूतिकृत ॥

॥

(૪૬૭) **मरुतांभेदकः મરૂતો–વાયુઓના ઓગણપચાસ ભેદ કરનાર.**

ઇન્દ્રદ્વારા ૪૯ મરૂદ્દગણો કરનાર આપ શ્રીકૃષ્ણ છે. આ સ્કંધના ૧૮ અધ્યાયમાં દિતિએ ઇંદ્રને નાશ કરનાર મહાપ્રતાપી પુત્ર મેળવવાનું વ્રત કરતાં ઉત્પન્ન થયેલા ૪૯ મરૂદ્દગણોનું વૃત્તાંત સ્પષ્ટ કથન કરવામાં આવ્યું છે, ભગવત્કૃપાથી તે ઇંદ્રને મારનાર નહિ બનતાં તેના મિત્રો થઇને સ્વર્ગમાં રહેલા છે.

(૪૬૮) **त्राता રક્ષણ કરનાર.**

ઇંદ્રે પોતાની અપરમાતા દિતિના ઉદરમાં પોતાનો નાશ કરે તેવો મહાન્ તેજસ્વીગર્ભ છે એમ જાણી તેનો નાશ કરવા તેના ઉદરમાં પ્રવેશ કરીને ગર્ભના ૪૯ ટૂકડા કર્યા, ભગવદિચ્છાથી તે બધા સજીવન રહ્યા એ રીતે તે ગર્ભનું રક્ષણ કરનાર આપ પ્રભુ છે, માટે તેમને **ત્રાતા** કહેવામાં આવે છે.

(૪૬૯) **व्रतात्मा** ૧ પુંસવન નામનું વ્રત જેમનું સ્વરૂપ છે. ૨ પુંસવનવ્રતવડે જેમનો આત્મા છે. આ સ્કંધના ૧૯ અધ્યાયમાં પુંસવન વ્રતનું સ્વરૂપ દર્શાવ્યું છે તેમાં પ્રભુ સંબંધી. સર્વવ્રત હોવાથી તે પ્રભુ રૂપ જ છે.

(૪૭૦) **पुंप्रसूतिकृत पुं–પુરૂષ (પુત્ર) ને જન્મ આપનાર.**

પુંસવનવ્રતમાં જેવાં લક્ષણો કહ્યાં છે, તેવાં લક્ષણો પ્રમાણે યથાર્થ વ્રત કરે તો તેને મહાપ્રતાપવાન્ પુત્ર થાય એમાં શંકા નથી. તેવી રીતે પુત્ર આપનાર પોતે પ્રભુ જ છે.

## ॥ इति षष्ठस्कन्धनामानि ॥

## ॥ अथ सप्तमस्कन्धनामानि ॥



मू० ........................................ ॥

**कर्मात्मा वासनात्मा च ऊतिलीलापरायणः ॥९८॥**

(૪૭૧) **કર્માત્મા** પૂર્વ કરેલાં કર્મો તે રૂપ પ્રભુ

(૪૭૨) **વાસનાત્મા** ૧ પૂર્વ કરેલાંઃ કર્મોની જે વાસનાઓ તે રૂપ ૨ સર્વને વસાવનાર એવો જેમનો આત્મા છે એવા પરમાત્મા.

(૪૭૩) **ઊતિલીલાપરાયણઃ** ઊતિ એટલે કર્મ વાસનાઓ તે રૂપ લીલાઓ જેમને પરમ ઉત્કૃષ્ટ સ્થાને છે એવા પ્રભુ.

તૃતીય સર્ગથી આરંભીઃ ષષ્ઠસ્કન્ધ સુધીમાં ભગવાન્‌ની દશપ્રકારની લીલાઓમાં સર્ગ વિસર્ગ સ્થાન અને પોષણ એ ચાર પ્રકારની લીલાઓ કહી ગયા. હવે સપ્તમસ્કંધમાં ઊતિલીલા વર્ણવે છે. દ્વિ. સ્કં. અ. ૨ કહે છે કે—"**ऊतयः कर्मवासनाः**" કર્મની વાસનાઓને ઊતિ કહે છે. તો તેવી ઊતિલીલામાં જે પરાયણ—તત્પર છે એવા પ્રભુ.

**मू॰ समदैत्यसुरःस्वात्मा वैशम्यज्ञानसंश्रयः ॥**
**देहाद्युपाधिरहितः सर्वज्ञःसर्वहेतुविद् ॥९९॥**

(૪૭૪) **समदैत्यसुरः** દેવો અને દૈત્યો જેમને સમાન છે એવા.

પ્રભુમાં સમ વિષમ ભાવ નથી, આપ ગીતામાં આજ્ઞા કરે છે કેઃ–"**समप्रियसुहृद् बन्धुः**" ( શત્રુ મિત્ર બંધુ વગેરે મ્હને સમાન છે ) અર્થાત્ પરમાત્માને કોઇ શત્રુ નથી, કોઇ મિત્ર નથી, તેમ કોઇ બંધુ પણ નથી, આપને સર્વ સમાનજ છે. પ્રભુની સમાનતા એમ અનેક જગાએ વર્ણવે છે. છતાં કોઇ કોઇ સ્થાને દૈત્યોનો મારી દેવોનું રક્ષણ કર્યું છે એમ ઉઘાડો પક્ષપાત જણાઇ આવે છે. એ ખરેખરો પક્ષપાત નથી. કિન્તુ શાપથી થયેલા દૈત્યો એ પોતાના ભક્તો છે તો તેમનો ઉદ્ધાર કરવા–નિજ શરણ આપવા આપ તેમનો નાશ કરે છે. એ પક્ષપાત ન ક્હેવાય, પરંતુ તેમનું હિત કર્યું ગણાય. માટેજ આપ સુરોમાં અને અસુરોમાં સમાન ભાવ ધારી છે એમ કહે છે.

(૪૭૫) **स्वात्मा** ૧ સર્વના આત્મારૂપ, ૨ નિજ ભક્તો એજ જેમનો આત્મા છે એવા શ્રી પુરુષોત્તમ.

પ્રભુજ સર્વરૂપે આ જગતમાં પ્રકાશમાન્ છે એમ આપણે અનેક વખતે કહી ગયા છીએ, એટલે સર્વ આત્મા–જીવો એ પરમાત્મ સ્વરૂપજ, તેમનાથી લેશપણ ભિન્ન નહિ. તેમ શ્રુતિ સ્મૃતિઓમાં આત્માનું પરમાત્મપણું વારંવાર દર્શાવેલું છે. તેથીજ અહિં પ્રભુને **स्वात्मा** કહે છે. જ્યારે દરેક આત્માઓ પ્રભુ સ્વરૂપ છે. તો નિજ ભગદીયજનો પરમાત્મ સ્વરૂપ હોય એમાં કાંઇ સવિશેષપણું નથી.

(૪૭૬) **वैषम्यज्ञानसंश्रयः સમ વિષમ ભાવરૂપ જ્ઞાનનો આશ્રય કરવાવાળા.**

દેવોનું રક્ષણ કરવું, દૈત્યોને વિદારવા વગેરે સમ વિષમ ભાવરૂપ જ્ઞાનનો સારીરીતે આશ્રય કરનાર આપ પ્રભુજ છે. એટલે કંઇ પ્રભુને સમ વિષમ ભાવ છે એમ માનવાનું નથી, કારણ કે પ્રભુ દૈત્યોને મારી

તેમને સ્વસ્વરૂપનો પ્રકાશ કરે છે. તે દૈત્યોને પોતાના સ્વરૂપનો પ્રકાશ થાય એ હેતુથીજ આપ નિજ સંનિધાનમાંજ એમને વિદારણ કરે છે. બાકી આપ પ્રભુતો સર્વમાં સમભાવથીજ વર્ત્તનાર છે. ગીતામાં આપ શ્રીમુખથી આજ્ઞા કરે છે કેઃ—" **समोऽहं सर्वभूतेषु** " ( હું સર્વ ભૂતોમાં સમભાવે વર્ત્તુ છું ) એ વચનથી આપમાં સમત્વ છે એતો સર્વથા સિદ્ધજ છે.

**(૪૭૭) देहाद्युपाधिरहितः દેહ સાથે રહેલી 'હું મ્હારૂં' એવી ઉપાધિથી રહિત એવા શ્રીકૃષ્ણ.**

પ્રભુને કંઇ આપણ મનુષ્યો જેવી દેહાદિ ઉપાધિ નથી, તે પૂર્ણ આનંદમય સ્વરૂપવાન્ છે, તેમને 'હું મ્હારૂં' એવું અભિમાન પણ નથી, કેવળ સ્વસ્વરૂપમાંજ નિરંતર રમણ કર્યા કરે છે—આનંદ કર્યા કરે છે. આપને મનુષ્યોની માફક દેહ જન્મ મરણ વગેરે કાંઇ-પણ નહિ હોવાથીજ આપ લૌકિક દેહ વગેરે ઉપાધિથી રહિત છે એમ જણાવે છે. શ્રુતિપણ તેથીજ પ્રભુને " **नेति नेति** " કહી ગાન કરે છે.

**(૪૭૮) सर्वज्ञः ૧ સર્વને જાણનાર, ૨ સર્વ નારદાદિ છે જ્ઞાનવાન્ જેમનાથી એવા.**

જે પ્રભુ સર્વ વ્યાપી છે તે સર્વ વસ્તુ પ્રત્યક્ષ જોનાર હોયજ, વળિ પોતે સર્વરૂપ પણ છે, એટલે આપ પરમાત્માની સર્વજ્ઞતામાં શી ખામી હોય ? બીજા સર્વજ્ઞતાનો આડંબર કરે છે એ માત્ર આડંબરજ, કિન્તુ પ્રભુ સર્વ રૂપજ હોવાથી ખરેખરા સર્વજ્ઞતો આપ પ્રભુજ છે અન્ય નહિ.

**(૪૭૯) सर्वहेतुवित् સર્વ હેતુવડે પણ પ્રાપ્ત થાય તેવા ભગવાન્.**

સર્વ કામ ક્રોધ દ્વેષ મોહ ભય પ્રેમ વગેરે અનેક કારણો વડે પણ પ્રભુ પ્રાપ્ત કરી શકાય તેવા છે. શ્રીમદ્‌ભાગવતમાં કહે છે કેઃ— **"कामाद्द्वेषाद्भयात्०"** કામ, ક્રોધ, દ્વેષ, ભય વગેરે અનેક ભાવથી જો એક ચિત્તે ભગવદારાધન કરવામાં આવ્યું હોય તો; પ્રભુ પ્રાપ્ત થાય છેજ. જેમકે કામથી ગોપીજનોને, **ભયથી** કંસને, **દ્વેષથી શિશુપાલાદિને, સ્નેહથી પાંડવોને, સંબંધથી યાદવોને**, વગેરે વગેરે અનેક કારણો વડે ચિત્ત પ્રભુમાંજ કેવળ તલ્લીન થયું હોય તો પ્રભુ પ્રાપ્ત થાય એમાં લેશ પણ અતિશયોક્તિ જેવું નથી. પણ તેવો ભાવ એક પ્રભુમાંજ હોવો જોઇએ જો અન્યમાં કામાદિ ભાવ હોય તો તે નરકનુંજ મુખ્ય કારણ એમ સિદ્ધજ છે.

## मू० ब्रह्मवाक्स्थापनपरः स्वजन्मावधिकार्यकृत् ॥
## सदसद्वासनाहेतु स्त्रिसत्यो भक्तमोचकः ॥१००॥

(૪૮૦) **ब्रह्मवाक्स्थापनपरः બ્રાહ્મણોની વાણીને સ્થાપન કરવામાં જેમનું ઉત્તમ પ્રયોજન છે એવા પરમાત્મા.**

બ્રાહ્મણો—સનકાદિકોની શાપરૂપ (જય અને વિજય દૈત્યો. થઇ પૃથ્વીમાં પ્રકટ થાય અને ત્રણ જન્મો પછી ભગવદ્ધામમાં આવે એ રૂપ) વાણીને સ્થાપન કરવા અર્થાત્ સત્ય છે એમ સર્વને પ્રકાશ કરવા પોતાના દ્વારપાલો જય વિજયને ભગવાને પૃથ્વીમાં અસુર યોનિમાં પ્રકટાવ્યા છે તેથીજ બ્રાહ્મણોની વાણીને સ્થાપન કરવામાં જેમનું ઉત્તમ પ્રયોજન છે એવા પરમાત્મા એમ કહે છે.

(૪૮૧) **स्वजन्मावधिकार्यकृत् પોતાના જન્મ સુધી કાર્યને કરનાર એવા પ્રભુ.**

પ્રભુ જન્મ મરણ રહિત છે. અવ્યયરૂપ છે. પરંતુ ભક્તોનું પ્રતિપાલન કરવા, તેમના મનોરથોને પૂર્ણ કરવા આપ વરાહાદિ અવતારો ગ્રહણ કરે છે. તે સમયે જન્મ જેવું પ્રતીત થાય છે, તેમાં જે જે રાગદ્વેષ કાર્યો પ્રકટ થાય, તેને કરનાર પોતે પ્રભુ છે. કેમકે પ્રજાને પીડનાર અસુરોનો વિનાશ કરવામાં દ્વેષ અને મુનિઓ દેવો વગેરેનું પાલન કરવામાં અનુરાગ, વગેરે જેજે કાર્યો ઉપસ્થિત થાય છે, તે તે કાર્યોને આપજ વહન કરે છે. માટે જ્યાં સુધી પ્રભુનો અવતારિક આવિર્ભાવ હોય ત્યાં સુધી તેનાં નિમિત્તનાં સર્વ કાર્યોને કરનાર પ્રભુ છે એમ કથન કરે છે.

(૪૮૨) **સદસદ્વાસનાહેતુઃ ૧ સદ્ અને અસદ્ વાસના જેમની પ્રાપ્તિનો હેતુ છે એવા, ૨ સદ્ અને અસદ્ વાસનાના હેતુરૂપ એવા પરમાત્મા.**

પ્રભુને પ્રાપ્ત કરવામાં સદ્ અને અસદ્ વાસના, એ બન્ને વાસનાઓ મુખ્ય કારણભૂત મનાય છે. એટલે કે એ બન્ને વાસનાઓ પ્રભુમાંજ હોવી જોઇએ ઇતરમાં ન હોવી જોઇએ તોજ પ્રભુની પ્રાપ્તિ થાય. શિશુપાલ પ્રભૃતિને ભગવાનની પ્રાપ્તિ થઇ છે, તે શિશુપાલાદિની પ્રભુ ઉપર અસદ્વાસના હતી તેથી થયેલી છે. તે અસુરોની ભગવાનનો નાશ કરવારૂપ અસદ્ વાસના, એકજ નિષ્ઠાવાળી અને સુદૃઢ હતી, તેથી તેમને પ્રભુની પ્રાપ્તિનો લાભ મળેલો છે, તેમ સદ્ વાસનાથી પરમાત્મા મળે છે. એતો સર્વત્ર પ્રસિદ્ધ જ છે. એટલે તે સંબંધમાં વિશેષ વિવેચન કરવું પિષ્ટપેષણ કર્યા બરાબર છે. પરમાત્મા '**કર્ત્તુમકર્તુમન્યથાકર્તું સમર્થઃ**' કરવું, નહિ કરવું, વા વિપરીત કરવું તેમાં સમર્થ છે,—સ્વતંત્ર છે. એટલે આપ જેને જેવી રીતે ઉદ્ધાર

કરવા—શરણે લેવા માગે તેને તેવી રીતે શરણે લે છે અને તેનો ઉદ્ધાર કરે છે. સદ્ અને અસદ્ વાસનાઓને પ્રકટ કરનાર પણ પ્રભુ છે, કેમકે આ સંસાર નાટકને નભાવા સદ્વાસના અને અસદ્ વાસના, વિદ્યા અને અવિદ્યા નિર્મી છે. તેને અનુસરીનેજ આ જીવલોક ઉતમ અધમ ગતિને પ્રાપ્ત કરે છે, જો તેજ વાસનાઓ ભગવાન્‌ને ઉદ્દેશી કરવામાં આવે તો ઉપર જણાવ્યા પ્રમાણે પ્રભુને પ્રાપ્ત થાય એ નિર્વિવાદ છે.

(૪૮૩) **त्रिसत्यः** ત્રણ અવતારો વડે સનત્કુમાર આદિ બ્રાહ્મણોની પોતાના દ્વારપાલોને શાપ આપ્યો તે રૂપ વાણીને સત્ય કરનાર જો **त्रिषत्य:** એવો પાઠ હોય તો જે **स** ને બદલે **ष** છે તે પૌરાણિક સમજવો, અને એનો અર્થ પણ ઉપર પ્રમાણેજ કરવો.

(૪૮૪) **भक्तमोचकः** જય અને વિજય નામે પોતાના ભકતને વૈકુંઠ પદના અધિકારથી મુકત કરનાર એવા પરમાત્મા.

**મૂ० हिरण्यकशिपुद्वेषी प्रविष्टात्माऽतिभीषणः ॥**
**शान्तिज्ञानादिहेतुश्च प्रह्लादोत्पत्तिकारणम् ॥१०१॥**

(૪૮૫) **हिरण्यकशिपुद्वेषी** હિરણ્યકશિપુ નામે મહા દૈત્યનો જેમના ઉપર દ્વેષ–વૈર ભાવ છે એવા પરમાત્મા. વરાહ અવતારથી તેના ભાઇ હિરણ્યાક્ષને માર્યો હતો માટે ભગવાન્ ઉપર હિરણ્યકશિપુને ઘણોજ દ્વેષ હતો તેથી હિરણ્યકશિપુદ્વેષી એમ પ્રભુને કહે છે.

(૪૮૬) **प्रविष्टात्मा પોતાના આત્માને સર્વમાં પ્રવિષ્ટ કરનાર.** પ્રભુ સર્વભૂતાત્મા છે, એટલે આત્મારૂપે સર્વમાં પ્રવેશ કરનાર છે. ભગવતી શ્રુતિ પણ આજ્ઞા કરે છે કે:—“ **अन्तः प्रविष्टः शास्ता**

**जनानाम्** " સર્વના અંતરમાં પ્રભુ વિરાજી તેમને શાસન-શિક્ષણ આપે છે. અહિં હિરણ્યકશિપુમાં દ્વેષ ભાવથી પોતાના આત્માને પ્રવિષ્ટ કરાવ્યો છે, પ્રભુને વૈર ભાવ કે દ્વેષ ભાવ નથી, પરંતુ સર્વ જનને પીડા કરનાર રાક્ષસ હોવાથી તેના ઉપર પ્રભુનો તેવો ભાવ થયેલો છે, વળિ તેના શાપની મુક્તિ પણ એમજ થનાર છે, માટે તેનામાં તેવા ભાવથી પ્રવેશ કરવાની ઘટના થઇ છે. એટલે તેથી સર્વમાં સમભાવ રાખનાર પ્રભુમાં વિષમતા હોય એમ સંશય લાવવાનો નથી. આપણે પ્રથમજ કહી ગયા છીયે કે:—"**समदैत्यसुरः**" પ્રભુ દેવોમાં અને દાનવામાં સમાનતા ધરાવે છે.

(૪૮૭) **अतिर्भीषणः હિરણ્યકશિપુને અત્યંત ભય ઉત્પન્ન કરનાર એવા પ્રભુ.**

પોતાના ભાઇ **હિરણ્યાક્ષને** વરાહાવતારથી પ્રભુએ માર્યો હતો, માટે વખતે મ્હારો પણ તેવી રીતે નાશ કરે એમ ધારી હિરણ્યકશિપુને આપનો બહુજ ભય લાગતો હતો તેથીજ અહિં પ્રભુને **અતિભીષણ** કહ્યા છે.

(૪૮૮) **शान्तिज्ञानादिहेतुः** શોકની શાંતિ થવા માટે હિરણ્યકશિપુએ જે જ્ઞાન સ્ત્રીઓને પુત્રોને કહ્યું તેને પ્રેરણા કરનાર અર્થાત્ હિરણ્યકશિપુદ્વારા બંધુ જનોને શાંતિ કરનારૂં જ્ઞાન આપનાર આપ પ્રભુજ છે. આ સ્કંધના બીજા અધ્યાયમાં "**अम्बाम्ब हे वधू पुत्राः**" એ શ્લોકમાં **હિરણ્યકશિપુએ** આપેલું જ્ઞાન ( ઉપદેશ ) સ્પષ્ટ જણાવલું છે.

(૪૮૯) **प्रह्लादोत्पत्तिकारणम् ૧ જેમની ઉત્પત્તિ-અવતાર થવાનું કારણ પ્રહ્લાદ છે એવા, ૨ પ્રહ્લાદની ઉત્પત્તિ થવાના કારણ રૂપ એવા પરમાત્મા.**

પ્રભુએ પ્રલ્હાદને લીધેજ તેની વાણી સત્ય કરવા માટેજ સ્તંભમાંથી પોતાનો પ્રાદુર્ભાવ નૃસિંહરૂપે કર્યો છે. માટે ભગવદવતારનું કારણ પ્રલ્હાદને કહ્યા. તેમ પ્રલ્હાદ જેવા પરમ ભગવદીય જનની ઉત્પત્તિ આખા વિશ્વને બોધ રૂપ નીવડે એટલા હેતુથીજ પ્રભુએ કરેલી છે તેથી પ્રલ્હાદની ઉત્પત્તિનું કારણ પ્રભુને કહે છે. એમ પરસ્પર બન્ને બન્નેના આવિર્ભાવનું કારણ છે. એ હેતુને આ નામ પ્રતિપાદન કરે છે.

**મૂ० दैत्यसिद्धान्तसद्वक्ता तपःसार उदारधीः ॥**
**दैत्यहेतुप्रकटनो भक्तिचिह्नप्रकाशकः ॥१०२॥**

(૪૯૦) **दैत्यसिद्धान्तसद्वक्ता** દૈત્યોના દ્વૈતસિદ્ધાન્તના સ્થાનમાં સત્–ઉત્તમોત્તમ શુદ્ધ અદ્વૈત શાસ્ત્રને ભક્ત પ્રલ્હાદ દ્વારા કથન કરનાર.

હિરણ્યકશિપુએ ગુરૂને ત્યાંથી અભ્યાસ કરીને આવેલા ઉત્સંગમાં બસાડેલા પોતાના પુત્ર પ્રલ્હાદને "તું આ જગત્‌માં શ્રેષ્ઠ વસ્તુ શીમાને છે" એમ પ્રશ્ન પૂછ્યો. તેના ઉત્તરમાં પ્રલ્હાદજી એ દ્વૈત સિદ્ધાન્ત નહિ કહેતાં "સર્વ વસ્તુને છોડી વનમાં જઇ પ્રભુનું સેવન કરવું" એમ ભગવદ્‌ગુણાનુવાદ ગાવારૂપ સત્ સિદ્ધાન્તને શ્રેષ્ઠ જણાવ્યો. એવી રીતે દૈત્ય સન્મુખ પ્રલ્હાદદ્વારા અદ્વૈત શાસ્ત્રને કથન કરનાર આપ પ્રભુ છે.

(૪૯૧) **तपःसारः** ભજનરૂપ તપ એજ જેમનો સાર છે એવા પ્રભુ.

(૪૯૨) **उदारधीः** ઉદાર–નિર્મલ પ્રલ્હાદની ધી–બુદ્ધિ જેમનાથી છે એવા અર્થાત્ જેમના આરાધનને લીધેજ પ્રલ્હાદની બુદ્ધિ વિમલ સરલ બનેલી છે એવા પોતે શ્રી પુરુષોત્તમ.

(४९३) **दैत्यहेतुप्रकटनः** દૈત્ય પ્રલ્હાદજીના હેતુને-પરમાત્માની સાથે ચિત્તની એકાગ્રતાને પ્રકટ કરનાર એવા પ્રભુ.

(૪૯૪) **भक्तिचिह्नाप्रकाशकः ભક્તિનાં લક્ષણોને પ્રકાશ કરનાર.**

પ્રલ્હાદદ્વારા ભક્તિનાં લક્ષણોને આપે પ્રકાશ કરેલાં છે. આ સ્કંધના ૫ અધ્યાયમાં "**स्वः परश्चेदसद्ग्राहः**" એ શ્લોકમાં તથા "**श्रवणं कीर्तनं विष्णोः**" એ શ્લોકમાં સંપૂર્ણ ભક્તિનાં નવધા લક્ષણો જણાવવામાં આવ્યાં છે તે ભક્તની દ્વારા પ્રભુએજ પ્રકટ કરેલાં છે. માટેજ આપને ભક્તિનાં ચિન્હોને-લક્ષણોને પ્રકટ કરનાર કહે છે.

## मू० सद्वेषहेतुः सद्वेषवासनात्मा निरन्तरः ॥
## नैष्ठुर्यसीमा प्रह्लादवत्सलः सङ्गदोषहा॥१०३॥

(૪૯૫) **सद्वेषहेतुः સત્—પ્રહ્લાદમાં દૈત્યનો દ્વેષભાવ ઉત્પન્ન થવાના કારણ રૂપ એવા પરમાત્મા.**

પોતાના બંધુ હિરણ્યાક્ષનો નાશ કરવાથી હિરણ્યકશિપુને પ્રભુપર દ્વેષ ઉત્પન્ન થયેલો હતો; અને તે પરમાત્માનુંજ **પ્રહ્લાદ** સેવન કરે છે. એમ જાણી તે પોતાનો પુત્ર છતાં તેના ઉપર પણ તે દૈત્યને દ્વેષ ઉત્પન્ન થયેલો, પ્રભુના ઉપર પ્રેમ હોવાથી જ પ્રહ્લાદજી દૈત્યના દ્વેષપાત્ર બન્યા હતા એટલેજ તેના દ્વેષનું કારણ પ્રભુને જણાવે છે.

(૪૯૬) **सद्वेषवासनात्मा ભક્તજનો પર દ્વેષ કરવો એજ જેમને પ્રાપ્ત કરવામાં આત્માને—જીવને આચ્છાદન—અંતરાયરૂપ છે એવા પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર.**

ભગદીય જનોપર પરમભાવ રાખવો તેથીજ પ્રભુ પ્રસન્ન થાય છે, પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી તેવો સરલભાવ હૃદયમાં ઉત્પન્ન

થયો નથી, ત્યાં સુધિ પ્રભુની પ્રાપ્તિજ થતી નથી. જીવને ભગવાનનું શરણુ પ્રાપ્ત થવામાં ભગવદીયો ઉપર દ્વેષ તેમની ચેષ્ટા કરવી, નિંદા કરવી, એજ મુખ્ય અંતરાય રૂપ છે. અહિં પ્રભુના નામનો એવો જ આશય વ્યક્ત કર્યો છે.

(૪૯૭) **निरन्तरः દૈત્યોથી સારી રીતે જેમનું જુદા પણું છે. એવા પ્રભુ.**

જ્યાં સુધી આસુરભાવ હોય છે, ત્યાંસુધિ પ્રભુની પ્રાપ્તિજ નથી તેથી અહિંઆં અસુરોથી અત્યંત જુદા પ્રભુને જણાવે છે. એમ જણાવવાથી અદ્વૈત સિદ્ધિમાં બાધ માની લેવાનો નથી.

(૪૯૮) **नैष्ठुर्यसीमा નિષ્ઠુરતા—નિર્દયતાની સીમા—અવધિરૂપ પરમાત્મા.**

પ્રભુ પરમ કૃપાલ પરમ કરૂણાનિધિ છે. છતાં અહિં તેમને નિર્દયતાની હદ એમ કહી વર્ણવે છે. એ મોટો વિરોધ થાય છે. પરંતુ એમ સમજવાનું નથી, પ્રભુએ પોતાના ભક્તને પોતાના પર કેટલો પ્રેમ છે. તેની કસોટી દૈત્ય દ્વારા કરેલી છે., અને તેથીજ પ્રહ્લાદજીને મારવાના અનેક ઉપાયો દૈત્યે અજમાવ્યા છતાં પણ પ્રભુ પર તો તેનો તેવોને તેવો દઢ પ્રેમજ હતો. ભક્તની પરીક્ષા કરવામાં ઘણાં કઠોર ઉપાયો દૈત્યદ્વારા યોજયા, તેથી ઘણીજ નિર્દયતાની સીમા એમ પ્રભુને કથન કરે છે, દૈત્યોના અનેક ઉપાયોને નિષ્ફળ કરી ભક્તનું રક્ષણ કર્યું એ કૃપાલુતા નહિ તો બીજું શું ? માટે પ્રભુ કૃપાનિધિ તો છેજ પણ ભગદીય જનની કસોટી કરવામાં એ દેઠ સુધી પણ નિર્દય બને છે.

(૪૯૯) **प्रह्लादवत्सलः પ્રહ્લાદપર વાત્સલ્ય પ્રેમ રાખનાર પ્રભુ.**

જ્યાં જ્યાં પ્રહલાદજીને દૈત્યે કષ્ટ આપ્યું, ત્યાં ત્યાં પ્રભુએ તેમનું વત્સલતાથી રક્ષણ કર્યું છે એમ પ્રસિદ્ધ છે તેથીજ અહિં **પ્રહ્લાદ-વત્સલ** પ્રભુ એમ કહે છે.

(૫૦૦) **सङ्गदोषहा સંગતિના દોષને હણનાર.**

દૈત્યોના બાળકોને નિરંતર દૈત્યોનો—અસુરી જીવોનો પ્રસંગ હતો પરંતુ તે સર્વેને પ્રહ્લાદદ્વારા સદુપદેશ આપી તેમના આસુર સંગને—આસુરી ભાવને પ્રભુએજ હરણ કર્યો છે. નાશ કર્યો છે. (અહિંથી—નૃસિંહાવતારનાં નામો શરૂ થયાં)

**मू० महानुभावः साकारः सर्वाकारः प्रमाणभूः ॥**
**स्तम्भप्रसूतिर्नृहरिर्नृसिंहो भीमविक्रमः ॥ १०४ ॥**

(૫૦૧) महानुभावः **૧ જેમનો પ્રભાવ—સામર્થ્ય અચિંત્ય છે, અવર્ણનીય છે એવા પ્રહ્લાદ રૂપધારી ભગવાન્, ૨ પ્રહ્લાદની રક્ષા કરવામાં જેમનું મહાન્ સામર્થ્ય છે એવા.**

પ્રહ્લાદ એ પ્રભુનું સ્વરૂપ જ છે. આપ ગીતામાં શ્રી મુખથી આજ્ઞા કરે છે કે:— "**प्रह्लादश्चास्मि दैत्यानाम्**" (દૈત્યોમાં હું પ્રહ્લાદ છું.) તેથીજ તેમનામાં દૃઢ ભગવદ્‌ભાવ દિવ્ય પ્રભાવ શાંત સ્વભાવ વગેરે અનેક ગુણો વિરાજીત હતા,

(૫૦૨) **साकारः** બોલાવતાંની સાથેજ વર્તન કરનાર પ્રત્યક્ષ પ્રકટ થનાર એવા શ્રી નૃસિંહાવતાર ધારી પરમાત્મા.

(૫૦૩) **सर्वाकारः ૧ સર્વ સ્વરૂપ જેમનું છે એવા, સર્વથી વિલક્ષણ આકારવાળા.**

આપ શ્રીકૃષ્ણ સમસ્ત વિશ્વમાં સર્વરૂપે પ્રકાશમાન્ છે. જ્યાં

જ્યાં દૃષ્ટિ કરીયે ત્યાં ત્યાં ઇશ્વર જ છે, તે શિવાયનો અણુભાગ પણ બાકી નથી.: એમ સૂચવવાને માટેજ આપ સ્તંભમાંથી પ્રકટ થયા છે. જેમનું સ્વરૂપ નહિ મનુષ્યમાં, નહિ સિંહમાં એવું ઘણું જ વિસ્મય જનક અને ભયંકર છે. જેથી વિલક્ષણ આકાર વાળા પ્રભુ એમ જણાવે છે.

(૫૦૪) **પ્રમાણમ્: ૧ પ્રહ્લાદજીના વાક્યને પ્રમાણભૂત કરવાને સ્તંભમાંથી પ્રકટ થનારા પ્રભુ.**

પ્રભુની સર્વ વ્યાપકતા પ્રતિપાદન કરતાં પ્રહ્લાદજીને દૈત્યે પૂછ્યું કે "જો પ્રભુ સર્વ વ્યાપક છે તો આ સ્થંભમાં કેમ નથી દેખાતા !" એમ કહી તલવારથી તેનો નાશ કરવા જતાં સ્તંભમાંથી પ્રભુએ પ્રકટ થઇ પોતાની સર્વ વ્યાપકતા સત્ય કરી પ્રહ્લાદજીના વચનને પણ પ્રમાણભૂત કર્યું અને ભક્ત વત્સલતા ભક્તાધીનતા પણ આપે દર્શાવી એજ ભાવને આ નામ સૂચન કરે છે.

(૫૦૫) **स्तम्भप्रसूतिः** જેમનું સ્થંભમાંથી પ્રાકટ્ય થયું છે એવા નૃસિંહ પ્રભુ,

(૫૦૬) **નૃહરિ:** ૧ મનુષ્ય તથા સિંહરૂપ ૨ મનુષ્ય આકાર તેમ સિંહાકાર બન્નેથી મિશ્ર સ્વરૂપવાન્, ૩ નૃ–મનુષ્યોના ભયને હરણ કરનાર, ૪ સંહાર રૂપ હોવાથી મનુષ્યોને—દુષ્ટોને હરણ કરનાર. —નાશ કરનાર. એવા નૃસિંહ રૂપ ધારી ભગવાન્ શ્રીકૃષ્ણ.

(૫૦૭) **नृसिंह:** નર અને સિંહથી મિશ્રિત નૃસિંહ પ્રભુ.

(૫૦૮) **भीमविक्रमः** ૧ ભયાનક જેમનું વિક્રમ—પગલું ભરવું (ગમન) છે એવા, ૨ ભયંકર જેમનું પરાક્રમ–શૌર્ય છે એવા, ભીમ–ઘોર દૈત્યને નાશ કરવામાં જેમનું પરાક્રમ છે એવા નૃહરિ ભગવાન્.

मू० विकटास्यो ललज्जिह्वो नखशस्त्रो जवोत्कटः ॥
हिरण्यकशिपुच्छेदी क्रूरदैत्यनिवारकः ॥१०५॥

(૫૦૯) **विकटास्यः** વિકરાલ મુખવાળા.

(૫૧૦) **ललज्जिह्वः** ચોતરફ જેમની જીભ લળી રહીછે એવાનૃસિંહ.

(૫૧૧) **नखशस्त्रः** નખરૂપ આયુધ ધારી પ્રભુ.

(૫૧૨) **जवोत्कटः** યુદ્ધના વેગને લીધે ન સહન કરી શકાય તેવા.

(૫૧૩) **हिरण्यकशिपुच्छेदी** હિરણ્યકશિપુદૈત્યને નાશ કરવામાં જેમનું આચરણ છે એવા શ્રીનૃસિંહ સ્વરૂપી ભગવાન્

(૫૧૪) **क्रूरदैत्यनिवारकः** દૈત્યરાજના અનુચરોમાં જે ક્રૂર દૈત્યો હતા તેમનો નાશ કરનાર.

मू० सिंहासनस्थः क्रोधात्मा लक्ष्मीभयविवर्द्धनः ॥
ब्रह्माद्यत्यन्तभयभूरपूर्वाचिन्त्यरूपधृक् ॥१०६॥

(૫૧૫) **सिंहासनस्थः** રાજ્યાસન પર બેસનાર એવા નૃસિંહ.

(૫૧૬) **क्रोधात्मा** ક્રોધથી પૂર્ણ જેમનો આત્મા—સ્વરૂપ છે એવા ભગવાન્.

(૫૧૭) **लक्ष्मीभयविवर्द्धनः** લક્ષ્મીજીને વિશેષ ભય વધારનાર.

(૫૧૮) **ब्रह्माद्यत्यन्तभयभूः** બ્રહ્માદિ સર્વ દેવોને અત્યંત ભયનું સ્થાનરૂપ એવા નૃસિંહરૂપ ધારી શ્રીકૃષ્ણ.

(૫૧૯) **अपूर्वाचिन्त्यरूपधृक्** પૂર્વે નહિ થયેલા, મનથી પણ કલ્પના કરી શકાય નહિ તેવા અદ્દ્ભુત સ્વરૂપને ધારણ કરનાર એવા પરમાત્મા.

**મૂ० भक्तैकशान्तहृदयो भक्तस्तुत्यः स्तुतिप्रियः ॥**
**भक्ताङ्गलेहनोद्धूतक्रोधपुञ्जः प्रशान्तधीः ॥१०७॥**

(૫૨૦) **भक्तैकशान्तहृदयः** એક કેવળ ભક્ત પ્રહ્લાદજીને માટેજ જેમનું શાંત હૃદય છે એવા નૃસિંહ ભગવાન્

(૫૨૧) **भक्तस्तुत्यः** ભક્ત પ્રહ્લાદજી વડે સ્તુતિ કરવા યોગ્ય.

(૫૨૨) **स्तुतिप्रियः** ભક્ત પ્રહ્લાદે કરેલી સ્તુતિ જેમને ઘણી જ પ્રિય છે એવા.

(૫૨૩) **भक्ताङ्गलेहनोद्धूतक्रोधपुञ्जः** ભક્ત પ્રહ્લાદજીના અંગોનું આસ્વાદન કરવાથી ક્રોધના સમુદાયવડે રહિત બનેલા અર્થાત્ ક્રોધ રહિત થયેલા નૃહરિસ્વરૂપધારી શ્રી પુરુષોત્તમ.

(૫૨૪) **प्रशान्तधीः** ૧ **ક્રોધ વગરની જેમની બુદ્ધિ થઇ છે એવા, ૨ પ્રશાત—વિષય અભિલાષાથી રહિત જ્ઞાનનિષ્ઠ એવી પ્રહ્લાદજીની બુદ્ધિ જેમનાથી બનેલી છે એવા શ્રીકૃષ્ણચંદ્ર**

પ્રભુની ભક્તિ કરવાથી મનુષ્યની બુદ્ધિ વિષયોમાંથી વિરામપામી જ્ઞાન પરાયણ બની પરમાત્મામાં અનુરાગવાળી થાય છે. પ્રહ્લાદજીમાં તેવી જ અપૂર્વ ભક્તિ હતી. તેથીજ તેમને યુવાવસ્થા છતાં પણ પ્રભુ શિવાય અન્ય કોઇ વસ્તુમાં રાગ હતો નહિ. એવી અત્યન્ત શાંત બુદ્ધિ ભગવદિચ્છાથી જ થાય છે. માટે જ પ્રહ્લાદજીને વિષય રહિત બુદ્ધિ કરાવનાર એવા પ્રભુ એમ કહે છે.

**મૂ० स्मृतिमात्रभयत्राता ब्रह्मबुद्धिप्रदायकः ॥**
**गोरूपधार्यमृतपाः शिवकीर्त्तिविवर्द्धनः ॥१०८॥**

(૫૨૫) **स्मृतिमात्रभयत्राता:** સ્મરણ કરતાંની સાથે સંકટ સમયે ભયથી રક્ષણ કરનાર એવા નૃસિંહ ભગવાન્.

(૫૨૬) **ब्रह्मबुद्धिप्रदायक: બ્રહ્માજીને બુદ્ધિ આપનાર.**

બ્રહ્માજીના વરપ્રદાનથી મદોદ્ધત બનેલા હિરણ્યકશિપુને માટે સ્તભમાંથી પ્રકટ થવું વગેરે પરમાત્માને પરિશ્રમ લેવો પડયો. માટે વિશ્વને કનડે એવા અપાત્રોને-અસુરોને પુનઃ આવું વરદાન ન આપવું એમ બ્રહ્માજીને બુદ્ધિ-ઉપદેશ આપનાર એવા શ્રીકૃષ્ણ આ સ્કંધના ૧૦ અધ્યાયમાં " **मैवं वरोऽसुराणां ते प्रदेय: पद्मसम्भव** ! " હે પદ્મસંભવ ! હે બ્રહ્મન્ ! દૈત્યોને એવું વરદાન આપવું નહિ. જેમ ક્રૂર જાતિ સર્પોને અમૃત પાઇએ તેવું જ તેમને વરપ્રદાન છે એમ પ્રભુએ આપેલો ઉપદેશ સ્પષ્ટ જણાવેલો છે. તેથી બ્રહ્માને બુદ્ધિ આપનાર પ્રભુ એમ કથન કરે છે. (નૃસિંહાવતારનાં નામો પુરા થયાં)

(૫૨૭) **गोरूपधारी ગાયનું સ્વરૂપ ધારણ કરનાર.**

" ભગવાન્ શંકર ત્રિપુરાસુરનો પરાભવ કરવા તેના નગરોને ભાગી દૈત્યોના ઉપર અનેક બાણો વરસાવવા લાગ્યા. પરંતુ તેમનાં બાણોથી મરણ શરણ થયેલા અસુરો અમૃતપાન કરી પ્રથમથી વિશેષ બળવાન બની યુદ્ધ કરતા હતા. તે સમયે શ્રી શંકરને સહાયતા કરવા પ્રભુએ ગાયનુ રૂપ ધારણ કરી બ્રહ્માને વત્સ બનાવી ત્રિપુરાસુરની નગરીમાં રહેલા કૂપનું સઘળું અમૃત પાન કરી ગયા. " એમ આ સ્કંધના ૧૦ અધ્યાયમાં કથા છે તેથી જ ગોરૂપધારી પ્રભુ એમ જણાવે છે.

(૫૨૮) **अमृतपा:** ત્રિપુરાસુરની નગરીમાં જઇને અમૃતનું પાન કરનાર એવા પ્રભુ. એટલા જ માટે આગળ કથન કરે છે કેઃ—

(૫૨૯) **शिवकीर्त्तिविवर्द्धनः શિવની કીર્ત્તિને વધારનાર**

ગોરૂપ ધારણ કરી ત્રિપુરાસુર શત્રુનું સઘળું અમૃત પી જવાથી જ ત્રિનયન શંકરને તેનો વિનાશ કરવો સુલભ થયો. નીકર એનો નાશ થાય એમ હતુંજ નહિ. પ્રભુએ તેના નાશનું મુખ્ય કારણ પ્રાપ્ત કરી. ભગવાન્ શંકરને વિજયમાળા સાથે કીર્ત્તિમાળા સમર્પણ કરી. તેથી જે શંભુની કીર્ત્તિ વધારનાર વિભુ–પ્રભુ છે.

**मू० धर्मात्मा सर्वकर्मात्मा विशेषात्माश्रमप्रभुः ॥**
**संसारमग्नस्वोद्धर्त्ता सन्मार्गाखिलतत्ववाक् ॥१०९॥**

(૫૩૦) **धर्मात्मा સર્વ સાધારણ જે ધર્મ, તત્સ્વરૂપ એવા પરમાત્મા.**

સાધારણ ધર્મ એટલે સર્વને સંમત એવો ધર્મ, કે જે ધર્મનાં લક્ષણોથી અખિલ ભૂમંડલમાં કોઇને પણ વિરોધ આવે નહિ. એનું નામજ સાધારણ ધર્મ કહેવાય. મનુસ્મૃતિ અ. ૬ શ્લોક ૯૨ નીચે પ્રમાણે સાધારણ ધર્મનું સ્વરૂપ જણાવે છે કેઃ—

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ॥**
**धी र्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥**

( ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, **ધી, વિદ્યા, સત્ય,** અને **અક્રોધ** એ દશે ધર્મનાં લક્ષણો છે. ) સંતોષ રાખવો એ **ધૃતિ,** કોઇએ અપકાર કર્યો હોય તેના ઉપર ઉપકાર કરી બદલો વાળવો એ **ક્ષમા,** વિકારકારક વસ્તુ સમીપ છતાં અવિકાર પણે મનને દમન કરવું—સ્થીર રાખવું એ **દમ,** ન્યાયપૂર્વક ધન

ઉપાર્જન—સંપાદન કરવું એ **અસ્તેય**, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મા-ટીથી અને જળથી દેહનું શોધન કરવું એ **શૌચ**, વિષયોથી ઇંદ્રિયોને ધારણ કરવી-પોતાને આધીન બનાવવી એ **ઇંદ્રિયનિગ્રહ** શાસ્ત્રાદિ તત્વોનું જ્ઞાન થવું એ **ધી-બુદ્ધિ**, ભગવદ્દજ્ઞાન મેળવવું એ **વિદ્યા**, યથાર્થ કથન કરવું એ **સત્ય** અને ક્રોધનું કારણ છતાં ક્રોધ રહિત રહેવું એ **અક્રોધ** કહેવાય છે. ઉપલાં દશ લક્ષણયુક્ત ધર્મ સર્વ સંમત છે માટે એને સર્વ સાધારણ ધર્મ કથન કરવામાં આવે છે. તે ધર્મસ્વરૂપ આપ પરમાત્મા છે.

**(૫૩૧) सर्वकर्मात्मा સર્વ વર્ણોના જે કર્મ તેતે વર્ણધર્મ સ્વરૂપ એવા.**

યજન યાજનઆદિ **બ્રાહ્મણધર્મ**, શૌર્યધૈર્યાદિ **ક્ષાત્રધર્મ**, કૃષિ ગોરક્ષા વાણિજય એ **વૈસ્યધર્મ** અને પરિચર્યાત્મક શૂદ્રધર્મ ઇત્યાદિ વર્ણોના જે જે કર્મ ધર્મો છે તે તે સ્વરૂપ આપ પ્રભુજ છે. માટેજ અહિં સર્વકર્માત્મા એવા પરમાત્મા એમ કહે છે.

**(૫૩૨) विशेषात्मा વિશેષધર્મ સ્વરૂપ એવા પ્રભુ.**

વિશેષ ધર્મ એટલે બ્રાહ્મણને ઉપનયન પછી બ્રહ્મચર્યાવસ્થામાં ખાખરનો દંડ ગ્રહણ કરવો, ક્ષત્રિયને પિપ્પલનો વગેરે જે બ્રાહ્મણા-દિના વિશેષધર્મો તે સ્વરૂપપણ આપ શ્રીકૃષ્ણજ છે.

**(૫૩૩) आश्रमप्रभुः ચારે આશ્રમોના પ્રભુ-સ્વામી.**

**બ્રહ્મચર્ય**, **ગૃહસ્થ**, **વાનપ્રસ્થ** અને **સન્યસ્ત** એમ ચાર આશ્રમો છે. તેના નિયંતા પોતે પરમાત્મા છે, માટે જ તે તેમના સ્વામી છે પ્રભુ છે. મહાભારતમાં પૂજ્યપાદ ભગવાન્ શ્રી વેદવ્યાસ આજ્ઞા કરે છે કે:—**"आचारप्रभवोधर्मोधर्मस्यप्रभुरच्युतः"** (આચારથી ધર્મ

ઉત્પન્ન થાય છે તે ધર્મના પ્રભુ—સ્વામી અચ્યુત—શ્રીકૃષ્ણ છે. ) એ વચનમાં ધર્મના સ્વામી પોતે પ્રભુજ છે. એમ દર્શાવેલું છે.

(૫૩૪) **संसारमग्नस्वोद्धर्त्ता સંસારમાં મગ્ન બની ગયેલા પોતાના ભક્તોનો ઉદ્ધાર કરનાર.**

સંસારમાં વિષયાદિનાં સ્વપ્ન જેવાં સુખોમાં લીન બની ગયેલા નિજ ભક્તોને ધર્મનો ઉપદેશ આપી, તેમની વૃત્તિઓ જ્ઞાન અને વૈરાગ માર્ગમાં દોરી પોતાની દૃઢ ભક્તિને તેમના હૃદયમાં સ્થાપન કરી પ્રભુ ઉદ્ધાર કરે છે. તેથીજ સંસારમાં લીન પોતાના દીનભક્તોને ઉદ્ધારનાર એવા પ્રભુ એમ કહે છે.

(૫૩૫) **सन्मार्गाखिलतत्ववाक् સન્માર્ગમાં સંપૂર્ણ તત્વ ધરાવનારી વાણી તે રૂપ એવા પરમાત્મા.**

શાસ્ત્રોમાં જેને સત્પુરૂષોનો માર્ગ કથન કરવામાં આવે છે તે સન્માર્ગ કહેવાય છે. તેમાં સંપૂર્ણ રીતે તત્વોનું પ્રતિપાદન કરનારી જે વાણી કે જેને અધ્યાત્મવિદ્યા કહેવાય છે તે રૂપ પોતે પ્રભુજ છે. ગીતામાં આપ આજ્ઞા કરે છે કઃ—"**अध्यात्मविद्या विद्यानाम्**" ( હું વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા રૂપ છું ) એટલે અહિં અધ્યાત્મ-વિદ્યારૂપ પ્રભુ શ્રીકૃષ્ણ એમ પ્રતિપાદન કરે છે.

## मू० आचारात्मा सदाचारः.................. ॥

.................................... ॥

(૫૫૬) **आचारात्मा** આ—ચારેપાસ જ્ઞાનરૂપ જેમનો આત્મા—સ્વરૂપ છે એવા પ્રથમ પ્રત્યેકના આચાર અને ધર્મરૂપ પ્રભુ છે એમ કહ્યું છે. તેથી આ નામથી જ્ઞાનરૂપ સ્વરૂપવાન્ એવા ભગવાન્ એમ જણાવે છે.

(૫૩૭) **સદાચારઃ ૧ સત્—ભક્તિમાન્ સત્પુરૂષોની ભક્તિ તે રૂપ પ્રભુ. ૨ સત્પુરૂષોમાં જેમનો આચાર—જ્ઞાન છે એવા પરમાત્મા.**

પ્રભુ ભક્તિથીજ પ્રાપ્ત થાય છે તો તે ભક્તિસ્વરૂપ કેમ નહિ! ભગવત્સંબંધી જ્ઞાન સત્પુરૂષોમાંજ સંભવે, કેમકે દુર્જનોનાં અન્તઃકરણોમાં તેવું જ્ઞાન સ્થીર રહીજ શકે નહિ એટલેજ જેમનું જ્ઞાન સત્પુરૂષોમાં—ભગદીયજનોમાં છે એમ કહે છે,

---

## इति सप्तमस्कन्धनामानि

# ॥ अथाष्टमस्कन्धनामानि प्रारम्यते ॥

**मू०...............मन्वन्तरविभावनः ॥**
**स्मृत्याशेषाशुभहरो गजेन्द्रस्मृतिकारणम् ॥११०॥**

(૫૩૮) **मन्वन्तरविभावनः** (૧) સ્વાયંભુવાદિ થઇ ગયેલા ૬ મનુઓ અને વૈવસ્વતાદિ થનારા ૮ મનુઓને વધારનાર, (૨) સ્વાયંભુવાદિ ૧૪ મનુઓનું રક્ષણ કરનાર, (૩) મનુઓ જેમનું ચિંતન—આરાધન કરે છે એવા, (૪) મન્વંતરો વડે કાલની ભાવના કરનાર, (૫) મન્વંતર સંબંધી કાળથી સર્વને પ્રકાશ કરનાર એવા પ્રભુ,

(૫૩૯) **स्मृत्याशेषाशुभहरः** સ્મરણ કરતામાંજ સમગ્ર અકલ્યાણોને–પાપોને હરનાર દૂર કરનાર એવા પ્રભુ.

મઘરથી પીડા પામતા ગજેન્દ્રે પ્રભુનું સ્મરણ કર્યું, કે તુરતજ પ્રભુએ પધારી, તેનાં અનેક અકલ્યાણોને પાપોને દૂર કરી તેને મુક્ત કર્યો છે માટે સ્મરણ કરતાં જ પાપને હરનાર એવા હરિ એમ કથન કરે છે.

(૫૪૦) **गजेन्द्रस्मृतिकारणम्** સંકટ પામેલા ગજેન્દ્રને જે ભગવત્સ્મૃતિ થઇ, તેના કારણરૂપ એવા ભગવાન્

**મૂ० जातिस्मरणहेत्वैकपूजाभक्ति स्वरूपदः ॥**
**यज्ञो भयान्मनुत्राता विभुर्ब्रह्मव्रताश्रयः ॥१११॥**

(૫૪૧) **जातिस्मरणहैत्वैकपूजाभक्तिस्वरूपदः** ૧ હું ઇન્દ્રદ્યુમ્ન નામે ક્ષત્રિય છું, એમ પોતાની જાતિનું સ્મરણ થવાના કારણ રૂપ પરમાત્માની પૂજાથી ઉત્પન્ન થયેલી ભક્તિવડે સ્વરૂપને આપનાર એવા વિષ્ણુ સ્વરૂપ **શ્રી** પુરુષોત્તમ, ૨ જાતિ સ્મરણના હેતુરૂપ ભક્તિથી ગજેન્દ્રરૂપ પશુશરીરને છોડાવનારા એવા શ્રીહરિ.

( ચૌદ મન્વતરનાં નામોની શરૂઆત કરે છે. )

(૫૪૨) **यज्ञः યજ્ઞરૂપ પરમાત્મા.**

આદિ મન્વંતરમાં આકૂતિ નામે સ્ત્રીમાં રૂચિથી પ્રકટેલા યજ્ઞનારાયણરૂપ પ્રભુ યજ્ઞો પ્રભુનુંજ સ્વરૂપ છે શ્રુતિભગવતી કહે છે કેઃ— " **यज्ञो वै विष्णुः**" ( યજ્ઞ એ વિષ્ણુજ છે ) માટે જ આ યજ્ઞ રૂપ પરમાત્મા એમ કહે છેઃ

(૫૪૩) **भयान्मनुत्राता** ભયથી મનુને રક્ષણ કરનાર

ભક્ષણ કરવાની ઇચ્છાવાળા **યાતુધાન** જાતિના રાક્ષસથી મનુને પાલન કરનાર અર્થાત્ તેના ભયથી રક્ષણ કરનાર પરમાત્મા

(૫૪૪) **विभुः** ૧ સમર્થ ઈશ્વર, ૨ સર્વવ્યાપક એવા પ્રભુ

(૫૪૫) **ब्रह्मव्रताश्रयः** બ્રહ્મ—વેદ એજ જેમનું વ્રત છે એવા બ્રહ્મચારીઓ જેમનો આશ્રય કરે છે, જેમનું સેવન કરે છે. એવા વેદશિરસ નામના મુનિથી પ્રકટેલા વિભુરૂપ પ્રભુ.

**मू० सत्यसेनो दुष्टघाती हरिर्गजविमोचकः ॥**
**वैकुंठो लोककर्त्ताच, अजितोऽमृतकारणम्॥११२॥**

(૫૪૬) **सत्यसेनः** સત્ય વદનારાઓજ જેમની સેના—મંડળી છે એવા પ્રભુ.

(૫૪૭) **दुष्टघाती** દુષ્ટોને નષ્ટ કરવાનો જેમનો સ્વભાવ છે એવા ધર્મની સુનૃતા નામે સ્ત્રીથી ઉત્પન્ન થયેલા સત્યસેન સ્વરૂપ ધારી શ્રી કૃષ્ણ.

(૫૪૮) **हरिः** સ્મરણ કરતાંની સાથે સકલ દુઃખને હરણ કરનાર—દુર કરનાર.

પ્રભુ સર્વ દુઃખને દૂર કરનાર છે તેથી તેમને હરિ કહેવાય છે મહાભારતમાં એમ પણ આપ આજ્ઞા કરે છે કેઃ—

**हराम्यद्य हि स्मर्तृणां हविर्भागं क्रतुष्वहम् ॥**
**दुःखानिसर्वपापानि तस्माद्धरिरहं स्मृतः ॥**

(યજ્ઞોમાં હુતદ્રવ્યને તેમ મ્હારૂં સ્મરણ કરનારનાં સર્વ પાપોને તથા દુઃખોને હું હરણ કરૂં છું તેથી મ્હને હરિ એમ સર્વે કથન કરે છે.) એટલે જ અહિં પ્રભુને હરિ એમ કહી પ્રતિપાદન કર્યાં છે.

(૫૪૯) **गजविमोचकः** ગજેન્દ્રને છોડનાર એવા હરિ પરમાત્મા.

ગ્રાહથી—મઘરથી ગળાયેલા ગજેન્દ્રને મુક્ત કરનાર આપ પ્રભુ જ છે. આ સ્કંધના ૩ અધ્યાયમાં ગજેન્દ્ર મોક્ષની કથા સ્પષ્ટ જણાવેલી છે માટે ગજને મુક્ત કરનાર પ્રભુ એમ કહે છે.

(૫૫૦) **वैकुंठ** વિકુંઠાના પુત્ર એવા પ્રભુ

(૫૫૧) **लोककर्त्ता** વૈકુંઠ નામના લોકને કરનાર-રચનાર વૈકુંઠ સ્વરૂપી પરમાત્મા.

(૫૫૨) **अजितः** કોઇનાથી ક્રમે કરી ન જીતાય એવા અજીત શ્રી કૃષ્ણ પ્રભુ.

(૫૫૩) **अमृतकारणम्** **અમૃતની ઉત્પત્તિ—પ્રાપ્તિનું કારણ એવા શ્રી પુરુષોત્તમ.**

પરમાત્માએજ દેવ અને દૈત્યોને ઉપદેશ આપી અમૃત પ્રકટ કરવાનું વિચાર્યું છે, તેમની આજ્ઞાથીજ સર્વે સમુદ્રનું મંથન કરતાં અમૃત પામેલા છે. આ સ્કંધના ૪ અધ્યાયથી શરૂઆત કરી ૭ અધ્યાય સુધીમાં સમુદ્ર મંથન અમૃતોત્પત્તિ વગેરે આવે છે તેને ઉદ્દેશીનેજ અહિં અમૃતના હેતુરૂપ પરમાત્મા એમ જણાવે છે.

**मू० उरुक्रमो भूमिहर्त्ता सार्वभौमो बलिप्रियः ॥**
**विभुः सर्वहितैकात्मा विष्वक्सेनः शिवप्रियः११२**

(૫૫૪) **उरुक्रमः** જેમનું ક્રમણ (પગલું ભરવું) ઘણું જ વિસ્તાર વાળું છે એવા વામન સ્વરૂપ ધારી શ્રી પુરુષોત્તમ.

(૫૫૫) **भूमिहर्त्ता** બલિરાજાની પાસેથી ઇંદ્રને માટે ભૂમિનું હરણ કરનાર એવા પ્રભુ.

(૫૫૬) **सार्वभौमः** સર્વ ભૂમિના અધિપતિ—ચક્રવર્તિરૂપ પર

ધારી હરિ.

(૫૫૭) **बलिप्रियः ૧ બલિરાજા જેમને બહુજ પ્રિય છે. એવા ૨ બલિરાજાને પ્રિય એવા પરમાત્મા.**

કોઇક સ્થળે " **सार्वभौमबलिप्रियः** " એમ પાઠ હોય છે. ત્યાં સંપૂર્ણ પૃથ્વીનો ચક્રવર્ત્તિ બલિરાજ જેમને પ્રિય છે એવા પ્રભુ એમઅર્થ કરવો. અને બે નામો જુદાં કરવાને બદલે "**सार्वभौमब-लिप्रियः** એમ એકજ નામ જાણવું.

(૫૫૮) **विभुः** વિશેષે કરીને ઐશ્વર્યવાન્ એવા ભગવાન્.

(૫૫૯) **सर्वहितैकात्मा સર્વના હિતમાંજ જેમનું ચિત્ત છે એવા પ્રભુ.**

પરમાત્માને સર્વનું હિત—કલ્યાણ થાય એમ કરવું. એજ અન્તઃકરણમાં હમેશાં રહ્યા કરે છે. એટલેજ આપ કૃપાનિધિ છે. ભલે દ્વેષથી કામથી ક્રોધથી ભક્તિથી પ્રેમથી વા ભયથી પ્રભુનું આરાધન કરો. પરંતુ પરમાત્માને તેથી કાંઇ પણ ભાવ પ્રકટ થતો નથી, આપતો સર્વદા સર્વભાવથી સર્વનું કલ્યાણ કરવામાંજ નિજ કર્ત્તવ્ય માને છે. એવા સર્વહિતમાં પ્રવૃત્ત થયેલા પ્રભુને કયો દુર્ભાગી સેવન ન કરે! કોઇને એમ શંકા થાય કે " સર્વનું હિતજ કરવામાં પ્રભુ કર્ત્તવ્ય માને છે, તો પછી આપણું હિત થયાજ કરે છે. તેમનું સેવન કરવાનું શું પ્રયોજન ? તો કહીએ છીયે કે એક પિતા અનેક બાળકોમાં સર્વનું હિત કરવું એમજ પોતાની ફરજ સમજે છે અને એમ જ કરે છે, પરંતુ પિતૃપ્રેમી પુત્રનેજ પોતાના સમીપમાં રાખે, બાકી સર્વ બાળકોનું હિત તો પિતા કર્યાજ કરે છે. તેમ પ્રભુ સર્વનું હિત કરે છે પણ પોતાના પ્રેમી ભક્તનેજ પોતાના સમિપ

રાખે છે. તેમને જ જન્મમરણથી મુક્ત કરે છે. અન્યનુ હિત થાય છે, પણ તે સંસારની માયામાં ફસાયેલા રહે છે, દુઃખોને અનુભવે છે જન્મમરણથી છૂટી શકતા નથી.

(૫૬૦) **વિષ્વક્સેનઃ** ૧ જેમના ભયથી ચારે દિશામાં દૈત્યની સેનાઓ ન્હાસે છે એવા (૨) જેમની સેનાઓ સર્વત્ર વ્યાપ્ત છે એવા સમર્થ પરમાત્મા શ્રીકૃષ્ણ.

(૫૬૧) **શિવપ્રિયઃ** શિવને પ્રિય એટલે શિવ સાથે જેમને સુહૃદ ભાવ છે એવા પ્રભુ.

**मु० धर्मसेतु र्लोकधृतिः सुधामांतरपालकः ॥**
**उपहर्त्ता योगपतिर्बृहद्भानुः क्रियापतिः ॥११२**

(૫૬૨) **ધર્મસેતુ** ધર્મની મર્યાદારૂપ અર્થાત્ ધર્મને સ્થાપન કરી તેનું રક્ષણ કરનાર પરમાત્મા.

(૫૬૩) **લોકધૃતિઃ ત્રણે લોકને ધારણ કરનાર પ્રભુ.**

ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્લોક એ ત્રણે લોકને ધારણ કરનાર પરમાત્મા છે. આ સ્કંધના ૧૩ અધ્યાયમાં કહે છે કેઃ—

**आर्यकस्य सुतस्तत्र धर्मसेतु रिति स्मृतः ।**
**वैधृतायां हरे रंशस्त्रिलोकीं धारयिष्यति ॥**

( આર્યકની સ્ત્રી વિધૃતાને વિષે ધર્મસેતુનામે ભગવાનનો અંશાવતાર થશે, તે આ ત્રિલોકને ધારણ કરશે. ) એમાં ત્રિલોકને ધારણ કરનાર ભગવાનનો અવતાર એમ સ્પષ્ટ છે માટે આર્યકની વિધૃતા નામની સ્ત્રીમાં પ્રકટ થયેલા ધર્મસેતુરૂપધારી ત્રિલોકને ધારનાર એવા પરમાત્મા એમ કહે છે.

(૫૬૪) **सुधामान्तरपालकः** બારમા મન્વંતરને પાલન કરનાર સુધામા નામે સ્વરૂપ ધારી પ્રભુ શ્રી પુરુષોત્તમ.

(૫૬૫) **उपहर्त्तायोगपतिः સર્વને સુખ આપનાર એવા યોગેશ્વર શ્રી કૃષ્ણ પરમાત્મા.**

ઉપહર્ત્તા અને 'યોગપતિ' એ બે નામો હોવાં જોઇએ એમ અહિં જણાય છે, પરંતુ બે નામો માનવાનાં નથી એકજ નામ છે શાંતિપર્વમાં પણ "**संकर्षणोऽच्युतः**" એમ બે અર્થમાં એક નામ આપેલું છે. તે પણ બે નામો જેવું જ જણાય છે. પરંતુ ત્યાં એકજ નામ છે, તેમ અહિં પણ એકજ નામ માનવાનું છે એટલે દેવહોત્રની બૃહતીસ્ત્રીમાં ઉપહર્ત્તા નામે યોગપતિનું રૂપ ધારનાર એવા શ્રી હરિ.

(૫૬૬) **बृहद्भानुः મોટાં જેમનાં કિરણો છે. એવા પ્રભુ.**

પરમાત્માનું પૂર્ણ તેજોમય સ્વરૂપ છે. તેથીજ જેમના મહાન્ કિરણો છે એમ જણાવે છે. ગીતામાં પોતે ઉપદેશે છે કે:—"**अहमग्निरहंहुतम्**" ( હુંજ અગ્નિ છું, હુંજ હુતદ્રવ્ય ( હોમવાનું ) સ્વરૂપે છું, તેમ આગળ સૂર્ય પણ મ્હારાજ તેજથી પ્રકાશ આપે છે એમ આજ્ઞા કરે છે. તેથી જ મહાન્ કિરણો ધારી પરમાત્મા એમ અહિં કથન કરે છે.

(૫૬૭) **क्रियापतिः** સર્વ યજ્ઞ ક્રિયાઓના પતિ—માલિક એવા સત્રાજીતથી વિનતાનામની સ્ત્રીમાં પ્રકટ થયેલા "**બૃહદ્ભાનુ**" રૂપ ધારી શ્રીહરિ. એ યજ્ઞ ક્રિયાઓનો વિસ્તાર કરવાને જ હરિના અંશથી પ્રકટ થયા છે એમ આ સ્કંધના ૧૩ અધ્યાયના અંતમાં સ્પષ્ટ જણાવેલ છે.

मू० चतुर्दशप्रमाणात्मा धर्मो मन्वादिबोधकः ॥
लक्ष्मीभोगैकनिलयो देवमंत्रप्रदायकः ॥११५॥

(૫૬૮) **चतुर्दशप्रमाणात्मा** પ્રમાણોને-સ્મૃતિઓને પ્રવર્તાવનારા ચૌદમનુઓ જેમના અંશ સ્વરૂપ છે એવા શ્રીહરિ—શ્રીકૃષ્ણ.

(૫૬૯) **धर्मः** એ ચૌદે મનુઓએ સ્મૃતિઓમાં કહેલો જે ધર્મ, તે રૂપ પરમાત્મા.

(૫૭૦) **मन्वादिबोधकः** ૧ સર્વ મનુઓ વગેરેને પોતાના મહાત્મ્યનો બોધ કરનાર. ૨ સર્વ મનુ વગેરેના મહાત્મ્યનો જગત્માં બોધ કરનાર એવા પ્રભુ.

(૫૭૧) **लक्ष्मीभोगैकनिलयः** **સ્વર્ગ સંબંધી લક્ષ્મીના ભોગ—ઉપભોગના અનુભવનું એક નિલય—મુખ્ય સ્થાન રૂપ પ્રભુ.**

સ્વર્ગના જે દિવ્ય વૈભવો છે. તેના મુખ્ય સ્થાન રૂપ આપ પ્રભુજ છે. કેમકે પરમાત્માના પ્રકાશ શિવાય કોઇ પણ વસ્તુ આનંદદાયિની બનતી નથી, જે જે મન્વંતરમાં જ્યારે જ્યારે ઇંદ્રો પ્રકટ થાય, ત્યારે ત્યારે તેના આનંદ માટે પ્રભુ પણ અંશ અવતાર ગ્રહણ કરી તેમની સ્વર્ગની લક્ષ્મીના કારણ રૂપ બને. એમ દરેક મન્વંતરમાં પ્રભુના આવિર્ભાવથીજ દેવતાઓને વૈભવો પ્રાપ્ત થાય છે. માટે સ્વર્ગની લક્ષ્મીના સ્થાનરૂપ પરમાત્મા એમ દર્શાવે છે.

(૫૭૨) **देवमंत्रप्रदायकः** **દેવોને અમૃત ઉત્પન્ન કરવામાં પ્રયત્ન આપનાર.**

પરમાત્મા પ્રયત્ન વિના અમૃત અર્પણ કરી શકે એમ છે, પરંતુ પ્રયત્ન પડતાંજ વસ્તુની કિંમત અંકાય છે, તેનું સ્વરૂપ સમજાય છે. માટેજ પ્રભુએ દેવતાઓને અમૃતની ઉત્પત્તિમાં મહાન્ પરિશ્રમ આપેલો છે. અર્થાત્ ઉદ્યોગથીજ કોઇ પણ કાર્યની સિદ્ધિ થાય છે, ઉદ્યોગ કરતાંજ પરમાત્મા તેમને મદદ આપે છે, ફલ સમર્પણ કરે છે. કાયરને તેમાનું કાંઇ પણ મળી શકતું નથી, માટે પ્રભુ પ્રાપ્ત કરવાને પણ પરિશ્રમની જરૂર છે. તો જ અમૃત-સુખ મળે છે. ભગવત્પ્રાપ્તિ થાય છે. અન્યથા નહિ.

**મૂ० दैत्यव्यामोहकः साक्षाद्गरुडस्कन्धसंश्रयः**
**लीलामंदरधारी च दैत्यवासुकिपूजितः ॥११६॥**

(૫૭૩) **दैत्यव्यामोहकः દૈત્યોને દેવો સાથે સંધિ કરાવીને સર્વ રીતે મોહ-ચિત્તની વિકલતા અર્થાત્ વિરોધ કરાવનાર પ્રભુ.**

મુનિઓના શાપથી આસુરભાવ પામેલા દેવોનો ઉદ્ધાર કરવો જોઇએ, તે દેવોજ દૈત્ય રૂપે થયેલા છે. માટે બાકીના દેવો અને દૈત્યોની સાથે સંધિની યુક્તિ રચી સમય આવે જગત્માં વિરોધ ઉત્પન્ન કરનાર દૈત્યોનો નાશ કરવા-(ખરૂં જોતાં ઉદ્ધાર કરવા) તેમનામાં મોહ-વિરોધ ઉત્પન્ન કરાવનાર આપ પ્રભુજ છે. પ્રભુને આવી હાસ્યજનક રચના કરવાનું કારણ આપનો વિનોદ-આનંદ ક્રીડા શિવાય બીજું કાંઇજ નથી. પરમાત્માએ નિજ આનંદ માટેજ આ સંસાર નાટકની ઘટના કરી છે.

(૫૭૪) **साक्षाद्गरुडस्कन्धसंश्रयः પોતાના રૂપ ગરૂડજીના સ્કંધ ઉપર સ્થિતિ કરનાર.**

ગરૂડજી પરમાત્માનું જ સ્વરૂપ છે. ગીતામાં આપ આજ્ઞા કરે છે કે:-"**वैनतेयश्चपक्षिणाम्**" (પક્ષીઓમાં હું ગરૂડજી છું) માટે સ્વ સ્વરૂપ ગરૂડજીના સ્કંધ ઉપર આશ્રય કરનાર-સ્થિતિ કરનાર પ્રભુ. આ સ્કંધના ૬ અધ્યાયમાં "**गिरिंचारोप्यगरुडे**" (પર્વતને ગરૂડપર એકજ હાથે લીલા માત્રમાં આરોપણ કરી, પોતે પણ તેપર વિરાજી સહજમાં ક્ષીરનીરધિના તીર પર પધાર્યા. અહિં ગરૂડ ઉપર સ્થિતિ કરનાર પરમાત્મા એમ સ્પષ્ટ જણાવે છે.

**(૫૭૫) लीलामंदरधारी વિના શ્રમે મંદરાચલને ધારણ કરનાર.**

જ્યારે દેવો અને દૈત્યોથી મંદરગિરિને ક્ષીરસાગરપર મહાપરિશ્રમ કરવા છતાં પણ ન લેઇ જઇ શકાયો. એટલે આપેજ લીલામાત્રમાં-સહજ -શ્રમવગર મંદર પર્વતને ધારી ગરૂડપર સ્થાપન કરી ક્ષીર સમુદ્ર પ્રત્યે લેઇ ગયા પ્રભુનું આનંદમયજ સ્વરૂપ છે એટલે આપનાં સર્વ કાર્યોમાં પણ આનંદજ છે-લીલાજ છે. માટે શ્રમવિના મંદરને ધારનાર એવા પરમાત્મા એમ કહે છે.

**(૫૭૬) दैत्यवासुकिपूजितः દૈત્યોનું સામર્થ્ય હરવા વાસુકિને સત્કાર કરનાર.**

અતિશય બલવાન્ દૈત્યોનું બલ શી રીતે શાંત થાય એમ વિચારી આપે ફલમાં વિભાગ આપવાનું વચન આપી મુખથી વિષ જ્વાળાને વરસાવનાર વાસુકિનાગનું સન્માન કરેલું છે. જેથી એના વિષથી દૈત્યો નિસ્તેજ થાય-બલરહિત બને, માટે વાસુકિનાગને પૂજનાર—સન્માન કરનાર એવા વિષ્ણુ સ્વરૂપ **શ્રી** પુરુષોત્તમ.

**મૂ० समुद्रोन्मथनायत्तोऽविघ्नकर्त्ता स्ववाक्यकृत् ॥**
**आदिकूर्मः पवित्रात्मा मंदराघर्षणोत्सुकः ॥ ११७**

(૫૭૭) **समुद्रोन्मथनायत्तः** સમુદ્રનું સારી રીતે મથન કરવા સારૂ ઉદ્યોગ કરનાર.

(૫૭૮) **अविघ्नकर्त्ता** વિઘ્નનો અભાવ તેને અવિઘ્ન કહેવાય છે તેવા અવિઘ્નને કરનાર, અર્થાત્ સર્વને કાર્યોમાં જે જે વિઘ્નો આવે છે તેમને હણનાર એવા પરમાત્મા

(૫૭૯) **स्ववाक्यकृत् ૧ પોતાનાં વાકયોને યથાર્થ કરનાર, ૨ પોતાના ભક્ત દેવોના વાકયને યથાર્થ કરનાર એવા પરમાત્મા.**

પોતાનાં વાક્યો કે જે " સમુદ્રનું મથન કરી અમૃત ઉત્પન્ન કરવું " વગેરે તેમાં જો અંતરાય આવે તો અમૃત ન ઉત્પન્ન થાય, અને પોતાનું વાક્ય નિષ્ફળ બને માટે દરેક વિઘ્નો-અંતરાયોને દૂર કરી પોતાનું વાકય યથાર્થ કરનાર તેમ પોતાના ભક્તો-દેવો તેમની પણ દૈત્યો સાથે થયેલી અમૃત ઉત્પન્ન કરવા રૂપ વાણીને સર્વ વિઘ્નો દૂર કરી સત્ય કરનાર આપ પ્રભુજ છે. ( હવે કૂર્માવતારનાં નામો શરૂ થાય છે. )

(૫૮૦) **आदिकूर्मः** આદિ એવા કૂર્મ ( कुं-भूमिं रमयति, इति कूर्मः ભૂમિને રમણુ કરાવનાર—રમાડનાર એ કૂર્મ કહેવાય, ) **સ્વરૂપધારી એવા શ્રી કૃષ્ણ.**

કૂર્મપ્રભુ સર્વના આધાર રૂપ છે. પૌરાણિક માન્યતા પ્રમાણે આ પૃથ્વી શેષનાગ પર રહેલી છે. પૃથ્વી અને શેષનાગ બન્ને કૂર્મરાજ—

કૂર્માવતાર ભગવાન્ વિષ્ણુના આધારે રહેલાં છે. માટે એ કૂર્મ સર્વના આધારે રહેલા છે માટે એ કૂર્મ સર્વના આધાર આદિરૂપ છે.

(૫૮૧) **પવિત્રાત્મા પવિત્ર જેમનો દેહ છે એવા પ્રભુ કૂર્મરાજ.**

કૂર્મરાજનું પવિત્ર સ્વરૂપ છે. શ્રુતિ ભગવતી વર્ણવે છે કે:— "**મેધ્યો વા એષ પશુનાં યત્કૂર્મઃ**" (પશુઓમાં જે કૂર્મરાજ છે તે અત્યંત પવિત્ર છે) શેષનાગ સહિત ધરણીને ધારણ કરનાર કૂર્મરાજ, ભગવાનનું અંશ સ્વરૂપ છે. માટે પવિત્ર દેહાધારી કૂર્મ ભગવાન્ એમ કહે છે.

(૫૮૨) **મન્દરાઘર્ષણોત્સુકઃ મંદરાચલે કરેલા ઘણા જ ઘર્ષણમાં—ખંજાળવામાં ઉત્સાહ ધરાવનાર એવા કૂર્મ રૂપ પ્રભુ.**

મહાન્ મંદરગિરિને સમુદ્ર મંથન કરતાં કૂર્મ પરમાત્માએ પૃષ્ઠ પર ધર્યો, તે સમયે તેના ઘર્ષણથી કાંઇ પણ ભાર ન લાગતાં જાણે કોઇ ખંજવાળતું હોય, એમ આનંદ—ઉત્સાહ માનવા લાગ્યા; તેથી મંદરાચલના ઘર્ષણમાં ઉત્સાહ ધરાવનાર એવા પ્રભુ એમ કહે છે.

## મૂ० શ્વાસૈજદબ્ધિવાર્વીચિઃ કલ્પાન્તાવધિકાર્યકૃત્ ॥
## ચતુર્દશમહારત્નો લક્ષ્મીસૌભાગ્યવર્દ્ધનઃ॥૧૧૮॥

(૫૮૩) **શ્વાસૈજદબ્ધિવાર્વીચિઃ** શ્વાસો ચાલવાથી સમુદ્રજળમાં તરંગો પ્રકટ કરનાર એવા પરમાત્મા શ્રીકૂર્મરાજ.

(૫૮૪) **કલ્પાન્તાવધિકાર્યકૃત્**, કલ્પનો અંત થતાં સુધી અર્થાત્ બ્રહ્માનાં રાત્રિ દિવસ પૂર્ણ થતાં સુધી મંદરાગિરિને ધારણ કરવા રૂપ કાર્યને કરનાર એવા કૂર્મ સ્વરૂપ ધારી શ્રીકૃષ્ણ પરમાત્મા.

( કૂર્માવતારનાં નામો પૂરા થયાં )

**(૫૮૫) चतुर्दशमहारत्नः १ ચૌદ મહારત્નોને ઉત્પન્ન કરનાર, ૨ ચૌદ રત્નો જેમને માટે છે એવા.**

સમુદ્રમંથન કરતાં ચૌદ મહારત્નો પ્રકટ થયાં હતાં, લક્ષ્મી, કૌસ્તુભમણિ, પારિજાતતરૂ, સુરા, ધન્વંતરી વૈદ્ય, ચંદ્ર, કામધેનુ, ઐરાવતગજ, રંભા, ઉચ્ચૈઃશ્રવાઅશ્વ, અમૃત, શારંગધનુષ, પાંચજન્ય શંખ, અને હલાહલ વિષ એ ચૌદે મહારત્નોને પ્રકટ કરનાર આપ પ્રભુ છે, આપે એ રત્નોને ઉત્પન્ન કરવાની ઇચ્છાથીજ દેવો અને દૈત્યોને સંધિ કરાવી છે. એજ રત્નોમાંનાં મુખ્ય લક્ષ્મી અને કૌસ્તુભમણિને આપે વિષ્ણુરૂપે વક્ષઃસ્થલમાં અને કંઠમાં ધારણ કરેલાં છે. માટેજ પ્રભુનું **ચતુર્દશમહારત્ન** એમ નામ વર્ણવે છે,

**(૫૮૬) लक्ष्मीसौभाग्यवर्द्धनः १ લક્ષ્મીના સૌભાગ્ય—સૌન્દર્યને વધારનાર, લક્ષ્મી સારૂ પોતાનામાં સુભગતા—સુંદરતાને વૃદ્ધિ કરનાર એવા શ્રીહરિ.**

પ્રભુએ વધારેલી લક્ષ્મીની સુંદરતા સુંદર રીતે આ સ્કંધના ૮ અધ્યાયમાં વર્ણવેલી છે એવી દિવ્ય રમણીયતા થવી એ પ્રભુ કૃપાનુંજ ફલ છે. તેમ સર્વ દેવોને મોહમાં લીન કરતાં મહા મોહમયી માયા—લક્ષ્મી મ્હારામાં મોહ પામે એવા આશયથી, આપ એકજ ત્રિભુવનમાં સુંદર છે છતાં લક્ષ્મીથી પોતાની લક્ષ્મી—શોભા ન્યૂન ન થાય એ હેતુથી, આપે લક્ષ્મી પણ લજ્જીત બને એવું દિવ્ય • ભવ્ય—પ્રભાવશાલી પોતાની પ્રભા વધારી હતી. પ્રભુ સર્વ લક્ષ્મી-શોભા-દિવ્યતા વગેરેના તો ભંડારજ છે. એટલે એ પોતાની મોહક શોભામાં વૃદ્ધિ કરે એમાં આશ્ચર્ય નથી. આજ આ નામનો ઉદ્દેશ છે.

**મૂ० धन्वन्तरिः सुधाहस्तो यज्ञभोक्तार्त्तिनाशनः॥**
**आयुर्वेदप्रणेता च देवदैत्याखिलार्चितः॥११९॥**

( ૫૮૭ ) **धन्वन्तरिः રોગરૂપ સમુદ્રને તરવાને તરિ–વહાણ તુલ્ય એવા પરમાત્મા શ્રીકૃષ્ણ.**

ચૌદ રત્નોમાં જે ધન્વંતરી પ્રકટ થયા છે તે ભગવદ્રૂપજ છે. તેમણે આયુર્વેદ ચિકિત્સાશાસ્ત્ર-વૈદકશાસ્ત્રને પ્રકટ કર્યું છે. ધન્વંતરી રૂપે સર્વના રોગોને દૂર કરનાર આપજ છે. માટે ધન્વન્–રોગ રૂપ મહાસાગરને તરવાને તરણી-નૌકારૂપ એવા ધન્વંતરી સ્વરૂપ ધારી શ્રી હરિ પરમાત્મા એમ કહે છે.

( ૫૮૮ ) **सुधाहस्तः સુધા–અમૃત જેના હાથમાં છે એવા ધન્વંતરી પ્રભુ.**

ખરેખર પ્રભુના હાથમાંજ અમૃત છે તેજ મૃત–મરણથી રહિત કરી શકે, ધન્વંતરી કે જેમના હાથમાં અમૃત કલશ રહેલો છે, તેથી તે રોગ સમુદ્રમાંથી તારનાર કહેવાય છે, જેના હાથમાં અમૃત હોય, એ કોને રોગથી રહિત ન બનાવે, ઉપર જણાવી ગયા છીએ કે ધન્વંતરી તે અન્ય નહિ પરંતુ ભગવાન્ પુરુષોત્તમનું અંશાત્મક સ્વરૂપજ છે. તેથીજ સુધા જેમના હાથમાં છે એવા પ્રભુ એમ કહે છે.

( ૫૮૯ ) **यज्ञभोक्ता** ૧ યજ્ઞને ભોગવનાર, ૨ યજ્ઞમાં પોતાના ભાગને ભોગવનાર ધન્વંતરી રૂપ ધારી શ્રી હરિ.

( ૫૯૦ ) **आर्त्तिनाशनः** આર્તિ એટલે રોગથી દુ:ખથી થયેલી ચિંતા–પીડા તેનો નાશ કરનાર એવા પ્રભુ.

( ૫૯૧ ) **आयुर्वेदप्रणेता** આયુષ્યની વૃદ્ધિ કરનાર ઋગ્વેદની

અંદરના એક ભાગરૂપ ઉપવેદ—આયુર્વેદને પ્રવર્ત્તાવનાર પરમાત્મા શ્રી કૃષ્ણ.

( ૫૯૨ ) देवदैत्याखिलार्चित: દેવો અને દાનવોએ અમૃત માટે અથવા આરોગ્ય પ્રાપ્ત કરવા માટે વારંવાર પૂજેલા સત્કાર કરેલા એવા ધન્વંતરી રૂપ શ્રી પરમાત્મા.

**मू० बुद्धिव्यामोहको देवकार्यसाधनतत्परः ॥**
**स्त्रीरूपो माययावक्ता दैत्यांतःकरणप्रियः॥१२०॥**

( ૫૯૩ ) **बुद्धिव्यामोहकर्त्ता** દૈત્યોની બુદ્ધિમાં વિશેષ મોહ પ્રકટ કરનાર.

( ૫૯૪ ) **देवकार्यसाधनतत्परः** અમૃતનું પાન કરાવવા રૂપ દેવતાઓના કાર્યને સાધવામાં તત્પર—સમર્થ એવા વિષ્ણુ સ્વરૂપ શ્રી પુરુષોત્તમ. ( દેવોનું કાર્ય સાધવાનું આગળનાં નામોમાં સ્પષ્ટ કરે છે. )

( ૫૯૫ ) **स्त्रीरूपः** દૈત્યોને મોહ પમાડવા સારૂ સ્ત્રી—મોહક મોહિની સ્વરૂપ ધારણ કરનાર એવા પરમાત્મા હરિ.

**(૫૯૬) माययावक्ता માયાવડે વદનાર પ્રભુ.**

પ્રભુએ માયા—મોહ ઉપજાવનાર એવા મોહિની સ્વરૂપથી દૈત્યો સાથે માયા—કપટમય સંવાદ કરેલો છે. કપટમય—માયામય વ્યવહાર કરવો એ પરમાત્માનો ધર્મ નથી. પરંતુ સર્વ જગતને મોહ ઉત્પન્ન કરનાર માયા પ્રગટાવનાર ભગવચ્છક્તિ રૂપ માયાજ એવો વ્યવહાર કરે છે. પ્રભુનો તેવો અહંમમત્વ કપટમય વ્યવહાર છેજ નહિ એમ સમજવાનું છે.

(૫૯૭) **दैत्यांतःकरणप्रियः દૈત્યોનાં અંતઃકરણને પ્રિય લાગનાર મોહિનીરૂપ ધારી શ્રીપરમાત્મા.**

દૈત્યોનાં મનમાં તો સ્વાભાવિક રીતેજ ભગવાન્ અપ્રિય છે. પરંતુ આપે મોહિની સ્વરૂપ ધારણ કરી એમનાં મનમાં મોહ ઉત્પન્ન કર્યો છે, તેથી દૈત્યોનાં હૃદયોને પ્રિય લાગે તેવા માયારૂપ મોહિની સ્વરૂપ ધારણ કરનાર પ્રભુ એમ કહે છે.

## मू० पायितामृतदेवांशो युद्धहेतुस्मृतिप्रदः ॥
## सुमालिमालिवधकृन्माल्यवत्प्राणहारकः ॥१२१॥

(૫૯૮) **पायितामृतदेवांशः** દેવના અંશરૂપ અમૃત દેવતાઓને પાનાર અમૃત દૈવી અંશથી પ્રકટ થયેલું છે. એનો સંપૂર્ણ અધિકાર દેવોને જ છે. કેમકે અસુરો તમોભાવયુક્ત છે, એ અમૃતના ભોક્તા થાય, તો હાથે કરીને દૂધથી સર્પોને ઉછેરવા જેવું છે. સર્પો જેમ ક્રૂરજીવો છે તેમની વૃદ્ધિ થવા પામે તો આખા વિશ્વને ઉપદ્રવ કરી મૂકે તેમ, રાક્ષસો અમૃતથી મૃત્યુહીન બની વૃદ્ધિ પામે તો સમગ્ર જગતને ત્રાસ વર્ત્તાવી મૂકે; માટે એના ખરા અધિકારી દેવતાઓ છે કે જે સર્વ વિશ્વનું કલ્યાણ કરનારા છે તેથીજ પ્રભુએ દૈત્યોને છોડી દેવોને અમૃત પાન કરાવ્યું છે.

(૫૯૯) **युद्धहेतुस्मृतिप्रदः યુદ્ધના હેતુરૂપ સ્મૃતિ-યાદશક્તિને આપનાર પરમાત્મા શ્રીકૃષ્ણ.**

પ્રથમ દૈત્યોને, મોહની સ્વરૂપમાં મોહ પામવાથી મોહિની માયા સ્વરૂપ વિષ્ણુએ દેવોને અમૃત પાયું એમ-સ્મૃતિની બહાર થયું હતું, પણ જ્યારે પોતાને અમૃત ન મળ્યું અને મોહિનીને પણ ન જોયાં એટલે

વિષ્ણુએ આપણને છેતર્યા એમ સ્મૃતિ સ્મરણ થઇ આવ્યું. એ પરસ્પર યુદ્ધને ઉત્પન્ન કરે એવી દૈત્યોને સ્મૃત્તિ-સ્મરણ આપનાર આપ પ્રભુ છે.

(૬૦૦) **सुमालिमालिवध्रकृत्** સુમાલિ અને માલિનામના દૈત્યનો નાશ કરનાર-વિષ્ણુરૂપ **શ્રીકૃષ્ણ.**

(૬૦૧) **माल्यवत्प्राणहारकः** સુમાલિ અને માલિ એ બન્નેના ભાઇ માલ્યવત્‌ના પ્રાણોને હરણ કરનાર **શ્રીહરિ.**

## मू० कालनेमिशिरच्छेदी दैत्ययज्ञविनाशकः ॥
## इन्द्रसामर्थ्यदाता च दैत्यशेषस्थितिप्रियः ॥१२२॥

(૬૦૨) **कालनेमिशिरच्छेदी** કાલનેમી નામના દૈત્યનું મસ્તક છેદનાર વિષ્ણુ રૂપ પ્રભુ શ્રી**પુરુષોત્તમ** આગળ એજ કાલનેમી દ્વિતીય જન્મમાં કંસરૂપે ઉત્પન્ન થયો છે. ત્યાં શ્રીપુરુષોત્તમે વાસુદેવ-શ્રી કૃષ્ણ સ્વરૂપે મથુરામાં તેનો નાશ કરેલો છે. તેથી કાલનેમિ દૈત્યનું મસ્તક છેદવાનું શીલ સ્વભાવ જેમને છે એવા પરમાત્મા એમ પણ અર્થ કરવો.

(૬૦૩) **दैत्ययज्ञविनाशकः** **અસુરી યજ્ઞને નાશ કરનાર એવા પ્રભુ.**

બલિરાજાએ શ્રીવામન દેવજીના પધારતાં પહેલાં જે યજ્ઞ કર્યો હતો તે પ્રભુનાં ચરણોથી પવિત્ર નહિ થયેલો હોવાથી એ આસુરી-દૈત્ય યજ્ઞજ હતો, પછી વામન પ્રભુના પધારવાથી તે સાત્વિક દૈવી યજ્ઞ બન્યો અને આસુરી ભાવ દૂર થયો. તેથીજ પોતાના ગુરૂ શુક્રાચાર્યે વામન પ્રભુને દાન આપવાનો નિષેધ કર્યો, પણ બલિરાજાની મનોવૃત્તિ દાન આપવામાંથી ફરિ નહિ એજ આસુરી ભાવ દૂર થઇ સાત્વિક ભાવ પ્રકટ થયેલો છે.

માટે દૈત્ય યજ્ઞ—તમોમય આસુરી વાસનાઓથી કરવામાં આવેલા યજ્ઞને વિધ્વંસ કરનાર—નાશ કરનાર પરમાત્મા એમ કથન કરે છે.

(૬૦૪) **इन्द्रसामर्थ्यदाता** ઇન્દ્રને દૈત્યોનો પરાભવ થાય તેવું સામર્થ્ય-બળ આપનાર પરમાત્મા. આ સ્કંધના ૧૦-૧૧ અધ્યાયમાં ઇંદ્રે બલિપ્રભૃતિ દૈત્યોનો પરાભવ કર્યો છે એ પ્રભુદત્ત સામર્થ્ય વડેજ. તેથી અહિં ઇંદ્રને બળ આપનાર પ્રભુ એમ કહે છે.

(૬૦૫) **दैत्यशेषस्थितिप्रियः** યુદ્ધમાં મૃત્યુપામતાં બાકી રહેલા દૈત્યોની સ્થિતિ જેમને પ્રિય છે એવા પરમાત્મા.

**मू० शिवव्यामोहको मायी भृगुमंत्रस्वशक्तिदः ॥**
**बलिजीवनकर्ता च स्वर्गहेतु र्वृतार्चितः ॥१२३॥**

(૬૦૬) **शिवव्यामोहकः શંકરને વિશેષે કરીને મોહ પ્રકટાવનાર એવા પ્રભુ.**

પ્રભુએ મોહિની સ્વરૂપથી દેવોને અમૃત પાયું, એમ જાણી શંકરને તે માયામય મોહિની સ્વરૂપ નીરખવા ઉત્કંઠા થઇ. તેમની આશાને તૃપ્ત કરવા તેજ રમણીય મોહની સ્વરૂપથી શંકરને આપે મોહ ઉપજાવેલો છે. એમ આ સ્કંધના ૧૨ અધ્યાયમાં કથા સ્પષ્ટ દર્શાવેલી છે માટે શંકરને વિશેષ મોહ કરનાર એવા પ્રભુ એમ કહે છે

(૬૦૭) **मायी ૧ માયાવી,** ૨ આત્મશક્તિ રૂપ માયા-જગત્‌ને મોહ ઉપજાવનારી જેમને દાસી છે એવા પરમાત્મા.

(૬૦૮) **भृगुमंत्रस्वशक्तिदः ભૃગુ—શુક્રાચાર્યજીને મંત્રમાં પોતાની શક્તિ આપનાર એવા ભગવાન્.**

ભૃગુવંશમાં પ્રકટ થયેલા શુક્રાચાર્યને મૃતસંજિવિની વિદ્યા (મરેલાઓને સજીવન કરનારી વિદ્યા) પ્રાપ્ત થયેલી હતી, તે મંત્ર વિદ્યામાં પોતાની પ્રબલ શક્તિને સ્થાપન કરનાર પોતે પ્રભુજ છે. કારણ કે મૃતને સજીવન કરવું એ ઇશ્વરસાધ્ય છે. તે શુક્રાચાર્ય દ્વારા બલિરાજ વગેરે દૈત્યોને પ્રભુ સંજીવન કરવાની ઉમેદ રાખતા હતા જેથી આપે એ મંત્રમાં પોતાની શક્તિ સ્થાપન કરેલી છે.

(૬૦૯) **वलिजीवनकर्त्ता બલિરાજાને જીવન આપનાર.**

એજ શુક્રાચાર્યજીના મૃતસંજીવની મંત્રથી અસુરપતિ બલિરાજને જીવન આપનાર આપ પરમાત્માજ છે. ઉપરજ તે મંત્રમાં પોતાની શક્તિ સ્થાપન કરનાર પ્રભુ એમ કહી ગયા છીયે તે ભાવનાના ફલરૂપ આ નામ છે.

(૬૧૦) **स्वर्गहेतुः સ્વર્ગના કારણરૂપ એવા પરમાત્મા.**

બલિ રાજાએ વિશ્વજયી યજ્ઞથી પુષ્કળ તેજ પ્રાપ્ત કરી ઇંદ્રના સ્વર્ગને તથા ત્રિલોકને પ્રાપ્ત કર્યું; અને દેવોને ગુપ્ત થઇ જવું પડયું. તેથી પ્રભુએ વામનાવતાર ગ્રહણ કરી ત્રણ પગલાં પૃથ્વીને યાચી સ્વર્ગ સહિત ત્રણે લોક બલિરાજા પાસેથી દાનમાં લેઇ ઇન્દ્રને સમર્પણ કર્યાં માટે ઇંદ્રને સ્વર્ગ મળવાના કારણ રૂપ એવા પરમાત્મા એમ કહે છે.

(૬૧૧) **व्रतार्चितः વ્રત વડે આરાધન કરાયેલા પ્રભુ.**

જ્યારે દેવોને બહુ વિકટ સંકટ આવી પડયું, ત્યારે તેઓની માતા અદિતિએ પોતાના પતિ કશ્યપ મુનિ પાસે દેવોને સુખ સંપત્તિ પુનઃ સંપાદન કરી આપે એવા પ્રતાપી પુત્રની માગણી કરી, એટલે કશ્યપ મુનિએ અદિતિને પયોવ્રત આપ્યું. એ પયોવ્રત વડે પૂજન આરાધન કરાયેલા આપ પ્રભુ છે. તેથી અદિતિપર પ્રસન્ન થઇ

આપ વામન સ્વરૂપે પ્રકટ થયા છે. (હવે વામનાવતાર પ્રભુનાં નામો શરૂ થાય છે.)

**મૂ० अदित्यानंदकर्त्ता च कश्यपादितिसंभवः ॥**
**उपेंद्र इन्द्रावरजो वामनब्रह्मरूपधृक् ॥१२४॥**

(૬૧૨) **अदित्यानंदकर्त्ता** પુત્ર રૂપે પ્રકટ થઇ અદિતિ માતાને આનંદ આપનાર વામન સ્વરૂપ ધારી પરમાત્મા.

(૬૧૩) **कश्यपादितिसंभवः** કશ્યપ મુનિ તથા અદિતિ એ બન્નેના નિમિત્તથી પ્રકટ થનાર—આવિર્ભાવ પામનાર વામન પ્રભુ.

(૬૧૪) **उपेंद्रः** **૧ ઇંદ્રના નાના બંધુ, ઇંદ્રના ઉપરી અધિપતિ શ્રી ભગવાન્.**

સર્વ ઇંદ્રાદિ દેવો કશ્યપ તથા અદિતિથી પ્રથમ પ્રકટ થયેલા છે. અને પછી વામનાવતાર ધારી પ્રભુ તે બન્નેના નિમિત્તથી પ્રાદુર્ભાવ પામ્યા છે માટે અહિં વામનજી રૂપ પ્રભુને ઇન્દ્રના નાના ભાઇ તરીકે કહે છે તથા સર્વ ઇન્દ્રાદિ દેવોમાં પ્રભુ આધિપત્ય છે તેથી તેના અધિપતિ સ્વામિ એમ પણ કહે છે ઇન્દ્રના અધિપતિપણા માટે હરિવંશમાં જણાવે છે કે—

**“ ममोपरि यथेन्द्रस्त्वं स्थापितो गोभिरीश्वरः ॥**
**उपेन्द्र इति कृष्णत्वां गास्यन्ति दिवि देवताः ”**

( ગાયોએ મ્હારા ઉપરી ઇંદ્ર તરીકે તમને ઇશ્વરને સ્થાપન કર્યા છે. જેથી હે કૃષ્ણ ! દેવતા સ્વર્ગમાં ઉપેંદ્ર એમ કહી તમારૂં ગાન કરશે. ) અહીં ઇંદ્ર વચનથીજ ઉપેંદ્ર પ્રભુનું ઉપરી પણું પરમાત્માનું સિદ્ધ થાય છે. તેમ જગન્નિયંતા શ્રીકૃષ્ણ પ્રભુના સર્વ

દેવો આજ્ઞાધારક અનુચરો છે એટલે જેમના સમિપમાં અનુચર એવા પરમાત્મા એમ પણ ઉપેંદ્ર શબ્દનો ભાવ છે.

(૬૧૫) **इन्द्रावरजः** ઇંદ્ર પછી અદિતિને પ્રકટ થયેલા વામન રૂપ ધારી પ્રભુ.

(૬૧૬) **वामनब्रह्मरूपधृक् વામનરૂપ એજ બ્રહ્મસ્વરૂપને ધારણ કરનાર એવા પરમાત્મા.**

જે વામનાવતાર છે એ બ્રહ્મ—પરમાત્માનું જ સ્વરૂપ છે. પ્રાકૃત સ્વરૂપ નથી. આ સ્કંધના ૧૮ અધ્યાયમાં પ્રાકટ્ય સમયે વામન પ્રભુ પણ પરમાત્મ સ્વરૂપે આવિર્ભાવ પામ્યા હતા. ત્યારપછી વામનજીરૂપે થયા એમ સ્પષ્ટ છે. માટે અહિં બ્રહ્મરૂપ એવા વામન પ્રભુ એમ કહે છે.

**मू० ब्रह्मादिसेवितवपु र्यज्ञपावनतत्परः ॥**
**याज्ञोपदेशकर्त्ताच ज्ञापिताशेषसंस्थितिः ॥१२५॥**

(૬૧૭) **ब्रह्मादिसेवितवपुः બ્રહ્માદિ દેવોએ સેવન કરાયેલું—આશ્રય કરાયેલું છે શરીર જેમનું એવા વામનરૂપધારી પ્રભુ શ્રીકૃષ્ણ.**

વામનપુરાણમાં બ્રહ્માદિ સર્વ દેવો જેમનું સેવન કરે છે. જેમના આશ્રય વડે જ પોતપોતાના કાર્યોને સંપાદન કરી રહ્યા છે, તથા જેમનાં શરીરમાં સમસ્ત દેવો આશ્રય કરી રહ્યા છે. એમ પરમાત્મા વામનજીના વર્ણનમાં સ્પષ્ટ જણાવ્યું છે. તેમ આ સ્કંધના ૧૮ અધ્યાયમાં પણ બ્રહ્માદિક દેવોએ વામન પ્રભુની સ્તુતિ કરી છે, એમ સ્પષ્ટ અનુભવવામાં આવે છે. માટે અહિં બ્રહ્માદિક સકલ દેવતાઓ જેમનું સેવન—આશ્રય કરે છે. એવા પરમાત્મા એમ કહે છે

**(૬૧૮) यज्ञपावनतत्परः ૧ યજ્ઞને પવિત્ર કરવામાં તત્પર ૨ યજ્ઞકર્ત્તા બલિરાજાને પાલન કરવામાં તત્પર, ૩ યજ્ઞને પવિત્ર કરવા અનુગ્રહવડે બલિને પરિપૂર્ણ કરનાર એવા વામન પ્રભુ.**

શ્રી વામનદેવે બલિરાજાના યજ્ઞમાં પધારી તેના યજ્ઞને પવિત્ર કરેલ છે. તેમ મિથ્યા અહંમમત્વના અભિમાનમાં મદોન્મત્ત થયેલા તેનું સર્વસ્વહરી હરિએ ઉત્તમ જ્ઞાન પોતાની ભક્તિ વગેરે આપી તે બલિરાજાનું પાલન—રક્ષણ કર્યું છે. વળી તેના સમીપમાં નિરંતર ગદા હાથમાં ગ્રહણ કરી રહેવાનું, એવો ઉત્તમ અનુગ્રહ આપી તેને પરિપૂર્ણ રીતે કૃતાર્થ કરેલો છે. માટેજ અહિં બલિરાજને પૂર્ણ કરનાર યજ્ઞને પવિત્ર કરનાર પ્રભુ ઇત્યાદિ કથન કરે છે.

(૬૧૯) **याञ्चोपदेशकर्त्ता** યાચના માગવાના મિષથી સર્વસ્વ અર્પણ કરવા રૂપ ઉપદેશ બલિરાજને કરનાર એવા વામન **પરમાત્મા** પ્રથમ પ્રહલાદજીએ પ્રભુનું બધું આપેલું હતું. એ ત્રણે લોકનું રાજ્ય પોતાનું જ છે એવા ભાવથી બલિરાજની પાસેથી એ ત્રિલોક લઇ લીધા છે.

**[૬૨૦] ज्ञापिताशेषसंस्थितिः પોતાના પ્રાકટયથી સંપૂર્ણ કર્મોની સંસ્થતિ–સારી સ્થિતિને–સમાપ્તિને જણાવનાર એવા શ્રી વામનજી.**

કોઇ પણ કર્મ ફલ પ્રાપ્ત થયે સમાપ્ત થાય છે. અહિં વામન પ્રભુ બલિરાજાના યજ્ઞમાં ફલરૂપે પધારવાથી તેનાં સર્વ યજ્ઞનાં કર્મો સમાપ્ત થઇ ગયાં છે. યજ્ઞમાં પ્રત્યક્ષ પ્રભુનું પધારવું એથી તો બીજી ઉત્તમ ફલ પ્રાપ્તિ કઇ હોય, બલિના યજ્ઞમાં ફલરૂપે આપ પધારી કર્મોની

સંસ્થિતિ—સમાપ્તિ જણાવેલી છે માટે તેમને કર્મોની સમાપ્તિને જણાવનાર એવા શ્રી પુરુષોત્તમ એમ કહે છે.

## मू० सत्यार्थप्रेरकः सर्वहर्त्ता गर्वविनाशकः ।
## त्रिविक्रमस्त्रिलोकात्मा विश्वमूर्त्तिः पृथुश्रवाः १२६

(૬૨૦) **सत्यार्थप्रेरकः સત્ય સંકલ્પરૂપ અર્થને પ્રેરણા કરનાર પ્રભુ.**

બલિને શુક્રાચાર્યે દાન આપવાને માટે વારંવાર ના કહી, છતાં પણ પોતાના સત્ય સંકલ્પને છોડયો નહિ. આટલી બધી સત્યતામાં દઢતા કરાવનાર આપ પ્રભુ જ છે. પ્રભુની પ્રેરણાથી જ તેનામાં અપૂર્વ સત્યના ગુરૂએ ચલાયમાન્ કર્યા છતાં પણ નભી રહેલી છે, માટેજ સત્ય અર્થને પ્રેરનાર વામનરૂપ ધારી પ્રભુ એમ કહે છે.

(૬૨૧) **सर्वहर्त्ता સર્વસ્વ હરણ કરનાર શ્રી હરિ.**

ત્રણ પગલાંનાં નિમિત્તથી મહાન્ વૈરાટ રૂપ ધારી, સર્વ ત્રણ લોકને પણ લઇ લીધાં છે. એક અણુમાત્ર પણ સ્થાન બલિ માટે અવશિષ્ટ રાખ્યું નથી. માટેજ સર્વસ્વ હરણ કરનાર વામન સ્વરૂપ ધારી **શ્રી** હરિ—**શ્રી કૃષ્ણ.**

(૬૨૨) **गर्वविनाशकः ગર્વનો નાશ કરનાર.**

બલિ રાજાની આ પ્રમાણે સ્થિતિ કરવાનું બીજું કાંઇજ કારણ નથી, કિન્તુ તેના અહંમતત્વ ( હું ત્રણ લોકનો અધિપતિ, મ્હારાં ત્રણે લોક, હું સર્વેશ્વરરૂપ વામનજીને દાન કરનાર ઇત્યાદિ ) રૂપ અપૂર્વ ગર્વને હરણ કરવા માટે જ. બાકી જે અખિલ જગન્નિયંતા સર્વેશ્વર-પરમેશ્વરને વળિ પૃથ્વીની યાચના શી! પ્રભુ પરમ દયાલુ

છે. માટે જ બલિરાજાને ગર્વ દૂર કરી પોતાની દૃઢ ભક્તિ આપી, શરણે રાખેલો છે. જેને શરણે લેવાની આપ ઇચ્છા કરે છે તેની ગર્વને કરાવનારી મદને વધારનારી રાજલક્ષ્મીને હરી લેઇ પછી સ્વ-સ્વરૂપમાં રતિ-પ્રીતિ ઉત્પન્ન કરે છે અને પોતાનું સાન્નિધ્ય આપે છે.

(૬૨૩) **ત્રિવિક્રમઃ ત્રણ પગલાંને ભરનાર એવા વામન રૂપ—વિરાટરૂપ પ્રભુ.**

બલિરાજની પાસેથી ભૂમિનું દાન લેતી વખતે આપે ત્રણ પગલાંજ ભરેલાં છે. યજુઃ શ્રુતિ પણ વર્ણવે છે કેઃ—"**इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पदम्** " ( વિષ્ણુ પરમાત્મા આ જગત્—ત્રણે લોકને ઉલ્લંઘન કરતા હતા, ત્રણ પગલાં ભરતા હતા ) એ યજુર્વેદ શ્રુતિ ત્રણ પગલાંને ભરતા ત્રિવિક્રમ વામનાવતારી પ્રભુને ૨૫૯ વર્ણવે છે. માટે જ ત્રણ પગલાં ભરનાર વામનાવતારધારી એવા શ્રીકૃષ્ણ એમ પ્રતિપાદન કરે છે.

(૬૨૪) **ત્રિલોકાત્મા ૧ ત્રણલોકમાં વ્યાપીને જેમનો આત્મા પૂરાયેલો છે એવા, ૨ ત્રણેલોકમાં અંતર્યામી રૂપે પૂર્ણ જેમનો આત્મા છે એવા વિષ્ણુ સ્વરૂપ પ્રભુ.**

આખા વિશ્વમાં જેમનો આત્મા વ્યાપીને રહેલો છે. જેમ લુગડામાં તાંતણા શિવાય કાંઇ જ નથી તેમ અખિલ જગતમાં પરમાત્મા શિવાય અન્ય કાંઇ જ નથી. શ્રુતિ ભગવતી આજ્ઞા કરે છે કેઃ--'**यस्योरुषु विक्रमणे ष्वधि क्षिपति भुवनानि विश्वा** ( વિશ્વને અતિક્રમણ કરતાં જેમનાં ઉરૂઓમાં ત્રણ ભુવનો ઓળંધાયાં છે. ) ત્યાં ત્રિલોક વ્યાપ્ત પરમાત્માનું સ્વરૂપ પ્રત્યક્ષ દર્શાવે છે. માટે અહિં **ત્રિલોકાત્મા** પ્રભુ એમ કથન કરે છે.

(૬૨૫) **વિશ્વમૂર્ત્તિઃ ૧ બધું બ્રહ્માંડ એજ જેમનું સ્વરૂપ છે એવા ૨ વિશ્વમાં જેમની મૂર્ત્તિ—સ્વરૂપ છે એવા વામનરૂપ શ્રી કૃષ્ણ.**

આ વિશ્વ પરમાત્માની જ મૂર્તિ—સ્વરૂપ છે. યજુઃશ્રુતિ જણાવે છે કેઃ—"**पुरुष एवे दं सर्व्वंयद्भूतं यच्च भाव्यम्**" (ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન જે આ જોવામાં આવે છે. એ પુરુષ—પરમાત્માજ છે) ત્યાં વિશ્વમૂર્ત્તિ વિશ્વરૂપ પરમાત્મા છે એમ સ્પષ્ટ જણાવેલું છે. તેથીજ વિશ્વમૂર્ત્તિ એવા પરમાત્મા શ્રીપુરુષોત્તમ એમ કહે છે.

(૬૨૬) **પૃથુશ્રવાઃ** જેમનો યશ વિસ્તીર્ણ-વિસ્તાર પામેલો છે એવા પરમાત્મા શ્રીવામનદેવજી.

## मू० पाशबद्धबलिः सर्वदैत्यपक्षोपमर्दकः ॥
## सुतलस्थापितबलिः स्वर्गाधिकसुखप्रदः ॥१२७॥

(૬૨૭) **પાશબદ્ધબલિઃ** બલિરાજાને વરુણપાશથી બાંધનાર એવા વામનાવતાર ધારી શ્રીહરિ શ્રીકૃષ્ણ.

(૬૨૮) **સર્વદૈત્યપક્ષોપમર્દકઃ સર્વ દૈત્યોના પક્ષને મર્દન કરનાર એવા પ્રભુ.**

જ્યારે શ્રીવામન પ્રભુએ વૈરાટ રૂપથી બલિરાજાનું સર્વસ્વ હરી લીધું, ત્યારે સકલ દાનવો-અસુરો બલિનો પક્ષ લઇ આયુધો ગ્રહણ કરી પ્રભુની સાથે યુદ્ધનો સમારંભ કરવા લાગ્યા. તેઓને નંદ, સુનંદ, પ્રબલ, સુબલ, કુમદ, કુમુદાક્ષ વગેરે પોતાના અનુચરો દ્વારા પરાભવ પમાડી તેઓનું-દૈત્યપક્ષના યોદ્ધાઓનું સારી રીતે પ્રભુએ મર્દન—નિકંદન કરેલું છે. તેથી દૈત્યોના પક્ષને મર્દન કરનાર એવા શ્રીવામન પ્રભુ એમ દર્શાવે છે.

(૧૨૯) **सुतलस्थापितबलिः** સુતલ નામના ત્રિજા પાતાલમાં પૃથ્વીની નીચેના ત્રીજા લોકમાં બલિરાજાને સ્થાપન કરનાર એવા વામન રૂપ પરમાત્મા.

(૧૩૧) **स्वर्गाधिकसुखप्रदः** **સ્વર્ગથી પણ વિશેષ સુખને આપનાર.**

∴ સુતલ એ નામના તૃતીય પાતાલમાં બલિરાજાને સ્વર્ગ કરતાં પણ વિશેષ સુખ–આનંદ આપે આપેલો છે. આ સ્કંધના ૨૨ અધ્યાયમાં "**सुतलं स्वर्गिभिः प्रार्थ्यम्**" એ શ્લોકમાં સુતલલોક સ્વર્ગથી પણ અધિક આનંદપ્રદ છે એમ દર્શાવેલું છે. તેમ પ્રભુએ હું પ્રત્યક્ષ દર્શન આપી તમારૂં રક્ષણ કરીશ. એમ બલિરાજાને સ્પષ્ટ આપે આજ્ઞા કરેલી છે. તો નિરંતર અંતરયામીનાં દર્શન એ કાંઇ ઓછું સુખ કહેવાય ! એવા સુખ આગળ સેંકડો સ્વર્ગ પણ કોણ બાપડાં છે. માટે સ્વર્ગથી અધિક સુખદાયી એવા પરમાત્મા એમ જણાવે છે.

## મૂ० कर्मसंपूर्त्तिकर्त्ता च स्वर्गसंस्थापितामरः ॥
## ज्ञातत्रिविधधर्मात्मा महामीनोऽब्धिसंश्रयः १२८

(૧૩૨) **कर्मसंपूर्त्तिकर्त्ता** **બલિરાજાએ આરંભેલા યજ્ઞ કર્મની સંપૂર્ત્તિ—રૂડી રીતે સમાપ્તિ કરનાર એવા વામનાવતારી પ્રભુ શ્રી પુરુષોત્તમ.**

યજ્ઞ કર્મમાં પોતાનું પ્રત્યક્ષ નિરીક્ષણ—દષ્ટિ થવાથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યજ્ઞથી જે ફળ મળવું જોઇએ તેના કરતાં પણ વિશેષ ફળ અહિં બલિરાજાને પ્રાપ્ત થયું છે. નિષ્કર્મ–કર્મ ફળમાં અભિમાન રહિત થવાથી જ પ્રભુ પ્રાપ્ત થાય છે. પરંતુ અહિં એથી વિલક્ષણ

ભગવત્પ્રાપ્તિરૂપ, મહાકષ્ટે પ્રાપ્ત થઇ શકે તેવું, અમોઘફળ બલિરાજાને મળેલું છે. એવી રીતે યજ્ઞકર્મની સમાપ્તિ કરીને અત્યુત્તમ ફલ આપનાર શ્રી **પુરુષોત્તમ** છે.

(૬૩૩) **સ્વર્ગસંસ્થાપિતામર: સ્વર્ગમાં પુન: દેવોને સારી રીતે સ્થાપન કરનાર.**

બલિરાજાએ દેવોનો પરાભવ કરી સ્વર્ગ લોકને સ્વાધીન કર્યો હતો જેથી વામનાવતાર ગૃહણ કરી હરિએ ત્રણ પગલાં ને નિમિત્તે યાચના કરી સ્વર્ગ લોક હરી લીધો. અને પુનઃ તે સ્વર્ગમાં દેવતાઓને સ્થાપન કર્યા. એમ આ સ્કંધના ૨૩ અધ્યાયમાં દર્શાવ્યું છે તેથી અહિં ફરીથી સ્વર્ગમાં દેવતાઓને સ્થાપન કરનાર પ્રભુ એમ કહેછે.

(૬૩૪) **તાત્રિવિધધર્માત્મા સાત્વિક, રાજસ અને તામસ રૂપ ત્રિવિધ ધર્મોવડે ઉપાસન કરવા યોગ્ય એવા પોતાના આત્માને જણાવનાર પ્રભુ.**

જીવોના જેવા જેવા અધિકાર હોય છે, તેવા તેવા ધર્મોથી તેવા તેવા સ્વરૂપોમાં પ્રભુનું સેવન તેઓ કરે છે. સાત્વિક જીવો સાત્વિક ભાવ-ધર્મથી, રાજસજીવો રાજસભાવ અને તામસ જીવો તમોભાવથી તેવા તેવા ભાવવાન્ ભગવાન્નું આરાધન કરે છે. પ્રભુ એમ ત્રિવિધ ધર્મો વડે ઉપાસના કરવા યોગ્ય છે. આપ શ્રી મુખથી ગીતામાં આજ્ઞા કરે છે કેઃ—" **येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः । तेऽपिमामेवकौन्तेय ! यजन्त्यविधिपूर्वकम् ॥** " (જે અન્યદેવોના ભક્તો શ્રદ્ધા યુક્ત બની તે તે દેવોનું યજન કરે છે તે. હે અર્જુન ! અવિધિપૂર્વક પણ મ્હને જ યજે છે-ભજે છે.) એટલે ત્રિવિધ ધર્મોવડે ત્રિવિધ સ્વરૂપોમાં પણ પરમાત્મા જ ઉપાસના—આરાધન કરવા યોગ્ય છે કેમકે સર્વેશ્વર પ્રભુ સર્વરૂપ સર્વ-

વ્યાપક છે એમ વારંવાર વેદ, ગીતા, સૂત્ર સમાધિભાષા વગેરેમાં ડિંડિમનાદથી જણાવવામાં આવેલું છે. (વામનાવતારનાં નામો સંપૂર્ણ થયાં હવે મત્સ્યાવતારનાં નામો જણાવે છે.)

(૬૩૫) **महामीनः** મહાન્ મીન–મત્સ્યસ્વરૂપ ધારી એવા શ્રી પુરુષોત્તમ. આપનું મત્સ્યસ્વરૂપ ઘણુંજ અલૌકિક પ્રભાવશાલી હતું, જેથી તેમને મહાન્ મીન–મત્સ્ય એમ કથન કરે છે.

(૬૩૬) **अब्धिसंश्रयः** પ્રલય સમયના સમુદ્રમાં જેમનું સ્થાન છે એવા શ્રીકૃષ્ણ પ્રભુ.

**મૂ૦ सत्यव्रतप्रियो गोप्ता मत्स्यमूर्त्तिर्धृतश्रुतिः ॥**
**शृङ्गबद्धधृतक्षोणी सर्वार्थज्ञापको गुरुः ॥ १२९ ॥**

(૬૩૭) **सत्यव्रतप्रियः** સત્ય જેમનું વ્રત છે એવા સત્યવ્રત રાજા તથા ઋષિઓ જેમને અત્યંત પ્રિય છે એવા મત્સ્યરૂપ પરમાત્મા.

(૬૩૮) **गोप्ता** જલપ્રલય વખતે ડુબી જતા સત્યવ્રત રાજાને તથા સપ્તઋષિઓને રક્ષણ કરનાર એવા **મત્સ્ય** પ્રભુ.

(૬૩૯) **मत्स्यमूर्त्तिधृतश्रुतिः** મત્સ્ય સ્વરૂપ ધારણ કરી હયગ્રીવ નામે અસુરનો વધ કરી વેદોને ધારણ કરનાર–પોતાને આધીન બનાવનાર એવા મત્સ્ય ભગવાન. “**मत्स्यमूर्त्युद्धृतश्रुतिः**” આ તો પાઠ હોય તો મત્સ્યરૂપ લેઇ વેદોનો ઉદ્ધાર કર્યો છે એમ પુરાણોમાં સ્પષ્ટ પ્રતિપાદન કરેલું છે. આ સ્કંધના ૨૪ અધ્યાયમાં પણ મત્સ્યાવતાર ચરિત સંક્ષેપમાં આપેલું છે.

(૬૪૦) **शृङ्गबद्धधृतक्षोणी** ૧ શીંગડાપર બાંધી છે દૂબતી

પૃથ્વી જેમણે એવા, ૨ ડૂબીજતી પૃથ્વીને તરતી રાખનાર એવા મત્સ્યરૂપ ધારી પ્રભુ.

(૫૪૧) **सर्वार्थज्ञापकः** મત્સ્ય પુરાણને કથન કરી સત્યવત રાજાને ધર્મ અર્થ કામ અને મોક્ષરૂપ સર્વ અર્થને જણાવનાર એવા મત્સ્યપરમાત્મા

(૫૪૨) **गुरुः** સત્યવ્રતને તત્વોનો ઉપદેશ કરનાર ગુરૂરૂપ **મત્સ્ય** ભગવાન્.

( મત્સ્યાવતારનાં નામો પૂરાં થયાં )

**–इत्यष्टमस्कन्धनामानि॥–**



**अथ नवमस्कन्धनामानि प्रारभ्यते**



## मू० ईशसेवकलीलात्मा सूर्यवंशप्रवर्त्तकः ॥ सोमवंशोद्भवकरो मनुपुत्रगतिप्रदः ॥ १३० ॥

(૫૪૩) **ईशसेवकलीलात्मा** ૧ ઇશ-પ્રભુ, સેવક-ભક્ત, **એ બન્ને સંબંધી જે સેવ્ય સેવક લક્ષણ રૂપલીલા તદ્રૂપ છે આત્મા જેમનો એવા પ્રભુ, ૨ સ્વામી અને સેવક સંબંધિ લીલા જેમનો આત્મા—ચિત્ત છે એવા પરમાત્મા.**

• આ નવમસ્કંધમાં ભગવાનની દશ લીલાઓમાંની જે **ઇશાનુકથા** માંની સાતમી લીલા છે, તે લીલાઓનાં નામો જણાવે છે. ભાગ૦ દ્વિ. અ. ૧૦માં " **पुसामीशकथाः प्रोक्ता नानाख्यानोप बृंहिताः** " પ્રભુના અવતારોનાં ચરિત્રો તથા ભક્તોની અનેક આખ્યાનોવાળી

કથાઓને **ઇશાનુકથા** કહે છે. તેથીજ આરંભના આ નામમાં ઇશ–પ્રભુ અને તેમના સેવકો–ભક્તજનોની સેવ્ય સેવક લક્ષણ રૂપ લીલાના આત્મા–સ્વરૂપ રૂપ એવા પરમાત્મા એમ કથન કરે છે.

(૬૪૪) **सूर्यवंशप्रवर्त्तकः ૧ સૂર્યવંશની–પુત્ર પુત્રી રૂપ પરંપરાની પ્રવૃત્તિ કરનાર. ૨ સૂર્યવંશનો ઉત્કર્ષપૂર્વક નિર્વાહ–આજીવિકા ચલાવનાર, ૩ સૂર્યવંશને ઉત્પન્ન કરનાર, ૪ આ ભૂમિમાં સૂર્યવંશને સ્થાપન કરનાર.**

સૂર્યથી પ્રકટ થયેલા વંશની પ્રવૃત્તિ કરનાર આપ જ છે, પ્રથમ ભગવદ્રૂપ **નારાયણથી** બ્રહ્મા તેમના માનસપુત્ર મરિચિ અને તેમના પુત્ર કશ્યપ, તે કશ્યપમુનિની અદિતિ પત્નીમાં ભગવાન્ વિવસ્વાન્–સૂર્યનારાયણ પ્રકટ થયા. ત્યારપછી મનુ વગેરે મનુષ્યો તે વંશમાં થયેલા છે. પ્રથમ મૂળ બીજ રૂપે આપ જ છે. એટલે જ આપ એ વંશના પ્રવર્તાવનાર સ્થાપન કરનાર તેમ ઉત્પન્ન કરનાર છે. વળિ અખિલ ભૂમંડળનું ભરણ પોષણ કરનાર આપ છે, તો તેવા વિશ્વંભર પોતાનાજ સૂર્યવંશનો નિર્વાહ કરનાર હોય એ સ્વાભાવિક જ છે. માટે જ અહિં સૂર્યવંશને પ્રવર્તાવનાર વગેરે કહી પરમાત્માને પ્રતિપાદન કરે છે.

(૬૪૫) **सोमवंशोद्भवकरः ચંદ્રવંશની ઉત્પત્તિને કરનાર.**

સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા શર્યાતિ રાજાએ પોતાના વંશની વૃદ્ધિ કરવા યજ્ઞ કર્યો, તેમાં તેની પત્નીએ સંકલ્પમાં ઋત્વિજો દ્વારા ફેરફાર કરાવવાથી પુત્ર થવાને બદલે ઈલા નામની પુત્રી પ્રકટ થઇ, ત્યારે **શર્યાતિ** રાજાના કથનથી વસિષ્ટ ગુરૂએ મહાદેવની પ્રીતિ મેળવી તેમના વરદાનથી તે કન્યાને કુમાર બનાવ્યો, પરંતુ દૈવયોગે મહા-

દેવે શાપિત કરેલા અંબિકાવનમાં પ્રવેશ કરવાથી તેજ રાજકુમાર સ્ત્રી રૂપ થઇ ગયો. અને તે વનમાં ફરતાં, ચંદ્રના પુત્ર બુધ દેવના સંયોગથી પુરૂરવા નામે પુત્રને ઉત્પન્ન કર્યો. એ રીતે ચંદ્રવંશની ઉત્પત્તિના સ્થાનરૂપ ઈલાને પ્રકટ કરનાર આપ ભગવાન્ છે. ભગવદિચ્છાથીજ ઉપર પ્રમાણે યોગ બનવાથી ચંદ્રવંશ પ્રકટ થયેલો છે. માટેજં ચંદ્રવંશ ઉત્પન્ન કરનાર ભગવાન્ એમ કહે છે.

(૬૪૬) **मनुपुत्रगतिप्रदः** મનુના પુત્ર પૃષધ્રને સદ્‌ગતિ આપનાર એવા પ્રભુ.

# મૂ० अम्बरीषप्रियः साधुर्दुर्वासागर्वनाशकः ॥
# ब्रह्मशापोपसंहर्त्ता भक्तकीर्त्तिविवर्द्धनः ॥१३१॥

(૬૪૭) **अम्बरीषप्रियः** ૧ સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા અમ્બરીષ રાજા જેમને બહુ જ પ્રિય છે એવા, ૨ અંબરીષરાજાને બહુ પ્રિય લાગતા એવા **શ્રી** પુરુષોત્તમ.

(૬૪૮) **साधुः સર્વપ્રકારે ભકતોનું કાર્ય સાધનાર પરમાત્મા.**

પ્રભુ નિરંતર સર્વરીતે ભકતોનાં કાર્યોને સાધે છે. તેથીજ પરમભગદીય અંબરીષના રક્ષણ સારૂં આપે તેમને સુદર્શનચક્ર ( પોતાનું આયુધ ) આપેલું છે. એટલે પ્રભુને ભકતોનાં કાર્યોને સાધનાર કહે છે.

(૬૪૯) **दुर्वासागर्वनाशकः દુર્વાસામુનિના ગર્વને નાશ કરનાર પ્રભુ.**

તપોબલના અત્યંત ગર્વ—અભિમાનથી અંબરીષે કરેલા વ્રતનો ભંગ કરવા પ્રવૃત્ત થયેલા દુર્વાસાના ગર્વને આપ જ નાશ

કરનાર છે. મુનિએ ભક્તરાજ અંબરીષનો નાશ કરવા કૃત્યા પ્રકટ કરી, પરંતુ રક્ષણાર્થ સ્થાપેલું સુદર્શન (ચક્ર) તે કૃત્યાને ભસ્મીભૂત બનાવી દુર્વાસાનું દમન કરવા તેમની પૂંઠે પ્રવર્ત્ત થયું. સર્વ સ્થળે ભ્રમણ કરતાં છતાં કોઇએ તેમનું રક્ષણ કર્યું નહિ. છેવટે અંબરીષ ભક્તરાજે જ તેમને મુક્ત કર્યા છે. આ પ્રમાણે આ સ્કંધના ચોથા અધ્યાયમાં સ્પષ્ટ છે. ચક્રદ્વારા ગર્વને ઉતારનાર પ્રભુ છે. માટે અહિં દુર્વાસાના ગર્વને નાશ કરનાર શ્રી પુરુષોત્તમ એમ કહે છે.

(૬૫૦) **ब्रह्मशापोपसंहर्त्ता બ્રાહ્મણ દુર્વાસામુનિના શાપને સંહાર કરનાર.**

દુર્વાસા મુનિની શાપરૂપ કૃત્યાને સુદર્શનચક્રે ભસ્મીભૂત કરી નાંખી તે દ્વારા બ્રહ્મદેવ દુર્વાસાના શાપને શાંત કરનાર આપ ભગવાન્ છે.

(૬૫૧) **भक्तकीर्त्तिविवर्द्धनः ભક્તની કીર્ત્તિને વધારનાર પરમાત્મા.**

પોતાના પરમભક્ત અંબરીષરાજાની, ભગવદીયૂજનોમાં એવા પ્રકારની મ્હારામાં પ્રીતિ પ્રાપ્ત કરનાર કોઇપણ નથી એવી કીર્તિને સર્વત્ર વિસ્તાર કરનાર આપ પ્રભુ જ છે.

## मू० इक्ष्वाकुवंशजनकः सगराद्यखिलार्थदः ।।
## भगीरथमहायत्नो गङ्गाधौतांघ्रिपङ्कजः ।।१२२।।

(૬૫૨) **इक्ष्वाकुवंशजनकः ઇક્ષ્વાકુરાજા ( મનુનાપુત્ર ) ના વંશને ઉત્પન્ન કરનાર.**

આપને એ વંશમાં રામસ્વરૂપે પ્રકટ થવાની ઇચ્છા છે. માટે

પોતાના એ ઇક્ષ્વાકુવંશને–રઘુવંશને ઉત્પન્ન કરનાર—તેની આગળ પુત્ર પરંપરા ચલાવનાર આપ જ છે.

(૬૫૩) **सगराद्यखिलार्थदः** સગરઆદિ રાજાઓને ઔર્વઋષિનાં ઉપદેશદ્વારા સંપૂર્ણ અર્થ આપનાર એવા પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર.

(૬૫૪) **भगीरथमहायत्नः ભગીરથરાજા એ કરેલા મહાન્ પ્રયત્ન તે રૂપ પ્રભુ.**

ભૂપતિ ભગીરથે ગંગાને ભૂમિપર પધરાવવાને જે મહાન્ પ્રયત્ન કરેલો તે રૂપ આપ ભગવાન્ જ છે. કેમકે બીજા તેમના પિતા તથા પિતામહે ગંગાને ભૂતળપર પધરાવવા તપશ્ચર્યાદિ અનેક પ્રયત્નો કર્યા છતાં ગંગાજી ભૂતળપર વિરાજ્યાં નહિ, અને ભગીરથના પ્રયત્નથી પધાર્યા છે. તો તેવા પ્રયત્નરૂપ આપ ભગવાન્ હોવાથીજ તેમને સ્વર્ગથી અહિં ભૂમિમાં આવવું પડેલું છે. માટે ભગીરથના પ્રયત્ન રૂપ આપ છે.

(૬૫૫) **गङ्गाधौतांघ्रिपङ्कजः** ૧ ગંગાજીએ ધોયાં છે ચરણ કમલો જેમનાં એવા ૨ ગંગાએ ધોયો છે ચરણ કમલનો મલ જેમનો એવા પ્રભુ.

## મૂ૦ ब्रह्मस्वामी शिवस्वामी सगरात्मजमुक्तिदः ॥
## खट्वाङ्गमोक्षहेतुश्च रघुवंशविवर्द्धनः ॥१३३॥

(૬૫૬) **ब्रह्मस्वामी** બ્રહ્મનિષ્ઠ મુનિઓના સ્વામી–પ્રભુ.

(૬૫૭) **शिवस्वामीः શિવના સ્વામી–પ્રભુ.**

ભગવાન્ શંકર શ્રીપૂર્ણ પુરૂષોત્તમનું આરાધન કરે છે. તેથીજ આપ પ્રભુ શંકરના સ્વામી ઉપાસ્ય દેવ છે. જેથી જ શંકરે ભગવ-

ત્પદી ભગવાન્‌ના ચરણ કમલનું જલ છે. એમ માની ગંગાજીને પોતાના મસ્તકપર ધારણ કરેલાં છે.

(૬૫૮) **सगरात्मजमुक्तिदः સગર રાજાના ૬૦૦૦૦ હજાર પુત્રોને મુક્તિ આપનાર.**

ભગવાન્ કપિલમુનિના તેજપુંજથી ભસ્મીભૂત બનેલા સાઠ હજાર સગરના પુત્રોને ગંગાદ્વારા મુક્તિ આપનાર આપ પરમાત્મા જ છે. કેમકે આપગીતામાં શ્રી મુખે આજ્ઞા કરે છે કેઃ—"**स्रोतसामस्मि-जाह्नवी**" (વહેનારી નદીમાં ગંગાતે હું છું) અર્થાત્ ગંગા પરમાત્મા સ્વરૂપ છે. માટે ગંગાદ્વારા મુક્તિ પામેલા હોવાથી એ આપ પ્રભુનાથી મુક્ત થયેલા છે.

(૬૫૯) **खट्वाङ्गमोक्षहेतुः ખટ્વાંગને મોક્ષપ્રાપ્ત થવાના હેતુરૂપ એવા પરમાત્મા.**

ખટ્વાંગરાજાને દેવોએ વરદાનોથી અતિષય લલચાવ્યો, તો પણ જેણે પોતાના મોક્ષધર્મમાંથી લેશ ચલાયમાન ન બનતાં મોક્ષ જ પ્રાપ્ત કર્યો છે એ પ્રમાણે એને મોક્ષ પર સુદૃઢ બનાવનાર અને મોક્ષ પ્રાપ્ત કરવાના કારણરૂપ થનાર આપ જ છે. કેમકે પ્રભુના આરાધનનું ખટવાંગરાજાને મોક્ષ થવા રૂપ ફળ મળ્યું છે.

(૬૬૦) **रघुवंशविवर्द्धनः** રઘુરાજાના વંશને શૌર્ય ધર્મ ઐશ્વર્ય આદિ ગુણોમાં સર્વ કરતાં વિશેષ વૃદ્ધિ પમાડનાર એવા પરમાત્મા—શ્રીકૃષ્ણચંદ્ર. સ્વયં પુરુષોત્તમે જ તે વંશમાં પ્રકટ થવાની ઉત્કટ અભિલાષા કરેલી હોવાથી તેને સર્વ ઉત્તમ ગુણોથી ધર્મ વગેરેથી સારી રીતે આપે વૃદ્ધિ પમાડેલો છે.

(હવે શ્રી રામચંદ્રાવતાર પ્રભુનાં નામો શરૂ થાય છે)

**મૂ० रघुनाथो रामचंद्रो रामभद्रो रघुप्रियः ॥**
**अनंतकीर्त्तिः पुण्यात्मा पुण्यश्लोकैकभास्करः ।१३४**

(૬૬૧) **રઘુનાથઃ** ૧ રઘુકુલમાં પ્રકટેલા ક્ષત્રિયોના નાથ–સ્વામી—ઇશ્વર, ૨ રઘુકુલનારાજાઓને ઐશ્વર્યાદિ અર્પણ કરનાર.

(૬૬૨) **રામચંદ્રઃ સ્વરૂપાનંદ વડે જેમાં રમણ-ક્રીડા થાય છે તે રામ, અને તે રામ આહ્લાદજનક-આનંદદાયી હોવાથી ચંદ્ર રૂપજ છે, ચંદ્ર તો કલંકયુક્ત છે અને રામ કલંક રહિત પ્રમોદદાયી ચંદ્ર છે. તેથી તે રામચંદ્ર.**

રામ એ પૂર્ણ પુરુષોત્તમ **શ્રી**કૃષ્ણનો સર્વોત્તમ અવતાર છે, માટે એ પરબ્રહ્મજ છે. **રામ** ઉપનિષદ્‌માં વર્ણવે છે કેઃ—" **रमन्ते योगिनोऽनन्ते सदानंदे चिदात्मनि** " (યોગીજનો સદા સચ્ચિદાનંદમય અનંત પરમાત્મ સ્વરૂપમાં નિરંતર રમણ કરે છે.) જે સ્વરૂપમાં યોગીઓ રમણ કરે છે તે સ્વરૂપને **રામ** કહી વ્યવહાર કરવામાં આવે છે. જેથી રામ એ પરબ્રહ્મનું જ સ્વરૂપ છે, અન્ય નહિ. તે **રામપરમાત્મા** અધિક આનંદ–આહ્લાદ કરનાર છે, માટે તેમને ચંદ્ર સ્વરૂપ કહે છે. રજનીમણિ ચંદ્ર જો કે આનંદ આપનાર છે, પરંતુ તે આનંદમાં અપૂર્ણતા છે. કારણ કે તે ચંદ્ર ક્ષયિષ્ણુ–ક્ષય પામનાર અને કલંકયુક્ત હોવાથી પૂર્ણ આનંદ ઉત્પન્ન કરતો નથી, અને પ્રભુ રામચંદ્ર તો નિષ્કલંક નિરંતર પૂર્ણ આનંદ કરનાર પરમાત્મા છે. ભગવાન્ શંકર સતી પાર્વતી પ્રત્યે કથન કરે છે કેઃ—

**रंकारादीनि नामानि शृण्वतो मम पार्वति ! ।**
**मनः प्रसन्नतामेति रामनामाभिशंकया ॥**

(રકાર જેમાં આદિ છે એવા રામચંદ્રનાં નામોને શ્રવણ કરતાં મ્હારૂં મન પ્રસન્ન થાય છે. માટે હે પાર્વતિ! તે રામનાં નામો વારંવાર કથન કર.) અહિં ભગવાન્ ભવાનીપતિ રામનાં નામોમાં આનંદપણું છે એમ સ્પષ્ટ ભગવતી પાર્વતીને જણાવે છે. તેથી જ અહિં યોગીઓનું ક્રીડા સ્થાન અત્યન્ત આનંદજનક રામચંદ્ર સ્વરૂપ પરમાત્મા **શ્રીકૃષ્ણ** ચંદ્ર છે એમ કહે છે.

**(૬૬૩) रामभद्रः રામ એજ ભદ્ર–મંગલ–કલ્યાણ સ્વરૂપ પરમાત્મા.**

રઘુકુલના ચંદ્ર જેવા રામચંદ્રનું પરમ ભદ્રમય–મંગલકર સ્વરૂપ છે. માટેજ દિનમણિ–(સૂર્ય) વંશમાં મણિ સમાન યોગીજનોના વિ-રામ રૂપ રામને "**कल्याणानां निधानम्**" (કલ્યાણ વસ્તુઓના નિધાન–ભંડાર) એમ કહી મુનિજનો સ્તવે છે-વર્ણવે છે. એવા કલ્યાણકર રામભદ્ર રૂપે આપ ભગવાન્ જ છે.

(૬૬૪) **रघुप्रियः** ૧ રઘુવંશને પ્રિય, ૨ રઘુવંશ છે પ્રિય જેગને એવા રામચંદ્ર સ્વરૂપી શ્રી પુરુષોત્તમ

**(૬૬૫) अनंतकीर्त्तिः જેમની અંત–અવધિ વિનાની કીર્તિ છે એવા ભગવાન્ રામ.**

રામચંદ્ર પરમાત્માની અનંત કીર્ત્તિ આખા ભમિમંડલમાં હજુ સુધિ પણ અવિચલ છે. વાલ્મિકિ આદિ અનેક મુનિજનો, ભાસ, કાલિદાસ આદિ અનેક કવિજનો, અદ્યાવધિ જેમનાં યશોગાન ગાયા કરે છે. એવી જેમની અનંત કીર્તિ પ્રસરેલી એવા છે રામ રૂપ ધારી પ્રભુ.

**(૬૬૬) पुण्यात्मा પુષ્કળ પુણ્ય કરનારા પવિત્ર પુરૂષોમાં જેમનો આત્મા છે એવા.**

પાપ રહિત પવિત્ર પુરૂષોનાં અંતરોમાં અંતરયામી આપ પ્રભુ નિરંતર વિરાજમાન્ છે. જેથી જ પુરાણોમાં કથન કરે છે કેઃ—

**रामं दूर्वादलश्यामं पद्माक्षं पीतवाससम् ।**
**ये स्मरन्ति नरा नित्यं न ते संसारिणो भुवि ॥**

( આ ભૂમિમાં જે દૂર્વાના દલ સમાન શ્યામ સુંદર પીળાં વસ્ત્રને પરિધાન કરનાર કમલનયન રામચંદ્રને રોજ સ્મરે છે, તે મનુષ્યો સંસારમાં નિવાસ કરતાં છતાં સંસારથી રહિત-અર્થાત્ સંસારની માયા મમતાથી રહિત વિરક્ત છે.) અન્ય સ્થળે પણ રામનું શ્રેષ્ટત્વ ઇશ્વરત્વ તથા તેમની ભક્તિને પ્રતિપાદન કરનારાં અનેક પ્રમાણો મળી આવે છે. એથી એમ નિશ્ચય થાય છે કે પુણ્યવાન્ પુરૂષોનાં અંતઃકરણોમાં પ્રકાશ પામતા રામચંદ્ર સ્વરૂપ આપ શ્રી કૃષ્ણચંદ્ર જ છે.

(૬૬૭) **पुण्यश्लोकैकभास्करः ૧ આખા ભૂમંડલમાં સૂર્યમંડલની પેઠે પ્રકાશમાન્ પવિત્ર કીર્ત્તિમાન્ એવા ૨ પાવન યશવાળા ભગવદીય જનોમાં એક ભાન્-શુદ્ધ અદ્વૈત જ્ઞાનનો પ્રકાશ કરનાર એવા શ્રી રામ સ્વરૂપી પરમાત્મા.**

પ્રભુ રામચંદ્ર પુણ્ય કીર્ત્તિશાલી અદ્વૈત જ્ઞાનનો ભક્તજનોમાં પ્રકાશ કરનાર હોવાથી જ અગસ્ત્ય સંહિતામાં જણાવે છે કેઃ— "**रामादन्यन्नविद्यते**" ( આ વિશ્વમાં રામથી અન્ય કાંઇ જ નથી ) ખરેખર એમજ છે, શ્રુતિઓ વારંવાર એવી રીતે જ પ્રભુને પ્રતિપાદન કરે છે. એ રામ સ્વરૂપે આપ શ્રી પુરુષોત્તમ જ છે. અન્ય નહિ.

**મૂ૦ कोशलेन्द्रः प्रमाणात्मा सेव्यो दशरथात्मजः ।**
**लक्ष्मणो भरतश्चैव शत्रुघ्नो व्यूहविग्रहः ॥१२५॥**

(૬૬૮) **કોશલેન્દ્ર: ઉત્તર કોશલ દેશના ઇંદ્ર-ઇશ્વર એવા રામભદ્ર.**

પ્રભુ સર્વેશ્વર છે પરંતુ ઉત્તર કોશલ દેશ પોતાની માતા કૌશલ્યાના પિતા વગેરેનું સ્થાન છે. માટે તેના વિશેષે કરીને ઇશ્વર એમ જણાવે છે.

(૬૬૯) **પ્રમાણાત્મા ૧ પ્રમાણ-વેદોમાં જેમનું ચિત્ત છે એવા, ૨ શ્રુતિઓના આત્મારૂપ, ૩ સાક્ષાત્ અનુભવરૂપ આત્મા-પરમાત્મા.**

ભગવાન્ રામે આ ભૂતળપર વિરાજી વેદમાર્ગથી વિરૂદ્ધ લેશ પણ આચરણ કર્યું નથી. જેથી જેમનું મન વેદોમાં છે એવા પ્રભુ એમ કહે છે. વળી પ્રમાણ રૂપ શ્રુતિઓ પ્રમેયરૂપ પ્રભુનુંજ યશોગાન કરે છે. શ્રુતિઓને પ્રતિપાદન કરવા યોગ્ય વસ્તુજ પરમાત્મા છે. માટેજ શ્રુતિઓના આત્મારૂપ પરમાત્મા એમ જણાવે છે તથા પ્રત્યક્ષ રીતે સર્વ કાર્યો માત્રનાં દર્શનથી કારણરૂપ પ્રભુજ અનુભવાય છે તો તે પરમાત્માજ અનુભવરૂપ છે, તદાકાર થવાથી દિવ્યાકાર ધારી રામસ્વરૂપ પ્રભુ પ્રત્યક્ષ પ્રાપ્ત થાય; તો તેમાં કંઇ નવાઇ નથી. માત્ર સુદઢ પ્રેમની જ મુખ્ય ખામી છે. સાક્ષાત્ રૂપેજ આપ સર્વત્ર વિરાજે છે તેથી જ તેમને **પ્રમાણાત્મા** પ્રત્યક્ષ સ્વરૂપવાન્ એવા ભગવાન એમ જણાવે છે.

(૬૭૦) **સેવ્ય: સેવન કરવા યોગ્ય એવા પ્રભુ.**

શ્રી પુરુષોત્તમને પ્રમાણો—શ્રુતિઓથી અનુસરતા પ્રમેયરૂપ પ્રત્યક્ષ અનુભવાય તેવા **પ્રમાણાત્મા** ઉપરના નામથી જણાવી ગયા. તે જ્યારે સાક્ષાત્કાર થઇ શકે એમ છે, તો તેમનું સેવન કરવું એ

પણ અત્યંત આવશ્યક જ છે. માટે આજ્ઞા કરે છે કેઃ—તેજ પર૦ માત્મા ભક્તિમાર્ગમાં જણાવેલા સિદ્ધાન્ત પ્રમાણે તેવીજ પ્રણાલીથી સેવવા યોગ્ય છે. આરાધન કરવા લાયક છે. કેવળ પ્રમાણરૂપ શ્રુતિઓનાં બલથીજ પ્રતિપાદન કરવામાં આવતા પરમાત્મા તેનેજ સેવ્ય માનવા એમ અહિં સમજવાનું નથી. એવો આચાર્ય ચરણશ્રીનો કોઇ પણ ગ્રન્થમાં અભિપ્રાય જોવામાં નથી આવતો; કિંતુ જેમને શ્રુતિઓ "**નેતિ નેતિ**" કહી પુકાર કરે છે, જ્યાં વાણીની ગોચરતા નથી, તેવા પરિપૂર્ણ અક્ષરાતીત પ્રમેયબલરૂપ આનંદમય અલૌકિકાકાર સુંદર **શ્રીકૃષ્ણચંદ્ર**નેજ અહિં સેવ્ય તરીકે પ્રતિપાદન કરે છે અને તેજ સેવ્ય છે એમ સમજવું.

( ૬૭૧ ) **दशरथात्मजः દશરથના પુત્ર રામચંદ્ર તે રૂપ પરમાત્મા.**

એક પ્રમાણબલ રૂપજ પ્રભુ હોય તો કોઇના પણ આત્મજ—પુત્ર રૂપે થવાને યોગ્ય નથી. માટે જ પ્રમેય બલનો આશ્રય કરીને આપ ભક્તોદ્ધરણાર્થ દાનવ દલનું દલન કરવાના કારણે જ ભૂતલપર વિરાજે છે. અને અમુકના પુત્ર, અમુકના પતિ એમ સર્વત્ર પ્રતીત થાય છે.

( ૬૭૨ ) **लक्ष्मणः** લક્ષ્મ—પાપોને દૂર કરનાર **સંકર્ષણ** રૂપ પરમાત્મા.

( ૬૭૩ ) **भरतः** ૧ ભરણ—પોષણ કરી સર્વ પ્રજાઓને પાલન કરનાર. ૨ ભર-યુદ્ધનો વિસ્તાર કરનાર એવા પ્રભુ.

( ૬૭૪ ) **शत्रुघ्नः** શત્રુઓને મારવાના સ્વભાવવાળા આપ શ્રીપુરુષોત્તમ.

( ૬૭૫ ) **व्यूहविग्रहः** વ્યૂહ-વાસુદેવ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ,

**અનિરુદ્ધ, એ ચતુર્વ્યૂહાત્મક દેહ જેમનો છે એવા પ્રભુ.**

વાસુદેવાદિ ચારે સ્વરૂપે આપ ચતુર્વ્યૂહાત્મક પ્રભુ કહેવાય છે. તે તે કાર્યોને સંપાદન કરવા તે તે વ્યૂહ રૂપે આપ પ્રકટ થયા છે. વ્યાસ ભગવાન્ ઉપદેશ કરે છે કેઃ—

**व्यूहात्मान श्चतुर्द्धा वै वासुदेवादिमूर्त्तिभिः ॥**
**सृष्टयादीन् प्रकरोत्येष विश्रुतात्मा जनार्दनः ॥**

( વાસુદેવ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ, અનિરૂદ્ધ એ ચતુર્વ્યૂહાત્મક સ્વરૂપેજ પ્રસિદ્ધ પરમાત્મા શ્રીકૃષ્ણ ચાર પ્રકારે આ સૃષ્ટિને પ્રકટ કરેછે, ) માટે જ અહિં ચતુર્વ્યૂહાત્મક શરીરધારી પરમાત્મા એમ કહે છે. એ ચતુર્વ્યૂહાત્મક સ્વરૂપે જ પોતે રામ, લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્ન છે.

**મૂ० विश्वामित्रप्रियो दान्त स्ताडकावधमोक्षदः ॥**
**वायव्यास्त्राभिनिक्षिप्तमारीचश्च सुबाहुहा ॥१२६॥**

( ૬૭૬ ) **विश्वामित्रप्रियः** ૧ વિશ્વામિત્ર ઋષિ જેમને પ્રિય છે, ૨ વિશ્વામિત્રને પ્રિય, ૩ યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસોને હણી વિશ્વામિત્રનું પ્રિય કરનાર, ૪ વિશ્વામિત્રના નિમિત્તથી સીતાની પ્રાપ્તિ રૂપ જેમને પ્રિય–હિત છે એવા શ્રી રામચંદ્ર રૂપ ધારી પ્રભુ.

( ૬૭૭ ) **दान्तः** રાવણાદિ રાક્ષસોને દમન કરનાર **શ્રી રામ** પરમાત્મા.

(૬૭૮) **ताडकावधमोक्षदः** તાડકા નામની દુષ્ટ રાક્ષસીનો વધ કરી તેને મોક્ષ આપનાર એવા રઘુવીર પ્રભુ.

(૬૭૯) **वायव्यास्त्राभिनिक्षिप्तमारीचः** વાયુદેવ જેનું દૈવત છે

એવા અસ્ત્ર-બાણુથી મારીચ નામના દૈત્યને સમુદ્રમાં ફેંકી દેનાર રઘુનંદન રૂપ પરમાત્મા.

(૬૮૦) **સુબાહુહા** મારીચને મારતી વખતેજ સુબાહુને નાશ કરનાર એવા **શ્રીરામ.**

**मू० वृषध्वजधनुर्भङ्गप्राप्तसीतामहोत्सवः ॥**
**सीतापतिर्भृगुपतिगर्वपर्वतनाशकः ॥१३७॥**

(૬૮૧) **वृषध्वजधनुर्भङ्गप्राप्तसीतामहोत्सवः** જેમની ધ્વજામાં વૃષભનું ચિહ્ન છે એવા ભગવાન્ શંકરના ધનુષને જનકરાજાને ત્યાં થયેલા સ્વયંવરમાં ભાંગી સીતાની પ્રાપ્તિ રૂપ મહોત્સવ-મહા આનંદ મેળવનાર રઘુકુલભૂષણ રામચંદ્ર સ્વરૂપધારી **શ્રીપુરુષોત્તમ.**

શંકરના પ્રચંડ ધનુષને ભાંગી સીતા સંબંધી મહોત્સવ પ્રાપ્ત થયા પછી શું થયું, તે સ્પષ્ટ કરે છે કે:—

(૬૮૨) **सीतापतिः** જનક કન્યા **સીતાના** પતિ—સ્વામી.

(૬૮૩) **भृगुपतिगर्वपर्वतनाशकः** **ભૃગુકુલમાં** શ્રેષ્ઠ અને એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરીને મહાન્ ગર્વિષ્ઠ બનેલા **પરશુરામના** મહાન્ ગર્વ રૂપ પર્વતને—અતિ માનના દગેહમને સીતાને ગ્રહણ કરી અયોધ્યા જતાં માર્ગમાં નાશ કરનાર અર્થાત્ તેમના અત્યંત અભિમાનને ધનુષ્યને ચઢાવી ઉતારનાર એવા રામચંદ્ર **પરમાત્મા.**

**मू० अयोध्यास्थमहाभोगयुक्तलक्ष्मीविनोदवान् ॥**
**कैकेयीवाक्यकर्त्ता च पितृवाक्यपरिपालकः १३८**

(૬૮૪) **अयोध्यास्थमहाभोगयुक्तलक्ष्मीविनोदवान्** અયોધ્યા

રાજધાનીમાં રહેલાં મહારાજાઓને શોભે તેવાં સુંદરવિલાસનાં સાધનો સહિત લક્ષ્મીરૂપ **સીતા**ના વિનોદથી—ક્રીડાના આનંદથી યુક્ત એવા શ્રી **રામચંદ્ર** રૂપ **પ્રભુ.**

(૬૮૫) **કૈકેયીવાક્યકર્ત્તા** કૈકેયીએ કહેલાં વચનો પ્રમાણે વર્ત્તનાર.

(૬૮૬) **પિતૃવાક્યપરિપાલકઃ પિતાની વાણીને પાલનાર.**

પિતા—દશરથે કૈકેયીના વચનથી બંધાયેલા હોઇ કહેલી વનવાસ જવા સંબંધી વાણીને (આજ્ઞાને) સર્વ પ્રકારે પાલન કરનાર આપ પ્રભુ છે. પોતે પિતાની આજ્ઞા પૂર્ણપણે પાલન કરનાર હોવાથી ધર્મજ્ઞ વશિષ્ઠ ગુરૂ આદિઓએ વાર્યા છતાં પણ પોતાના નિશ્ચયથી જે લેશ પણ ચલાયમાન્ થતા નથી. માટેજ તે શ્રીરામભદ્રને પીતાની આજ્ઞા પૂર્ણપણે પાલન કરનાર એવા પ્રભુ એમ કહે છે.

## મૂ૦ वैराग्यबोधकोऽनन्यसात्विकस्थानबोधकः ॥ अहल्यादुःखहारी च गुहस्वामी सलक्ष्मणः॥१३९॥

(૬૮૭)**वैराग्यबोधकः** સર્વ વસ્તુઓના ત્યાગ પૂર્વક વૈરાગ્યનો અન્ય ભક્ત જનોને ઉપદેશ કરનાર અર્થાત્ તેમની બુદ્ધિમાં સંસારનો અનુરાગ દૂર કરી પરમાત્મતત્વ ઉપર રાગને ઉત્પન્ન કરનાર તેવા શ્રી રામચંદ્ર ભગવાન્.

(૬૮૮) **अनन्यसात्विकस्थानबोधकः** અન્યજન રહિત શુદ્ધ સત્વમય વનના નિવાસનો પોતે તેવી રીતે વનવાસ સેવીને બોધ આપનાર અર્થાત્ વનમાં નિવાસ કરવો એજ શુદ્ધ સત્વમય નિવાસ સ્થાન છે એમ સર્વને જણાવનાર પ્રભુ.

(૬૮૯) **अहल्यादुःखहारी** ગૌતમ મુનિવરની પત્ની અહલ્યાના પતિશાપ વડે થયેલા શલ્યાપણુના દુઃખને દૂર કરવાના સ્વભાવવાળા શ્રી રઘુનંદન પરમાત્મા.

(૬૯૦) **गुहस्वामी** ગુહનામે ભિલ્લરાજના સ્વામી-પાલક અર્થાત્ તેને પોતાના શરણે રાખનાર શ્રી રામ રૂપ પ્રભુ.

(૬૯૧) **सलक्ष्मणः લક્ષ્મણ સહિત રહેનાર શ્રી રામ પ્રભુ.** પોતાના કનિષ્ઠ બંધુ—સુમિત્રાના પુત્ર લક્ષ્મણ સાથે વનમાં નિવાસ કરનાર આપ પ્રભુ છે. રામાયણાદિ ગ્રન્થોમાં લક્ષ્મણ તથા સીતા સહિતજ રામે ચૌદ વરસ વનવાસ કર્યો છે એમ સુપ્રસિદ્ધજછે તેથી અહિં લક્ષ્મણ સહિત એવા રામસ્વરૂપ પ્રભુ એમ કહે છે.

## મૂ૦ चित्रकुटप्रियस्थानो दण्डकारण्यपावनः ॥
## शरभङ्गसुतीक्ष्णादिपूजितोऽगस्त्यभाग्यभूः १४०॥

(૬૯૨) **चित्रकुटप्रियस्थानः** ચિત્રકૂટ પર્વત એજ છે પ્રિયસ્થાન જેમનું એવા

(૬૯૩) **दण्डकारण्यपावनः** ૧ પોતાના ચરણના સંચાર વડે દંડકારણ્યને પવિત્ર કરનાર. ૨ પોતપોતાના આશ્રમસ્થાનો કરી દંડકારણ્યને રક્ષણ કરનાર ઋષિઓનું રક્ષણ—પાવન કરનાર એવા શ્રી રામ સ્વરૂપ પરમાત્મા.

(૬૯૪) **शरभङ्गसुतीक्ष्णादिपूजितः** શરભંગ અને સુતીક્ષ્ણ એ જેમાં મુખ્ય છે એવા મુનિઓવડે પૂજાયેલા—અતિથિસત્કાર વડે આતિથ્ય કરાયેલા શ્રી રામચંદ્ર રૂપ ભગવાન

(૬૯૫) **अगस्त्यभाग्यभूः** ૧ અગસ્ત્ય ઋષિના ભાગ્યથી તેમના આશ્રમમાં દર્શન આપવાને જનારા, ૨ અગસ્ત્યઋષિએ કરેલા પરમ તપોબલના ફલરૂપે તેમના આશ્રમમાં આવિર્ભાવ પામનાર, અગસ્ત્ય ઋષિના ભાગ્યના સ્થાનરૂપ શ્રીરામ પ્રભુ.

## મૂ० ऋषिसंप्रार्थितकृति र्विराधवधपण्डितः ॥
## छिन्नशूर्पनखानासः खरदूषणघातकः ॥१४१॥

(૬૯૬) **ऋषिसंप्रार्थितकृतिः** અરણ્યવાસી ઋષિઓએ રાક્ષસોને મારવા સારી રીતે જેમની પ્રાર્થના કરી છે એવા શ્રી રામભદ્ર સ્વરૂપધારી **શ્રી પુરુષોત્તમ.**

(૬૯૭) **विराधवधपण्डितः** વિરાધ નામના રાક્ષસનો વધ કરવામાં પ્રવીણ હુશિયાર.

(૬૯૮) **छिन्नशूर्पनखानासः** રાવણની બ્હેન શુર્પનખાનામની રાક્ષસી તેના નાકને છેદનાર અર્થાત્ લક્ષ્મણદ્વારા શૂર્પનખાના નાકને છેદનાર શ્રીરામચંદ્ર પરમાત્મા.

(૬૯૯) **खरदूषणघातकः** ખર અને દૂષણ નામના રાક્ષસોને ઘાત કરનાર હણનાર રઘુનંદન **શ્રી** રામભદ્ર.

## મૂ० एकबाणहतानेकसहस्त्रबलराक्षसः ॥
## मार्गघ्रघाती नियतसीतासंबंधशोभनः ॥१४२॥

(૭૦૦) **एकबाणहतानेकसहस्त्रबलराक्षसः** ૧ હજારો ઘણું જેમનામાં બલ છે એવા અનેક રાક્ષસોને એકજ બાણવડે નાશ

પમાડનાર, ૨ હજાર ગણું જેમાં બળ છે એવા એકજ બાણવડે અનેક રાક્ષસોને હણનાર—નાશ પમાડનાર એવા શ્રી રઘુવીર રામ સ્વરૂપધારી પરમાત્મા.

(૭૦૧) **મારીચઘાતી** મારીચ રાક્ષસને મારવાના સ્વભાવવાળા શ્રી **રામચંદ્ર**

(૭૦૨) **નિયતસીતાસંબંધશોભનઃ** માયિક સીતાનું રાવણે હરણ કર્યું છતાં પણ નિરંતર સ્થાયી રહેનાર સીતા—લક્ષ્મીના સંબંધથી શોભાને પ્રાપ્ત કરનાર **પ્રભુ.**

## મૂ० सीतावियोगनाटयश्च जटायुवधमोक्षदः
## शबरीपूजितो भक्तहनुमत्प्रमुखावृतः ॥१४३॥

(૭૦૩) **सीतावियोगनाटयः** સીતાના વિયોગરૂપી નટના જેવી વર્તણુંક કરનાર શ્રીરામ.

**સીતા**જી શ્રી લક્ષ્મીજીનું સ્વરૂપ છે. અને શ્રીરામચંદ્ર શ્રીવિષ્ણુનું સ્વરૂપ છે. લક્ષ્મીને પ્રભુએ હૃદયમાં સ્થાન આપેલું છે. જે રાવણે સીતાનું હરણ કર્યું, તે છાયા સ્વરૂપ સીતાનું હરણ કરેલું છે. વસ્તુતઃતુ વિષ્ણુ સ્વરૂપ રામનો અને લક્ષ્મીરૂપ સીતાનો વિયોગ જ નથી. હૃદયમાં નિવાસ કરતાં લક્ષ્મી-સીતાનો નિરંતર શ્રી રામચંદ્રજી સાથે સંયોગ છે. પ્રથમ ઉપરના નામમાં પણ એમજ જણાવી ગયા છીએ માટે જ અહિં સીતા વિયોગ રૂપ નાટક કરનાર પરમાત્મા એમ કહે છે. એ સીતા વિયોગ રૂપ નાટક કરવાનું પ્રયોજન પ્રભુને એટલું જ કે લોકને પીડા કરનાર, દેવોને બંદીખાને નાંખનાર રાવણનો નાશ કરવાનો મુખ્ય હેતુ અને પ્રજાને સુખ પ્રાપ્ત કરવાનું

જ મુખ્ય કારણ છે. તેથીજ રાવણે કરેલું છાયા સીતાનું હરણ અને તજ્જનિત વિયોગ આપે અંગિકાર કરેલો છે.

(૭૦૪) **जटायुवरमोक्षदः** જટાયુ નામના ગીધ પક્ષીને મૃત્યુ સમયે મોક્ષ આપનાર.

(૭૦૫) **शबरीपूजितः** ભિલ્લની સ્ત્રી શબરી વડે પૂજાયેલા—સત્કાર પામેલા શ્રી રઘુવીર રામચંદ્ર.

(૭૦૬) **भक्तहनुमत्प्रमुखावृतः** ૧ વિભીષણ આદિ ભક્તોથી અને હનુમાન્ વગેરેથી વીંટાયેલા, ૨ હનુમાન્ જેમાં મુખ્ય છે એવા સુગ્રીવ અંગદ આદિ ભક્તો વડે વીંટાયેલા શ્રી રામ.

**મૂ૦ दंदुभ्यस्थिप्रहरणः सप्ततालविभेदनः ॥**
**सुग्रीवराज्यदो वालीघाती सागरशोषणः ॥१४४॥**

(૭૦૭) **दंदुभ्यस्थिप्रहरणः** દંદુભિનામે દૈત્યના હાડકાંઓને પગના અંગુઠાવડે ફેંકીદેનાર શ્રી રઘુનંદન પરમાત્મા. માર્ગમાં જતાં દંદુભિદૈત્યનાં પર્વત જેવાં પડેલાં હાડકાંઓને ભગવાન રામચંદ્રે પોતાના પગના અંગુઠા વડે ચાલીસ ગાઉ દૂર ફેંકી દીધાં હતાં, એવા મહાન્ પ્રભાવવાન્ શ્રીરામભદ્રરૂપ આપ ભગવાન્ છે. રામાયણમાં રામનું એ ચરિત્ર સ્પષ્ટ દર્શાવ્યું છે. તેથી અહિંઆં પણ તેને સ્પષ્ટ કરે છે.

(૭૦૮) **सप्ततालविभेदनः** સાત તાલોને—તાડના ઝાડોને એકજ બાણથી એકકાલાવચ્છિન્ન વીંધી નાંખનાર શ્રી રઘુવીર.

(૭૦૯) **सुग्रीवराज्यदः** વાનરરાજ સુગ્રીવને કિષ્કિંધાનગરીનું રાજ્ય આપનાર.

(૭૧૦) **वालीघाती** વાલીવાનરનો ઘાત કરનાર—નાશ કરનાર શ્રી રામચંદ્ર.

(૭૧૧) **सागरशोषणः** સાગરને શોષી લેનાર અર્થાત્ અગ્નિ દૈવત અસ્ત્રવડે શુષ્ક બનાવનાર પ્રતાપવાન્ રામચંદ્રરૂપ **ભગવાન્.**

**मू० सेतुबन्धनकर्त्ता च विभीषणहितप्रदः ॥**
**रावणादिशिरच्छेदी राक्षसाघौघनाशकः॥१४५॥**

(૭૧૨) **सेतुबन्धनकर्त्ता** સમુદ્રમાં વૃક્ષ પર્વત વગેરે નાંખીને સેતુ—પૂલ બાંધનાર.

(૭૧૩) **विभीषणहितप्रदः** વિભીષણને હિત—ભક્તિ ઉત્તમ પ્રકારે આપનાર **પ્રભુ.**

(૭૧૪) **रावणादिशिरच्छेदी** રાવણ જેમાં મુખ્ય છે એવા કુંભકર્ણ વગેરે દુષ્ટ દૈત્યોના શિરચ્છેદ કરવાનો જેમનો સ્વભાવ છે એવા રામચંદ્ર સ્વરૂપ **પરમાત્મા.**

(૭૧૫) **राक्षसाघौघनाशकः** **૧ રાક્ષસોના પાપસમુદાયને નાશ કરનાર, ૨ રાક્ષસો રૂપી પાપોના સમુહને નાશ કરનાર.**

શ્રી રામચંદ્ર પરમાત્મસ્વરૂપ છે આપે પોતાના સન્નિધાનમાં જ અનેક રાક્ષસોને નાશ કરી તેમનાં પૂર્વજન્મનાં અને આ જન્મનાં સર્વ પાપોને દૂર કરેલાં છે. તેમ દૈત્યો સર્વ જગતને પીડા ઉત્પન્ન કરનાર હોવાથી તેમને પાપનું રૂપક આપેલું છે. તેથીજ અહિંઆં રાક્ષસોના પાપોને નષ્ટ કરનાર તથા રાક્ષસોરૂપ પાપનાં સમુદાયને દૂર કરનાર એમ કહે છે.

मू० सीताऽभयप्रदाता च पुष्पकागमनोत्सुकः ॥
अयोध्यापतिरत्यन्तसर्वलोकसुखप्रदः॥१४६॥

(૭૧૬) **सीताऽभयप्रदाता સીતાને અભય આપનાર.**
પોતાની પ્રિયતમા સીતાને હું રાક્ષસોનો નાશ કરીશ એમ જણાવી અભય આપી તેના ભયને દૂર કરેલો છે. એમ રામાયણાદિમાં સ્પષ્ટ છે. માટે અહિં સીતાને અભય આપનાર શ્રી રામચંદ્ર પ્રભુ

(૭૧૭) **पुष्पकागमनोत्सुकः** પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા જવાને ઉત્કંઠા રાખનાર—ઉત્સાહ ધરાવનાર શ્રી રઘુનંદન

(૭૧૮) **अयोध्यापतिः અયોધ્યા** નગરીના પતિ—સ્વામી—રક્ષણ કરનાર.

(૭૧૯) अत्यन्त**सर्वलोकसुखप्रदः સર્વ લોકોને અત્યંત સુખ આપનાર.**

પરમાત્મા શ્રીરામચંદ્રે દુષ્ટ દૈત્યોને વિદારણ કરી સર્વલોક-દેવ પ્રભૃતિને પણ સુખ આપેલું છે. અને પોતાની સર્વ પ્રજાને પિતા માફક પાળી સારી રીતે સુખી કર્યા છે. એમ સર્વત્ર પ્રસિદ્ધ છે એવી ઉચ્ચ પદ્ધતિની શાસનકલાને લીધેજ હજી સુધી પણ "**રામરાજ્ય**" એમ કહી વખાણવામાં આવે છે, દૃષ્ટાંત તરીકે સ્મરણીય છે, એવી રીતે સર્વને ઉત્તમ પ્રકારનું સુખ આપનાર રામચંદ્ર સ્વરૂપે આપ પ્રભુ જ છો.

मु० मथुरापुरनिर्माता सुकृतज्ञस्वरूपदः ॥
जनकज्ञानगम्यश्च ऐलान्तप्रकटश्रुतिः॥१४७॥

(૭૨૦) **મથુરાપુરનિર્માતા:** શત્રુઘ્ન સ્વરૂપે મધુવનમાં મથુરા નામની નગરીને નિર્માણ કરનાર—રચનાર શ્રીપુરુષોત્તમ.

(૭૨૧) **સુકૃતજ્ઞસ્વરૂપદ:** ૧ સુકૃતજ્ઞને સ્વરૂપ આપનાર, ૨ સારી કૃતિને જાણનાર એવા સ્વરૂપને આપનાર પરમાત્મા.

જે પુણ્યને જાણનાર હોય તેને "સુકૃતજ્ઞ" કહેવાય છે. એવા સુકૃતજ્ઞ—પુણ્ય પ્રાપ્ત કરનાર ભગવદીય જનને સ્વસ્વરૂપ આપનાર અર્થાત્ તેવા ભક્તજનને પોતાના નિજ સ્વરૂપનું દર્શન આપનારા એવા પ્રભુ, તથા ભગવદીયોનાં સારાં કૃત્યોને જાણનાર આપ પરમાત્મા છે તેથી તેવા નિજ ભક્તોને નિજ સ્વરૂપ દર્શાવે છે. માટે જ અહિં પ્રભુને, સુકૃતજ્ઞને સ્વ સ્વરૂપ આપનાર પ્રભુ એમ કથન કરે છે.

(૭૨૨) **જનકજ્ઞાનગમ્ય:** પોતાના રાજ્યની પ્રજાઓને પીતા માફક-અર્થાત્ આ હમારા પિતા—પાલક છે એવા પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત કરાવનાર શ્રી રામચંદ્ર

જ્યારે પ્રભુ રામચંદ્ર આ ભૂમિને પાલન કરતા હતા, ત્યારે સર્વ પ્રજાજનો તેમને પોતાના પિતા સમાનજ જાણતા હતા તેથીજ અહિં પીતા પેઠે જ્ઞાનગમ્ય એવા પ્રભુ એમ કહે છે,

(૭૨૩) **પૈલાન્તપ્રદકીર્તિ:** ભૂમિનો અંત પાતાલ ત્યાં સુધી જેમની મહાન્ કીર્તિ શ્રવણ ગોચર થાય છે—પ્રસરી રહેલી છે એવા શ્રીરામાવતારધારી પરમાત્મા.

સમસ્ત ભૂમિ મંડલમાં તેમ તેના અવધિરૂપ પાતાલ લોકમાં પણ સર્વજનો જેમનાં યશોગાન ગાય છે, એવા શ્રીરામસ્વરૂપે આપ પરમાત્માજ છે, ભાગવતના આશય પ્રમાણે એમ પણ ભાવ

ઉદ્દભવે છે કે—ઐલ—પુરૂરવા પ્રભૃતિ પૂર્વકાલના અનેક ભૂપતિઓ દેવો સાથે જેમનાં યશોગાન સ્વર્ગમાં કરે છે. એવી જેમની કીર્તિ સર્વત્ર પ્રસરેલી છે એવા પ્રભુ, આવા પ્રકારનો મહાન્ પ્રતાપ પ્રભુનોજ હોઇ શકે. રામાયણ ભાગવતાદિમાં શ્રીરામપ્રભુનો પ્રભાવ પ્રકટ રીતે વર્ણવેલો છે. માટેજ ભૂમિના અંત સુધી તથા ઐલાદિ રાજાઓ સુધી જેમની કીર્તિ પ્રખ્યાત છે એમ અહિં કથન કરે છે

( શ્રી રામચંદ્રાવતારનાં નામો સમામ થયાં, હવે પરશુરામાવતારનાં નામોનો પ્રારંભ કરે છે)

**મૂ० हैहयान्तकरो रामो दुष्टक्षत्रविनाशकः ॥**
**सोमवंशहितैकात्मा यदुवंशविवर्द्धनः ॥१४८॥**

(૭૨૪) **हैहयान्तकरः** હૈહયકુલમાં શ્રેષ્ઠ કાર્તવીર્ય—સહસ્રાર્જુનનો અન્ત કરનાર-વિનાશ કરનાર પરશુરામ રૂપધારી પરમાત્મા.

(૭૨૫) **रामः** ૧ મહેંદ્ર પર્વત ઉપર સ્વરૂપાનંદ વડે રમણ કરનાર, ૨ પોતાના સ્વરૂપાનંદવડે સર્વને રમાડનાર, ૩ યુદ્ધની ઇચ્છા ધરાવનારને સંગ્રામમાં-રણભૂમિમાં રમણ કરાવનાર-રમાડનાર મહા પરાક્રમી પરશુરામ રૂપ પ્રભુ.

(૭૨૬) **दुष्टक्षत्रविनाशकः દુષ્ટ ક્ષત્રીઓનો વિનાશ કરનાર** પ્રભુએ પરશુરામ રૂપે ભૂતલપર પ્રકટ થઇ દુષ્ટ ક્ષત્રિયોનો વિનાશ કરેલો છે. તે સર્વ ક્ષત્રિય રાજાઓ મદમાં છકી જઇ મુનિજનોનું અપમાન કરતા હતા, તેમની યજ્ઞ ક્રિયાઓને ભ્રષ્ટ કરતા હતા, તેમની સાત્વિક પણ વિસ્મય જનકયજ્ઞસંપત્તિઓને હરતા હતા, તેથી પરમકૃપાનિધિ પ્રભુએ ભૃગુકુલમાં પરશુરામરૂપે પ્રકટ થઇ સર્વ

મન્દોન્મત્ત ક્ષત્રિયોનો એકવીસવાર નાશ કરી નાંખ્યો. એમ મહાભારતાદિમાં સ્પષ્ટ છે. એવું આશ્ચર્યકારક મહા પરાક્રમ કરનાર આપ પરમાત્માજ છે.

( પરશુરામનાં નામો પુરાં થઇ હવે શ્રી કૃષ્ણાવતારનાં નામો શરૂ થાય છે ) ”

**(૭૨૭) सोमवंशहितैकात्मा સોમવંશનું હિતુ કરવા માટેજ જેમનું ચિત્ત છે એવા શ્રીકૃષ્ણ.**

સોમ—ચંદ્રવંશનું સર્વ પ્રકારે હિત કરવું–બ્રહ્મજ્ઞાન, ધર્મજ્ઞાન પૂર્વક તેમનું રક્ષણ કરવું, તેથીજ આપે સૃષ્ટિપર પ્રાદુર્ભાવ કરેલો છે તેનું રક્ષણ કરવામાં–હિત કરવામાંજ બીજાં અવાંતર કાર્યો સમાઇ જાય છે. માટે અહિં સોમવંશના હિત રૂપ એકજ વાતમાં જેમનું ચિત્ત–અન્તઃકરણ છે એવા શ્રીકૃષ્ણ એમ કહે છે,

**(૭૨૮) यदुवंशविवर्द्धनः યયાતિપુત્ર યદુરાજાના વંશને વિશેષ રીતે વધારનાર.**

યદુ રાજાના વંશમાં આપનું પ્રાકટ્ય થવાનું છે, એવા હેતુથીજ આપે તે વંશને વિશેષ રીતે વૃદ્ધિ પમાડેલો છે, તેનું મહાત્મ્ય સર્વત્ર પ્રસરાવ્યું છે વિષ્ણુ પુરાણમાં કહે છે કેઃ

“ **यदोर्वंशं नरः श्रुत्वा सर्वपापैः प्रमुच्यते** ” ( યદુ રાજાના વંશને સાંભળવાથી મનુષ્ય સર્વ પાપોથી મૂકાય છે. ) આ પ્રમાણે યદુવંશનું મહાત્મ્ય સર્વત્ર ગણાય છે, એ પ્રભુના પ્રાકટ્યના પ્રભાવથીજ. માટે આપજ તેની આવા પ્રકારની વૃદ્ધિ–ઉન્નતિ કરનાર છે.

**॥ इति नवमस्कन्धनामानि ॥**

## ॥ अथ दशमस्कन्धपूर्वार्धान्तर्गतनामानि प्रारभ्यते ॥

**मू० परब्रह्मावतरणः केशवः क्लेशनाशनः ॥**
**भूमिभारावतरणो भक्तार्थाखिलमानसः ॥१४९॥**

(७२९) **परब्रह्मावतरणः પરબ્રહ્મનો અવતાર-પ્રાકટ્ય એવા શ્રીકૃષ્ણ.** અક્ષરબ્રહ્મથી પૂર્ણ પુરુષોત્તમને પરબ્રહ્મ કહેવાય છે. તેજ પોતે શ્રીકૃષ્ણચંદ્ર આવિર્ભાવ પામ્યા છે. આપ શ્રી મુખથી આજ્ઞા કરે છે કે:—

**यस्मात्क्षरमतीतोऽहं अक्षरादपिचोत्तमः ॥**
**अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥**

( હું ક્ષરથી પરછું અને અક્ષરથી પણ ઉત્તમ છું, માટેજ લોકોમાં અને વેદમાં હું **પુરુષોત્તમ** એ નામથી પ્રસિદ્ધ-પ્રખ્યાત છું.) એ પુરુષોત્તમ સંજ્ઞક પરબ્રહ્મ આપ શ્રીકૃષ્ણજ છે. તેમ **કૃષ્ણ** શબ્દથી પણ **कृषिर्भूवाचकः शब्दः** એ મહાભારતના પ્રમાણાનુસાર પરબ્રહ્મપણું સિદ્ધજ થાય છે. પ્રથમ " **श्रीकृष्णः** " એ નામના વિવેચનમાં સ્પષ્ટજ જણાવેલું છે. એટલે એ વિષયનું અહિંઆ પિષ્ટપેષણ કરતા નથી. ગીતામાં પોતે અર્જુનજી શ્રી કૃષ્ણને ઉદ્દેશીને જ " **परंब्रह्म परंधाम पवित्रं परमंभवान् । पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥** ( આપજ પરબ્રહ્મ છો. આપજ પરમધામ

છો, પરમ પવિત્ર છો, દિવ્ય પુરૂષ છો, જન્મ રહિત, સનાતન, સમર્થ, આદિદેવ છો, ) આ પ્રમાણે સ્તુતિ કરે છે, માટેજ અવતરે –આવિર્ભાવ પામે તે અવતરણ, અને પરબ્રહ્મનુંજ જે અવતરણ; પ્રકટ થવું પરબ્રહ્માવતરણ; એટલે પરમબ્રહ્માવતરણરૂપ એવા શ્રીકૃષ્ણ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ પરબ્રહ્મજ છે.

(૭૩૦) **केशवः १ જેમના મસ્તકના કેશો ઘણાજ વિપુલ છે, ૨ कः એટલે બ્રહ્મા અને ईशએટલે શંકર તે બન્નેને જેમનાથી અમૃત પ્રાપ્ત છે એવા ૩ બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર એ ત્રણે સ્વરૂપ જેમનાં છે એવા, ૪ કેશી નામના દૈત્યને નાશ કરનાર ૫ તેજના અંશરૂપ કેશ અર્થાત્ કિરણો જેમને છે એવા, ૬ કેશશક્તિ એટલે શિવ અને બ્રહ્માની શક્તિ પેઠે મહાન્ શક્તિવાળા તે કેશવ.**

ત્રિભુવન સુંદર શ્રી કૃષ્ણના ઘણાજ વિપુલ અને સુંદર કેશો છે, બ્રહ્મા શંકરાદિ દેવો વારંવાર જેમની આરાધના કરે છે. જેમનાથી અતુલ આનંદ–સુખને મેળવે છે માટેજ એ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રને કેશવ એમ સંજ્ઞા પ્રાપ્ત થયેલી છે. તેમ અશ્વનું સ્વરૂપ ધારણ કરી વ્રજને વિદારણ કરવા આવેલા કેશીદૈત્યને મારવાથી પણ કેશવ નામથી પ્રસિદ્ધપણું પામેલા છે. વિષ્ણુપુરાણમાં નારદજી શ્રીકૃષ્ણ પ્રત્યે કથન કરે છે કેઃ—**यस्मात्त्वयैव दुष्टात्मा हतः केशी जनार्दन ।। तस्मात्केशवनाम्ना त्वं लोके ज्ञेयो भविष्यसि ॥** ( તમોએ દ્વેષી દુષ્ટાત્મા કેશીદૈત્યને નષ્ટ કર્યો, જેથી લોકમાં **કેશવ** એ નામથી પ્રસિદ્ધ થશો. મહાભારતમાં આપ આજ્ઞા કરે છે કેઃ—" **अंशवो**

**प्रकाशन्ते मम ते केशसंज्ञिता** " ( જે સૂર્યનાં કિરણો પ્રકાશમાન થાય છે, તેજ મ્હારા કેશો ગણાય છે. હરિવંશમાં પણ આપ ઉપદેશે છે કેઃ—" સર્વ જીવોનો સ્વામી હું બ્રહ્મ એ સંજ્ઞાથી પ્રખ્યાત છું માટે મ્હને સર્વના ઇશ-સ્વામી કેશવ એવા પરમાત્મા એમ કહેછે ઇત્યાદિ પ્રમાણોથી તથા અનેક કારણોથી સર્વશક્તિમાન્ ભગવાન્ શ્રીકૃષ્ણને **કેશવ** કહી સર્વ લોકો વર્ણવે છે.

(૭૩૧) **क्लेशनाशनः ક્લેશોને નાશ કરનાર,** ગોરૂપા ભૂમિના તથા ભક્તજનોના અનેક ક્લેશોને-ત્રિવિધ તાપોને નાશ કરનાર આપ પ્રભુજ છે. ભૂમિના ક્લેશને-પરિતાપને તો આપે " હું પ્રકટ થઇશ " એમ સંભળાવતાંની સાથેજ દૂર કરેલો છે. ભક્તજનોના ક્લેશોને અનેક રીતે પ્રભુએ પરિહાર કર્યા છે. એ ભાગવતાદિમાં સારી રીતે પ્રસિદ્ધ છે. જેથીજ ભગવાન્ ક્લેશનાશન કહેવાય છે.

(૭૩૨) **भूमिभारावतरणः** ૧ ભારરૂપ દુષ્ટ ભૂપતિઓને મારી ભૂમિના ભારને દૂર કરનાર ૨, ભૂમિના ભારને ઉતારવાના કારણથી અવતરણ પામનાર, ૩ ભૂમિથી તથા તેના ભારથી જે અલગ રહેલા છે, એવા શ્રીકૃષ્ણ પ્રભુ.

(૭૩૩) **भक्तार्थाखिलमानसः** ૧ ભક્તોના અર્થોમાં જેમનું સંપૂર્ણ મન છે ૨ ભક્તોના જે જે મનોરથો કેવે કેવે પ્રકારે સિદ્ધ થાય-પૂર્ણ થાય એવું જેમનું અંતઃકરણ છે એવા, ૩. ભક્તોને માટે તેમના સર્વ વિરોધિ જરાસંધ દુર્યોધન વગેરેના ગર્વને નાશ કરનાર એવા **શ્રીકૃષ્ણ** પ્રભુ.

मू० सर्वभक्तनिरोधात्मा लीलानंतानिरोधकृत् ॥
भूमिष्टपरमानन्दो देवकीशुद्धिकारणम् ॥१५०॥

[૭૩૪] **સર્વભક્તનિરોધાત્મા શ્રીગોકુલનિવાસી વ્રજભકતો સાથે પ્રપંચ-સંસારના વિસ્મરણપૂર્વક રમણ કરવામાં જેમનો આત્મા—અન્તઃકરણ છે એવા પ્રભુ.**

પૂર્ણ પુરુષોત્તમ **શ્રીકૃષ્ણચંદ્રની** દશવિધ લીલાઓમાંની સર્ગ વિસર્ગ આદિ સાત લીલાઓનાં નામો નવમસ્કંધ સુધીનાં નામોમાં કહી ગયા. હવે અહિં દશસ્કંધમાંની આઠમી નિરોધલીલા, તેનાં નામો પ્રકટ કરે છે.

પ્રથમ નિરોધ એટલે શું ? એમ સહજ પ્રશ્ન ઉદ્ભવે છે, તો તેને માટે ભગવાન્ વ્યાસચરણ ઉપદેશે છે કે: " **निरोधोऽस्यानुशयनमात्मनः सहशक्तिभिः** ॥ " આ જીવાત્માનો સર્વશક્તિઓ સહવર્ત્તમાન પરમાત્મામાં લય થવો, અર્થાત્ પ્રભુમાં એક નિષ્ઠા થવાથી સંસારની—પ્રપંચની વિસ્મૃતિ થવી તેને **નિરોધ** કહે છે. **શ્રીમદાચાર્ય** ચરણ પણ તત્વદીપનિબંધ ગ્રન્થમાં આજ્ઞા કરે છે કે:—" **निरोधोऽस्यानुशयनं प्रपंचे क्रीडनं हरेः** " સંસારમાં સર્વ પ્રભુની ક્રીડા-લીલા છે, એમ સમજી સંસરાસક્તિને દૂર કરી પ્રભુમાં ભક્તિ પ્રેરી એક ચિત્ત થવું તે નિરોધ છે. ભગવાન્ શ્રીકૃષ્ણ નિજભકતોને સંસારની આસક્તિથી મુક્ત કરી પોતાના સ્વરૂપમાં રમણ કરાવે છે. આનંદ આપે છે. તેવા ભકતોને પરમાત્મા વિના અન્ય કાંઇ પણ રૂચિકર હોતું નથી. તેઓ ભગવત્સ્વરૂપમાંજ આનંદનિમગ્ન બને છે. તેવાઓનેજ આનંદ આપવામાં પ્રભુનું અન્તઃકરણ છે.

[૭૩૫] **લીલાનંતનિરોધકૃત્** ૧ અનંત લીલાઓ વડે પ્રપંચને વિસારી રમણ કરનાર, ૨, લીલા-શક્તિ, અનંત-સંકર્ષણ, એ બન્ને વડે નિરોધ-દુષ્ટનો વિનાશ કરનાર એવા **શ્રીકૃષ્ણ.**

[૭૩૬] **ભૂમિષ્ઠપરમાનન્દઃ** ભૂમિમાં નિવાસ કરનાર વ્રજવાસી ભક્તોને પરમ-અત્યંત ઉત્કૃષ્ટ આનંદ જેમનાથી છે એવા, ૨ મથુરા-નગરીમાં પ્રકટ પરમ આનંદરૂપ એવા **શ્રીકૃષ્ણચંદ્ર.**

**[૭૩૭] દેવકીશુદ્ધિકારણમ ૧ દેવકીજીની શુદ્ધિ—વસુદેવ સાથે વિવાહાદિ સંસ્કારના કારણરૂપ, અર્થાત્ તેવા સંસ્કાર થવાના નિમિત્તભૂત એવા, ૨ વિષ્ણુરૂપિણી દેવકીજીની શુદ્ધિ—પાવન થવાના કારણરૂપ એવા પ્રભુ.**

જ્યારે જ્યારે ભગવદીયજનોને આ સૃષ્ટિમાં અનેક કષ્ટો આવી પડે છે, ત્યારે ત્યારે ભગવાનનું પ્રાકટ્ય થાય છે. તેથી વસુદેવ તથા દેવકીજીને કંસદ્વારા અનેક કષ્ટ આવી પડયાં, ત્યારપછીથીજ પ્રભુનો પાદુર્ભાવ થયો, માટે વિભુના આવિર્ભાવથીજ શ્રીદેવકીજી શુદ્ધ-વિમલ બન્યાં. પ્રભુના સ્મરણ માત્રથીજ જો શુદ્ધ થવાય છે તો આપ અંતરમાં પધારે-વિરાજે અને વિમલ બનાય, શુદ્ધતા થાય, એમાં શું આશ્ચર્ય ?

**મૂ૦ वसुदेवज्ञाननिष्ठसमजीवनिवारकः ॥**
**सर्ववैराग्यकरणस्वलीलाधारशोधकः ॥१५१॥**

**[૭૩૮] વસુદેવજ્ઞાનનિષ્ઠસમજીવનિવારકઃ ૧ વસુ-વિષ્ણુને પ્રકાશ આપનાર અથવા તે વડે પ્રકાશ પામનાર વસુદેવમાં જ્ઞાનરૂપે જેમની નિરંતર સ્થિતિ છે એવા શ્રીકૃષ્ણના સમાન**

**જીવો ( વસુદેવના પ્રથમ પ્રકટેલા છ પુત્રો )ને નિવારણ કરનાર મારનાર. ૨ વસુદેવનું જ્ઞાનભૂત જે પુત્રોમાં સમાન જીવનપણું, તેને નિવારણ કરનાર દૂર કરનાર.**

ભગવાન્ વિષ્ણુ-વ્યાપકશીલપ્રભુ, તેનેજ **વસુ** કહેવાય છે. શ્રુતિ ભગવતી વર્ણવે છે કેઃ-" **વિષ્ણુર્વસુઃ** " વિષ્ણુ એજ વસુ છે. કેમકે સર્વમાં નિવાસ કરવાથીજ પ્રભુને **વસુ** એમ કથન કરવામાં આવે છે. એ કારણથીજ ઉપર વસુનો અર્થ '**વિષ્ણુ**' કર્યો છે. વસુદેવ પોતે પ્રભુનું વિશુદ્ધ સત્વસ્વરૂપજ છે. ભિન્ન નથી. વ્યાસચરણ ઉપદેશે છે કેઃ—" **સત્વં વિશુદ્ધં વસુદેવસંજ્ઞિતમ્** " વિશેષ શુદ્ધ સત્વ સ્વરૂપ એજ વસુદેવ સંજ્ઞામાં રહેલું છે, એવા શુદ્ધ સત્વમાંજ પ્રભુ જ્ઞાનરૂપે નિવાસ કરે છે. **વસુદેવના** પ્રથમ પ્રકટ થયેલા છ પુત્રોને કંસે માર્યા વિના છોડી દીધા હતા, પરંતુ પ્રભુએજ નારદદ્વારા કંસની બુદ્ધિમાં ફેરફાર કરાવી તેને મરાવ્યા છે. એમ કરવાનું કારણ તેમને શાપથી મુક્ત કરવા માટેજ અન્યથા નહિ.

[૭૩૯] **સર્વવૈરાગ્યકરણસ્વલીલાધારશોધકઃ** ૧ સર્વ વિષયોથી વૈરાગ્ય કરાવનારી પોતાના પ્રાકટ્યરૂપ લીલાના આધારભૂત દેવકીજીની શુદ્ધિ કરનાર—તેમના દોષને ટાળનાર ૨ સર્વ વૈરાગ્યકારિણી પોતાની માયાને આજ્ઞા કરી લીલાના આધારરૂપ વ્રજભૂમિમાં પોતાને ઉપયોગી વસ્તુઓની શુદ્ધિ કરનાર. ૩ સર્વ વૈરાગ્યકારિણી અને પોતાની લીલાના આધારરૂપ શ્રી દેવકીજીમાં, સ્ત્રિયોમાં સ્વાભાવિક રહેનારા વંધ્યત્વ, મૃતપ્રજાત્વ, વિગેરે દોષોને [કંસે મારેલા પુત્રોને આગળ પાછી લાવી ] નિવારણ કરનાર એવા **શ્રીકૃષ્ણ**.

**મૂ० मायाज्ञापनकर्त्ता च शेषसंभारसंभृतिः ॥**
**भक्तक्लेशपरिज्ञाता तन्निवारणतत्परः ॥१५२॥**

[૭૪૦] **मायाज्ञापनकर्त्ता** માયા–યોગમાયાને આજ્ઞા આપનાર. આ સ્કંધના બીજા અધ્યાયમાં " **गच्छदेवि व्रजं भद्रेगोपगोभिरलंकृतम्** " હે દેવિ ! અંબિકે ! ગોપો અને ગાયોથી શોભી રહેલાં વ્રજમાં તમો જાઓ, એમ આપે યોગમાયાને આજ્ઞા કરેલી છે જેથી અહિં માયાને આજ્ઞા કરનાર પ્રભુ એમ કહે છે.

[૭૪૧] **शेषसंभारसंभृतिः** ૧ બાકી રહેલી અપૂર્ણ સામગ્રીને સંપૂર્ણ કરનાર, ૨ શેષ—અનંતભગવાન્ (બલદેવજી) ને આકર્ષણ કરી પોતાના પ્રાકટ્ય સારૂ સામગ્રીની સંપત્તિને સિદ્ધ કરનાર, ૩ શેષ—બલદેવજીને દેવકીજીના ગર્ભમાં હતા ત્યાં યોગમાયા પાસે લેવરાવી રોહિણીજીના ગર્ભમાં સ્થાપન કરી તેમની પૂર્ણતા કરનાર.

[૭૪૨] **भक्तक्लेशपरिज्ञाता** પોતાના પ્રાકટ્યથી ભક્તોના ક્લેશને સર્વ રીતે જાણનાર.

[૭૪૩] **तन्निवारणतत्परः** ૧, તે ભક્તજનોના ક્લેશોને નિવારણ કરવામાં તત્પર, ૨, ક્લેશોને નિવારણ કરી ભક્તોનું પોષણ કરનાર એવા શ્રી કૃષ્ણચંદ્ર.

**મૂ० आविष्टवसुदेवांशो देवकीगर्भभूषणम् ॥**
**पूर्णतेजोमयः पूर्णः कंसाधृष्यप्रतापवान् ॥१५३॥**

[૭૪૪] **आविष्टवसुदेवांशः** જેમનો ×કામાંશ વસુદેવના મનમાં

× કામ–મદન તે સંબંધી અંશ.

પ્રવેશેલો છે એવા પ્રભુ. અહિં જે "અંશ" શબ્દ છે. તે પૂર્ણ આનંદ વાચક છે. એટલે જેમનો પૂર્ણ આનંદ વસુદેવના અન્તઃકરણમાં, પ્રવેશેલો છે, એવા.

[૭૪૫] **देवकीगर्भभूषणम्** શ્રીદેવકીજીના ગર્ભનો અલંકાર–શણગાર–તે રૂપ પ્રભુ. પોતે શ્રીદેવકીજીના ગર્ભનું ભૂષણ હોવાથી જ તેનામાં અદ્વિતીય પ્રભા સર્વત્ર પ્રસરેલી કંસાદિકે નીહાળી હતી. ભાગવતનું એ પ્રકરણ જોવાથી સ્પષ્ટ થશે.

(૭૪૬) **पूर्णतेजोमयः** સર્વવ્યાપી તેજના સમૂહરૂપ ભગવાન્.

(૭૪૭) **पूर्णः** ઐશ્વર્યાદિ વડે પરિપૂર્ણ—અખંડિત.

(૭૪૮) **कंसाधृष्यप्रतापवान्** કંસથી નગૃહણ થઇ શકે તેવા અનિર્વાચ્ય પ્રતાપ—પ્રભાવ—મહિમાવાળા. એવા શ્રીકૃષ્ણ પ્રભુ.

**मू० विवेकज्ञानदाता च ब्रह्माद्यखिलसंस्तुतः ॥**
**सत्यो जगत्कल्पतरु र्नानारूपविभेदनः ॥१५४॥**

(૭૪૯) **विवेकज्ञानदाता** કંસને વિવેક તથા જ્ઞાન આપનાર. કંસરાજ મહા અસુર છતાં વસુદેવનાં વચનોથી શાંત બની એનનો નાશ કર્યો નહિ એ વિવેક તથા જ્ઞાનને આપનાર આપ પ્રભુ છે. વળિ દેવકીજીની છેલ્લી એક માયા–કન્યાને પછાડતાં–તે અંબિકા બની આકાશમાં લોપ થઇ ગયાં ત્યાર પછી કંસે દેવકીજીને તથા વસુદેવને આશ્વાસન આપ્યું છે. તે પણ વિવેક અને જ્ઞાનથી ભરપૂર છે. તો તેવું જ્ઞાન મેળવવું એ પણ પ્રભુ કૃપાનુંજ ફલ છે.

(૭૫૦) **ब्रह्माद्यखिलसंस्तुतः** ૧ બ્રહ્મ ઇંદ્ર રૂદ્ર આદિ સર્વ દેવતાઓએ પોતાની કામનાઓને જણાવતાં જેમની સ્તુતિ કરી છે

એવા. ૨ બ્રહ્માદિક સકલ દેવોએ અખિલ તત્વરૂપે—પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપે જેમની સ્તુતિ કરેલી છે એવા પરમાત્મા.

(૭૫૧) **सत्यः** ૧ સત્ય સ્વરૂપ, ૨ ત્રિવિધ કાલમાં બાધ રહિત રહેનાર. ૩ ધર્માના સત્ય પણાને લીધે સત્ય, ૪ સત્યના કારણ રૂપ, ૫ સત્યવ્રત ધારી એવા શ્રીહરિ—શ્રીકૃષ્ણચંદ્ર.

(૭૫૨) **जगत्कल्पतरुः સ્થાવર જંગમાત્મક જગત્‌ના કલ્પવૃક્ષ રૂપ.**

સ્વર્ગમાં રહેલું કલ્પવૃક્ષ ફક્ત દેવોને જ ફલ આપે છે. પરંતુ પરમાત્મા અખિલ વિશ્વને તેવી જ રીતે ફલ અર્પણ કરે છે. તેમનાં કષ્ટો હરે છે. જેથી આપને **જગત્કલ્પતરુ** કહ્યા.

(૭૫૩) **नानारूपविमोहनः** નાના પ્રકારના સાત્વિક, રાજસ અને તામસ પ્રકૃતિવાળા બ્રહ્માદિક દેવસ્વરૂપોને મોહ ઉપજાવનાર. માટે જ આ સ્કંધમાં " त्वन्मायया संवृतचेतसः " તમારી માયાથી મુગ્ધ બનેલા એવા હમો એમ કહી બ્રહ્માદિદેવો સ્તુતિ કરે છે.

## मू० भक्तिमार्गप्रतिष्ठाता विद्वन्मोहप्रवर्त्तकः
## मूलकालगुणद्रष्टा नयनानन्दभाजनम् ॥१५५॥

(૭૫૪) **भक्तिमार्गप्रतिष्ठाता ભક્તિમાર્ગમાં વિશેષે કરી સ્થિતિ કરનાર. ૨ ભક્તિમાર્ગની વિશેષે કરી સ્થિતિ કરનાર—સ્થાપના કરનાર.**

કર્મ જ્ઞાન ઇત્યાદિ અનેક માર્ગો પ્રભુને પ્રાપ્ત થવાને સારૂં શ્રુતિ સ્મૃતિમાં દર્શાવ્યા છે. ભક્તિમાર્ગ પણ શ્રુતિ સ્મૃતિ સિદ્ધ જ છે. પરંતુ વિશેષે કરી પ્રભુની સ્થિતિ તો ભક્તિ માર્ગમાં જ છે. કેમકે ભક્તિથી જ સુલભ રીતે પ્રભુ પ્રાપ્ત થાય છે એમ વારંવાર શ્રવણ

ગોચર કરાય છે, અનુભવાય છે. તેથી નિશ્ચય થાય છે કે ભક્તિમાર્ગમાં જ આપે સ્થિતિ કરી છે. ભક્તિમાર્ગને જ સ્વીકાર કરેલો છે.

[૭૫૫] **विद्वन्मोहप्रवर्त्तक:** ભક્તિરહિત કેવળ જ્ઞાનનિષ્ઠ વિદ્વાનોમાં રહેલા મોહ—હમે મુક્ત છીયે એવા પ્રકારના અભિમાન વડે તત્વનો પ્રકાશ નહિ કરનાર.

કેવળ એક જ્ઞાનજ મુક્તિ આપનાર છે એમ નથી, ભગવાન્ પોતે જ ગીતામાં આજ્ઞા કરે છે કે:–" અનન્ય ભક્તિ વડે જ હું પ્રાપ્ત થઇ શકું છું." તો પ્રભુની પ્રાપ્તિમાં ભક્તિ જ મુખ્ય છે. કેટલાક શુષ્ક જ્ઞાનિઓ પોતે મુક્ત થયા છીયે એમ માની, ભગવન્નિષ્ઠ ભગવદીયોને હસેછે. પરંતુ મિથ્યાભિમાનમાં તણાયેલા એટલું પણ જાણતા નથી કે, ભક્તજનને નિંદા સ્તુતિ સર્વ સમાન છે, તેઓશ્રીને કોઇપણ વસ્તુમાં ભેદભાવ નથી, કેવળ પ્રભુના પ્રેમમાં જ એકતાન બની ગયેલા છે. એટલે તેમને હસો તો પણ શું? એમાં હસનારાઓનાં જ્ઞાનની જ પરીક્ષા થાય છે. તેઓ જ હાસ્યપાત્ર બને છે. પોતેજ પોતાને બ્રહ્મ માની અભેદ દર્શાવી ભેદને સિદ્ધ કરે છે.

(૭૫૬) **मूलकालगुणद्रष्टा** ૧ મૂલ–સર્વ પ્રાણી માત્રના આધાર ભૂતકાલમાં ઉત્પત્તિ સ્થિતિ નાશ કરવા સારૂં સાત્વિક, રાજસ, અને તામસ ગુણોના દૃષ્ટા–જોનાર, ૨. સર્વના મૂલભૂત શ્રીકૃષ્ણના જન્મ સમયે કાલના શ્રેષ્ઠ ગુણોને દર્શાવનાર—પ્રેરણા કરનાર એવા પ્રભુ.

(૭૫૭) **नयनानन्दभाजनम्** પ્રકટ થયેલા ભગવાનના દર્શનથી વસુદેવના નયનોને આનંદ પ્રાપ્ત કરાવનાર અર્થાત્ વસુદેવનાં નેત્રોને આનંદના સ્થાન રૂપ શ્રીકૃષ્ણ ભગવાન્.

मू० वसुदेवसुखाब्धिश्च देवकीनयनामृतम् ॥
पितृमातृस्तुतः पूर्वसर्ववृत्तांतबोधकः ॥१५६॥

(૭૫૮) **वसुदेवसुखाब्धि:** ૧. વસુદેવને હર્ષથી થનારા સુખના સાગર રૂપ. ૨, વસુદેવને સ્નાન કરવા સારૂં હર્ષરૂપ સમુદ્ર જેમનાથી છે એવા **પ્રભુ**.

(૭૫૯) **देवकीनयनामृतम्** ૧. દુઃખમાં સંતાપ પામતાં શ્રી દેવકીજીનાં નેત્રોને અત્યંત શીતલ કરનાર અમૃતરૂપ. ૨ દેવકીજીનાં ચક્ષુઓને જેમનાથી અમૃત છે—સુખ છે એવા **પ્રભુ**.

(૭૬૦) **पितृमातृस्तुत:** ૧. પિતા અને માતા (વસુદેવ દેવકીજી) એ જન્મ સમયે જેમની સ્તુતિ કરી છે એવા; ૨ પિતા સહિત માતાએ જેમની સ્તુતિ કરી છે એવા. ૩. પ્રથમ પિતાએ પછી માતાએ જેમની સ્તુતિ-વિજ્ઞપ્તિ કરી છે એવા **શ્રીકૃષ્ણ** પ્રભુ.

(૭૬૧) **पूर्वसर्ववृत्तांतबोधक:** માતા પિતા—વસુદેવ દેવકીજીને પૂર્વ જન્મના સંપૂર્ણ વૃત્તાંતનો બોધ કરનાર, પૂર્વ જન્મનાં કરેલાં તપ આદિની સમાપ્તિને જણાવનાર.

વસુદેવ અને દેવકી પૂર્વનાં બે જન્મમાં ભગવાનની અત્યંત તપશ્ચર્યા કરી ભગવત્સદૃશ પુત્રની અભિલાષા કરવા લાગ્યા, અને તેવા વરદાનની માગણી કરી. જેથી એ બન્ને જન્મોમાં ભગવાન્ અંશરૂપે તેમને ત્યાં પ્રકટ થયા હતા, પરંતુ તેમની તપશ્ચર્યાના પ્રમાણમાં કાંઇ વિશેષ આનંદ થયેલો નહિ, માટે આ તેમના ત્રીજા જન્મમાં પોતે પૂર્ણ રીતે પ્રકટ થઇ અપૂર્વ ભગવદાનંદ આપવાને જ પ્રભુએ તેમને પૂર્વનું સર્વ વૃત્તાંત બોધ કરી દર્શાવ્યું છે. અપૂર્વ પરમ આનંદમય પોતાના સ્વરૂપનો તે બન્નેને અનુભવ કરાવ્યો છે.

मू० गोकुलागतिलीलाप्तवसुदेवकरस्थितिः ॥
सर्वेशत्वप्रकटनो मायाव्यत्ययकारकः ॥१५७॥

(૭૬૨) **गोकुलागतिलीलाप्तवसुदेवकरस्थितिः** ૧ ગોકુલમાં લીલા કરવાને પધારવા માટે આપ્ત-પ્રિયજન વસુદેવજીના કર-હાથમાં સ્થિતિ કરનાર, ૨. ગોકુલને ગતિપમાડવા, લીલા કરવા જવા શ્રીવસુદેવજી ના હસ્તમાં સ્થિતિ કરનાર–વિરાજનાર શ્રીબાલકૃષ્ણ પ્રભુ.

(૭૬૩) **सर्वेशत्वप्रकटनः** ૧ સર્વને નિયમમાં રાખવાના સામર્થ્ય-બલને પ્રકટ કરનાર, ૨. સર્વ ઐશ્વર્યને પ્રકટ કરનાર.

(૭૬૪) **मायाव्यत्ययकारकः** માયા–યોગમાયા (શ્રીગોકુલમાં શ્રીયશોદાજીના ઉદરથી પ્રકટ થયેલાં પુત્રી) ના સ્થાનનો ફેરફાર કરનાર એવા પ્રભુ.

मू० ज्ञानमोहितदुष्टेशः प्रपञ्चास्मृतिकारणम् ॥
यशोदानन्दनो नन्दभाग्यभूगोकुलोत्सवः॥१५८॥

(૭૬૫) **ज्ञानमोहितदुष्टेशः** દેવકીજીના અષ્ટમ ગર્ભનો જન્મ શ્રવણ કરી "આ કાળ છે" એમ જ્ઞાન થવાથી દુષ્ટ કંસ રાજાને મોહિત વિહ્વલ-(આકુલ વ્યાકુલ) કરનાર એવા શ્રીપૂર્ણ પુરુષોત્તમ.

(૭૬૬) **प्रपंचास्मृतिकारणम्** યશોદાજીને (પોતાને પુત્ર અવતર્યો કે પુત્રી તેનું જ્ઞાન ન રહે તેવા પ્રકારની) અસ્મૃતિ–વિસ્મૃતિના કારણું રૂપ ભગવાન્

પ્રભુએ યશોદાજીને ભાન ન રહે તેવી વિસ્મૃતિ આપવાથી જ વસુદેવજી પુત્રીને લેઇ પુત્ર સ્થાપન કરી ગયા તેનું ભાન ન રહ્યું. તેથી

જ પ્રપંચમાં વિસ્મૃતિ થવાના કારણુ રૂપ પ્રભુ એમ અહિં જ ણાવ્યું છે."

(૭૬૭) **यशोदानन्दनः** ૧ યશોદાજીને આનંદ આપનાર, ૨ યશોદાજીના સર્વ મનોરથોને પરિપૂર્ણ કરી સમૃદ્ધિ આપનાર.

(૭૬૮) **नन्दभाग्यभूगोकुलोत्सवः** ૧ શ્રીનંદરાયજીની ભાગ્ય રૂપ ભૂમિ શ્રી ગોકુલમાં આનંદ રૂપ,—ઉત્સવ રૂપ, ૨. શ્રીનન્દરાયજી ાી ભાગ્ય ભૂમિ શ્રીગોકુલમાં આનંદ—ઉત્સવને પ્રવર્ત્તાવનાર, ૩ શ્રીનંદરાયજીના ભાગ્ય નિમિત્ત ભૂમિ—પૃથ્વીમાં તથા શ્રીગોકુલમાં જેમનાથી આનંદ પ્રાપ્ત થાય છે તેવા પ્રભુ શ્રી કૃષ્ણચંદ્ર.

**मू० नन्दप्रियो नन्दसूनुर्यशोदायाः स्तनंधयः ॥**
**पूतनासुपयःपाता मुग्धभावातिसुंदरः ॥१५९॥**

(૭૬૯) **नन्दप्रियः** ૧, નંદરાયજીને અત્યંત પ્રિય એવા. ૨ નંદરાયને અનેક કામનાઓથી પરિપૂર્ણ કરનાર.

(૭૭૦) **नन्दसूनु:** નંદરાયજીના સૂનુ—પુત્ર

(૭૭૧) **यशोदायास्तनंधयः** યશોદાજીના સ્તનોને ધાવનાર.

(૭૭૨) **पूतानासुपयःपाता** ૧ પૂતના રાક્ષસીના પ્રાણો અને દૂધને પાન કરનાર—પીનાર, ૨, પૂતના રાક્ષસીના ઉદરમાં રહેલા પ્રાણો સહિત દુધનું પાન કરનાર એવા શ્રી ભગવાન્ શ્રીકૃષ્ણ.

(૭૭૩) **मुग्धभावातिसुंदरः** મુગ્ધભાવ—બાલ્ય ભાવ (ભયભીત પણું, સમજણ રહિતપણું વગેરે) વડે અત્યંત સુંદર—અત્યંત શોભાવાન્ એવા પ્રભુ.

( પયનું પાન કરતાં પુતનાના પ્રાણોને આકર્પણ કરી તેના ભ-

યંકર શરીર પર ક્રીડા કરતી વખતના ભય અને આહ્લાદજનક ચિત્રને ઉદ્દેશી આ નામ જણાવેલું છે )

## મૂ० सुन्दरीहृदयानंदो गोपीमंत्राभिमंत्रितः ॥ गोपालाश्चर्यरसकृत शकटासुरखण्डनः ॥१५०॥

(૭૭૪) **सुन्दरीहृदयानंदः** ૧ વ્રજ સુંદરીઓનાં હૃદયોમાં આનંદરૂપ, ૨. વ્રજવનિતાઓનાં હૃદયોમાં જેમનાથી આનંદ પ્રાપ્ત થાય છે. એવા પરમાત્મા.

જ્યારથી ભગવત્પ્રાદુર્ભાવ શ્રીગોકુલમાં થયો છે. ત્યારથી જ વ્રજ અંગનાઓનાં અન્તઃકરણમાં આનંદનો મહોદધિ—સુખનો સાગર ઉછળી રહ્યો છે. એમ સ્પષ્ટ ભાગવતના આ સ્કંધમાં જણાવેલું છે.

(૭૭૫) **गोपीमंत्राभिमंत्रितः** ગોપી સંબંધી મંત્રો વડે ચોમેરથી રક્ષણ પામેલા—રક્ષાયેલા.

પુતનાનો વધ કર્યા પછી સર્વ ગોપીજનોએ એકત્ર થઇ ભગવાનની રક્ષા " **अव्यादजोंघ्रिमणिमान्** " વગેરે મંત્રોથી કરેલી છે તેને ઉદ્દેશી ગોપીજનો વડે રક્ષાયેલા પ્રભુ એમ કહે છે.

(૭૭૬) **गोपालाश्चर्यरसकृत्** સર્વ ગોપાલોને આશ્ચર્યજનક રસ ઉત્પન્ન કરનાર.

પારણામાં પોઢેલા શિશુરૂપ આપે પોતાના એક ચરણને ઉંચો કરી શકટને ઊંધું કર્યું, અને તે રૂપમાં રહેલા શકટાસુરનો નાશ કર્યો છે. બાલક છતાં આવું અદ્ભુત કર્મ કરવાથી સર્વ નંદાદિ ગોપોને ઘણું આશ્ચર્ય પ્રકટ થયું છે. માટે અહિં સર્વ ગોપોને આશ્ચર્યકારક રસ ઉત્પન્ન કરનાર એવા શ્રીકૃષ્ણ. એમ નામનો પ્રકાશ કરે છે.

(૭૭૭) **शकटासुरखंडनः** શકટ-ગાડાના રૂપમાં રહેલા માયાવી દૈત્યના ટૂકડે ટૂકડા કરનાર.

શકટના રૂપમાં દૈત્ય જ હતો. જો એમ ન હોય તો શ્રીનંદરાયજીની સમૃદ્ધિને વધારવા પધારેલા પ્રભુ શકટમાં રહેલાં દુધ દધિ માખણ વગેરેનો વૃથા નાશ કરે નહિ. કેમકે એથી નંદરાયની સમૃદ્ધિ વધારવાને બદલે ઉલટી ઘટાડાય છે, માટે અહિં શકટરૂપે રહેલા દૈત્યનો નાશ કરનાર એમ સત્ય પ્રતિપાદન કરેલું છે.

## मू० नन्दव्रजजनानन्दी नन्दभाग्यमहोदयः
## तृणावर्त्तवधोत्साहो यशोदाज्ञानविग्रहः ॥१६१॥

(૭૭૮) **नन्दव्रजजनानन्दी** શ્રીનંદરાયજીને તથા વ્રજનિવાસી જનોને આનંદ પ્રકટ કરનાર પ્રભુ.

(૭૭૯) **नन्दभाग्यमहोदयः** નંદરાયજીના ભાગ્યનો મહાન્ ઉદય—પૂર્ણ પ્રકાશને કરનાર તેમના ભાગ્યના મહાન્ ઉદય રૂપ શ્રી કૃષ્ણ.

ભગવાનનો સારી રીતે સંબંધ થયા શિવાય આવી રીતે ભાગ્યનો મહાન્ ઉદય કોઇને પણ સંભવતો નથી. પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણચંદ્રને ઉત્સંગમાં રમાડનાર, તેમનું લાલન પાલન કરનાર વ્રજરાજ નંદરાયજી ભૂરિ ભાગ્યવાન્ હોય એમાં શું આશ્ચર્ય છે. અનેક જન્મની સંસિદ્ધિથી ભગવત્કૃપા થયે જ આવું ઉત્તમ ફલ પ્રાપ્ત થાય છે.

(૭૮૧) **तृणावर्त्तवधोत्साहः** ૧ વા વંટોળીયાના સ્વરૂપે આવેલા માયાવી તૃણાવર્ત્ત દૈત્યનો વધ—નાશ કરવામાં ઉત્સાહ—

ઉત્કંઠા ધરાવનાર. ૨, વ્રજવાસીજનોને તૃણાવર્ત્તનો વધ કરી ઉત્સાહ—આનંદ—ઉત્સવ આપનાર પરમાત્મા.

(૭૮૧) **यशोदाज्ञानविग्रहः યશોદાજીને જ્ઞાન થવા સારૂં** પોતાના સ્વરૂપનો પ્રકાશ કરનાર એવા પ્રભુ.

આપે બગાસું આવતાં શ્રીયશોદાજીને પોતાનું મુખ કમલ વિપુલ કરી સકલ વિશ્વમય વૈરાટ દેહનો પ્રકાશ કરાવ્યો છે. જેથી શ્રી યશોદાજીને ભગવત્સ્વરૂપનું જ્ઞાન થયું છે એમ આ સ્કંધના પૂર્વાર્ધમાં સ્પષ્ટ છે. જેથી યશોદાજીને જ્ઞાન થવા પોતાના સ્વરૂપને દર્શાવનાર પ્રભુ એમ ઉપદેશે છે.

## મૂ० बलभद्रप्रियः कृष्णः संकर्षणसहायवान् ॥
## रामानुजो वासुदेवो गोष्टांगणगतिप्रियः ॥१६२॥

(૭૮૨) **बलभद्राप्रियः** ૧ બલવડે ભદ્રપ્રિય-કુશલ અર્થાત્ મંગલરૂપ, ૨ બલદેવજીને પ્રિય લાગનાર, ૩ બલદેવજી (પોતાના વડીલબંધુ) જેમને બહુ પ્રિય છે. એવા શ્રી પુરુષોત્તમ શ્રીકૃષ્ણ.

(૭૮૩) **कृष्णः** ૧ શત્રુઓને રણરંગભૂમિમાં આકર્ષણ કરનાર ૨ ગોપબાળકોની સાથે રમણ કરતાં ગાયોના ખડકમાં વાછડાંનાં પુછડાં પકડીને ખેંચનાર, ૩ કૃષ્ણ-ઘનસ્યામ વર્ણ હોવાથી. કૃષ્ણ નામનું વિવેચન પ્રથમના નામમાં સ્પષ્ટ રીતે કરેલું છે. એટલે અહિં ફરીથી કથન કરતા નથી. ત્યાં જોવાથી અવગત થશે.

(૭૮૪) **संकर्षणसहायवान्** ૧ સારી રીતે શત્રુઓને આકર્ષણ કરે—ખેંચે તેને 'સંકર્ષણ' કહેવાય છે. અર્થાત્ સંકર્ષણ—બલ-

દેવજી જેમને સહાય ભૂત છે એવા ૨ સંકર્ષણ—બલદેવને સહાય કરનારા પરમાત્મા.

(૭૮૫) **रामानुजः** લોકોને રમણ કરાવનાર તે **રામ** અર્થાત્ રામ-બલરામના નાનાભાઇ-કનિષ્ટ બંધુ એવા પ્રભુ **શ્રીકૃષ્ણચંદ્ર**.

(૭૮૬) **वासुदेवः** ૧ વસુદેવના પુત્ર હોવાથી **વાસુદેવ**, ૨ અખિલ બ્રહ્માંડમાં સર્વત્ર વ્યાપીને રહેનાર, ૩ સર્વને નિવાસસ્થાન આપી અન્ન વસ્ત્રાદિક વડે આચ્છાદન કરનાર—તેમનું ભરણપોષણ કરનાર, ૪ પોતે સર્વભૂત માત્રના હૃદયાવાસમાં નિવાસ કરી શોભનાર, ક્રીડા કરનાર, વિજય મેળવનાર, વ્યવહાર કરનાર, સર્વને પ્રકાશમાં લાવનાર, સ્તુતિ પામનાર, ગતિ કરનાર અને શિક્ષા આપનાર તે **વાસુદેવ**.

શ્રીકૃષ્ણનું " **વાસુદેવ** " એવું નામ થવાના કારણમાં એક સ્મૃતિ જણાવે છે કે " **सर्वभुताधिवासश्च वासुदेवस्ततःस्मृतः** " ( સર્વપ્રાણીમાત્રનાં અંતરમાં નિવાસ કરવાથી પ્રભુને વાસુદેવ કહે છે ) તથા વિષ્ણુપુરાણમાં " **सर्वाणि तत्र भूतानि वसंति परमात्मनि भूतेषु च स सर्वात्मा वासुदेव इतिस्मृतः ॥** ( સકલ ભૂત પ્રાણીમાત્ર તે પરમાત્મામાં નિવાસ કરીને રહે છે, અને પરમાત્મા તે સર્વમાં વાસ કરી રહેલા છે જેથી સર્વાત્મા પરમાત્માને આ સર્વ લોકમાં " **વાસુદેવ** કહી સ્મરણ કરાય છે. એમ મહાભારતમાં તથા અનેક સ્થલે ઉપર પ્રમાણે જ વાસુદેવ સંજ્ઞા થવાના હેતુઓ દર્શાવ્યા છે પરંતુ વિસ્તૃત થવાના ભયથી આટલેથી જ વિરામ પામીયે છીયે.

(૭૮૭) **गोष्ठांगणगतिप्रियः** ગોષ્ટ—ગૌશાલાના આંગણાંમાં ગતિ ઘૂંટણીયાં ખેંચી ચાલવાનું જેમને બહુપ્રિય છે એવા ૨, ગૌશાલાના

આંગણાંમાં ઢીંચણીએ ચાલવાની ગતિથી વ્રજ નિવાસી જનોને અધિક પ્રિય લાગતા એવા શ્રીગોકુલચંદ્ર પ્રભુ.

मू० किंकिणीरवभावज्ञो वत्सपुच्छावलंबनः ॥
नवनीतप्रियो गोपीमोहसंसारनाशकः ॥१६३॥

( ૭૮૮ ) **किंकिणीरवभावज्ञः** કિંકિણી–અલંકારની ઝીણીઝીણી ઘુઘરીઓમાં થતા શબ્દના ભાવને જાણનાર

અહિં એવો ભાવ લેવાનો છે કેઃ—જેમ વાદ્યને અનુસરી નૃત્યકાર નૃત્ય કરે છે, તેમ પરમાત્મા કિંકિણીના અવાજને અનુસરી પોતે નૃત્ય કરે છે. એટલે કિંકિણીમાં થતા ભાવમય સ્વરસુરોને અનુસરી આપ નૃત્ય કરે છે. એમ બાલ્યવસ્થામાં પણ આપે સર્વ નિજજનોને અદ્‌ભુત ચાતુર્ય દર્શાવી તેમને બાલભાવનો આનંદ અર્પણ કર્યો છે. એ વ્રજવાસીઓનાં અહોભાગ્ય છે.

(૭૮૯) **वत्सपुच्छावलंबनः** વત્સો—વાછડાઓનાં પૂછડાંઓને ગ્રહણ કરી તેમની પાછળ પાછળ ગતિ કરનાર-ચાલનાર.

(૭૯૦) **नवनीतप्रियः** નવનીત–માંખણ જેમને ઘણુંજ પ્રિય–વ્હાલું છે એવા નંદનંદન શ્રીકૃષ્ણ.

(૭૯૧) **गोपीमोहसंसारनाशकः** ગોપીજનોને બાલ–લીલાના દર્શનથી જે મોહ થયો, તેવા મોહથી જ સંસાર–અહંતામમતાત્મક ભાવને નાશ કરનાર.

ભગવાનની બાલલીલામાં મુગ્ધ બની ગયેલાં વ્રજાંગનાઓ સંસારનું ભાન ભૂલી ગયાં અને બાલક-શ્રીકૃષ્ણમાં જ તલ્લીન થઇ ગયાં. જેથી અહિં ગોપીજનોના સંસારને નાશ કરનાર પ્રભુ એમ કહે છે.

मू० गोपबालकभावज्ञश्चौर्यविद्याविशारदः ॥
मृत्स्नाभक्षणलीलास्यमहात्म्यज्ञानदायकः॥१३४॥

(૭૯૨) गोपबालकभावज्ञः ગોપબાલકોના ભાવને જાણનાર આજ અમુક ઘેર ચોરી કરીને માંખણ ખાઇએ તો સારૂં એવા સર્વ ગોપબાલકોનાં અંતરમાં ઉદ્‌ભવતા ભાવો—વિચારો—ઇચ્છાઓ તેને સારી રીતે આપ જાણી જતા હતા, અને તેજ પ્રમાણે કરી ગોપબાલકોની સાથે રમણ–ખેલ કરતા હતા. માટે તેમના ભાવને જાણનાર ભગવાન્ એમ કહે છે.

(૭૯૩) चौर्यविद्याविशारदः ચોરી કરવાની વિદ્યામાં નિપુણ—ચતુર—કુશળ એવા શ્રી વ્રજપતિ આનંદઘન પુરુષોત્તમ.

(૭૯૪) मृत्स्नाभक्षणलीलास्यमहात्म्यज्ञानदायकः " શ્રી કૃષ્ણે માટી ખાધી " એમ ગોપ બાળકોની વાણી સાંભળીને શ્રી યશોદાજીએ મુખ જોવા સારૂં શ્રી કૃષ્ણને કહ્યું ત્યારે મૃત્તિકા ભક્ષણ રૂપ લીલાવડે યુક્ત વદનારવિંદને ખુલ્લું કરી શ્રી યશોદાજીને પોતાના મુખમાં અખિલ બ્રહ્માંડ દર્શાવી સ્વ મહાત્મ્યનું જ્ઞાન આપનાર એવા પ્રભુ.

मू० धराद्रोणप्रीतिकर्त्ता दधिभांडविभेदनः ॥
दामोदरो भक्तवश्यो यमलार्जुनभंजनः॥१३५॥

(૭૯૫) धराद्रोणप्रीतिकर्त्ता ધરા રૂપ યશોદાજી, વસુમાં મુખ્ય એવા દ્રોણરૂપ નંદરાયજી, એ બન્નેને પ્રીતિ-પ્રેમ કરનાર—ઉપજાવનાર પ્રભુ

(૭૯૬) **દધિભાંડવિભેદકઃ** મંથન કરવાના દહિનાપાત્રને–ગોળીને રીસમાં વિશેષે કરી ભાંગી નાંખનાર—ફોડી નાંખનાર.

(૭૯૭) **દામોદરઃ** ૧, દામ—દોરડું જેના ઉદર ઉપર વિરાજે છે એવા, ૨, દમ—ઇંદ્રિયોનું દમન કરવું વગેરે સાધનોથી ઉદાર—સર્વોત્કૃષ્ટ—શ્રેષ્ઠ બનેલી–નિર્મલ થયેલી બુદ્ધિ વડે પ્રાપ્ત થઇ શકે તેવા શ્રી કૃષ્ણ પ્રભુ.

જ્યારે દધિમંથનની ગોળી પોતાને સ્તનપાન ન કરાવ્યું તેની રીસમાં શ્રી કૃષ્ણે ફોડી નાંખી, ત્યારે કુપિત બની યશોદાજી દોરડાથી તેમને બાંધવાનો પ્રયત્ન કરવા લાગ્યાં; એ કથાને ઉદ્દેશી અહિં **દામોદર** સંજ્ઞા પ્રભુને આપેલી છે. વળિ પ્રમાણો પણ જણાવે છે.

બ્રહ્મ પુરાણમાં કહે છે કેઃ-**तस्य मध्यं गतबद्धं दाम्ना गाढं तथोदरे ततश्च दामोदरतां स ययौ दामबन्धनात्** " ( તે બાલક શ્રીકૃષ્ણના મધ્ય ભાગમાં બંધન આવવાથી, તેમ ઉદરમાં સજડ રીતે દોરનું બંધન લાગુ થયાથી, આપ દોરનું બંધન પામવાને લીધે દામોદર સંજ્ઞાને પામેલા છે. વ્યાસ ભગવાન્ પણ પ્રકારાન્તરથી જણાવે છે કેઃ-"**दामानि लोकनामानि तानियस्योदरांतरे तेन दामोदरो देवः** " ( ચૌદ લોક સંજ્ઞક દામ—દોર જેમના ઉદરમાં વિરાજે છે. તેથી તેમને **દામોદર** એવા પ્રભુ એમ કથન કરવામાં આવે છે. ) વગેરે પ્રમાણોથી શ્રી કૃષ્ણનું "**દામોદર**" એવું અભિધાન સિદ્ધજ છે.

(૭૯૮) **भक्तवश्यः ભક્તને વશ—આધીન થઈ રહેનારા.**

**શ્રીય**શોદાજી પ્રભુને દોરડીથી વારંવાર બાંધતાં છતાં બંધાયા નહિ, પરંતુ પછી તેમને બહુ શ્રમિત થયેલાં જાણી કૃપાનિધિ પ્રભુ તત્કાલ સરલ રીતે બંધાઇ ગયા. એ પૂર્ણ પુરુષોત્તમ પ્રભુ બ્રહ્માદિક

જેમની સ્તુતિ કરે છે. છતાં શ્રીયશોદાજીને વશ બની ગયા. એ અન્ય કાંઇજ નહિ પણ આપે જગત્માં હું આવો ભક્તને આધીન —વશીભૂત છું. એમ સ્પષ્ટ ભક્તપ્રિયતા દર્શાવી છે.

(૭૯૯) यमलार्जुनभंजनः જોડે જોડે ઉગેલાં બે સાદડ વૃક્ષોને ભાંગી નાખનાર.

**मू० बृहद्वनमहाश्चर्यो वृंदावनगतिप्रियः ॥
वत्सघाती बालकेलिर्बकासुरनिषूदनः ॥१६६॥**

**(८००) बृहद्वनमहाश्चर्यः ૧ મહાવનમાં મહાન્ આશ્ચર્ય-કર્મ કરનાર, ૨ મહાવનમાં કરેલાં કર્મથી વ્રજવાસીઓને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન કરનાર પ્રભુ.**

મહાવન—વ્રજભૂમિમાં પૂતનાવધ, શકટખંડન, તૃણાવર્તનાશ, યમલાર્જુનભંજન આદિ અનેક આશ્ચર્યજનક કર્મો બાલ્યાવસ્થામાંજ આપે કરેલાં છે. એમ આ સ્કંધના પૂર્વાર્ધમાં સ્પષ્ટ દર્શાવ્યું છે. જેથી અહિં મહાન્ વિસ્મયકારક તેમ વ્રજવાસીઓને ઘણુંજ આશ્ચર્ય થાય તેવાં કર્મ કરનાર પ્રભુ એમ જણાવે છે.

(૮૦૧) **वृन्दावनगतिप्रियः** ૧ વૃંદાવનમાં ગતિ કરવાનું--જવાનું જેમને ઘણું પ્રિય છે એવા, ૨ વૃન્દાવનમાં ગતિ–ક્રીડા–લીલા કરવાનું જેમને પ્રીતિ ઉપજાવનાર છે. એવા શ્રીવૃન્દાવનેંદુ ભગવાન્ **શ્રી કૃષ્ણ.**

(૮૦૨) **वत्सघाती** વત્સનું રૂપ ધારી આવેલા મહોન્મત્ત દૈત્યને બલદેવજી દ્વારા નાશ કરનાર—મારનાર પ્રભુ.

(૮૦૩) **बालकेलिः** ૧ ગોપબાલકોની સાથે ક્રીડા—રમત કર-

નાર. ૨. ( જગન્નિયંતા પરમાત્મા આપ છે. છતાં ) લૌકિક બાલક જેવી જેમની-ક્રીડા છે એવા શ્રી પૂર્ણ પુરુષોત્તમ પ્રભુ.

(૮૦૪) **बकासुरनिषूदनः** બક—બગલાના સ્વરૂપને ધારણ કરનાર બકાસુર દૈત્યનો સારી રીતે વિનાશ કરનાર.

અહિંથી ક્ષેપક અધ્યાયમાં રહેલાં ભગવન્નામો જણાવે છે.

**मू० अरण्यभोक्ताप्यथवा बाललीलापरायणः ॥**
**प्रोत्साहजनकश्चैवमघासुरनिषूदनः ॥१६७॥**

(૮૦૫) **अरण्यभोक्ता** અરણ્ય—ગાયોને ચરાવવાના વનપ્રદેશમાં સ્થિતિ કરી ભોજન કરનાર **શ્રીકૃષ્ણ.**

(૮૦૬) **बाललीलापरायणः** ૧ બાળક સમાન ( સવારનું ભોજન વનમાં કરવા રૂપ ) ક્રીડા કરવામાં તત્પર—તૈયાર રહેનાર, ૨ બાલકોની લીલા પરિપૂર્ણ કરવા જેમનું ગમન છે એવા, ૩ બાલ લીલા એજ જેમનું ઉત્કૃષ્ટ—સર્વોત્તમ સ્થાન છે એવા શ્રી **ગોપાલ** પરમાત્મા.

(૮૦૭) **प्रोत्साहजनकः** ગોપબાલકોમાં રમત કરતાં કરતાં "હું પહેલો હું પહેલો" વગેરે શબ્દોથી અત્યંત ઉત્સાહ-ઉમંગ-ઉલટને ઉત્પન્ન કરનાર એવા પ્રભુ.

(૮૦૮) **अघासुरनिषूदनः** અજગરના દેહને ધારણ કરવાવાળા અઘાસુર દૈત્યને નષ્ટ કરનાર.

**मू० व्यालमोक्षप्रदः पुष्टो ब्रह्ममोहप्रवर्द्धनः ॥**
**अनंतमूर्त्तिः सर्वात्मा जंगमस्थावराकृतिः ॥१६८॥**

(૮૦૯) **व्यालमोक्षप्रदः** અજગર દેહ ધારી અઘાસુરને ઉત્તમ પ્રકારે મોક્ષ આપનાર—નિજધામમાં અંગિકાર કરી મુક્તિ—જન્મ-મરણ રહિત કરનાર.

(૮૧૦) **पुष्टः** અજગર રૂપવાળા અઘાસુરના ગલામાં મુખથી પ્રવેશ કરી અત્યંત વૃદ્ધિ પામનાર એવા **શ્રી પુરુષોત્તમ.**

(૮૧૧) **ब्रह्ममोहप्रवर्द्धनः ચતુર્મુખ બ્રહ્માને મહા મોહ વધારનાર.**

ગોપબાલકો સહવર્ત્તમાન હાથમાં અનેક વસ્તુઓ લઇ ભોજન કરતાં ગોધન દૂર ચાલ્યું ગયું. એટલે સર્વ ગોપબાલોને ધૈર્ય આપી આપ **શ્રી કૃષ્ણ** હસ્તકમલમાં દહિં અને ભાતના કોળીયા સહિતજ ગોધનને પાછું વાળવા પધાર્યા, પરંતુ **બ્રહ્માજી**એ એ ગોધનને તથા સર્વ બાલકોને પોતાની યોગ શક્તિ વડે અદૃશ્ય કરી નિદ્રાધીન બનાવી દીધા, એટલે પોતાને મોહ પમાડવા આવેલા **બ્રહ્માજી**ને મોહ પમાડવા જેટલા વત્સો, જેટલાં બાલકો વગેરે હતાં તેટલાં અને તેવાં જ રૂપો ધારણ કરી બ્રહ્માને પણ મુગ્ધ-દિગ્‌મૂઢ—સ્તબ્ધ બનાવી દીધા. એ આ સ્કંધના તેરમા અધ્યાયના આખ્યાનને ઉદ્દેશી બ્રહ્મદેવને મોહ વધારનાર **શ્રી કૃષ્ણ ભગવાન્** એમ કથન કરે છે. ( મોહ પમાડવા કેવી રચના કરી હતી તેનાં નામો ઉપદેશે છે. )

(૮૧૨) **अनन्तमूर्त्तिः** અનંત—સંખ્યા ન કરી શકાય તેટલી જેમની વત્સો તથા ગોપાલોની મૂર્તિઓ છે એવા **શ્રી કૃષ્ણ.**

( પ્રથમ ભગવાન્‌નું બાલ સ્વરૂપ ઉપરના નામથી જણાવી હવે સર્વાંતર્યામી સ્વરૂપ કહે છે. )

(૮૧૩) **सर्वात्मा** સર્વના અંતર્યામી—સર્વના આત્મારૂપ.

(૮૧૪) **जंगमस्थावराकृतिः** જંગમ—ગોપબાલકો તથા વત્સ વગેરે. અને સ્થાવર વસ્ત્ર આભરણુ લાકડીઓ શીકાં વાદ્યો વગેરે, એ સર્વ સ્થાવર જંગમ આકૃતિઓ—સ્વરૂપોને ધારણુ કરનાર ભગવાન્ શ્રી પુરુષોત્તમ.

## મૂ૦ ब्रह्ममोहनकर्त्ता च स्तुत्य आत्मा सदाप्रियः ॥ पौगंडलीलाभिरतिर्गोचारणपरायणः ॥१६९॥

(૮૧૫) **ब्रह्ममोहनकर्त्ता** મા—લક્ષ્મીનું ઉહન—વિતર્ક, અર્થાત્ 'ભગવાન્ શ્રી કૃષ્ણુચંદ્રનું ન જાણી શકાય, ન વિચારી શકાય તેવું અપરિમિત ઐશ્વર્ય છે, એવા પ્રકારનો વિતર્ક તે મોહન ગણાય છે. બ્રહ્માજીને તેવા પ્રકારનું મોહન કરનાર.

અહિં એવી શંકા ઉઠે છે. " ૮૧૧ **ब्रह्ममोहप्रवर्द्धनः** " એવું નામ કહી પછીથી આ નામનું કથન કરવામાં એકજ અર્થ જેવું હોવાથી પુનરુક્તિ દોષ થાય છે? તેના પ્રત્યુત્તરમાં કથન કરવાનું કેઃ—પ્રથમનું "૮૧૧"મું નામ મોહ પમાડવાના અર્થમાં છે. અને આં "૮૧૫"મું નામ તો મોહ પમાડનાર નહિ, પરંતુ મોહથી થયેલા ફલને—લાભને સૂચવનારૂં છે. એટલે મોહ પામવાને લીધેજ પ્રભુના અપરિચ્છિત ઐશ્વર્યના દર્શનનો લાભ-ફલ બ્રહ્મદેવને થયેલો છે, એ પ્રથમના તાત્પર્યથી કેવલ ભિન્નજ છે. જેથી ફલિતાર્થી હોવાને લીધે પુનરુક્તિ દોષ થતો નથી.

(૮૧૬) **स्तुत्यः** બ્રહ્મદેવ વડે સ્તુતિ—સ્તવન કરવા યોગ્ય.

(૮૧૭) **आत्मा** સર્વ દેહ ધારીઓના આત્મારૂપ પરમાત્મા શ્રી કૃષ્ણુ.

(૮૧૮) **सदाप्रियः** સર્વકાલમાં સર્વને પ્રિય લાગે તેવા.

[ વધારેલા ક્ષેપક અધ્યાય ઉપરથી કહેલાં નામો પૂરાં થયાં. ]

(૮૧૯) **पौगंडलीलाभिरतिः** સાત વર્ષથી અગીયારમા વર્ષ સુધીની અવસ્થાને **પૌગંડાવસ્થા** કહે છે. તે પૌગંડાવસ્થાની લીલા —ક્રીડા વડે સર્વ સ્થાનમાં રમણ કરનાર.

(૮૨૦) **गोचारणपरायणः** ૧ સ્વચ્છ અને સુંદર ચારા, જલ વગેરેથી ગાયોનું સારી રીતે પોષણ કરવું એજ જેમનું પરમ—ઉત્તમ સ્થાન છે એવા, ૨ ગાયોનું પોષણ કરવા વડેજ જેમનું અયન— જ્ઞાન છે એવા, ગાયો, વત્સો ચરાવનાર અન્ય ગોપબાલકો સાથે વૃં- દાવનમાં જેમનું હરવું ફરવું થાય છે. એવા પ્રભુ શ્રી **હરિ**.

**मू० वृन्दावनलतागुल्मवृक्षरूपनिरूपकः ॥**
**नादब्रह्मप्रकटनो वयःप्रतिकृतिस्वनः ॥१७०॥**

(૮૨૧) **वृन्दावनलतागुल्मवृक्षरूपनिरूपकः** વૃંદાવનની લ- તાઓ, નાના વૃક્ષો, મોટા મોટા તરૂવરો વગેરેમાં જેમનું જેવું રૂપ, જેમની જેવી શોભા, જેમની જેવી પુષ્પ ફલ વગેરેની સંપત્તિ, તેજ પ્રમાણે ઉત્પ્રેક્ષા કરી બરોબર રીતે વર્ણન કરનાર **શ્રીકૃષ્ણ.**

(૮૨૨) **नादब्रह्मप्रकटनः** નાદ—ગાન એજ શબ્દબ્રહ્મને પ્રકટ કરનાર પરમાત્મા. નાદ રૂપ—ગાન રૂપ ઓંકાર એ શબ્દ બ્રહ્મનું મૂળ છે. ત્યાંથીજ સર્વ શબ્દો પ્રકટ થયા છે. ઓંકાર અક્ષરબ્રહ્મનું સ્વરૂપ છે, અક્ષરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રનું સ્વરૂપ છે. જેથી શબ્દબ્રહ્મને પ્રકટ કરનાર પ્રભુ શ્રીકૃષ્ણ એમ જણાવે છે.

(૮૨૩) **वयःप्रतिकृतिस्वनः** પક્ષીઓના શબ્દો સાંભળી તેજ પ્રમાણે પ્રતિશબ્દો કરનાર બાલકૃષ્ણ પ્રભુ.

**મૂ० बर्हिनृत्यानुकरणो गोपालानुकृतिस्वनः ॥**
**सदाचारप्रतिष्ठाता बलश्रमनिराकृतिः ॥१७१॥**

(૮૨૪) **बर्हिनृत्यानुकरणः** મોરના નૃત્યને અનુકરણ કરનાર અર્થાત્ મોર જેમ નાચે છે તે પ્રમાણે અનુકરણ કરી નાચનાર શ્રી નટવર વેશ ધારી શ્રી **કૃષ્ણ.**

(૮૨૫) **गोपालानुकृतिस्वनः** ગાયોનું પાલન કરનાર ગોવાળોના શબ્દોને અનુસરી શબ્દ કરનાર, તે પ્રમાણે આચરણ કરનાર ગોપરૂપ ધારી **શ્રી હરિ.**

(૮૨૬) **सदाचारप्रतिष्ठाता સત્પુરૂષોના આચારને સ્થાપન કરનાર.**

સત્પુરૂષોનો આચાર એવો હોય છે કેઃ—" કનિષ્ઠ ભ્રાતાએ પોતાના જ્યેષ્ઠ બંધુ શ્રમિત થયા હોય તે સમયે તેમના ચરણ ચાંપવા વગેરે સેવા કરવી જોઇએ. " તો તેવા સદાચારને આપ જગદીશ્વર છતાં વડીલ બંધુના ચરણોની સેવા બજાવી જગતમાં સદાચારપણું સ્થાપન કરનાર.

(૮૨૭) **बलश्रमनिराकृतिः** પોતાના વડીલબંધુ **બલદેવજીના** શ્રમને ( **પગચંપી**, વાયુ ઢોળી, વગેરે કરી ) નિવારણ કરનાર.

**મૂ० तरुमूलकृताशेषतल्पशायी सखीस्तुतः ॥**
**गोपालसेवितपदः श्रीलालितपदाम्बुजः ॥१७२॥**

(૮૨૮) **तरुमूलकृताशेषतल्पशायी** વૃક્ષના મૂલ પાસે ગોપ-

બાલકોએ રચેલી (કોમલ નવપલ્લવ તથા પુષ્પની) શય્યામાં પોઢવાના સ્વભાવવાળા એટલે પર્ણપુષ્પની શય્યા–સેજમાં પોઢનાર.

(૮૨૯) **सखीस्तुतः** સરખા સ્વભાવવાળા સ્નેહી મિત્રજનોએ જેમનું યશોગાન ગાયું છે એવા શ્રી કૃષ્ણ પ્રભુ.

(૮૩૦) **गोपालसेवितपदः** ગોપબાલકોએ પગચંપી કરીને જેમના ચરણ કમલનું સેવન કર્યું છે એવા ગોવિંદ ભગવાન્.

(૮૩૧) **श्रीलालितपदाम्बुजः** શ્રી—લક્ષ્મીજીએ સ્નેહપૂર્વક જેમના ચરણારવિંદોને સેવ્યા છે, એવા મનોહર પરમાત્મા.

## મૂ૦ गोपसंप्रार्थितफलदाननाशितधेनुकः ॥
## कालीयफणिमाणिक्यरंजितश्रीपदाम्बुजः॥१७३॥

(૮૩૨) **गोपसंप्रार्थितफलदाननाशितधेनुकः** સુદામા તથા સુબલ આદિ ગોપબાલકોએ ભોજન કરવા પ્રાર્થના કરી માગેલા તાડના ઝાડોનાં ફલોને આપી ગર્દભ—ગધેડાના આકારમાં રહેલા ધેનુકાસુર નામના બલવાન્ દૈત્યનો વિનાશ કરનાર શ્રી કૃષ્ણચંદ્ર.

(૮૩૩) **कालीयफणिमाणिक्यरंजितश्रीपदाम्बुजः** ૧ કાલીય નાગના ફણામંડલ પર નૃત્ય કરવાથી તેના મસ્તક ઉપર રહેલા માણેકમણિ વડે બનેલા અત્યંત રમણીય જેમનાં ચરણ કમલો છે એવા, ૨ કાલીય નાગની ફણાઓના માણેકથી રાતાં જેમનાં લક્ષ્મી સંબંધી ચરણો છે એવા, કાલીયને દમન કરનાર શ્રી કૃષ્ણ.

## મૂ૦ दृष्टिसंजीविताशेषगोपगोगोपिकाप्रियः
## लीलासंपीतदावाग्निः प्रलम्बवधपंडितः ॥१७४॥

(૮૩૪) दृष्टिसंजीवितशेषगोपगोगोपिकाप्रियः અમૃતમયી દૃષ્ટિની વૃષ્ટિ વડે સંજીવન કરેલા સમગ્ર ગોપો, ગાયો, અને ગોપિકાઓના પ્રિય—પ્રાણરૂપ—જીવનરૂપ શ્રી વ્રજચંદ્ર પૂર્ણ પુરુષોત્તમ.

(૮૩૫) लीलासंपीतदावाग्निः ૧ લીલા માત્રમાં—અનાયાસે—સહજ દાવાનલને સારી રીતે પાન કરનાર—પીનાર પરમાત્મા, ૨ લીલા—ક્રીડા—આનંદ કરવા સારૂ દાવાગ્નિને પાન કરનાર પ્રભુ.

(૮૩૬) प्रलम्बवधपंडितः પ્રલંબાસુર દૈત્યનો વધ કરવા શ્રી બલરામને આજ્ઞા આપવામાં ચતુર.

**મૂ૦ दावाग्न्यावृतगोपालदृष्ट्याच्छादनवह्निपः**
**वर्षाशरद्विभूतिश्रीर्गोपिकामप्रबोधकः ॥१७५॥**

(૮૩૭) दावाग्न्यावृतगोपालदृष्ट्याच्छादनवह्निपः દાવાનલ વડે ઘેરાયેલા ગોપબાલકોની દૃષ્ટિઓ—આંખોને મીંચાવી દાવાગ્નિને પાન કરનાર—પી જનાર પરમદયાલ શ્રી કૃષ્ણચંદ્ર.

(૮૩૮) वर्षाशरद्विभूतिश्रीः ૧ વર્ષા ઋતુ અને શરદ્ ઋતુ એ બન્નેની તે તે સમયમાં પ્રકટ થયેલી વિભૂતિ—સંપત્તિ વડે જેમનામાં શોભા—સુંદરતા છે એવા, ૨ વર્ષા તથા શરદ્ ઋતુની તે તે કાલમાં ઉપજેલી વિભૂતિ—સામગ્રી તેના સૌન્દર્ય રૂપ—શોભા રૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ.

(૮૩૯) गोपिकामप्रबोधकः ગોપીજનોમાં પ્રકર્ષ રીતે કામનો બોધ કરનાર—મદન રસનો ઉદય કરનાર.

**મૂ૦ गोपीरत्नस्तुताशेषवेणुवाद्यविशारदः ॥**
**कात्यायनीव्रतव्याजसर्वभावाश्रिताङ्गनः ।१७६।**

(૮૪૦) **गोपीरत्नस्तुताशेषवेणुवाद्यविशारदः** ૧ ગોપીજન (એજ) રત્નો વડે સ્તુતિ કરાયેલા સમગ્ર વેણુ વાદ્યના વિશારદ— પ્રકાશક, એટલે ગોપીજનોમાં વેણુવાદ્યનુ વર્ણન કરવા—સ્તુતિ થાય તેમ કરવા વિવિધ પ્રકારના ધ્વનિને પ્રકાશ કરનાર, શ્રી મુરલીધર પ્રભુ, ૨ સર્વ શ્રેષ્ઠ ગોપીજનોથી સ્તુતિ કરાય—વખણાય તેવી રીતે વેણુ વાદ્યને વગાડનાર.

(૮૪૧) **कात्यायनीव्रतव्याजसर्वभावाश्रिताङ्गनः** ૧ હેમંત ઋતુના પ્રથમ માસમાં—કારતક માસમાં કહેલા કાત્યાયની વ્રતના નિમિત્તે કુમારિકા ગોપીજનો સર્વ ભાવથી જેમને આશ્રયે પ્રાપ્ત થયેલાં છે એવા, ૨ કાત્યાયની વ્રતના નિમિત્ત વડે કુમારિકા ગોપબાલિકાઓને સર્વ ભાવથી આશ્રય આપનાર કૃપાનિધિ **શ્રી કૃષ્ણ.**

## मू० सत्संगतिस्तुतिव्याजस्तुतवृन्दावनांघ्रिपः ॥
## गोपक्षुच्छान्तिसंव्याजविप्रभार्याप्रसादकृत्॥१७७

(૮૪૨) **सत्संगतिस्तुतिव्याजस्तुतवृन्दावनांघ्रिपः** સત્—ભગવદ્ભક્ત અથવા ભગવાન્‌ની સંગતિ—સમાગમને વખાણવાના ઉદ્દેશથી વૃંદાવનનાં તરૂવરોની સ્તુતિ—વખાણ—શ્લાઘા કરનાર.

તાત્પર્ય કે:—સત્પુરૂષો, નિરંતર દુઃખયુક્ત હોય છે તો પણ તેમનાથી પરદુઃખ જરાયે ખમી શકાતું નથી. તેથી પરદુઃખને દૂર કરવા પોતે અનેક દુઃખો સહન કરે છે એવા પરોપકારી છે. માટે અહિં વનમાં વૃક્ષ રૂપે રહેલા સત્પુરૂષોજ છે. કેમકે તે અનેક તાપોને સહન કરી બીજાઓને અનેક રીતે શાંતિ આપે છે, તાપ વેઠતા છતાં પણ કરમાતા નથી. સત્પુરૂષોનો સ્વભાવજ એવો છે કે પર-

દુઃખોને નિવારણ કરવાથીજ પોતે સુખી બને. આ સ્કંધના ૨૩ અધ્યાયમાં પ્રભુ વૃક્ષોના ઉદાહરણથી સજ્જનોને સ્તવે છે. તેજ હેતુથી આ નામ યોજાએલું છે.

(૮૪૩) **गोपक्षुच्छान्तिसंव्याज-विप्रभार्याप्रसादकृत्** ગોપબાલકોની ક્ષુધા—ભૂખની શાંતિ થવાના કારણને આગળ કરી યજ્ઞ કરનારા બ્રાહ્મણોની પત્નીઓને પ્રસાદ—અનુગ્રહ—કૃપા કરનાર પરમ કૃપાનિધિ **શ્રીકૃષ્ણ** પરમાત્મા.

## मू० हेतुप्राप्तेन्द्रयागस्वकार्यगोसवबोधकः ॥
## शैलरूपकृताशेषरसभोगसुखावहः ॥१७८॥

(૮૪૪) **हेतुप्राप्तेन्द्रयागस्वकार्यगोसवबोधकः** ૧ હેતુ—ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગની પ્રાપ્તિ માટે ઇન્દ્રયાગ (ઇંદ્રનું જેમાં પૂજનં થાય એવા) ને કરવા નંદાદિ સકલ ગોપજનોએ તૈયાર કરેલી સામગ્રીથી તે યજ્ઞ ન કરતાં તેજ સામગ્રી વડે ખાસ કરવા યોગ્ય ગાય બ્રાહ્મણ અને ગિરિરાજના પૂજન રૂપ ગોસવ યજ્ઞનો નંદાદિ સર્વ ગોપોને બોધ--ઉપદેશ કરનાર, ૨ પૂર્વના કારણથી પ્રાપ્ત થયેલા ઇંદ્રયાગને ઠેકાણે પોતાના સંબંધી કાર્ય રૂપ, કર્ત્તવ્ય રૂપ ગોસવ યજ્ઞનો બોધ કરનાર—ઉપદેશ આપનાર.

(૮૪૫) **शैलरूपकृताशेषरसभोगसुखावहः** શૈલ—પર્વતનું સ્વરૂપ ધારણ કરી શ્રી નંદ, સુનંદ આદિ ગોપજનોએ સંપાદન કરેલા છ પ્રકારના રસનો સારી રીતે પોતે ઉપભોગ કરી તેમને સુખ—આનંદ આપનાર.

ષડ્રસોના સાહિત્યનો આસ્વાદ ગ્રહણ કરી ઇંદ્રદેવ, જેવું સુખ નંદાદિને આપત, તેના કરતાં વિશેષ સુખનો લાભ આપે જાતે ષડ્રસોને અંગિકાર કરી નંદાદિને આપેલો છે. કેમકે પ્રભુ પોતેજ રસમય છે. અખંડાનંદ રૂપ છે. એ જેટલા અંશે આનંદ—સુખ અર્પણ કરી શકે તેનું અણુમાત્ર સુખ પણ આપવાને ઇંદ્રાદિ દેવ સમર્થ નથી. માટે પોતાના ભક્તજનોને ક્ષણિક આનંદ ન મળતાં, અખંડ આનંદ પ્રાપ્ત થાય તેવા હેતુથીજ આપે મદોન્મત્ત બનેલા ઇંદ્રના યાગને નિવારી ગોસવ યજ્ઞનો સમારંભ કરી પોતેજ તેમની ષડ્રસથી રસમય બનેલી સામગ્રીને અંગિકાર કરી આરોગ્યા છે.

## મૂ० लीलागोवर्द्धनोद्धारपालितस्वव्रजप्रियः ॥
## गोपस्वच्छन्दलीलार्थगर्गवाक्यार्थबोधकः॥१७९॥

(૮૪૬) **लीलागोवर्द्धनोद्धारपालितस्वव्रजप्रियः** ૧ લીલા માત્રમાં—સુખ રૂપે ગાયોની વૃદ્ધિ કરનાર **ગોવર્દ્ધન** ગિરિરાજને છત્રની પેઠે ઉંચો રાખી પોતાના વ્રજની પ્રિયાઓ—સુંદરીઓને પાલન કરનાર, ૨ ગોવર્દ્ધનને લીલા માત્રમાં ધારણ કરવા વડે શ્રી નંદરાયજીના ધનને તથા વ્રજવાસી પ્રિયજનને રક્ષણ કરનાર—પાળનાર એવા ગિરિરાજ ધારી મુરલીધર **શ્રીકૃષ્ણ** પ્રભુ.

(૮૪૭) **गोपस्वच्छन्दलीलार्थगर्गवाक्यार्थबोधकः** ગોપોને સ્વચ્છંદ—ભય વિનાની મનગમતી લીલાઓ કરવા માટે, પ્રથમ શ્રી નંદરાયજીને જણાવેલાં યાદવોના પુરોહિત ગર્ગ મુનિનાં વચનોના તાત્પર્યાર્થનો નંદરાયજીના મુખદ્વારા પુનઃ બોધ કરનાર—જણાવનાર **શ્રી હરિ.**

યાદવોના પુરોહિત ગર્ગાચાર્યે, પ્રથમ શ્રી કૃષ્ણ જગન્નિયંતા પ્રભુ છે, દુષ્ટોનો વિનાશ કરવા અને ભક્તોનો—દૈવી જીવોનો ઉદ્ધાર કરવા ભૂતલ પર વિરાજ્યા છે—પ્રકટ થયા છે, એમ શ્રી નંદરાયજીને જણાવેલું; તેજ વચનો ગિરિરાજને ધારણ કરવાથી આશ્ચર્ય ચકિત થયેલા ગોપોને નંદરાયજીએ જણાવેલાં છે. એ ભગવદિચ્છાથી જ નંદરાયજીએ શ્રી કૃષ્ણના સત્ય સ્વરૂપને ગોપો આગળ નિવેદન કર્યું છે. તે આ સ્કંધના ૨૬ મા અધ્યાયના ભાવનું સ્ફુરણું કરનાર આ નામ છે.

## મૂ૦ इन्द्रधेनुस्तुतिप्राप्तगोविंदेन्द्राभिधानवान् ॥
## वृतादिधर्मसंसक्तनन्दक्लेशविनाशकः ॥१८०॥

(૮૪૮) **इन्द्रधेनुस्तुतिप्राप्तगोविन्देन्द्राभिधानवान्** ૧ ઇંદ્રની ધેનુ--કામધેનુએ કરેલી સ્તુતિના કારણથી ઇંદ્રે કહેલા ગોવિંદ નામને પ્રાપ્ત કરવાવાળા, ૨ ઇંદ્ર અને કામધેનુએ સ્તુતિ કરવાથી ગોવિંદેંદ્ર એવી સંજ્ઞાને ધારણ કરનાર ગોવર્દ્ધનધારી પ્રભુ.

હરિવંશમાં કથન કરે છે કેઃ—"**अहं किलेन्द्रो देवानां त्वंगवामिंद्रतां गतः ॥**" (હું દેવોનો ઇંદ્ર છું અને આપ ગાયોના ઇંદ્ર બન્યા છો.) મહાભારતમાં પણ "**नष्टां वै धरणीं पूर्वमविदं वै गुहांगतम्**" (નાશ પામેલી ભૂમિને ગુહામાં પ્રવેશ કરી પ્રથમ મ્હેં જાણેલી છે.) વળી, હરિવંશમાં "**गां वाणीं विंदते भवान्**" (આપ ગા—વાણીને જાણનાર છો) વગેરે પ્રમાણોથી ગાયોના ઇંદ્રને અથવા ગાં-પૃથ્વીના ઇંદ્રને વા ગા—વાણીને વિંદતિ—જાણનાર તેને ગોવિંદ શબ્દથી વ્યવહાર કરાય છે. એ પ્રમાણેના ભાવોને સૂચવનાર આ ગોવિંદ

શબ્દ છે. પ્રભુમાં ગો સર્વ ભાવો રહેલા છે. જેથી આપને ગોવિંદ કહી સર્વ ભક્તજનો સ્તવે છે-વર્ણવે છે.

(૮૪૯) **व्रतादिधर्मसंसक्तनंदक्लेशविनाशकः** વ્રત—એકાદશીનો ઉપવાસ વગેરે જેમાં મુખ્ય છે એવા ધર્મ ઉપર વિશેષ આસક્તિ—દઢતા રાખનાર નંદરાયજીને વ્રતો કરવાથી થયેલા ક્લેશનો—શ્રમનો વિશેષે કરી નાશ કરવાવાળા.

ભગવાન્ પોતાના સંનિધાનમાં છતાં બીજા વ્રતોમાં આસક્તિ રાખવી. એ ક્લેશને ઉપજાવનારજ છે એમ આ નામનો આશય સ્પષ્ટ જણાય છે.

## मू० नंदादिगोपमात्रेष्टवैकुंठगतिदायकः
## वेणुवादस्मरक्षोभमत्तगोपीविमुक्तिदः ॥१८१॥

(૮૫૦) **नन्दादिगोपमात्रेष्टवैकुंठगतिदायकः** શ્રી નંદરાયજી જેમાં મુખ્ય છે એવા સર્વ ગોપોને ઇષ્ટ—વૈકુંઠ લોકને જોવાની ઉત્કટ ઉત્કંઠાને—અભિલાષાને શાંત કરવા વૈકુંઠગતિ—વૈકુંઠ લોક તરફ જવાના માર્ગને અર્પણ કરનાર પરમાત્મા **શ્રીકૃષ્ણ.**

(૮૫૧) **वेणुवादस्मरक्षोभमत्तगोपीविमुक्तिदः** વેણુવાદ—મનોહર મુરલીનાદને શ્રવણ કરતામાં કામવિકારને પ્રાપ્ત થઇ મહોન્મત્ત બનેલાં ભગવાનના સમિપમાં જવાને તૈયાર થયેલાં છતાં આપ્તજનોએ ન જવા દેતાં ઘરમાં પૂરી રાખેલાં ગોપીજનોએ પ્રાણોને ત્યાગ કર્યા, તેવાં ગોપીજનોને વિશેષ કરી મુક્તિ (અહંતામમતાત્મક સંસારમાંથી છૂટવું જન્મ મરણ રહિત થવું તે) આપનાર એવા પ્રભુ.

**मू० सर्वभावप्राप्तगोपीसुखसंवर्द्धनक्षमः ॥**
**गोपीगर्वप्रणाशार्थतिरोधानसुखप्रदः ॥१८२॥**

(૮૫૨) **सर्वभावप्राप्तगोपीसुखसंवर्द्धनक्षमः** સર્વભાવ—સર્વત્ર ભગવાનજ છે એમ વિચારી અનેક સાંસારિક ભાવનાઓને વિસારી પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્રને શરણ આવેલાં ગોપીજનોના સુખને—રાસોત્સવથી થનારા આનંદને સારી રીતે વૃદ્ધિ કરવામાં સમર્થ એવા રસરૂપ **શ્રીકૃષ્ણચંદ્ર.**

(૮૫૩) **गोपीगर्वप्रणाशार्थतिरोधानसुखप्रदः** રાસલીલાના મહાન્ આનંદથી ગોપીજનોને થયેલા ગર્વ—અભિમાનનો સારી રીતે વિનાશ કરવા તિરોધાન—અંતર્ધાન (ગુપ્ત થઇ જવું તે) અર્થાત્ ગોપીજનોના મંડળમાંથી અદૃશ્ય થઇને અંતઃકરણમાં સ્થિતિ કરી સર્વ ગોપાંગનાઓને (વિરહાનુભવ પૂર્વક આસક્તિનું) ઉત્તમ પ્રકારનું સુખ આપનાર રાસેશ્વર પ્રભુ.

**मू० कृष्णभावव्याप्तविश्वगोपीभावितवेषधृक् ॥**
**राधाविशेषसंभोगप्राप्तदोषनिवारकः ॥१८३॥**

(૮૫૪) **कृष्णभावव्याप्तविश्वगोपीभावितवेषधृक्** શ્રીકૃષ્ણમય સર્વ ભાવનાઓથી આખું વિશ્વ જેમને વ્યાપ્ત થયેલું જણાય છે. એવાં ગોપીજનોએ પોતાના હૃદયમાં જેવા જેવા પ્રકારની લીલા સંબંધી વેશની ભાવના કરી સ્મરણ કર્યું તેવા તેવા પ્રકારના વેશોને—સ્વરૂપોને ધારણ કરનાર વિવિધ રૂપધારી શ્રીકૃષ્ણ-પૂર્ણ પુરુષોત્તમ.

( ૮૫૫ ) **राधाविशेषसंभोगप्राप्तदोषनिवारकः** શ્રીરાધાજીની સાથે અન્યથી અધિક થયેલા સંભોગ—સંયોગ વડે તેમનામાં ઉપજેલા દોષ-ગર્વ—અભિમાનને પ્રથમની માફક અંતર્ધાન થઇ-ગુપ્ત થઈ નિવારણ કરનાર-દૂર કરનાર એવા શ્રીહરિ.

# मू० परमप्रीतिसंगीतसर्वाद्भुतमहागुणः ॥
# मानापनोदनाक्रंदगोपीदृष्टिमहोत्सवः ॥१८४॥

(૮૫૬) **परमप्रीतिसंगीतसर्वाद्भुतमहागुणः** અત્યંત પ્રેમમયી ભાવનાઓથી ( અંતર્ધાન થયા પછી ગોપિકાઓએ ) જેમનું ગાન કરેલું છે એવા, સર્વને મહાન્ આશ્ચર્યકારક તથા કોઇમાં પણ ન હોઇ શકે તેવા સર્વોત્તમ ગુણોને ધારણ કરનાર શ્રીકૃષ્ણ પ્રભુ.

આ સ્કંધની રાસપંચાધ્યાયીમાં ગોપીજનોએ ભગવાનના વિપ્રયોગથી પીડા પામતાં **"गोपी गीत"**માં**"जयति तेऽधिकं"**વગેરે શ્લોકોથી ભગવાનના ગુણોનું ગાન કરેલું છે. ત્યાં જ સર્વને આશ્ચર્ય લાગે તેવાં પ્રભુનાં ચરિત્રો દર્શાવ્યાં છે ને જ આશયોને પ્રકાશ કરનાર આ નામ છે.

(૮૫૭) **मानापनोदनाक्रन्दगोपीदृष्टिमहोत्सवः** માન-અભિમાન દૂર થવાથી ભગવાનના વિરહ વડે થયેલા આક્રંદમાં-રૂદનમાં લીન બનેલાં વ્રજાંગનાઓનાં નયન કમલોને જેમનાથી મહાન્ ઉત્સવ-આનંદ (શ્રીકૃષ્ણ પ્રકટ થયે) થાય છે એવા રાસાભિલાષી **શ્રીકૃષ્ણચંદ્ર.**

# मू० गोपिकाव्याप्तसर्वाङ्गः स्त्रीसंभाषाविशारदः ॥
# रासोत्सवमहासौख्य-गोपीसंभोगसागरः ॥१८५॥

(૮૫૮) **गोपिकाव्याप्तसर्वाङ्गः** ૧, ગોપીજનોમાં જેમનું અંગે અંગ વ્યાપ્ત થયેલું છે. અર્થાત્ અંગેઅંગો મેળવીને ગોપાંગનાઓને દઢ આલિંગન કરનાર. ૨, ગોપિકાઓએ સર્વ અંગોથી જેમને આલિંગન કર્યું છે. એવા શ્રી ગોપીજનવલ્લભ **શ્રીકૃષ્ણ**.

(૮૫૯) **स्त्रीसंभाषाविशारदः** સ્ત્રી–ગોપીજનોને સારી રીતે પ્રશ્નનો પ્રત્યુત્તર આપવામાં ચતુર–કુશળ.

(૮૬૦) **रासोत्सवमहासौख्यगोपीसंभोगसागरः** ૧, રાસોત્સવ –રાસક્રીડામાં ઉત્પન્ન થતું મહાસુખ–અધિક આનંદ તે સંબંધી વ્રજવનિતાઓ વિષે સંભોગ અર્થાત્ ઉત્તમ પ્રકારના અનુભવ, સ્વસ્વરૂપાનંદ સંબંધી અનુભવ તેના સાગરરૂપ–પરિપૂર્ણ અખંડ આનંદ સ્વરૂપ એવા રાસ વિહારી ગિરિરાજધારી **શ્રીપુરુષોત્તમ** ૨. રાસોત્સવના મહાસુખનો ગોપીજનોને સંભોગ-સારી રીતે ઉપભોગ થવા સારૂં સાગર–સમુદ્ર સમાન પરિપૂર્ણ પરમાત્મા.

**मू० जलस्थलरतिव्याप्तगोपीदृष्ट्यभिपूजितः ॥**
**शास्त्रानपेक्षकामैकमुक्तिद्वारविवर्द्धनः ॥१८६॥**

(૮૬૧) **जलस्थलरतिव्याप्तगोपीदृष्ट्यभिपूजितः** જલ અને સ્થલ એટલે શ્રીયમુનાજી તથા શ્રીવૃન્દાવનમાં રમણ કરવાથી પરિપૂર્ણ રીતે પ્રસન્ન થયેલાં ગોપીજનોની દૃષ્ટિઓ વડે–પ્રેમપૂર્વક કટાક્ષ નિક્ષેપ કરવા વડે. સર્વ તરફ પૂજાયેલા, અલંકૃત થયેલા, શોભાયમાન બનેલા, એવા શ્રીકૃષ્ણ પ્રભુ.

(૮૬૨) **शास्त्रानपेक्षकामैकमुक्तिद्वारविवर्द्धनः** ૧ શાસ્ત્રની અપેક્ષા મર્યાદાથી રહિત એટલે અલૌકિક દિવ્ય એવા કામની અભિ

ભાષા રૂપ મુખ્ય મુક્તિદ્વારને વિશેષે કરી વધારનાર, ૨ શાસ્ત્રની અપેક્ષા વિના કેવળ સ્નેહવડે—પ્રેમ લક્ષણા ભક્તિવડે ભગવત્સ્વરૂપમાં કામના—નિષ્ઠાપ્રાપ્ત કરનાર એટલે કે ચિત્તને ઉત્તમ રીતે ભગવદ્રૂપમાં સ્થાપન કરનાર ભક્તજનોને રાસોત્સવ સંબંધી કથાના કથન રૂપે મુક્તિ મેળવવાના દ્વારરૂપ ઉપાયને વિશેષ રીતે વૃદ્ધિકરનાર શ્રીપુરુષોત્તમ.

## મૂ० सुदर्शनमहासर्पग्रस्तनंदविमोचकः ॥
## गीतमोहितगोपीधृक्शंखचूडविनाशकः॥१८७॥

(૮૬૩) **सुदर्शन-महासर्पग्रस्तनंदविमोचकः સુદર્શન નામના મહાન્ સર્પ—અજગરથી ગળાયેલા નંદરાયજીને વિશેષ રીતે મુકત કરનાર-છોડાવનાર શ્રીકૃષ્ણ પરમાત્મા.**

સુદર્શન નામનો વિદ્યાધર સૌન્દર્યના ગર્વમાં મદોન્મત્ત થયેલો હોવાથી સર્વનો અનાદર કરતો હતો, એક દિવસે વિમાનમાં બેસી જતાં માર્ગમાં આવતાં કદ્રૂપા અંગિરામુનિને જોઇ રૂપનાગર્વથી છકેલો બની હાસ્ય કરવા માંડયું. તે હેતુથી અંગિરામુનિના શાપને લીધે અજગર ભાવને પામેલો તે શાપથી મુક્ત થવા શ્રીનંદરાયને ગળ્યા એટલે નંદરાયજીને મૂકાવતાં, શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ થતાં પુનઃ વિદ્યાધરના સ્વરૂપને પામેલો છે. તેથી અહિં સુદર્શન નામનો મહાસર્પ એમ જણાવ્યું તેનાથી નંદરાયજીને આપે છોડાવેલા છે. માટે નંદરાયજીને મુક્ત કરનાર પ્રભુ એમ કથન કરે છે.

(૮૬૪) **गीतमोहितगोपीधृक्शंखचूडविनाशकः** ભગવાનની મુરલીના ગાનથી મોહિત બની ગયેલાં જેથી પ્રભુના સન્નિધાન પધારતાં ગોપીજનોને માર્ગમાં પકડી હરણ કરી જનાર શંખચૂડ નામના

પ્રચંડ યક્ષને સારી રીતે નાશ કરનાર—મારનાર મદન મોહન **શ્રી** કૃષ્ણચંદ્ર.

## મૂ૦ ગુણસંગીતસંતુષ્ટિર્ગોપીસંસારવિસ્મૃતિઃ ॥
## अरिष्टमथनो दैत्यबुद्धिव्यामोहकारकः ॥१८८॥

(૮૬૫) **ગુણસંગીતસંતુષ્ટિઃ ગુણોનું સારી રીતે ગાન કરવાથી સંતોષ પામનાર એવા પ્રભુ.**

જ્યારે શ્રીકૃષ્ણ ગાયોને ચરાવવા દિવસે વૃંદાવનમાં પધારે ત્યારે પ્રભુમાં પ્રેમ નિમગ્ન બનેલાં ગોપીજન વિરહ વ્યાકુળ થઇ ઉચ્ચસ્વરથી ગોવિંદના ગુણોનું ગાન કરતાં હતાં, પરમ દયાનિધાન પોતે વનમાં પધાર્યા છતાં પણ નિરંતર અંતર્યામી રૂપે તેમનાં અંતરમાં નિવાસ કરી ગુણગાનોને શ્રવણ કરી બહુજ સંતુષ્ટ બનતા હતા, અને તેમને પણ સંતુષ્ટ કરતા હતા. એ હેતુને દર્શાવનાર આ નામ છે.

(૮૬૬) **ગોપીસંસારવિસ્મૃતિઃ** ૧ ગોવિંદના ગુણ ગાનમાં લીન બનેલાં ગોપીજનને સંસાર—પ્રપંચની વિસ્મૃતિ કરનાર—સંસારને ભૂલાવનાર, ૨ ગોપાંગનાઓનાં હૃદયમંદીરમાં વિરાજી તેમને ભગવત્સંબંધી સાહિત્ય સામગ્રીની સારી રીતે સ્મૃતિ કરાવનાર—સ્મરણ આપનાર પરમાત્મા શ્રીકૃષ્ણ.

(૮૬૭) **અરિષ્ટમથનઃ** આખલાના સ્વરૂપને ધારણ કરનાર અરિષ્ટ નામના મહાન દૈત્યને મથન કરનાર—મારનાર પ્રભુ.

(૮૬૮) **दैत्यबुद्धिव्यामोहकारकः** દૈત્ય-કંસરાજાને નારદજીના વચનો દ્વારા બુદ્ધિમાં વ્યામોહ કરાવનાર.

પોતાના અષ્ટમગર્ભ—બાળકને વસુદેવજીએ પ્રપંચ કરી નંદરાયજીને ત્યાં સ્થાપન કર્યો છે. એમ **નારદજીથી** કંસરાજાએ જાણ્યું. તેથી વસુદેવનો મુખ્ય અપરાધ છે, એમ કંસરાજાની બુદ્ધિમાં ભેદ થયો. એવી રીતે **નારદમુનિદ્વારા** કંસને મોહ ઉપજાવનાર આપ પ્રભુજ છે. પોતાને પ્રકાશ થવાનો હવે સમય છે. એમ જાણીનેજ આપે નારદદ્વારા પ્રસિદ્ધ થઇ કંસને ઝંખવાણો પાડી બુદ્ધિમાં મોહ ઉપજાવી તેના નાશનો ઉપાય વિચાર્યો છે. એજ ભાવને સૂચવનાર આ નામ છે.

**મૂ૦ केशीघाती नारदेष्टो व्योमासुरविनाशकः ॥**
**अक्रूरभक्तिसंराद्धपादरेणुमहानिधिः ॥१८९॥**

(૮૬૯) **केशीघाती** અશ્વનું સ્વરૂપ ધારણ કરી આવેલા કેશી નામના દૈત્યનો ઘાત કરનાર—વિનાશ પમાડનાર.

(૮૭૦) **नारदेष्टः** ૧ નારદમુનિની કંસને નાશ કરવા સંબંધી ઇષ્ટ અભિલાષા જેમનાથી સિદ્ધ થનાર છે એવા, ૨ નારદમુનિના ઇષ્ટદેવરૂપ ભગવાન્

(૮૭૧) **व्योमासुरविनाशकः** મયદાનવના પુત્ર વ્યોમાસુરનો નાશ કરનાર.

(૮૭૨) **अक्रूरभक्तिसंराद्धपादरेणुमहानिधिः** પરમ ભગવદ્ભક્ત અક્રૂરજીએ પ્રેમલક્ષણા ભક્તિવડે જેમનો ચરણકમલના રેણુ-(રજ)રૂપ મહાનિધિ—અક્ષય ભંડાર ઉપાસના કરવા લાયક જાણ્યો છે. એવા ભગવાન્. ૨ અક્રૂરજી ભક્તરાજે પરમભક્તિવડે પ્રભુના ચરણ રજની પ્રાપ્તિ થઇ એજ મહાન્ નિધિ—એજ અધિક લાભ જેમનાથી પ્રાપ્ત કર્યો છે—મેળવ્યો છે એવા શ્રીકૃષ્ણ પરમાત્મા.

વ્રજમાં જતાં અક્રૂરજીના હૃદયમાં પ્રેમમય ભાવો પ્રકટ થયા છે. અને વ્રજની રજમાં પોતે ભક્તરાજે આળોટી તે રજને શિરમાં ધારણ કરી છે. એજ પરમ લાભ અક્રૂરજીને પ્રાપ્ત થયો છે. એવો ઉત્તમ લાભ આપનાર આપ પ્રભુજ છે. એજ આશય આ નામમાં રહેલો છે.

**મૂ૦ રથાવરોહશુદ્ધાત્મા ગોપીમાનસહારકઃ ॥**
**હ્રદસંદર્શિતાશેષવૈકુંઠાક્રૂરસંસ્તુતઃ ॥૧૯૦॥**

(૮૭૩) **રથાવરોહશુદ્ધાત્મા** રથ ઉપર વિરાજતી વખતે શુદ્ધ–વિકાર રહિત જેમનો આત્મા—અંતઃકરણ છે એવા પ્રભુ.

અક્રૂરજી સાથે મથુરાનગરમાં પધારતી વખતે આપ રથમાં વિરાજીત થયા ત્યારે સર્વ ગોપીજનો તેમના માર્ગને રૂંધી મર્મમાં કટાક્ષપૂર્વક અનેક રીતે વચનો કહી ભાવો દર્શાવવા લાગ્યાં, છતાં આપ તેમનાં આ ભાવોથી લેશ પણ વિકારયુક્ત ન થતાં ધૈર્ય રાખી રથને ચલાવવાની પ્રેરણા કરવા લાગ્યા. તેજ આશયને લેઇ અહિં રથમાં વિરાજતી વખતે વિકારથી રહિત શુદ્ધ ચિત્ત ધારી પ્રભુ એમ કહ્યું છે.

(૮૭૪) **ગોપીમાનસહારકઃ** ગોપીજનોના મનને હરણ કરનાર અર્થાત્ મથુરાપુરીમાં પધારતી વખતે ગોપીજનોનાં મનને—ચિત્તને સાથે લેઇ રથમાં વિરાજનાર શ્રી કૃષ્ણચંદ્ર.

(૮૭૫) **હ્રદસંદર્શિતાશેષવૈકુંઠાક્રૂરસંસ્તુતઃ** હૃદ–બ્રહ્મહૃદ (યમુનાજીનો મોટો હૃદ)માં સારી રીતે સંપૂર્ણ વૈકુંઠલોકના દર્શનને પ્રાપ્ત કરનાર અક્રૂરજીએ જેમની સુંદર રીતે સ્તુતિ કરી છે એવા પ્રભુ શ્રી પુરુષોત્તમ. ૨ 'અ' એટલે વાસુદેવ (શ્રીકૃષ્ણ.) 'શેષ' એટલે બલદેવજી, અને વૈકુંઠલોક એ ત્રણે વસ્તુઓ યમુનાજીના હૃદમાં—ધરામાં અક્રૂરજીને દર્શાવનાર એવા સર્વ સમર્થ પરમાત્મા.

**મૂ० मथुरागमनोत्साहो मथुराभाग्यभाजनम् ॥**
**मथुरानगरीशोभादर्शनोत्सुकमानसः ॥१९१॥**

(૮૭૬) **मथुरागमनोत्साहः** ૧ શ્રી મથુરા નગરીમાં જવાને ઉત્સાહ ધરાવનાર—ઉમંગ રાખનાર, ૨ મથરાપુરી તરફ જતી વખતે અક્રૂરજીને જેમનાથી ઉત્સાહ-ઉમંગ થાય છે એવા પ્રભુ.

(૮૭૭) **मथुराभाग्यभाजनम्** મથુરા નગરીના ભાગ્ય-સંપત્તિના સ્થાનરૂપ—મૂળ હેતુરૂપ પરમાત્મા.

(૮૭૮) **मथुरानगरीशोभादर्शनोत्सुकमानसः** ૧ મથુરા નગરીની શોભાને નીહાળવા ઉત્સાહવાળું જેમનુ મન છે એવા, ૨ મથુરા પુરીમાં નિવાસ કરનારા પુણ્યવાન્ જનોને પોતાની શોભાનું—સૌંદર્યનું દર્શન આપવામાં જેમનું હૃદય ઘણુંજ ઉમંગી છે. એવા પ્રભુ **શ્રી કૃષ્ણ.**

**મૂ० दुष्टरंजकघातीच वायकार्चितविग्रहः ॥**
**वस्त्रमालासुशोभाङ्गः कुब्जालेपनभूषितः॥१९२॥**

(૮૭૯) **दुष्टरंजकघाती** ૧ દુષ્ટ કંસાદિકોને સારી રીતે ધોયેલાં વસ્ત્રો આપી મનરંજન કરનાર ધોબીને મારનાર-નાશ કરનાર, ૨ દુષ્ટ કંસ રાજાના મનને નિરંતર રંજન કરનારાઓનો ઘાત કરનાર—નષ્ટ કરનાર પ્રભુ.

(૮૮૦) **वायकार्चितविग्रहः** વાયક - દરજીએ જેમના દેહને વિવિધ વસ્ત્રો વડે સુંદર—શોભાયુક્ત બનાવ્યો છે એવા પ્રભુ.

જો કદાચ " **वायकांचितविग्रहः** " એવો પાઠ હોય તો તેનો અર્થ પણ પ્રથમના અર્થ પેઠેજ કરવો કેમકે **अर्च्** અને **अंच्** બન્ને ધાતુઓનો પૂજન અર્થ થાય છે. એટલે શરીરને વસ્ત્રો વડે અલંકારવીમાં— શોભા યુક્ત બનાવવામાં બન્ને ધાતુ પ્રવર્તે છે.

(૮૮૧) **वस्त्रमालसुशोभाङ्गः** વસ્ત્ર ઉપર પુષ્પની માલાઓ ધારણ કરવાથી જેમનું અંગ અત્યંત શોભાયમાન બનેલું છે એવા દિવ્યવેશ ધારી શ્રીકૃષ્ણ.

(૮૮૨) **कुब्जालेपनभूषितः** કુબ્જાએ ઘસી તૈયાર કરેલા સુંગધિમાન લેપન ચંદનથી ઘણુંજ રમણીય જેમનું શરીર છે એવા ત્રિભુવન સુંદર પરમાત્મા.

## मू० कुब्जासुरूपकर्त्ता च कुब्जारतिवरप्रदः ॥
## प्रसादरूपसंतुष्टहरकोदंडखंडनः ॥१९३॥

(૮૮૩) **कुब्जासुरूपकर्त्ता** શરીરે ત્રણ ઠેકાણેથી વાંકી એવી કુબ્જાને સુંદર સ્વરૂપ વાળી બનાવનાર પ્રભુ.

(૮૮૪) **कुब्जारतिवरप्रदः** કુબ્જાની સાથે રતિ—રમણ કરવા રૂપ વરદાન આપનાર શ્રીકૃષ્ણચંદ્ર.

(૮૮૫) **प्रसादरूपसंतुष्टहरकोदंडखंडनः** યજ્ઞસ્થાનમાં રહેલા કંસરાજાને પ્રસન્ન થઇ મહાદેવજીએ અર્પણ કરેલા કોદંડ—ધનુષને ખંડન કરનાર—ભાંગી નાંખનાર મહાબલધારી ભગવાન્ શ્રીપુરુષોત્તમ.

## मू० शकलाहतकंसाप्त-धनुरक्षकसैनिकः ॥
## जाग्रत्स्वप्नभयव्याप्तमृत्युलक्षणबोधकः॥१९४॥

(૮૮૬) **शकलाहतकंसासधनुरक्षकसैनिकः** પોતેજ ભાંગી નાંખેલા ધનુષના કકડાઓવડે ધનુષનું રક્ષણ કરનારા કંસરાજાના સંબધી યોદ્ધાઓને ચોપાસથી માર મારનાર શ્રીકૃષ્ણપ્રભુ.

(૮૮૭) **जाग्रत्स्वप्नभयव्याप्तमृत्युलक्षणबोधकः** જાગ્રતાવસ્થા સ્વપ્નાવસ્થા અને નિદ્રાવસ્થા એ ત્રણે અવસ્થાઓમાં ભયથી વ્યાપ્ત બનેલા કંસરાજાને મૃત્યુનાં ચિન્હો દર્શાવનાર—જણાવનાર એવા શ્રી પુરુષોત્તમ.

શ્રીકૃષ્ણ મ્હારો કાલ છે. એમ જાણી ભયભીત બનેલો કંસ, રાત્રિ દિવસ શ્રીકૃષ્ણનેજ જોવા લાગ્યો. અને પોતાના મૃત્યુ સૂચક અનેક ચિન્હોનો અનુભવ કરવા લાગ્યો એ પ્રમાણે આસ્કંધના ૪૨ અધ્યાયમાં સ્પષ્ટ જણાવ્યું છે. તેજ ઉદ્દેશથી અહિં ત્રણે અવસ્થામાં મૃત્યુના ચિન્હોને જણાવનાર પ્રભુ એમ કહે છે.

**मू० मथुरामल्ल ओजस्वी मल्लयुद्धविशारदः ॥**
**सद्यःकुवलयापीडघाती चाणूरमर्दनः ॥१९५॥**

(૮૮૮) **मथुरामल्लः** મથુરા પુરીમાં મલ્લની માફક સ્વચ્છંદ રીતે લીલા—ક્રીડા કરનાર મહાબલ સંપન્ન **શ્રીકૃષ્ણ.**

(૮૮૯) **ओजस्वी** ૧ યુદ્ધમાં ઉત્સાહ ધરાવનાર. ૨ યુદ્ધમાં વિશેષ પ્રયત્ન કરનાર પ્રભાવશાલી પ્રભુ.

(૮૯૦) **मल्लयुद्धविशारदः** મલ્લોની સાથે યુદ્ધ કરવામાં ચતુર —હુશિઆરી જણાવનારા સર્વ સમર્થ પરમાત્મા.

(૮૯૧) **सद्यःकुवलयापीडघाती** રંગભૂમિનું દર્શન થતાંની સાથે તરતજ " **કુવલયાપીડ** " નામના મહા બલવાન્ હાથીને નાશ કરનાર.

(૮૯૨) **चाणूरमर्दनः ચાણુર** નામના અત્યંત બલિષ્ઠ મલ્લને મર્દન કરી નાંખનાર–મસળીનાંખી કચ્ચરઘાણુ કાઢી નાંખનાર પરમાત્મા.

**મૂ૦ लीलाहतमहामल्लः शलतोशलघातकः ॥**
**कंसान्तको जितामित्रो वसुदेवविमोचकः॥१९८॥**

(૮૯૩) **लीलाहतमहामल्लः** ૧ પ્રયાસ વિના સહજમાંજ મોટા મોટા મલ્લોને મારનાર, ૨ આગળ થનારી લીલાને સરલ કરવા માટે મોટા મોટા મલ્લોને નાશ કરનાર **શ્રીકૃષ્ણચંદ્ર.**

(૮૯૪) **शलतोशलघातकः શલ** તથા **તોશલ** નામના બન્ને મલ્લોને નષ્ટ કરનાર—મારનાર.

(૮૯૫) **कंसान्तकः કંસરાજાનો અંત-નાશ કરનાર.**

રંગભૂમિમાંથી એકદમ કૂદકો મારી બડબડાટ કરી રહેલા કંસના કેશોને ગ્રહણ કરી પૃથ્વીપર પછાડી સર્વસમર્થ શ્રીકૃષ્ણપ્રભુએ કંસનો ધ્વંસ કરેલો છે, એમ સ્પષ્ટ આ સ્કંધના ૪૪ અધ્યાયમાં છે. તેથીજ કંસને નાશ કરનાર પ્રભુ એમ કથન કરે છે.

(૮૯૬) **जितामित्रः સર્વશત્રુઓને જીતનાર.**

સર્વમાં મુખ્ય એવા કંસનો વિનાશ કરવાથી સર્વનો પરાજય થયો મનાય જેથી શત્રુઓને જીતનાર પરમાત્મા એમ અહિ જણાવે છે.

(૮૯૭) **वसुदेवविमोचकः વસુદેવજીને** બંધનથી મુક્ત કરનાર—છોડાવનાર શ્રીકૃષ્ણચંદ્ર.

અહિં કેવળ વસુદેવજીને છોડાવનાર એમ કહ્યું છે, પરંતુ દેવકીજી સહિત એવા શ્રીવસુદેવને મુક્ત કરનાર પ્રભુ એમ સમજી લેવું. કેમકે વસુદેવજીનું અંગજ દેવકીજી છે. શાસ્ત્રમાં સ્ત્રીને પતિનું અંગ

ગણવામાં આવી છે. એટલે અહિં કેવળ—પતિનું નામ જણાવવાથી સ્ત્રીનો પણ આશય છે એમ સમજવું.

**મૂ० ज्ञाततत्वपितृज्ञानमोहनामृतवाङ्मयः ॥**
**उग्रसेनप्रतिष्ठाता यादवाधिविनाशकः ॥१९७॥**

(૮૯૮) **ज्ञाततत्वपितृज्ञानमोहनामृतवाङ्मयः** જેમણે ભગવત્સંબંધિ તત્વને—જ્ઞાનને જાણ્યું છે એવા માતા પિતા વસુદેવ તથા દેવકીજીને જ્ઞાન (માયારૂપ)થી મોહ પમાડી પોતાના ઉપર પુત્રભાવ થવા માટે અમૃતમય મીઠાં વચનોને કથન કરનાર કંસશત્રુ **શ્રીકૃષ્ણ.**

(૮૯૯) **उग्रसेनप्रतिष्ठाता** ૧ ઉગ્રસેન (કંસ અને દેવજીકીના પિતા અને શ્રીકૃષ્ણના માતામહ)ને રાજ્યસિંહાસનપર પ્રતિષ્ઠા કરનાર ૨ મર્યાદાનું પાલન કરવા ઉગ્રસેન રાજાના સન્મુખ સ્થિતિ કરનાર—નમ્રતાથી વિરાજીત થનાર. અર્થાત્ ઉગ્રસેનને રાજ્યાસન આપી પોતે તેમની આજ્ઞા માની સર્વ કાર્યભાર ઉપાડી લેનાર નીતિકુશલ શ્રીકૃષ્ણ.

(૯૦૦) **यादवाधिविनाशकः** સર્વ યાદવોની પીડાને વિનાશ કરનાર—દૂર કરનાર પ્રભુ.

કંસરાજાના ભયથી આમતેમ ગુપ્ત રીતે ભટકી રહેલા સર્વે યાદવોને બોલાવી, સમૃદ્ધિપૂર્વક મથુરા નગરીમાં વસાવી તેમનાં અનેક દુ:ખોને આપે દૂર કરેલાં છે. માટે યાદવોની પીડાઓને નાશ કરનાર એવા પરમાત્મા એમ કહે છે.

**મૂ० नन्दादिसांत्वनकरो ब्रह्मचर्यव्रतेस्थितः ॥**
**गुरुसुश्रूषणपरो विद्यापारमितेश्वरः ॥१९८॥**

(૯૦૧) **नन्दादिसांत्वनकरः** નંદરાયજી જેમાં મુખ્ય છે એવા સર્વ ગોપજનોને મધુર વચનો વડે શાંત કરનાર—આશ્વાસન આપનાર.

(૯૦૨) **ब्रह्मचर्यव्रतेस्थितः** ઉપનયન—જનોઇ ધારણ કરવાનો સંસ્કાર પૂર્ણ થયે બ્રહ્મચર્યવ્રત પાલી વિદ્યાભ્યાસ કરવા ગુરૂને ઘેર નિવાસ કરનાર બ્રહ્મચારી શ્રી કૃષ્ણ પરમાત્મા.

(૯૦૩) **गुरुशुश्रूषणपरः** ૧ ઉજ્જયની નગરીમાં નિવાસ કરતા ગુરૂવર્ય સાંદિપનિમુનીની સુશ્રૂષા—સેવા કરવામાં હમેશ સાવધાન રહેનાર ગુરૂભક્તિ પરાયણ પ્રભુ. ૨ સાંદિપનિ ગુરૂજીની સેવા કરવી એજ જેમને સર્વોત્તમ કાર્ય છે એવા પરમાત્મા.

(૯૦૪) **विद्यापारमितेश्वरः** ૧ સર્વ વિદ્યાઓના પારને પામી ગયેલા સર્વેશ્વર પ્રભુ. ૨ સર્વ વિદ્યાઓના પારને પ્રાપ્ત થયેલા તેજ ઇશ્વર—સમર્થ પ્રભુ.

શાસ્ત્રમાં ચૌદ પ્રકારની વિદ્યાઓ ગણાય છે. **ચાર વેદ** (ઋગ્ યજુઃ સામ અને અથર્વ) **છ અંગ** (છંદ, કલ્પ, નિરૂક્ત, જ્યોતિષ, શિક્ષા અને વ્યાકરણ.) **ન્યાયશાસ્ત્ર, મીમાંસાશાસ્ત્ર, પુરાણ** અને **ધર્મશાસ્ત્ર** એમ મળી ચૌદ થાય છે. પ્રભુતો સર્વ વિદ્યાઓના અધીશ્વર છે માટે તે થોડા સમયમાં સર્વ વિદ્યાઓના પારને પામી જાય એ વિસ્મય થવા જેવું નથી.

**मू० सांदीपनिमृतापत्यदाता कालान्तकादिजित् ॥**
**गोकुलाश्वासनपरो यशोदानंदपोषकः ॥१९९**

(૯૦૫) **सांदीपनिमृतापत्यदाता** પોતાના ગુરૂ સાંદિપનિ મુનિને સમુદ્રમાં મૃત્યુ પામેલા તેમના પુત્રને સજીવન કરી અર્પણ કરનાર જીવીતેશ્વર પરમાત્મા **શ્રી કૃષ્ણચંદ્ર.**

(૯૦૬) **કાલાન્તકાદિજિત્** કાલ (મૃત્યુ) અને અંતક (યમરાજ) વગેરેના વિવિધ પ્રકારના વિઘ્નોને વિદારણ કરી તેમને જીતનાર, પોતાને આધીન બનાવનાર.

(૯૦૭) **ગોકુલાશ્વાસનપરઃ** ૧ ઉદ્ધવજી દ્વારા, ગોકુલમાં નિવાસ કરનારા નિજજનોના ચિત્ત—અંતઃકરણને સમાધાન કરવામાં ઉધુક્ત —ઉદ્યોગશીલ, ૨ ગોકુલ નિવાસી સ્વજનોના ચિત્તનું સમાધાન કરવું એજ જેમને સર્વોત્તમ કાર્ય છે એવા પ્રભુ. ૩ ગોકુલવાસી આપ્તજનોનું સમાધાન કરી—તેમને શાંતિ આપી રક્ષણ—પાલન કરનાર પરમાત્મા.

(૯૦૮)**યશોદાનંદપોષકઃ** ઉદ્ધવજીદ્વારા સંદેશા મોકલી યશોદા તથા નંદરાયજીના પ્રાણોને પોષણ કરનાર સર્વના પ્રાણ રૂપ શ્રી કૃષ્ણ પ્રભુ.

**મૂ૦ ગોપિકાવિરહવ્યાજ-મનોગતિરતિપ્રદઃ ॥**
**સમોદ્ધવભ્રમરવાક્ ગોપિકામોહનાશકઃ ॥૨૦૦॥**

(૯૦૯) **ગોપિકાવિરહવ્યાજમનોગતિરતિપ્રદઃ** ગોપિકાઓના બહિર્દૃષ્ટિએ જણાતા વિરહના ઉદ્દેશથી—અર્થાત્ તે નિમિત્તને માની વ્રજમાં જઇ તેમનાં મનોમંદિરમાં વિરાજી પ્રીતિનું સુખ આપનાર.

(૯૧૦) **સમોદ્ધવભ્રમરવાક્** ૧ ભગવાનના સમાનજ ઉદ્ધવજી ત્યાં વિરાજીત છતાં, ગોપીજનો પ્રત્યે ભ્રમરના ગુંજારવ રૂપે જેમની વાણી છે એવા પ્રભુ. ૨ શ્રી કૃષ્ણના સરખા એવા ઉદ્ધવં અને **ભ્રમર** (સંદેશહારક હોવાથી) ની વાણીરૂપે જેમની વાણી છે એવા ગોપીજનવલ્લભ **શ્રીકૃષ્ણ.**

(૯૧૧) **गोपिकामोहनाशकः** ગોપિકાઓને ભગવાનના વિરહથી પ્રકટ થયેલા મોહને—ચિત્તભ્રમને ઉદ્ધવજીના વચનોદ્વારા નાશ કરનાર—દૂર કરનાર પ્રભુ.

**મૂ૦ कुब्जारतिप्रदोऽक्रूरपवित्रीकृतभूगृहः ॥**
**पृथादुःखप्रणेता च पांडवानां सुखप्रदः ॥२०१॥**

(૯૧૨) **कुब्जारतिप्रदः** પૂર્વમાં પ્રતિજ્ઞાપૂર્વક વરદાન આપેલું તેથી કુબ્જાને રતિ—સુરતાનંદ આપનાર પરમાત્મા **શ્રીકૃષ્ણ.**

(૯૧૩) **अक्रूरपवित्रीकृतभूगृहः** ભક્તરાજ અક્રૂરજીને ત્યાં પધારી તેમનાં ઘર ભૂમિ તથા ગૃહસ્થતાની સર્વ સામગ્રીને પવિત્ર કરનાર—પાવન કરનાર ભક્તપ્રિય ભગવાન્ **વાસુદેવ.**

જો " **अक्रूरपवित्रीकृतभूग्रहः** " એવો પાઠ હોય તો અક્રૂરજીને ઘેર પધારીને ભૂમિના દેશો તથા ગ્રહોને પવિત્ર કરનાર એવો અર્થ કરવો.

(૯૧૪) **पृथादुःखप्रणेता** ૧ **પૃથા**—કુંતાજીને કૌરવોએ આપેલાં **વિષદાન, અગ્નિદાહ** વગેરે દુઃખોની હકિકત **અક્રૂરજીને** કહેનાર—જણાવનાર, ૨ સંદેશાથીજ કુંતાજીનાં અનેક કષ્ટોને ઉત્કૃષ્ટ રીતે નષ્ટ કરનાર શ્રીહરિ.

(૯૧૫) **पांडवानांसुखप्रदः** અક્રૂરજી દ્વારા સંદેશો મોકલાવીનેજ યુધિષ્ઠિર વગેરે પાંડુરાજાના પાંચ પુત્રોનો સારી રીતે સુખ—શાંતિ આપનાર આનંદકંદ **શ્રીકૃષ્ણચંદ્ર.**

**॥ इति दशमस्कन्धपुर्वार्द्धनामानि ॥**

# ।अथ दशमस्कन्धस्थोत्तरार्द्धनामानि प्रारभ्यते।

मू० जरासंधसमानीतसैन्यघाती विचारकः ॥
यवनव्याप्तमथुराजनदत्तकुशस्थलिः ॥२०२॥

(૯૧૬) जरासंधसमानीतसैन्यघाती મગધદેશના અધિપતિ જરાસંધ રાજાએ સત્તરવાર ત્રેવીસ ત્રેવિસ અક્ષૌહિણી સૈન્યઆણ્યું, તેને હણુવાના નાશ કરવાના સ્વભાવવાળા પ્રભુ.

અક્ષૌહિણી સેનાનું માપ મહાભારતાદિ ગ્રંથોમાં નીચે પ્રમાણે જોવામાં આવે છે કેઃ—૨૧૮૭૦ રથી, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડેસ્વાર અને ૧૦૯૩૫૦ પાયદલ એ રીતે કુલ ૨૧૮૭૦૦ સૈનિકોની સંખ્યાને એક અક્ષૌહિણી કહેવાય છે. તેવી ત્રેવીસ અક્ષૌહિણી સેનાની તૈયારી કરી સત્તરવાર મથુરાપર ચઢાઇ કરી હતી, અને દરેક વખતે શ્રીકૃષ્ણે તે સેનાઓનો સારી રીતે નાશ કરેલો છે. એજ તાત્પર્યને જણાવનારૂં આ નામ છે.

(૯૧૭) विचारकः વિચાર કરનાર પ્રભુ.

જ્યારે અઢારમીવાર જરાસંધ ત્રેવીસ અક્ષૌહિણી મહાન્ સેના લેઇ આવ્યો, ત્યારે પોતાના સર્વ યાદવ બંધુઓને કુશસ્થલીમાં લઇ જવા સારૂં આપે બલદેવજી સાથે રાજનીતિ સંબંધી વિચારો કરેલા તેનેજ ઉદ્દેશી અહિં વિચાર કરનાર એવા પ્રભુ એમ કથન કરે છે.

( ૯૧૮ ) यवनव्याप्तमथुराजनदत्तकुशस्थलिः યવનરાજના ત્રણ કરોડ સૈન્યવડે અર્થાત્ કાલયવનથી વ્યાપ્ત-ઘેરાયેલા મથુરામાં

નિવાસ કરનારા લોકોને સ્થિતિ કરવા સારૂ કુશસ્થલીને અર્પણ કરનાર શ્રીકૃષ્ણચંદ્ર.

**મૂ૦ द्वारकाद्भुतनिर्माणविस्मापितसुरासुरः ॥**

**मनुष्यमात्रभोगार्थ-भूम्यानीतेंद्रवैभवः ॥२०३॥**

(૯૧૯) **द्वारकाद्भुतनिर्माणविस्मापितसुरासुरः** શ્રીદ્વારકાનગરીની અદ્ભુત આશ્ચર્ય પમાડે તેવી રમણીય રચનાથી દેવો અને દૈત્યોને વિસ્મય ઉત્પન્ન કરનાર—આશ્ચર્ય ચકિત બનાવનાર શ્રી દ્વારકેશ પરમાત્મા.

(૯૨૦) **मनुष्यमात्रभोगार्थभूम्यानीतेंद्रवैभवः** સર્વ મનુષ્ય માત્રને ભોગ—સ્વર્ગ સમાન સુખનો અનુભવ કરવા સારૂં ભૂમિમાં—શ્રીદ્વારકાપુરીમાં ઇંદ્રના વૈભવો—પારિજાતતરૂ આદિ ઉપભોગ કરવા લાયક ઐશ્વર્યોને આણનાર—સ્થાપન કરનાર શ્રીપુરુષોત્તમ.

• દરેક દિશાના લોકપાલોએ પોતાનો સર્વ વૈભવ દ્વારકામાં સ્થાપન કર્યો છે તેમ સત્યભામાના આગ્રહથી આપે ઇંદ્રસાથે યુદ્ધ કરી પારિજાત વૃક્ષને લાવી દ્વારકામાં સ્થાપન કર્યું છે માટે, સર્વજનોના ઉપભોગ સારૂ ઇંદ્રના વૈભવોને ભૂમિમાં લાવનાર પ્રભુ એમ કહે છે.

**મૂ૦ यवनव्याप्तमथुरानिर्गमानंदविग्रहः ॥**

**मुचुकंदमहाबोधयवनप्राणदर्पहा ॥२०४॥**

(૯૨૧) **यवनव्याप्तमथुरानिर्गमानंदविग्रहः** કાલયવને ઘેરી લીધેલી મથુરાપુરીમાંથી નીકળતી વખતે પોતાની પાસે આયુધ વગેરે નહિ હોવાથી શુદ્ધ સચ્ચિદાનંદમય જેમનો દેહ છે એવા સચ્ચિદાનંદ સ્વરૂપવાન્ શ્રીકૃષ્ણ.

(૯૨૨) **मुचुकुंदमहाबोधयवनप्राणदर्पहा** માંધતા રાજાના પુત્ર મુચુકુંદને ઘણાજ કાળની નિદ્રામાંથી જગાડનારા કાલયવનના પ્રાણો અને તેના પક્ષના જરાસંધાદિ રાજાઓના દર્પને—અભિમાનને દૂર કરનાર નાશ કરનાર શ્રીહરિ.

આ સ્કંધના ૫૧ મા અધ્યાયમાં કાલયવનના ભયથી જાણે દોડી જતા હોય, તેમ શ્રીકૃષ્ણે ગુફામાં પ્રવેશ કર્યો તેમની પાછળ કાલયવને પણ પ્રવેશ કર્યો. ત્યાં ઘણાકાલની નિદ્રામાં સુતેલા મુચુકુંદ રાજાને: આ શ્રી કૃષ્ણ છે એમ જાણી, તેમને લાત મારી એટલે જાગ્રત થતાં તે મુચુકુંદના નેત્રનાં તેજથી કાલયવન ભસ્મીભૂત થઇ ગયો. એ કથાના આશયનો બોધ કરનારૂં આ ભગવન્નામ છે.

**मू० मुचुकुंदस्तुताशेषगुणकर्ममहोदयः ॥**
**फलप्रदानसंतुष्टि जेन्मांतरितमोक्षदः ॥२०५॥**

(૯૨૩) **मुचुकुंदस्तुताशेषगुणकर्ममहोदयः** ભકતરાજ મુચુકુંદે જેમના સંપૂર્ણ ગુણકર્મના મહોદયને—ઐશ્વર્યના પ્રભાવને સ્તવ્યો છે—વર્ણવ્યો છે એવા પ્રભુ.

(૯૨૪) **फलप्रदानसंतुष्टिः** ભકિતરૂપ અમોઘ ફલનું દાન કરી મુચુકુંદ રાજાને સંપૂર્ણ રીતે સંતુષ્ટ કરનાર—પ્રસન્ન કરનાર.

(૯૨૫) **जन्मांतरितमोक्षदः** **બીજા જન્મે મુચુકુંદ રાજાને મોક્ષ આપનાર.**

**પ્રભુનાં દર્શનથી તાત્કાલિકજ મોક્ષ થવો જોઇએ, છતાં મુચુકુંદ રાજાને પૂર્વનાં અવશિષ્ટ કર્મ ભોગવવા માટે અન્ય બ્રાહ્મણદેહ આપી તેને મોક્ષ આપેલો છે. કેમકે જ્યાં સુધી કર્મો બાકી હોય છે,**

ત્યાં સુધી તેને ભોગવ્યા શિવાય જન્મમરણથી રહિત થવાતું નથી. એવી પોતાની શાસ્ત્રસિદ્ધ મર્યાદાનો ભંગ ન થાય, માટે આપે અન્ય જન્મે મોક્ષ આપેલો છે એમ જાણવું. પુષ્ટિભક્તને તો કેવળ ભગવાનનું સેવનંજ ઇષ્ટ છે તેમને મોક્ષાભિલાષાનો કાંઇ જરૂર નથી. તે તો પ્રભુનું પ્રેમમયી ભક્તિપૂર્વક વિપ્રયોગ દશામાં આરાધન કરવાથીજ ભગવત્કૃપાપાત્ર બની આનંદમય સ્વરૂપનો અનુભવ કરે છે. એથી બીજો કોઇપણ અધિક આનંદજ નથી. અસ્તુ.

## મૂ૦ शिवब्राह्मणवाक्याप्तजयभीतिविभावनः ॥ प्रवर्षणप्रार्थिताग्निदानपुण्यमहोत्सवः ॥२०६॥

(૮૨૬) **शिवब्राह्मणवाक्याप्तजयभीतिविभावनः** શંકર અને બ્રાહ્મણોના ("ત્હારો જય થાવ" એવા વરદાન રૂપી) વાક્યોને મેળવી અઢારમીવાર યુદ્ધ કરવા આવેલા **જરાસંધ**નો જય થવા સારૂં અર્થાત્ શિવ તથા બ્રાહ્મણોના વાક્યોને સત્યકરવા માટે પોતાનામાં ભયની ભાવના કરનાર, એટલે જાણે જરાસંધથી ભયભીત થયા હોય એમ સર્વને દર્શાવનાર.

ભગવાનનો સર્વત્ર વિજયજ છે. તેમને જરાસંધાદિ શત્રુઓથી ભય પામવાનું એ ખરૂં જોતાં નટરચના જેવું છે. એવા પ્રકારનો લીલાવિનોદ કરવાની જ આપની અભિલાષા છે; એમ સમજવું. અથવા જ્યારે સત્તરવાર શ્રીકૃષ્ણથી પરાભવ પામી જરાસંધ લજ્જિત બની ગયો. ત્યારે ભગવાન્ શંકરનું આરાધન કરી, બ્રાહ્મણોના આશીરવાદો મેળવી અઢારમીવાર યુદ્ધ કરવા યાદવો ઉપર ચઢી આવ્યો. એટલે તે શંકરપ્રભુ અને ભૂદેવોના વરદાનો ઉપર લોકોનો વિશ્વાસ

ન ઉઠી જાય. તે માટે આપ પરાભવ પામવાથી નાઠા હોય એમ સર્વત્ર દર્શાવ્યું છે. વસ્તુતઃ પ્રભુ અજિતજ છે.

(૯૨૭) **प्रवर्षणप्रार्थिताग्निदानपुण्यमहोत्सवः** પ્રવર્ષણનામના પર્વત પર્યંત પાછળ દોડીને જેમની (શ્રીકૃષ્ણ અને બલદેવની) સાથે યુદ્ધ કરવાની પ્રાર્થના યાચના કરી છે. એવા યાચનાના ઉદ્દેશથી પૂર્વત ઉપર ચઢી જવાને લીધે ચારે પાસેથી પર્વતને અગ્નિદાન કરી–સળગાવી જરાસંધના મોટા પુણ્યના મહોત્સવને મિથ્યા વૃથા કરનાર પ્રભુ, **શ્રીકૃષ્ણચંદ્ર.**

**જરાસંધના** ભયથી નાશી **શ્રીકૃષ્ણ** તથા **બલરામ પ્રવર્ષણ** પર્વતમાં ગુપ્ત થઇ ગયા. એટલે તેમની પૂઠ પકડી એ પર્વત પર્યંત આવેલા **જરાસંધે** આખા પર્વતની ચારે બાજુએ અગ્નિ સળગાવી એમ માન્યું કે બન્ને જણ ભસ્મીભૂત થઇ ગયા, પરંતુ વસ્તુ તસ્તુ દ્વારકામાંજ પધારેલા હતા. એ પ્રમાણે તેને છેતરી વરદાનથી મેળવેલા તેના મહાન્ પુણ્યના મહોત્સવને આપે ફોકટકરી નાંખ્યો છે. એમ સ્પષ્ટ ભાગવતના આ સ્કંધના પર અધ્યાયમાં છે. એ ઉદ્દેશથી જ આ નામ કથન કરેલું છે.

**मू० रुक्मिणीरमणः कामपिता प्रद्युम्नभावनः ॥**
**स्यमन्तकमणिव्याजप्राप्तजाम्बूवतीपतिः ॥२०७॥**

(૯૨૮) **रुक्मिणीरमणः** રૂચિ ઉત્પન્ન કરે તેને "**રૂકમ્**" કહેવાય છે એટલે તે રૂકમના (સુવર્ણના) જેવો જેનો વર્ણ છે. એવા રૂક્મિણીજીને રમાડનાર, અર્થાત્ લક્ષ્મીરૂપ—સૌન્દર્ય સ્વરૂપ શ્રીરૂક્મિણીજીમાં રમણ કરનાર પ્રભુ.

(૯૨૯) **કામપિતા** શ્રી **શંકર** પ્રભુએ પોતાની દષ્ટિ વડે બાળીને ભસ્મભૂત કરેલા કામદેવના પિતા—જનક-ઉત્પન્ન કરનાર શ્રીપુરુષોત્તમ.

**શ્રીશંકરે** કામમોહિત કરવા આવેલા **કામદેવને** પોતાના તૃતીય લોચનથી ભસ્મીભૂત કરી નાંખ્યો. જ્યારે તેની પત્ની રતિએ સજીવન કરવા શંકરની પ્રાર્થના કરી, ત્યારે શ્રીકૃષ્ણથી રુક્મિણીમાં પ્રકટ થશે એમ વરદાન આપેલું એમ શિવપુરાણાદિમાં છે. તે શંભુના વરદાનને સત્ય કરવા, અને રતિનું પ્રિય કરવા આપે તેને પ્રકટ કરેલા છે. જેથી કામપિતા એમ કહી અહિં પ્રભુને પ્રતિપાદન કરે છે.

(૯૩૦) **प्रद्युम्नभावनः પ્રદ્યુમ્ન** જેમનું નામ છે એવા મોટા પુત્રને પ્રકટ કરનાર.

(૯૩૧) **स्यमन्तकमणिव्याजप्राप्तजांबूवतीपतिः સ્યમન્તક** મણિને લાવવાના નિમિત્તથી પ્રાપ્ત થયેલાં જાંબુવતી (રીંછપતિ જાંબુવાનની પુત્રી) ના પતિ—પાલન કરનાર સ્વામી શ્રીકૃષ્ણ.

**मू० सत्यभामाप्राणपतिः कालिन्दीरतिवर्द्धनः ॥**
**मित्रविंदापतिः सत्यापतिर्वृषनिषूदनः ॥२०८॥**

(૯૩૨) **सत्यभामाप्राणपतिः** ૧ [ **सत्यः भामः यस्याः** ] પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં જેમનો સત્ય—યથાર્થ (દૃઢ આગ્રહ પૂર્વક) રોષ છે એવાં **સત્યભામાના** પ્રાણનાથ, ૨ સત્યભામાના પ્રાણતુલ્ય પતિ—ભરથાર શ્રીપુરુષોત્તમ.

(૯૩૩) **कालिन्दीरतिवर्द्धनः** ૧ કાલિન્દી—સૂર્યની પુત્રી યમુનાજીની રતિ-પ્રીતિને વધારનાર. ૨ યમુનાજીમાં પોતાની પ્રીતિને વધારનાર.

(૯૩૪) **मित्रविंदापतिः** વિંદ અને **અનુવિંદની** બ્હેન મિત્રવિંદાના પતિ—સ્વામી.

(૯૩૫) **सत्यापतिः** નગ્નજીત રાજાની કન્યા સત્યાના પતિ

(૯૩૬) **वृषनिषूदनः** નગ્નજીત રાજાને ત્યાં પણમાં મૂકેલા સાતે વૃષભો—સાંઢોને સારી રીતે સત્વ રહિત કરનાર અર્થાત્ એકી સમયે તેમને નાથી બલહીન બનાવનાર પરમ સમર્થ શ્રીકૃષ્ણ પ્રભુ.

**મૂ० भद्रावांछितभर्त्ता च लक्ष्मणावरणक्षमः ॥**
**इन्द्रादिप्रार्थितवधनरकासुरसूदनः ॥२०९॥**

(૯૩૭) **भद्रावांछितभर्त्ता** શ્રુતકીર્તિ રાજાની પુત્રી **ભદ્રા**ના મનવાંછિત ( હૃદયમાં ઇચ્છા કરેલા ) ભર્ત્તા—પતિ.

[૯૩૮] **लक्ष्मणावरणक्षमः** મદ્રદેશના નરેશની પુત્રી **લક્ષ્મણા**ને વરવામાં સમર્થ પરમાત્મા.

(૯૩૯) **इन्द्रादिप्रार्थितवधनरकासुरसूदनः** ઇંદ્રાદિ દેવો વડે **જેનો નાશ કરવા માટે પ્રાર્થના કરવામાં આવી છે એવા નરકાસુર નામના દૈત્યનો નાશ કરનાર.**

ભૂમિપુત્ર **નરકાસુર** ઇંદ્રાદિ દેવોનો પરાભવ કરી **અદિતિ**ના મણિમય કુંડલોને હરી લાવ્યો હતો, જેથી દેવોએ સ્તુતિ કરી **શ્રી** કૃષ્ણને તેનો નાશ કરવા પ્રેર્યો. એવી રીતે આપ પ્રભુએ તેનો નાશ કરી **અદિતિ**નાં કુંડળો આપી દેવોને પ્રસન્ન કરેલા છે. એ આ સ્કંધના ૫૯ મા અધ્યાયમાં સ્પષ્ટ છે.

**મૂ० मुरारिः पीठहंता च ताम्रादिप्राणहारकः ॥**
**षोडशस्त्रीसहस्त्रेशः छत्रकुण्डलदानकृत् ॥२१०॥**

(૯૪૦) **मुरारिः** મુરનામના દૈત્યના શત્રુ

[૯૪૧] **पठिहंता** નરકાસુરના સેનાપતિ પીઠ નામના અસુરને હણનાર.

(૯૪૨) **ताम्रादिप्राणहारकः** તામ્ર જેમાં મુખ્ય છે એવા અંતરીક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન્ અને અરૂણ વગેરે સુરદૈત્યના પુત્રોના પ્રાણોને હરણ કરનાર—તેમનો નાશ કરનાર.

( ૯૪૩ ) **षोडशस्त्रीसहस्त्रेशः** સોળ હજાર સ્ત્રીયોના ઇશ—સ્વામી.

નરકાસુરે પોતાના ઉપભોગ માટે અનેક રાજાઓની સોળહજાર દિવ્ય કન્યાઓને હરિ લાવી તેમને પરણવાના વિચારથી અંતઃપુરમાં રાખી હતી. તે નરકાસુરનો નાશ કરી એ સોળ હજાર સ્ત્રીયોને તેમની અભિલાષા જાણી આપ જ વરેલા છે. એમ આસ્કંધના ૫૮ મા અધ્યાયમાં કથન કરેલું છે. તેજ હેતુથી અહિં સોળ હજાર સ્ત્રીઓના સ્વામી એમ આજ્ઞા કરે છે.

[૯૪૪] **छत्रकुण्डलदानकृत्** ઇંદ્રનું છત્ર ઇંદ્રને તથા અદિતિનાં કુંડળો અદિતિને અર્પણ કરનાર પૂર્ણ પુરુષોત્તમ.

## मू० पारिजातापहरणो देवन्द्रमदनाशकः ॥
## रुक्मिणीसमसर्वस्त्रीसाध्यभोगरतिप्रदः ॥२११॥

[૯૪૫] **पारिजातापहरणः** બલપૂર્વક દેવોના વૃક્ષ પારિજાતને હરણ કરનાર. શ્રીકૃષ્ણ ભગવાન્

(૯૪૬) **देवेन्द्रमदनाशकः** દેવોના ઇંદ્રને પરાજય પમાડી તેનામાં રહેલા મહાન્ ઐશ્વર્ય સંબંધી મદને–અભિમાનને નાશ કરનાર—દૂર કરનાર.

[૯૪૭] **रुक्मिणीसमसर्वस्त्रीसाध्यभोगरतिप्रदः** લક્ષ્મીના અંશરૂપ સર્વ સ્ત્રીયો હોવાથી રૂકિમણી સમાન જ સર્વ સ્ત્રીયો વડે પ્રાપ્ત થનાર ભોગને લીધે તે સર્વમાં રતિ—પ્રીતિને ઉત્કર્ષ રીતે અર્પણ કરનાર શ્રી મદનમોહન કૃષ્ણ.

## मू० रुक्मिणीपरिहासोक्तिवाक्तिरोधानकारकः ॥ पुत्रपौत्रमहाभाग्यगृहधर्मप्रदर्शकः ॥२१२॥

(૯૪૮) **रुक्मिणीपरिहासोक्तिवाक्तिरोधानकारकः** ૧ રૂકિમણી પ્રત્યે થયેલી પરિહાસોક્તિ વડે—હાસ્યવિનોદનાં વચનો વડે રૂકિમણીજીની વાણીને તિરોધાન—સ્થંભન કરનાર—બંધ કરી દેનાર, ૨ રૂકિમણીજી સાથે થયેલી હાસ્યવિનોદ રૂપ વાણીને તિરોધાન કરનાર—ફેરફાર કરનાર અર્થાત્ જુદે સ્વરૂપે તેને પ્રતિપાદન કરનાર. ૩ રૂકિમણીજીના હાસ્યવિનોદ વાળી વાણીથી પોતાને થયેલા તિરોધાન—સ્થંભનની પેઠે તેમનાં મનમાં સ્થંભન—સ્થીરતા કરનાર પરમ ચતુર **શ્રીકૃષ્ણચંદ્ર.**

(૯૪૯) **पुत्रपौत्रमहाभाग्यगृहधर्मप्रदर्शकः** પુત્ર અને પૌત્ર સંબંધી મહાન્ ભાગ્ય રૂપ ગૃહધર્મ—ગૃહસ્થાશ્રમીઓના ધર્મને ઉત્તમ રીતે બીજા જનોને દર્શાવનાર પ્રભુ.

કોઈક સ્થળે "**पुत्रपौत्रमहाभाग्यगृहधर्मप्रवर्त्तकः**" એવો પાઠ જોવામાં આવે છે. ત્યાં પુત્ર અને પૌત્ર સંબંધી મહાભાગ્ય રૂપ ગૃહસ્થાશ્રમીઓના ધર્મને ઉત્તમ રીતે પ્રવર્ત્તાવનાર એમ અર્થ કરવો.

**મૂ० शंबरान्तकसत्पुत्रविवाहहतरुक्मिकः ॥**
**उषापहृतपौत्रश्रीर्बाणबाहुनिवारकः ॥२१३॥**

(૯૫૦) **शंबरान्तकसत्पुत्रविवाहहतरुक्मिकः** શંબરાસુરને નાશ કરનાર-**પ્રદ્યુમ્ન** (શ્રીકૃષ્ણના પુત્ર)ના પુત્ર **અનિરૂદ્ધ**ના વિવાહમાં **બલદેવજી** દ્વારા રૂક્મિક (રૂક્મિણીના ભાઇ)ને હણનાર—મારનાર.

(૯૫૧) **उषापहृतपौत्रश्रीः** **બાણાસુરની** પુત્રી ઉષાને માટે તેની સખી **ચિત્રલેખાએ** યોગશક્તિથી હરણ કરેલા પોતાના **પૌત્ર** અનિરૂદ્ધની શ્રી—સંપત્તિ છે જેમનાથી એવા પરમાત્મા **શ્રીકૃષ્ણ.**

જ્યારે બાણાસુરે બંદીખાને નાંખેલા પોતાના પૌત્ર **અનિરૂદ્ધને** મુક્ત કરવા આપ પધાર્યા, ત્યારે સ્ત્રી સાથે અનેક સંપત્તિ પણ **અનિરૂદ્ધને** પ્રાપ્ત થઇ એટલે જેમનાથી **અનિરૂદ્ધને** સંપત્તિ પ્રાપ્ત થઇ છે એવા પ્રભુ એમ નામ કહે છે.

(૯૫૨) **बाणबाहुनिवारकः** **બાણાસુરના બાહુઓને નિવારણ કરનાર-છેદી નાંખનાર.**

શ્રી**શંકરના** વરદાનને સત્ય કરવા **બાણાસુરના** હજાર બાહુઓમાંથી ચાર બાહુઓ કાયમ રાખી બાકીના ભુજોને આપે છેદી નાંખેલા છે. એમ આ સ્કંધના ૬૩ મા અધ્યાયમાં કથન કરેલું જેથી અહિં બાણના બાહુઓને નિવારણ કરનાર પ્રભુ એમ જણાવે છે.

**મૂ० शीतज्वरभयव्याप्तज्वरसंस्तुतषड्गुणः ॥**
**शङ्करप्रतियोद्धा च द्वन्द्वयुद्धविशारदः ॥२१४॥**

(૯૫૩) **शीतज्वरभयव्याप्तज्वरसंस्तुतषड्गुणः** **શીતજ્વર**

**( ટાઢથી આવતો તાવ ) ના ભયને પ્રાપ્ત થયેલા જ્વરે [ ઉન્હા તાવે ] જેમના ઐશ્વર્યાદિ છ ગુણોની સ્તુતિ કરી છે એવા ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર.**

આ સ્કંધના ૬૩ મા અધ્યાયમાં જણાવવામાં આવ્યું છે કેઃ- બાણાસુરની સાથે યુદ્ધ કરતાં, તેને સહાય કરવા ગણો સહિત ભગવાન્ શંકર પણ પધારેલા હતા, તે ગણોમાંના **ઉષ્ણજ્વર** નામના ગણે ભગવાન્ શ્રીકૃષ્ણપ્રતિ ઉપદ્રવ કરતાં, તેનો પરાભવ કરવા આપે **શીતજ્વર** છોડેલો છે. અને તે પ્રભુના **શીત**જ્વરથી પીડા પામતાં ઉષ્ણજ્વરે પ્રભુના પ્રભાવને વર્ણવી સ્તુતિ કરી છે. તેને ઉદ્દેશી આ નામનો પ્રકાશ કરેલો છે. અણિમા લઘિમાદિ છ ઐશ્વર્યના ગુણોને તો " **षड्गुणः** " એ ભગવાનના નામનાં વર્ણવી ગયા છીયે. એટલે અહિં પિષ્ટપેષણ કરતા નથી.

(૯૫૪) **शङ्करप्रतियोद्धा** **શં**કરનો પ્રતિપક્ષ કરી યુદ્ધ કરનાર, **શ્રી**શંકરના સ્હામા યુદ્ધ કરનાર શ્રી **વાસુદેવ** પ્રભુ.

(૯૫૫) **द्वंद्वयुद्धविशारदः** સ્હામ સ્હામા થઇને યુદ્ધ કરવામાં **કુશલ**--નિપુણ.

## મૂ૦ नृगपापप्रभेत्ता च ब्रह्मस्वगुणदोषदृक् ॥
## विष्णुभक्तिविरोधैकब्रह्मस्वविनिवारक ॥२१५॥

(૯૫૬) **नृगपापप्रभेत्ता નૃગરાજાના પાપને દૂર કરનાર.**

**નૃ**ગરાજા બ્રાહ્મણોને ઘણુંજ દાન આપતા હતા, એક દિવસે એમ બન્યું કેઃ-એક બ્રાહ્મણને શાસ્ત્ર વિધિ પ્રમાણે તેમણે ગાયનું દાન આપ્યું, તેવામાં બે બ્રાહ્મણને ત્યાંથી ગાય નાશી ગઇ અને

રાજાની ગૌશાળામાં પ્રવેશ કર્યો; એટલે અજાણમાં તેજ ગાયને કોઇ બીજા બ્રાહ્મણને દાનમાં આપવામાં આવી. હવે પ્રથમ જે બ્રાહ્મણ દાનમાં તે ગાયને લઈ ગયો હતો તે બ્રાહ્મણ શોધ કરતાં કરતાં એજ ગાયને લેઇ જતા પેલા બીજા બ્રાહ્મણોને માર્ગમાં મળ્યો. જેથી આ "મ્હારી ગાય છે મ્હારી ગાય છે," એમ પરસ્પર બ્રાહ્મણોને કલહ થવા લાગ્યો, તેનું સમાધાન કરવા પોતે રાજાએ પણ અનેક આગ્રહ પૂર્વક બન્નેને સમજાવવા માંડવા; પણ કોઇએ માન્યું નહિ, અને રાજાનો અચાનક કાળ થયો. તે પ્રાયશ્ચિતના યોગે રાજાને કાંચીકીડાનો જન્મ લેવો પડયો. યાદવના રાજકુમારો રમતાં રમતાં ત્યાં આવી પહોંચતાં, હવડ કૂવામાં તેને જોયો. જેથી તેનો ઉદ્ધાર કરવા બહુજ પ્રયાસ કર્યો છતાં કાંઇપણ વળ્યું નહિ; એટલે તે વાત સર્વેએ આવી ભગવાન્ શ્રીકૃષ્ણને નિવેદન કરી, આપ પ્રભુએ કર કમલના સ્પર્શથી લીલા માત્રમાંજ તેનો ઉદ્ધાર કરી કાંચીકીડાની યોનિમાંથી મુક્ત કર્યો. એમ આ સ્કંધના ૬૪ મા અધ્યાયમાં સ્પષ્ટ જણાવેલું છે. તેજ આશયથી અહિં નૃગરાજાને બ્રહ્મસ્વના પાપથી દૂર કરનાર પ્રભુ એમ કહે છે.

(૯૫૭) **ब्रह्मस्वगुणदोषदृक्** **૧ બ્રહ્મસ્વના ગુણ અને દોષોને જોનાર, ૨ બ્રહ્મસ્વમાં રહેલા ગુણ અને દોષો બીજાને દર્શાવનાર, ૩ નૃગરાજાને બ્રહ્મસ્વથી થયેલા દોષ અને ગુણો અન્ય પુરૂષોને દર્શાવનાર.**

બ્રાહ્મણો સંબંધી કોઇ પણ દ્રવ્ય વસ્તુને "**બ્રહ્મસ્વ**" કહેવામાં આવે છે. એ બ્રહ્મસ્વને અજાણપણામાં પણ ગૃહણ કરવાથી અમાપ પાપ થાય છે, તો જાણી જોઇને હરણ કરવામાં આવે તો

કેટલું બધું પાપ થાય ? એમ આપે યદુરાજ કુમારોને જણાવ્યું છે. વળિ બ્રહ્મસ્વમાં એક મહાન્ ગુણ પણ રહેલો છે કેઃ—વારંવાર અગણિત દાન બ્રાહ્મણોને આપવાથી ભગવદ્દર્શન રૂપ અતુલ ફલ પણ ઉપલબ્ધ થાય છે. નૃગરાજાએ અજાણપણામાં બ્રહ્મસ્વ હરણ કરવાથી સેંકડો વર્ષ કાંચીડાનો જન્મ અનુભવ્યો, તેમ પુષ્કળ દાન આપવાથી ભગવદ્દર્શન રૂપ દિવ્ય ફલ પણ પ્રાપ્ત કર્યું. પ્રભુએ બ્રહ્મસ્વના ગુણ અને દોષોને સર્વત્ર પ્રસરાવવાના હેતુથી જ યદુરાજ કુમારોને ઉપદેશ આપેલો છે. માટે અહિં શ્રીકૃષ્ણચંદ્રને બ્રહ્મસ્વના ગુણ દોષને જોનાર તથા દર્શાવનાર કહ્યા.

[૯૫૮] **विष्णुभक्तिविरोधैकब्रह्मस्वापविनिवारकः** વિષ્ણુ પ્રભુ-**શ્રી**કૃષ્ણચંદ્રની ભક્તિમાં વિરોધ આવવા અર્થાત્ પ્રતિબંધ થવા સારૂ એક અસાધારણ મોટું કારણ બ્રહ્મસ્વ—બ્રાહ્મણને અર્પણ કરેલું ખૂંચી લેવું તે છે, તેવા બ્રહ્મસ્વનું વિશેષ રીતે નિવારણ કરનાર અર્થાત્ તજ્જન્ય પાપને દૂર કરનાર શ્રીહરિ—**શ્રી**કૃષ્ણ.

**मू० बलभद्राहितगुणो गोकुलप्रीतिदायकः ॥**
**गोपीस्नेहैकनिलयो गोपीप्राणस्थितिप्रदः॥२१६॥**

(૯૫૯) **बलभद्राहितगुणः** બલભદ્રજીમાં શોકરહિતપણું—આનંદી સ્વભાવ વગેરે ગુણોને સ્થાપન કરનાર **પ્રભુ**.

(૯૬૦) **गोकुलप्रीतिदायकः** બલદેવજીદ્વારા ગોકુલનિવાસી (નંદ, યશોદા વગેરે) જનોને પ્રીતિ—આનંદ—હર્ષ સમર્પણ કરનાર.

(૯૬૧) **गोपीस्नेहैकनिलयः** ગોપીજનોનો સ્નેહ-પ્રેમ, તેના સ્થાન રૂપ પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર.

(૯૬૨) **गोपीप्राणस्थितिप्रदः** ૧ ગોપાંગનાઓનાં પ્રાણોને સ્થિતિ [બલદેવજીદ્વારા] અર્પણ કરનાર—શાંતિ આપનાર, ૨ ગોપીજનોના પ્રાણોમાં સ્થિતિ કરનાર, ૩ ગોપવનિતાઓની સ્થિતિ પોતાના પ્રાણ-વિષે કરનાર શ્રીગોપીજનવલ્લભ પ્રભુ.

## મૂ० वाक्यातिगामियमुनाहलाकर्षणवैभवः ॥ पौंड्रकत्याजितस्पर्द्धः काशीराजविभेदनः ॥२१७॥

(૯૬૩) **वाक्यातिगामियमुनाहलाकर्षणवैभवः** બલદેવજીના વાક્યને અતિક્રમણ કરનાર—નહિ માનનાર શ્રીયમુનાજીને હલવડે આકર્ષણ કરવામાં ખેંચવામાં જેમનો વૈભવ—મહાસામર્થ્ય છે. એવા **બલદેવરૂપ—સંકર્ષણ** સ્વરૂપ શ્રી ભગવાન્ પૂર્ણ **પુરુષોત્તમ.**

[૯૬૪] **पौंड्रकत्याजितस्पर्द्धः** **પૌંડ્રકરાજાની સ્પર્દ્ધાને છોડાવનાર.**

કરૂષદેશનો અધિપતિ પૌંડ્રક **શ્રી**કૃષ્ણના જેવો પોતાનો સર્વ વેશ રાખી "હું કૃષ્ણ છું, હું વાસુદેવ છું" એમ કહી **શંખ ચક્ર** ગદા **પદ્મ** ગરૂડનું વાહન વગેરે સર્વ શ્રી કૃષ્ણનાંજ ચિન્હોને ધારણ કરતો હતો, તેમના સ્પર્દ્ધા કરતો હતો, દૂતદ્વારા પણ ભગવાન્ શ્રીકૃષ્ણને એમ કહેવરાવી યુદ્ધની માંગણી કરી, એટલે પ્રભુએ તેના નગરને ઘેરી લઇને તેનો નાશ કર્યો. તેથી અહિં પૌંડ્રકની સ્પર્દ્ધાને છોડાવનાર પ્રભુ એમ કહે છે.

(૯૬૫) **काशीराजविभेदनः** મિથ્યા વાસુદેવ પૌંડ્રકના મિત્ર કાશીરાજને નાશ કરનાર—મારનાર.

**મૂ० काशीनिदाहकरणः शिवभस्मप्रदायकः ॥**
**द्विविदप्राणघाती च कौरवाखर्वगर्वनुत् ॥२१८॥**

**(૯૬૬) काशीनिदाहकरणः ચક્રને આજ્ઞાઆપી કાશીનગરીને અત્યંત દાહ કરનાર—બાળનાર એવા શ્રીકૃષ્ણચંદ્ર.**

કાશીપુરીને બાળવાનું મુખ્ય કારણ આ છે કેઃ—" કાશીરાજાના પુત્ર સુદક્ષિણે પોતાના પિતાને નાશ કરનાર શ્રીકૃષ્ણનો નાશ કરવા સારૂં બ્રાહ્મણોદ્વારા દક્ષિણાગ્નિમાં હોમ આપી અગ્નિને દ્વારકાનગરનો વિનાશ કરવા પ્રેર્યો. જેથી ચક્રવડે પોતાના નગરનું રક્ષણ કરી ચક્રને આજ્ઞા આપી કાશીનગરને બાળી ભસ્મીભૂત કરી નાંખ્યું." એમ ભાગવતના આ સ્કંધના ૬૬ અધ્યાયમાં દર્શાવ્યું છે. પરંતુ અહિં આચાર્ય ચરણ અન્ય નામથી હેતુ દર્શાવે છે કેઃ—

**(૯૬૭) शिवभस्मप्रदायकः ભગવાન્ શંભુજીને ભસ્મ અર્પણ કરનાર પરમાત્મા.**

ભસ્મરૂપ આભૂષણોથી શોભાયમાન બનનાર શંકરપ્રભુને આપે સકલ કાશીપુર બાળીને શરીરને શણગારવા ઘણીજ ભસ્મ-વિભૂતિ અર્પણ કરેલી છે અર્થાત્ કાશીનગર વિશ્વનાથ શ્રી શિવજીનું મનાય છે. પોતાના કૃપાપાત્ર શંભુજીના નગરને કેમ બળાય ? છતાં પોતાના જનની અભિલાષા ( શરીરને શોભાવવા સંબંધી ) ને પૂર્ણ કરવા તથા આસુરીજીવોથી ભરપૂર અપવિત્ર બની રહેલી કાશીનગરીને પવિત્ર કરવા ભસ્માવશેષ કરેલી છે.

**(૯૬૮) द्विविदप्राणघाती દ્વિવિદવાનરના પ્રાણનો ઘાણ કરવાના સ્વભાવવાળા શ્રીપુરુષોત્તમ.**

ભૌમાસુર ( નરકાસુર ) ના પરમિત્ર દ્વિવિદવાનરના પ્રાણોનો આપે બલદેવજી દ્વારા નાશ કરાવેલો છે. એમ આ સ્કંધના ૬૭મા અધ્યાયમાં છે જેથી દ્વિવિદના પ્રાણોને નાશ કરનાર પ્રભુ એમ કહે છે.

(૯૬૯) **कौरवाखर्वगर्वनुत् કૌરવોના અત્યંત ગર્વને નાશ કરનાર-ઉતારનાર શ્રીકૃષ્ણપ્રભુ.**

દુર્યોધનાદિ સકલ કૌરવોના અપૂર્વ ગર્વને-લક્ષ્મીના મહાન્ મદને ઉતારવાના કારણમાં શ્રીમદ્ભાગવતના આ સ્કંધના ૬૮મા અધ્યાયમાં સ્પષ્ટ છે કેઃ—" શ્રીકૃષ્ણનાં તૃતીયપત્ની જાંબુવતીના પુત્ર **સાંબે** પોતાના ઉપર આસક્ત થયેલો કૌરવરાજની રાજકુમારી લક્ષ્મણાનું હરણ કર્યું, તેથી કોપાયમાન બની સર્વ કૌરવો એકત્ર થઇ **સાંબને** પરાભવ કરી અને તેને બંદીવાન બનાવ્યો, એ શ્રીકૃષ્ણ પ્રભૃતિના જાણવામાં આવતાં યુદ્ધ સમારંભ કરવા લાગ્યા પરંતુ સંબંધીઓમાં પરસ્પર કલહ ઉત્પન્ન ન થાય, તેથી પોતે બલરામ કૌરવોના મનનું સમાધાન કરવા અને સાંબને સ્ત્રી સાથે તેડીલાવવા હસ્તિનાપુર પધાર્યા. કૌરવોએ તેમનું પણ મહાન્ અપમાન કર્યું જેથી ક્રોધાયમાન થઇ બલદેવજીદ્વારા પ્રભુએ તેમના મહાન્ અભિમાનને ઉતારી નાંખ્યો છે તેજ આગળ જણાવે છે કેઃ—

**मू० लाङ्गलाकृष्टनगरीसंविग्नाखिलनागरः ॥**
**प्रपन्नाभयदः सांबप्राप्तसन्मानभाजनम् ॥२१९॥**

(૯૭૦) **लाङ्गलाकृष्टनगरीसंविग्नाखिलनागरः હલની અણીથી ખેંચેલા નગરીને લીધે તેમાં નિવાસ કરનારા સર્વ નાગરિકજનોને વિહ્વલ કરનાર બલદેવજી દ્વારા પીડા આપનાર શ્રીકૃષ્ણ પુરુષોત્તમ.**

મહામદોન્મત્ત બનેલા દુર્યોધનાદિ કૌરવના મદને ઉતારવા મહાબલવાન્ બલદેવજીએ પોતાના આયુધહલની અણીથી હસ્તિનાપુર નગરને ઉપાડી ગંગાનદીમાં નાંખી દેવા માંડયું. જેથી કૌરવોનો ગર્વ-ગલિત થઇ ગયો. બલદેવજીદ્વારા એવું પ્રભાવશીલ મહત્કર્મ કરનાર આપ શ્રીકૃષ્ણજ છે. એમ જાણવું.

(૯૭૧) **प्रपन्नाभयदः શરણે આવેલા જનોને અભય આપનાર.**

પોતાની નગરીને ઉપર કહેવા પ્રમાણે ગંગામાં પડતી જોઇને તથા તેમાં નિવાસ કરનાર નાગરિક જનોની પીડાને નીહાળી, સર્વ કૌરવો પ્રભાવ સંપન્ન બળદેવજીને શરણ પ્રાપ્ત થયા. ભગવાન્ પોતે શરણે આવેલાઓને તો અભયજ આપે છે. માટે શરણ થયેલા હસ્તિનાપુરના લોકોને અભય આપનાર એવા પ્રભુ એમ કહે છે. બલદેવજી દ્વારા અભય આપનાર પણ આપ પરમાત્મા શ્રીકૃષ્ણજ છે.

(૯૭૨) **सांबप्राप्तसन्मानभाजनम् જાંબુવતીના પુત્ર સાંબને લીધે પ્રાપ્ત થયેલા સત્કાર પૂર્વક સન્માનને ભોગવનાર.**

બલરામથી અભય મેળવી દુર્યોધનાદિ કૌરવોએ વધુસહિત સાંબને વળાવી અનેક પ્રકારની ઉત્તમ પહેરામણી યાદવોને આપી છે. જેથી અહિં સાંબને લીધે સન્માનને ભોગવનાર એવા પ્રભુ એમ પ્રતિપાદન કરે છે.

**मू० नारदान्विष्टचरणो भक्तविक्षेपनाशकः ॥**
**सदाचारैकनिलयः सुधर्माध्यासितासनः ॥२२०॥**

(૯૭૩) **नारदान्विष्टचरणः દેવર્ષિનારદજીએ જેમનાં ચર-**

**ણોને શોધ્યાં છે—જોવાની વાંછના કરી છે એવા સર્વ વ્યાપ્ત પ્રભુ.**

પ્રભુને અનેક સ્ત્રીજનો છે એમ જાણી, એમની સાથે પોતે એકલા એકકાલાવચ્છિન્ન સર્વનાં મંદીરોમાં નિવાસ કરી, વિલાસાદિ સર્વ ગૃહસ્થાશ્રમનાં કર્મો શી રીતે કરે છે ? એ ભગવલ્લીલાનો અનુભવ કરવા **નારદજી** ભગવાનની પટરાણીઓનાં જુદાં જુદાં નિવાસ ગૃહોમાં દાખલ થયા, અને સર્વત્ર પ્રભુને નાના પ્રકારના વ્યવસાયમાં વિરાજિત થયેલા નીહાળ્યા. એમ આ સ્કંધના ૬૯ મા અધ્યાયમાં દર્શાવેલું છે. તેને ઉદ્દેશી આ નામનો પ્રકાશ કરે છે.

**(૯૭૪) भक्तविक्षेपनाशकः ભક્ત નારદજીના ચિત્તવિક્ષેપને નાશ કરનાર.**

દરેક ભગવન્મંદીરમાં પ્રભુને વિવિધ કર્મમાં ગુંથાયેલા ભાળી, તેમની માયાનો વૈભવ તેમનું સામર્થ્ય અલૌકિક અચિંત્ય સમજી નારદજીના અંતઃકરણમાં કંઇ કંઇ તરંગો થવા લાગ્યા, અને આશ્ચર્યચકિત થઇ ગયા. તેથી નારદજીના ચિત્તમાં ઉત્પન્ન થયેલી વિક્ષેપતા —વિકલતાને આપ પ્રભુએ કૃપા કરી દૂર કરેલી છે. જેથી અહિં ભકતના ચિત્તની વિક્ષેપતાને નાશ કરનાર—દૂર કરનાર પ્રભુ એમ જણાવે છે.

**(૯૭૫) सदाचारैकानिलयः સત્પુરૂષોનો જે આચાર તે આચારના મૂળરૂપ સ્થાનરૂપ ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર.**

શિષ્ટ પુરૂષોનો શાસ્ત્રમાં જેવો આચાર માન્ય કરવામાં આવ્યો છે જેમકેઃ—"**ब्राह्मे मुहूर्ते चोत्थाय परब्रह्म विचिन्तयेत्** " " **अहरहः सन्ध्यामुपासीत** " ( ( બ્રાહ્મ મૂહુર્ત્તમાં ઉઠી પરબ્રહ્મનું ચિ

તન--ધ્યાન કરવું, તથા નિરંતર સંધ્યોપાસન કરવું ) વગેરે સત્પુરુષોના પરંપરા પ્રાપ્ત આચારોને માન્ય કરવા જોઇએ. આપ પ્રભુ સર્વ જગતના નિયંતા છતાં લોકસંગ્રાહાર્થ એ સર્વ આચારોને શાસ્ત્ર વિધિ પ્રમાણે પાલન કરી રહ્યા છે. માટે એમને આ સ્થાને શિષ્ટજનોનો આચારના સ્થાનરૂપ પ્રભુ એમ નામ દ્વારા વર્ણવ્યા છે.

(૯૭૫) **सुधर्माध्यासितासनः** દ્વારકાનગરમાં સ્થાપન કરેલી સુધર્માનામની રાજ સભાના મધ્યસ્થાનમાં જેમનું સિંહાસન સ્થાપન કરેલું છે એવા પ્રભુ.

**मू० जरासंधावरुद्धेनविज्ञापितनिजक्रमः ॥**
**मन्त्र्युद्धवादिवाक्योक्तप्रकारैकपरायणः ॥२२१॥**

( ૯૭૭ ) **जरासंधावरुद्धेनविज्ञापितनिजक्रमः** ૧ જરાસંધે દિગ્વિજયમાં જીતી લઇ જેમને બંદીખાને નાંખેલા છે તેવા રાજાઓએ જેમને પોતાનું દુઃખ વિશેષે કરી જણાવેલું છે એવા પ્રભુ, ૨ જરાસંધરાજાએ દિગ્વિજય કરી બંદીવાન્ બનાવી દીધેલા અનેક રાજાઓએ જેમને પોતાનું દુઃખ નિવેદન--અર્પણ કર્યું છે એવા શ્રી કૃષ્ણચંદ્ર.

(૯૭૮) **मन्त्र्युद्धवादिवाक्योक्तप्रकारैकपरायणः** મંત્રી--પ્રધાનપદમાં નિયત થયેલા ઉદ્ધવજી વગેરેના વાક્યોમાં કથન કરેલો ( મનુ બૃહસ્પતિ આદિના મતાનુસાર ) પ્રકાર જ જેમને સર્વોત્કૃષ્ટ રીતે આશ્રય કરવા યોગ્ય છે--માન્ય રાખવા લાયક છે એવા પ્રભુ

એક દિવસે ભગવાન શ્રીકૃષ્ણ સુધર્માસભામાં વિરાજિત થતાં જ જરાસંધે બંદીવાન્ બનાવેલા રાજાઓનો એકાંત દૂત આવ્યો,

અને ત્યાર પછી યુધિષ્ટિરની રાજસૂયયજ્ઞ કરવાની ઇચ્છાને વિદિત કરવા દેવર્ષિ નારદજી પણ પધાર્યા. તે બન્ને કાર્યો કરવાં યોગ્ય જ છે, તેમાં શી રીતે વર્તવું ? તે સંબધમાં રાજનીતિકુશળ ઉદ્ધવજીને પૂછવામાં આવ્યું, તેમણે દર્શાવેલા પ્રકાર પ્રમાણે જ આપ વર્ત્યા છે.' એમ આ સ્કંધના ૭૧ મા અધ્યાયમાં સ્પષ્ટ છે. તેથીજ અહિં ઉદ્ધવજીના વાક્યોમાં કહેલો પ્રકાર જ જેમને આશ્રય-માન્ય કરવા યોગ્ય છે એવા પ્રભુ શ્રી કૃષ્ણચંદ્ર એમ કહે છે.

## મૂ० राजसूयादिमखकृत् संप्रार्थितसहायकृत् ॥
## इन्द्रप्रस्थप्रयाणार्थमहत्संभारसंभृतिः ॥२२२॥

(૯૭૯) **राजसूयादिमखकृत् રાજસૂયાદિ યજ્ઞને સંપાદન કરનાર.**

રાજસૂયાદિ યજ્ઞોનું કર્મ એવું વિષમ છે કે;--ભગવદિચ્છાએ જ પાર પડી શકે છે, કેમકે સર્વ રાજાઓમાં જ્યારે બલથી ધનથી અને પ્રભાવથી વર્ચસ્વ--શ્રેષ્ઠત્વ હોય તોજ રાજસૂય યજ્ઞ થઇ શકે. યુધિષ્ઠિરરાજાને એ સર્વ પ્રતાપ અર્પણ કરનાર આપ જ છે. તેથી જ તેમને રાજસૂય યજ્ઞ સાધ્ય થયો છે એ નિ:સંશય છે. જેથી આપ રાજસૂયાદિ યજ્ઞને સંપાદન કરનાર પ્રભુ એમ નામ જણાવે છે.

(૯૮૦) **संप्रार्थितसहायकृत् પ્રાર્થના કરવાથી સહાય કરનાર. એવા પ્રભુ શ્રીકૃષ્ણ.**

પાંડવોની પ્રાર્થનાથી જ મહાબલવાન્ જરાસંધને વધ કરવાનો ઉપાય દર્શાવી આપે દિગ્વિજયમાં સહાય કરેલી છે. અર્થાત્ પ્રભુની કૃપા દૃષ્ટિથી જ સર્વત્ર પાંડવોનો દિગ્વિજય થયેલો છે. જેથી આ

સ્થાને પ્રાર્થના કરવાથી સહાય આપનાર પરમાત્મા એમ ઉપદેશે છે-પ્રતિપાદન કરે છે.

(૯૮૧) **इन्द्रप्रस्थप्रयाणार्थमहत्संभारसंभृतिः** પાંડવોની રાજધાની ઈન્દ્રપ્રસ્થ નગરીમાં પ્રયાણ કરવા—જવા માટે મહત્પુરૂષોને યોગ્ય મહારાજાઓને લાયક રત્નાદિ પદાર્થોની સામગ્રીનો જેમને સારી રીતે સંચય—સંગ્રહ છે એવા **શ્રી પુરુષોત્તમ.**

## मू० जरासंधवधव्याज—मोचिताशेषभूमिपः ॥
## सन्मार्गबोधको यज्ञक्षितिवारणतत्परः ॥२२३॥

(૯૮૨) **जरासंधवधव्याजमोचिताशेषभूमिपः** જરાસંધના વધ—નાશને ઉદ્દેશી બંદીખાનામાંથી અનેક રાજાઓને મુક્ત કરનાર.

બ્રાહ્મણોનો વેશ ગ્રહણ કરી **ભીમ**સેન અને **અર્જુન** સાથે **જ**રાસંધના નગરમાં પ્રવેશ કરી તેની સામે ભોક્ષામાં દ્વંદ્વયુદ્ધ માંગ્યું. **અને ભીમ**સેનદ્વારા યુક્તિ પૂર્વક તેનો વિનાશ કર્યો. જેથી બંદીવાન્ બનેલા અનેક નૃપતિઓ મુક્ત થઇ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. એમ આ સ્કંધના ૭૧ મા અધ્યાયમાં સ્પષ્ટ છે. માટે જરાસંધના વધદ્વારા રાજાઓને છોડાવનાર.

[૯૮૩] **सन्मार्गबोधकः સન્માર્ગ—ભક્તિમાર્ગનો** ઉપ**દેશ કરનાર,**

બંદીખાનામાંથી મુક્ત કરેલા રાજાઓને સન્માર્ગ એટલે ભકિત માર્ગનો બોધ આપે આપેલો છે જેથી અહિં "સન્માર્ગ બોધક" **એવા પ્રભુ એમ કથન કરે છે.**

(૯૮૪) **यज्ञक्षितिवारणतत्परः** ૧ યજ્ઞ મંડપમાંના ઋત્વિજો-યજ્ઞ કરનારા બ્રાહ્મણોને વરણ કરવામાં-યજ્ઞ સંબંધી કાર્યોની યોજના

કરવામાં તત્પર—સાવધાન રહેનાર, ૨ યજ્ઞની ક્ષિતિ—દૂષણને નિવારણ કરવામાં તત્પર—કુશળ.

યજ્ઞોમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે, તેમ દ્રવ્યના અભાવને લીધે અનેક દૂષણો પણ આવે છે. તે સર્વને સારી રીતે સુધારી દ્રવ્ય પૂર્તિ કરવી એ કાર્યો સંપાદન કરવા પ્રભુજ સમર્થ છે. એવા મહાન્ કર્મો સાધવામાં પ્રભુની કૃપા આવશ્યક છે. યુધિષ્ટિર રાજાના રાજસૂયયજ્ઞમાં પ્રભુ કૃપાના બલથીજ તે સર્વ કાર્યો સિદ્ધ થયાં હતાં તેજ આ નામથી જણાવે છે.

## મૂ૦ शिशुपालहतिव्याज–जयशापविमोचकः ॥
## दुर्योधनाभिमानाब्धिशोषबाणवृकोदरः ॥२२४॥

(૯૮૫) शिशुपालहतिव्याज–जयशापविमोचकः શિશુપાલના નાશનું નિમિત્ત લેઇ વિષ્ણુદૂત જયના શાપને મુક્તિ આપનાર શ્રીકૃષ્ણચંદ્ર.

સનકાદિક મુનિઓએ ભગવાન્ વિષ્ણુના પાર્ષદો–દ્વારપાલોને જય વિજય નામથી પ્રસિદ્ધ ગણાય છે તેમને શાપ આપેલો છે. તેમાંના જય ત્રિજા જન્મમાં શિશુપાલ થઇ અવતરેલા છે. તે પોતાના ભક્ત છે. માટે તેમનો ઉદ્ધાર કરવાને જ પ્રભુએ શિશુપાલનો નાશ કરેલો છે. નહિ કે તેના દુર્વચનથી પીડા પામી–ક્રોધીબની નાશ કરેલો છે. સર્વાંતર્યામી પ્રભુ સર્વનું સર્વ સ્થલે કલ્યાણ જ કરે છે, તેમને કોઇનું પણ અનિષ્ટ કરવામાં પ્રયોજન નથી. તો પછી ભક્તનું કયાંથી અનિષ્ટ કરે. પ્રથમ શાપ સંબંધી સર્વ હકીકત આવી ગઇ હોવાને લીધે વિશેષ સૂચન કરતા નથી.

(૯૮૬) दुर्योधनाभिमानाब्धिशोषबाणवृकोदरः દુર્યોધનરાજાના અભિમાન રૂપ સમુદ્રને અથવા દુર્યોધનરૂપ અભિમાનના સાગરને શોષણ કરવા માટે વૃકોદર—**ભીમસેન** જેમને બાણ રૂપ છે. એવા પ્રભુ **શ્રીપુરુષોત્તમ.**

દુર્યોધનને મયદાનવે રચેલી દિવ્ય સભામાં જલ સ્થાને સ્થલની ભ્રાંતિ થઇ. એટલે ભીમસેન પ્રભૃતિએ તેમનું અંધ પુત્ર વગેરે કહી ઉપહાસ્ય કર્યું, જેથી છત્રપતિ દુર્યોધનને ઘણુંજ વિષમ લાગ્યું એ કથાને ઉદ્દેશી અહિં ઉપર પ્રમાણે ભગવન્નામ પ્રતિપાદન કરે છે.

## मू० महादेववरप्राप्त–पुरशाल्वविनाशकः ॥
## दन्तवक्त्रवधव्याज–विजयाघौघनाशकः॥२२५॥

(૯૮૭) **महादेववरप्राप्तपुरशाल्वविनाशकः** ૧ મહાદેવના વરદાનથી જેણે પુર-સૌભનામના વિમાનને મેળવ્યું છે તેવા **શાલ્વ** રાજાને નાશ કરનાર. ૨ મહાદેવના વરદાન અને સૌભવિમાન જેને પ્રાપ્ત થએલું છે, તેવા શાલ્વ રાજાનો વિશેષે કરી નાશ કરનાર ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર.

(૯૮૮) **दन्तवक्त्रवधव्याजविजयाघौघनाशकः** દંતવક્ત્ર રાજાના વધ કરવાના મિષથી—નિમિત્તથી વિજય નામના વૈકુંઠ પ્રભુના દ્વારપાળના પાપ સમુદાયને નાશ કરનાર પ્રભુ.

**જય** અને **વિજય** નામના દ્વારપાલોમાંથી **વિજય** પોતાના ત્રિજા જન્મમાં દન્તવક્ત્ર થયા હતા. અહિં પણ બ્રાહ્મણના શાપરૂપ પાપ સમુદાયનો નાશ કરવાના હેતુથીજ દંતવક્ત્રનો નાશ કરેલો છે. માટે તે નિમિત્તથી વિજયના પાપ સમૂહને નાશ કરનાર પ્રભુ એમ કહે છે.

मू० विदूरथप्राणहर्त्ता न्यस्तशस्त्रार्थविग्रहः ॥
उपधर्मविलुप्ताङ्ग—सूतघाति वरप्रदः ॥२२६॥

(૯૮૯) **विदूरथप्राणहर्त्ता** દંતવક્ત્રના ભાઇ વિદૂરથના પ્રાણને હરણ કરનાર શ્રી હરિ.

(૯૯૦) **न्यस्तशस्त्रार्थ विग्रहः** ૧ પોત પોતાના સ્થાનમાં સ્થાપન કર્યાં છે શસ્ત્ર તથા અસ્ત્ર જેમણે એવા દેહધારી પ્રભુ. ૨ શસ્ત્ર તથા અસ્ત્રવડે થતા યુદ્ધને ત્યાગ કરનાર પ્રભુ **શ્રીકૃષ્ણચંદ્ર.**

વિદૂરથનો નાશ કર્યા પછી ભગવાન્ **શ્રી** કૃષ્ણને કોઇ સાથે યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી એમ શ્રીમદ્ ભાગવતમાં સ્પષ્ટ જણાય છે. માટે ત્યાર પછી આપે શસ્ત્ર અસ્ત્રથી યુદ્ધ નહિ કરવું એમ નિશ્ચય કરેલો. એટલાજ માટે અહિં શસ્ત્ર અસ્ત્રથી થતા યુદ્ધનો ત્યાગ કરનાર પ્રભુ એવા અર્થ સૂચક નામની પ્રેરણા શ્રીમદાચાર્ય ચરણે, કરેલી છે.

(૯૯૧) **उपधर्मविलुप्ताङ्गसूतघाति સ્વધર્મથી રહિત ગૌણ ધર્મથી થયેલા પાપ વડે જેમનું અંગલીપ્ત-વ્યાપ્ત બનેલું છે એવા સૂતપુરાણીને મારવાના સ્વભાવવાળા પ્રભુ.**

પોતાનો જે ધર્મ છે, તેથી કોઇ અન્યધર્મનો આશ્રય કરી તે પ્રમાણે વર્ત્તવું એને ઉપધર્મ કહેવામાં આવે છે. એ ઉપધર્મ મુખ્ય ધર્મથી ગૌણ મનાય છે. સૂતપુરાણી સંકર જાતીના હોઇ શૂદ્ર છે, જેથી બ્રહ્માસન ઉપર વિરાજી વકતૃત્વ કરવાનો એમનો અધિકાર નથી. છતાં બ્રહ્માસન પર બેશી વક્તા બનેલા છે. એ ગૌણ ઉપધર્મનું આચરણ એમણે કરેલું છે. વળિ બલદેવજી ત્યાં પધાર્યા, તેમને નીહાળતા છતાં પણ ઉઠી ઉભા થઇ સૂતપુરાણીએ સત્કાર

કર્યો નહિ કારણ કે વક્તૃત્વના—બ્રહ્મત્વના અભિમાનમાં હતા. તેમના તેવા પાપને જાણી ભગવાને બલદેવજીદ્વારા તેમનો નાશ કરેલો છે. એ કથાને ઉદ્દેશી આ નામને પ્રકટ કરે છે.

(૯૯૨) **वरप्रदः વરદાનને અર્પણ કરનાર.**

સૂતપુરાણિકનો નાશ કર્યા પછી શૌનકાદિ ઋષિઓના યજ્ઞની સમાપ્તિ કરવા માટે સૂત પુરાણીને બદલે તે વક્તૃત્વના સ્થાનપર બલદેવજીએ તેમના પુત્રને સ્થાપન કર્યો. અને ચિરંજીવ રહેવાનું વરદાન આપી પુરાણ કહેવાનો અધિકાર આપ્યો છે. આ પ્રમાણે સૂતપુરાણીને હણી તેમના પુત્રને પુરાણ કથન કરવાનું તથા ઋષિઓના યજ્ઞને સમાપ્ત કરવાનું વરદાન બલદેવજીદ્વારા આપનાર આપ પ્રભુ છે. જેથી અહિં "**वरप्रदः**" એમ શ્રીપુરુષોત્તમનું નામ જણાવે છે.

## મૂ० बल्वलप्राणहरणपालितर्षिश्रुतिक्रियः ॥
## सर्वतीर्थाघनाशार्थतीर्थयात्राविशारदः ॥२२७॥

(૯૯૩) **बल्वलप्राणहरणपालितर्षिश्रुतिक्रियः** ઇલ્વલ દૈત્યના પુત્ર બલ્વલ દૈત્યના પ્રાણને હરણ કરી અર્થાત્ બલદેવજીદ્વારા તેને મારી ઋષિઓની શ્રુતિઓ—વેદોમાં પ્રતિપાદન કરેલી ક્રીયાઓને રક્ષણ કરનાર શ્રી પુરુષોત્તમ—**શ્રીકૃષ્ણચંદ્ર.**

(૯૯૪) **सर्वतीर्थाघनाशार्थतीर्थयात्राविशारदः સકલ તીર્થોનાં પાપને નાશ કરવા સારૂં તીર્થયાત્રા કરવામાં ચતુર-કુશલ એવા શ્રી હરિ—શ્રીકૃષ્ણ.**

તીર્થોમાં અનેક પાપીજનો પોતાના પાપોને દૂર કરવા આવી

સ્નાનાદિક ક્રિયાઓ કરે છે. તેથી ઘણા કાલ સુધી એમ બનવાથી તીર્થોપણ દૂષિત બને છે—પાપ યુક્ત થાય છે. એટલે તેવાં તીર્થોનાં પાપને વિદારણ કરવા, તેને પવિત્ર કરવા આપ પ્રભુ પણ તીર્થયાત્રા કરે છે. બલદેવજીદ્વારા આપે જ સર્વ તીર્થાટન કરેલું છે. બલદેવજી, સંકર્ષણ પરમાત્માનું સ્વરૂપ છે અને સંકર્ષણ પોતે સાક્ષાત્ શ્રી કૃષ્ણ ભગવાનનુંજ સ્વરૂપ છે. એટલે તીર્થયાત્રા કરનાર બલદેવજી છે, છતાં અહિંઆં તીર્થયાત્રા કરવામાં વિશારદ આપ શ્રીકૃષ્ણજ છે. એમ નામનું કથન કરી પ્રતિપાદન કરે છે, એ વાસ્તવિકજ છે.

## મૂ० ज्ञानाक्रिया–विभेदेष्टफलसाधनतत्परः ॥
## सारथ्यादिक्रियाकर्त्ता भक्तवश्यत्वबोधकः॥२२८॥

(૯૯૫) **ज्ञानक्रियाविभेदेष्टफलसाधनतत्परः ज्ञान અને ક્રિયા (કર્મ) એ બન્ને ભેદોવડે–માર્ગવડે પામવા યોગ્ય જે ફલ તેને તેતે માર્ગ પ્રમાણે વર્તનારાઓને તેવે પ્રકારે સાધનમાં અર્થાત્ તે તે ફલને પ્રાપ્ત કરવામાં તત્પર–સમર્થ એવા પ્રભુ.**

શુભ અને અશુભ સર્વ કર્મો જ્ઞાનનિષ્ઠ થતાં નષ્ટ થઇ જાય છે. એમ સર્વત્ર પ્રસિદ્ધ છે, ભગવાન્ બલદેવજી સંપૂર્ણ જ્ઞાનવાન્ છે માટે ભગવદ્ ભક્તિમાં નિષ્ઠાવાન્ છે. તેમને તીર્થયાત્રા વગેરે કર્મમાં આધીન બનવાની કાંઇ પણ આવશ્યકતા નથી. પરંતુ જ્ઞાનમાં અનધિકારી ઋષિઓને કર્મોમાંજ અતિષય શ્રદ્ધા ઉત્પન્ન કરવા આપે તીર્થાટનાદિ કર્મો સ્વીકારેલાં છે. જેથી જ્ઞાન તથા કર્મ બન્નેને આપ પ્રતિપાદન કરનાર છે. જેવો જેવો જેનો અધિકાર છે, તેને તેવાં તેવાં ફલો પ્રાપ્ત કરવામાં ભગવાન્ સહાયવાન્ થાય છે. તેજ આશયને આ નામ પ્રતિપાદન કરે છે–સૂચવે છે.

(૯૯૬) सारथ्यादिक्रियाकर्त्ता અર્જુનની સારથ્યાદિ ક્રિયા કરનાર ભગવાન્ હરિ.

(૯૯૭) भक्तवश्यत्वबोधकः હું ભક્તને વશ-આધીન્ છું એમ બોધ કરનાર.

અર્જુનનું સારથીપણું કરવું તથા બલદેવજીનો અભિપ્રાય દુર્યોધનનો નાશ થવામાં ન હતો, છતાં ભક્તજનોનું પ્રિય કરવા દુર્યોધનનો નાશ કરવામાં આપે અનુમતિ આપી એટલુંજ નહિ પરંતુ ભીમસેનદ્વારા આપેજ દુર્યોધનનો નાશ કર્યો. એમ કરીને બલદેવજીને "હું ભક્ત વશ છું" એમ દર્શાવી આપ્યું છે. જેથી અહિં ભક્તાધીનતાનો બોધ કરનાર એવા પ્રભુ એમ કથન કરે છે. (૯૯૬ અને ૯૯૭ એમ બન્ને નામો પાંડવોમાં પોતાનો પક્ષપાત દર્શાવનારાં દુર્યોધનના યુદ્ધ પ્રસંગના સમયને સૂચવનારાં છે.)

## मू० श्रीदामारंकभार्यार्थ–भूम्यानीतेंद्रवैभवः ॥
## रविग्रहनिमित्ताप्तकुरुक्षेत्रैकपावनः ॥२२९॥

(૯૯૮) श्रीदामारंकभार्यार्थभूम्यानीतेन्द्रवैभवः પોતાની સાથે સાંદીપિનિ ગુરુને ત્યાં અભ્યાસ કરનાર પરમદરિદ્રી સુદામા નામના બ્રાહ્મણની પત્ની—સ્ત્રીને માટે ઇંદ્રના દિવ્ય વૈભવને ભૂમિમાં લાવનાર પરમ કૃપાનિધિ શ્રી કૃષ્ણચંદ્ર.

(૯૯૯) रविग्रहनिमित्ताप्तकुरुक्षेत्रैकपावनः ૧ સૂર્યગ્રહણનાં નિમિત્તવડે પ્રાપ્ત થયેલા કુરૂક્ષેત્રને પવિત્ર કરનાર. ૨ સૂર્યગ્રહણને ઉદ્દેશી જેમણે કુરૂક્ષેત્રને પવિત્ર કર્યું છે. એવા ભગવાન્ શ્રીપુરુષોત્તમ.

**મૂ० नृपगोपीसमस्तस्त्रीपावनार्थाखिलक्रियः ॥**
**ऋषिमार्गप्रतिष्ठाता वसुदेवमखक्रियः ॥२३०॥**

(૧૦૦૦) **नृपगोपीसमस्तस्त्रीपावनार्थाखिलक्रियः** યુધિષ્ઠિર આદિરાજાઓ, ગોપીજનો અને બીજી સમસ્ત સ્ત્રીયો માટે પવિત્ર કરવાને સ્નાનાદિ સંપૂર્ણ ક્રિયાઓ જેમની છે એવા પ્રભુ **શ્રીકૃષ્ણ.**

સૂર્યગ્રહણ નિમિત્ત કુરૂક્ષેત્રમાં પધારવાનું, અને ત્યાં સ્નાનાદિક સકલ ક્રિયાઓ કરવાનું ભગવાનને મુખ્ય કારણ ભકતોને દર્શન આપી. તેમના ઉપર અનુગ્રહ કરવો એજ છે. તેજ તાત્પર્યનું આ નામ સૂચન કરે છે.

(૧૦૦૧) **ऋषिमार्गप्रतिष्ठाता** ૧ ઋષિયો—દ્વૈપાયનાદિઓએ કહેલા માર્ગમાં—સિદ્ધાન્તમાં પોતાની સ્થિતિ કરનાર. ૨ ઋષિઓના માર્ગમાં રહેનાર અર્થાત્ મુનિઓએ દર્શાવેલા સિદ્ધાન્ત પ્રમાણે વર્ત્તન કરનાર ભગવાન્ **શ્રીકૃષ્ણ.**

પ્રભુ સર્વતંત્ર સ્વતંત્ર છે. આપનું મુનિજનોના માર્ગમાં અનુસરણ એ સર્વ લોક સંગ્રહાર્થ છે. મુનિયો—ઋષિયોદ્વારા સિદ્ધાન્તોને પ્રવર્ત્તાવનાર આપજ છે. માટે તે સિદ્ધાન્તો પ્રમાણે સર્વ અનુસરે એટલા માટેજ આપ પણ તેવા માર્ગ—સિદ્ધાન્તને અનુસરે છે, અનુમોદન આપે છે. સર્વને તેમ વર્ત્તન કરવાની સૂચના કરે છે. તેથીજ અહિં ઋષિઓના સિદ્ધાન્તમાં રહેનાર પ્રભુ એમ ઉપદેશે છે.

(૧૦૦૨) **वसुदेवमखक्रियः** વસુદેવના મખ-યજ્ઞની ક્રિયાઓ જેમની છે અથવા જેમનાથી તે ક્રિયાઓ થઇ રહેલી છે એવા **પ્રભુ.**

ભગવાન્ **શ્રીકૃષ્ણ** સ્વયં યજ્ઞરૂપ છે (પ્રથમ તત્સંબંધી વિવેચન થઇ ગયું છે.) તો પછી તે યજ્ઞની સકલ ક્રિયાઓ આપની હોય,

અને પોતાના આધારથી ચાલી રહી હોય, એમાં શું આશ્ચર્ય છે? માટેજ આ નામમાં વસુદેવની યજ્ઞક્રિયાઓનું સ્વામીત્વ પ્રભુમાં યોજે છે.

**मू० वसुदेवज्ञानदाता देवकीपुत्रदायकः ॥**
**अर्जुनस्त्रीप्रदाता च बहुलाश्वस्वरूपदः ॥२३१॥**

(૧૦૦૩) **वसुदेवज्ञानदाता** દ્વૈપાયનાદિ મુનિઓ દ્વારા વસુદેવજીને પોતાના સંબંધી જ્ઞાનને અર્પણ કરનાર ભગવાન્ શ્રી **વાસુદેવ.**

ભગવાન્ શ્રીકૃષ્ણુપર વસુદેવજીને પુત્રવાત્સલ્ય પ્રેમ હતો જેથી પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન તેમને થવામાં પુત્ર પ્રેમ બાધ રૂપ થાય, માટે આપે દ્વૈપાયન (વ્યાસ) નારદાદિ દ્વારા નિજરૂપ સંબંધી ઉત્તમ જ્ઞાન પોતાના પિતા વસુદેવજીને આપેલું છે.

(૧૦૦૪) **देवकीपुत्रदायकः દેવકીજીના પુત્રોને અર્પણ કરનાર.**

કંસરાજાએ દેવકીજીના પ્રથમ પ્રકટ થયેલા કીર્ત્તિમત્ આદિ છ પુત્રોને નષ્ટ કર્યા હતા. જ્યારે શ્રીકૃષ્ણ સ્વયં ભગવાન્ છે એમ દેવકીજીને દૃઢ રીતે સમજવામાં આવ્યું, ત્યારે તે છ બાલકોને નિરીક્ષણ કરવાની શ્રીકૃષ્ણને માગણી કરી એટલે આપે તે કીર્ત્તિમત્ વગેરે છએ બાલકોને **ભૂમાનારાયણ** પાસેથી લાવી તેમને સ્વાધીન કર્યા અને પછીથી તેમનો મોક્ષ થયેલો છે. એ આ સ્કંધના ૮૫ મા અધ્યાયમાં સ્પષ્ટ છે. જેથી અહિં **શ્રી** દેવકીજીને પુત્રો આપનાર **પ્રભુ** એમ કહે છે.

(૧૦૦૫) **अर्जुनस्त्रीप्रदाता** પોતાનાં વડીલબંધુ બલદેવજી વગેરેને શાંત પાડી નિજસખાભક્ત અર્જુનને સ્ત્રી-પોતાના બ્હેન સુભદ્રા પ્રકર્ષ—ઉત્તમ રીતે અર્પણ કરનાર ભગવાન્ શ્રીપુરુષોત્તમ.

(૧૦૦૬) **बहुलाश्वस्वरूपद:** મિથિલા નગરીમાં નિવાસ કરનાર પોતાના ભક્ત બહુલાશ્વરાજાને ઘેર જઈ નિજ સ્વરૂપનું દર્શન આપનાર પરમ કૃપાળુ પ્રભુ **શ્રીકૃષ્ણચંદ્ર.**

## મૂ० श्रुतदेवेष्टदाता च सर्वश्रुतिनिरूपितः ॥
## महादेवाद्यतिश्रेष्ठो भक्तिलक्षणानिर्णयः ॥२३२॥

(૧૦૦૭) **श्रुतदेवेष्टदाता** પોતાના એકાંત પરમભક્ત શ્રુતદેવ નામના બ્રાહ્મણને નિજ દર્શન રૂપ ઇષ્ટ વસ્તુને તથા મનોવાંછના પ્રમાણે અર્પણ કરનાર દયાનિધિ **શ્રીકૃષ્ણ.**

(૧૦૦૮) **सर्वश्रुतिनिरूपकः** ૧ સર્વ શ્રુતિ—વેદોએ પોતાના સામર્થ્ય પ્રમાણે જેમનું નિરૂપણ—સ્તુતિગાન કર્યું છે એવા. ૨ સકલ શ્રુતિગણો વડે પ્રતિપાદિત પૂર્ણ પુરુષોત્તમ **શ્રી કૃષ્ણચંદ્ર.**

" **वेदैश्चसर्वैरहमेववेद्यः** " ( સકલ વેદો વડે હુંજ જાણવા યોગ્ય છું ) એમ આપ શ્રીમુખથી અર્જુનજીને ઉપદેશ કરે છે. એટલે નિખિલ નિગમ–વેદોમાં નિરૂપણ કરવામાં આવેલી મુખ્ય વસ્તુ તે આપ શ્રીકૃષ્ણજ છે. અન્ય નહિ. ભગવાનના પારને પામવામાં "સ્વયં શ્રુતિઓપણ સમર્થ નથી, પછી અન્ય તો કયાંથીજ હોય ? ભગવતી શ્રુતિ વર્ણવે છે કે:—" **प्रतत्ते अद्य शिपिविष्ट नामार्यः शंसामि वयुनानि विद्वान् । तं त्वा गृणामि तव समतवीयान् क्षयंतमस्य रजसः पराक इति** " ( હે શિપિવિષ્ટ ! હે વિષ્ણો ! લોકમાં અને વેદોમાં પ્રસિદ્ધ એવા આપના નામની હું પ્રશંસા કરૂં છું. તમેજ મ્હારા સ્વામી છો, જ્ઞાન પ્રાપ્ત કરવાના ઉપાયોને જાણવા વાળા છો, વિદ્વાન છો, માટે હું સ્તુતિ કરૂં છું. હું તો ક્ષુદ્ર જીવ માત્ર

છું, અને આપ તો સર્વથી મહાન્ છો, આ લીલાત્મક પ્રપંચથી પર ગૂઢ રૂપે રહેલા છો. તેથી હું આપના અગણિત ગુણગણુ મહિમાને સ્તવન કરવા પ્રવૃત્ત થયેલો છું.) " **न ते महित्वमाश्रुवन्ति** " (આપના અપાર મહિમાને કોઇ પણ શ્રવણુ કરી શકતા નથી.) " **उभे ते विद्मरजसी०** " " **यतो वाचो निवर्त्तन्ते०** " ગીતા. **मां तु वेद न कश्चन०** ઇત્યાદિ અનેક શ્રુતિ સ્મૃતિઓમાં ભગવાનનો અપાર મહિમા—પ્રભાવ વર્ણવેલો છે.

પાછળ ૫૪ પૃષ્ઠમાં " **गूढात्मा सर्ववेदेषु** " એ ૪૭ મા નામમાં વિસ્તૃત રીતે આ વિષય આવી ગયેલો હોવાથી અત્રે આટલેથીજ વિરામ પામીયે છીયે.

આ સ્કંધના ૮૭ મા અધ્યાયમાં **जयजयजह्यजामिति०** એ શ્લોકોમાં ગોપાંગનારૂપ શ્રુતિગણોએ ભગવાનનો અગણિત ગુણુ ગણુ મહિમા સ્પષ્ટ રીતે કથન કરેલો છે. જેથી અહિં પોતાના સામર્થ્ય પ્રમાણે—સ્વશકત્યનુસાર શ્રુતિ ગણો જેમનું નિરૂપણુ કરે છે. એવા પ્રભુ એમ કહે છે.

(૧૦૦૯) **महादेवाद्यतिश्रेष्ठः** મહાદેવ જેવાં મુખ્ય છે એવા બ્રહ્માદિ દેવોથી પણુ અત્યન્ત શ્રેષ્ઠ—વિશેષ પ્રશંસનીય એવા પ્રભુ શ્રીકૃષ્ણ.

ભૃગુઆદિ મુનિઓએ સર્વથી શ્રેષ્ઠ કોણુ દેવ છે? એ સંબંધનો નિર્ણય કરતાં સર્વોત્તમ પણું ભગવાનમાં જ સિદ્ધ કરેલું છે. એમ આ સ્કંધના ૮૯ મા અધ્યાયમાં સ્પષ્ટ જણાવેલું છે. જેથી અહિં મહાદેવાદિ સકલ દેવોમાં શ્રેષ્ઠ એવા પ્રભુ શ્રી કૃષ્ણુ, એમ ભગવન્નામને પ્રતિપાદન કરે છે.

(૧૦૧૦) **भक्तिलक्षणनिर्णयः ભક્તિનાં લક્ષણોનો નિર્ણય જેમનાથી છે એવા પ્રભુ.**

ભગવદનુગ્રહરૂપા ભક્તિનાં લક્ષણોનો નિર્ણય-સિદ્ધાન્ત આપનાથીજ થાય છે. આપ જેને અનુગ્રહ કરવાની ઇચ્છા કરે છે. તેનીં લૌકિક ઉપર રૂચિ કરાવનાર ધનાદિ સાધનોને આપ હરી લે છે. અને પોતાના તરફ તેના અન્તઃકરણનું આકર્ષણ કરે છે. જેથી ભગવત્કૃપાપાત્ર બનેલા ભક્તને ભક્તિનાં સંપૂર્ણ લક્ષણો સાધ્ય થાય છે. ભગવાનની પૂર્ણ કૃપા વિના તેવાં ભક્તિનાં ચિહ્નો પ્રાપ્ત કરવાં એ અશક્ય છે. માટે અહિં ભક્તિનાં લક્ષણો—ચિહ્નોનો નિર્ણય જેમનાથી છે એવા પ્રભુ એમ કથન કરે છે.

**મૂ० वृकग्रस्तशिवत्राता नानावाक्यविशारदः ॥**
**नरगर्वविनाशार्थहतब्राह्मणबालकः ॥२२३॥**

(૧૦૧૧) **वृकग्रस्तशिवत्राता** શકુનિપુત્ર વૃક—ભસ્માસુર દૈત્ય વડે પીડા યુક્ત બનેલા **શં**કર પ્રભુને રક્ષણ કરનાર ભગવાન્ **શ્રીકૃષ્ણ.**

કેટલાક "ભગવાને મોહિનીરૂપ ધારણ કરી વૃકાસુરને છેતરી નાશ કરી **શ્રી** શંકરનું રક્ષણ કર્યું છે, એમ કહે છે. પરંતુ આ સ્કંધના ૮૮ અધ્યાયમાં તો ભગવાને બ્રાહ્મણ બટુકનું સ્વરૂપ ધારણ કરી, ભસ્માસુરને પોતાની માયામાં મોહ પમાડી ભસ્મીભૂત કરેલોછે અને મહાદેવનું રક્ષણ કર્યું છે. એમ સ્પષ્ટ જણાવે છે. વાસ્તવિક રીતે જોતાં એજ યોગ્ય છે.

(૧૦૧૨) **नानावाक्यविशारदः અનેક પ્રકારના વાક્ય બોલવામાં વિશારદ.**

યુક્તિ, પ્રયુક્તિ પૂર્વક વિવિધ રીતે વચન ચાતુર્યનો પ્રકાશ કરી, વાણી બોલવામાં કુશલતા કરનાર વાણીપતિ આપ શ્રી પુરુષોત્તમ શિવાય અન્ય કોણ સમર્થ હોય! એવા સુંદર વાક્ચાતુર્ય વડે ભસ્માસુરને ભસ્મીભૂત કરી ભસ્મધારી શંકરનું આપે ગૌરવ સાચવેલું છે. જેથી અહિં નાના પ્રકારના વાક્ય બોલવામાં વિશારદ—ચતુર પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર એમ કહે છે.

(૧૦૧૩) **नरगर्वविनाशार्थहृतब्राह्मणबालकः** નર—અર્જુનજીને થયેલા ગર્વનો નાશ કરવા માટે બ્રાહ્મણના બાલકોને હરણ કરનાર ભગવાન્ **શ્રીકૃષ્ણ.**

( દ્વારકાનગરમાં નિવાસ કરનાર એક બ્રાહ્મણની પત્નીને બાલક અવતરી તરતજ મરીજતાં હતાં, તે મરેલાં બાલકનું શબ લઇ તે બ્રાહ્મણ રાજસભામાં ભગવાન્ શ્રીકૃષ્ણ પાસે આવી ઘણોજ તિરસ્કાર આપતો હતો. એ પ્રમાણે તેનાં નવ બાલકો મરણ શરણ થઇ ગયાં. નવમું મરેલું બાલક લેઇ જ્યારે સભામાં પ્રવેશ કરી શ્રી કૃષ્ણને ધીટ્કાર કરવા લાગ્યો, ત્યારે તે સમયે ત્યાં પોતાના બલનું મહાન્ ગર્વ ધારણ કરતા અર્જુન ત્યાં બેઠેલા હતા. તેમણે સર્વ યાદવોના સામર્થ્યનો તિરસ્કાર કરી બ્રાહ્મણના બાલકનું રક્ષણ કરવાનું પોતે માથે લીધું. અને પુનઃ એવો પ્રસંગ આવે તો મ્હને જણાવવું, એટલે હું બાલકનું રક્ષણ કરીશ. જો મ્હારાથી તેમ નહિ થઇ શકે તો અગ્નિમાં પ્રવેશ કરી બળી મરીશ. આવી અર્જુનની દૃઢ પ્રતિજ્ઞા જાણી, તેમના પર વિશ્વાસ લાવી, બ્રાહ્મણ દશમી વખતે બાલક પ્રસવનો પ્રસંગ પ્રાપ્ત થતાં, અર્જુનને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં અર્જુને પ્રસૂતિના સ્થાનને શરપંજરથી—બાણનું પાંજરૂં

બનાવી વાયુ પણ પ્રવેશ ન કરી શકે તેવું બનાવ્યું, પરંતુ આ સમય બાલક પ્રસવથતાંની સાથેજ દેહસહિતજ ઉડી ગયું. પ્રથમ તો માત્ર જીવજ જતો હતો. આમ થવાને લીધે અર્જુનજીનો મહાન્ અભિમાન ગલિત થઇ ગયો. ) એ આ સ્કંધના ૮૯ મા અધ્યાયના પ્રસંગને અનુસરી આ નામ પ્રકટ કરેલું છે.

## મૂ० लोकालोकपरस्थानस्थितबालकदायकः ।। द्वारकास्थमहाभोग-नानास्त्रीरतिवर्द्धनः॥२३४॥

(૧૦૧૪) लोकालोकपरस्थानस्थितबालकदायकः લોકાલોક પર્વતથી પણ પર-આગળ એવા સ્થાનમાં રહેલા બાળકને લાવી આપનાર **શ્રીકૃષ્ણ.**

અનેક પ્રયાસ કરવા છતાં બાળકની પ્રાપ્તિ ન થઇ, ત્યારે અર્જુને અગ્નિમાં પ્રવેશ કરી બળી મરવા માંડયું. એટલે તેનું રક્ષણ કર્યા અને બ્રાહ્મણને શાંત પમાડવા પ્રભુએ હરાયેલા બ્રાહ્મણના શિશુને, લોકાલોક નામક સ્થાનથી પર રહેલા સર્વોત્તમ ભગવત્સ્થાનમાંથી લાવી બ્રાહ્મણને અર્પણ કર્યો. આ પ્રમાણે પ્રભુના પ્રભાવને પ્રત્યક્ષ કરી અર્જુને પોતાના અન્તઃકરણમાં નિશ્ચય કર્યું કે:-સર્વથા વિશેષ પ્રભાવશીલ સમર્થ ભગવાન્ શ્રીકૃષ્ણ જ છે. લોકના અનુગ્રહ માટે દૈવીજીવોનો ઉદ્ધાર કરવાનેજ આપ ભૂતલપર પધારે છે. એ આપ સર્વ સમર્થ પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણચંદ્રની લીલામાત્રજ છે.

(૧૦૧૫) द्वारकास्थमहाभोगनानास्त्रीरतिवर्द्धनः ૧ દ્વારકાનગરીમાંના મહાવૈભવને માટે વિવિધ પ્રકારની વનિતાઓમાં રતિ—કામકેલિસંબંધી પ્રીતિને વધારનાર ભગવાન. ૨ દ્વારકાનગરનો મહાન્

વૈભવ નાના પ્રકારની સ્ત્રીયોમાં રતિ–પ્રીતિ વધારનાર જેમનાથી છે એવા પ્રભુ શ્રીકૃષ્ણચંદ્ર.

## મૂ० मनस्तिरोधानकृतव्यग्रस्त्रीचित्तभावितः

........................................ ॥ ॥

(१०१६) **मनास्तिरोधानकृतव्यग्रस्त्रीचित्तभावितः** મનોવૃત્તિનું તિરોધાન–હરણ–આકર્ષણ થવાને લીધે વ્યગ્ર—વિહ્વલ બનેલી નિજ પત્નીઓએ પોતપોતાના અંતઃકરણમાં ભાવના કરતા અર્થાત્ જેમ સ્ફુરણ થાય તેમ કલ્પના કરતા એવા ભગવાન્ શ્રીકૃષ્ણ,

ભગવાનના પ્રેમમય મધુર ભાષણોથી, દૃઢ આલિંગનથી જેમની મનોવૃત્તિઓ ભગવન્મયજ બની ગઇ છે એવાં ભગવાન્નાં પટરાણીઓ નિરંતર મધુર આલાપથી પ્રભુમાં વિવિધ ભાવનાઓ કરી તેમનાં યશોગાન વિહ્વલ બની બની ઉન્મત્તવત્–જડવત્ ગાયાજ કરે છે. આ સ્કંધના ૯૦મા અધ્યાય " कुररि ! विलपसित्वं०" ત્યાંથી આરંભી " हंस ! स्वागमअस्यताम् " ઇત્યાદિ શ્લોકો પર્યન્ત તે સ્પષ્ટ દર્શાવેલું છે. એજ આશયનો આ નામ પ્રકાશ કરે છે.

॥ इति दशमस्कन्धनामानि ॥

# ॥ अथैकादशस्कन्धनामानि प्रारभ्यते ॥

मूं० ........................................ ॥

## मुंक्तिलीलाविहरणो मौशलव्याजसंहृतिः॥२३५॥

(૧૦૧૭) **मुक्तिलीलाविहरणः** મુક્તિલીલા-પોતાના સ્વરૂપનીસ્થિતિમાં વિહાર-ક્રીડા-રમણ કરનાર શ્રીકૃષ્ણચંદ્ર.

એકાદશસ્કંધમાં ભગવાનની દશવિધલીલાઓમાંની **મુક્તિલીલા** વર્ણવી છે. શ્રીમદ્‌ભાગવત દ્વિ. સ્કં. અ. ૧૦ શ્લોક ૬ માં કહે છે કેઃ—

**मुक्ति र्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः** (અન્યથા રૂપનો ત્યાગ કરી નિજસ્વરૂપમાં સ્થિતિ કરવી એ મુક્તિ છે.) ભગવાને મહાભારતના યુદ્ધ પ્રસંગથી તથા બ્રાહ્મણના શાપ નિમિત્તે સકલ યાદવ કુલને સંહારી, ભૂમિના ભારને ઉતારી પોતાના અવતારનું પ્રયોજન સિદ્ધ કર્યું, પછી નિજ સ્વરૂપમાં સ્થિતિ કરી છે, અને તેવામાંજ ઉદ્ધવજીએ કરેલા પ્રશ્નોના ઉત્તરો આપે આપેલા છે, તેજ આ સ્કંધની મુખ્ય પ્રવૃત્તિ છે. માટે તેમાં મુક્તિલીલા છે, એમ સર્વસિદ્ધ છે. એટલે તેવી મુક્તિલીલામાં વિહાર કરનાર—રમણ કરનાર એવા પ્રભુ એમ કહે છે.

(૧૦૧૮) **मौशलव्याजसंहृतिः** બ્રાહ્મણે આપેલા શાપના હેતુથી જાંબુવતીપુત્ર સાંબના ઉદરમાંથી નીકળેલા મૂશલના યોગ વડે થયેલા યુદ્ધના મિષને-આગળ કરી યાદવકુલનો સંહાર કરનાર શ્રીપુરુષોત્તમ.

मू० श्रीभागवतधर्मादिबोधको भक्तिनीतिकृत् ॥
उद्धवज्ञानदाता च पञ्चविंशतिधागुरुः ॥२२६॥

(૧૦૧૯) श्रीभागवतधर्मादिबोधकः ૧ શ્રીમદ્ ભાગવત શાસ્ત્રમાં કહેલા ધર્માદિનો બોધ કરનાર—ઉપદેશ આપનાર, ૨ શોભા યુક્ત ભાગવત—ભગવાનના ભક્તો કે જે **કવિ, હરિ, અન્તરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્લાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ,** અને **કરભાજન** વગેરેના ધર્મોનો ઉપદેશ આપનાર. ૩ વસુદેવજીને નારદ દ્વારા ધર્મનો બોધ કરનાર, ૪ નારદરૂપે જગતમાં ધર્મોપદેશ કરનાર ભગવાન્ **શ્રીકૃષ્ણચંદ્ર.**

**નારદજી** પોતે ભગવાનનુંજ સ્વરૂપ છે. ગીતામાં આપ શ્રીમુખથી આજ્ઞા કરે છે કેઃ—"**देवर्षीणां च नारदः**" ( દેવર્ષિયોમાં હું નારદ રૂપે છું ) એ ભગવદ્વાક્યથી સિદ્ધ થાય છે કેઃ—નારદજી આપનાથી પૃથક્ નથી કિંતુ ભગદ્રૂપ છે. જેથી નારદરૂપે વસુદેવજીને બોધ આપનાર શ્રીકૃષ્ણ એમ કહે છે.

(૧૦૨૦) भक्तिनीतिकृत् ૧ ભક્તિની નીતિને—જ્ઞાનને પ્રાપ્ત કરાવનાર. ૨ નવયોગેશ્વરોનાં વચનોથી જનકરાજાની ભક્તિમાં સ્થિતિ કરનાર ભગવાન વાસુદેવ પ્રભુ.

(૧૦૨૧) उद्धवज्ञानदाता પોતાના એકાંત ભક્ત ઉદ્ધવજીને શોક દૂર કરે તેવા ઉત્તમ જ્ઞાનને આપનાર પરમાત્મા શ્રી પુરુષોત્તમ.

(૧૦૨૨) पञ्चविंशतिधागुरुः **પચીસ પ્રકારના ગુરૂ-તત્વનો બોધ—ઉપદેશ કરનાર જેમને છે એવા અવધુત વેશધારી શ્રીદત્તાત્રેય સ્વરૂપવાન્ ભગવાન્ શ્રીકૃષ્ણ.**

તત્વજ્ઞાનનો ઉપદેશ કરનાર એને ગુરૂ ગણવામાં આવે છે. પુરાણમાં કહે છે કેઃ—

गुशब्दस्त्वन्धकारोऽस्ति रुशब्द स्तन्निरोधकृत् ॥
अन्धकारनिरोधित्वाद्गुरुरित्यभिधीयते ॥

( ગુશબ્દ અંધકાર વાચી છે અને રુ શબ્દ તેનો નિરોધ કરનાર છે, એટલે અજ્ઞાન રૂપ અંધકારનો તત્વ બોધ રૂપ દીપક પ્રકટાવી નાશ કરનાર એને ગુરૂ કહેવાય છે ) અવધૂત દત્તાત્રેયે તેવા પચીસ ગુરૂ કર્યા હતા, અને તે દ્વારા તત્વબોધ પ્રાપ્ત કર્યો હતો. તે દત્તાત્રેય ભગવાન્ પોતે શ્રીકૃષ્ણનુંજ સ્વરૂપ છે. તેથી અહિં પચીસ પ્રકારના જેમને ગુરૂ છે એવા પ્રભુ એમ ભગવન્નામને પ્રતિપાદન કરે છે,—સિદ્ધ કરે છે.

मू०. आचारमुक्तिभक्त्यादिवक्ता शब्दोद्भवस्थितिः॥
हंसो धर्मप्रवक्ता च सनकाद्युपदेशकृत ॥२३७॥

(૧૦૨૩) आचारमुक्तिभक्त्यादिवक्ता કામના રહિત—ફલની અપેક્ષા વિના વર્ણાશ્રમ, કુલાચાર, મુક્તિ, ભક્તિ વગેરેને તથા ઉપધર્મને વદનાર—જણાવનાર **પ્રભુ.**

(૧૦૨૪ **शब्दोद्भवस्थितिः શબ્દ—વાણીના ઉદ્‌ભવ—ઉત્પત્તિ સ્થાન**માં જેમની સ્થિતિ છે એવા ભગવાન્ શ્રીકૃષ્ણ.

વાણીનું ઉત્પત્તિ સ્થાન વિવરાદિમાં એટલે તે જોવામાં આવતા આધારચક્ર, મણિપૂરકચક્ર અને વિશુદ્ધિચક્ર વગેરેમાં છે. ભગવાન્ તેમાં પ્રવેશ કરી વાણીને ઉત્પન્ન કરે છે. પ્રથમ પ્રભુ નાદવાન્ પ્રા-

ણુની સાથે હૃદયસ્થ આધારચક્રમાં પ્રવેશી મનોમય મધ્યમ સંજ્ઞક વાઙ્મય સૂક્ષ્મ સ્વરૂપને નીહાળે છે. અને વાણીરૂપે મણિપૂરકચક્રમાં-કંઠ સ્થાનમાં તથા વિશુદ્ધિચક્રમાં—તાલુસ્થાનમાં પ્રાપ્ત થઇ, જીભ્હા સ્થાનમાં પ્રકટ થાય છે એટલે હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, અકારાદિ વર્ણો વગેરે વૈખરી સંજ્ઞક થઇ અત્યંત સ્થૂલ થાય છે. વેદ શાખામય બની વિશેષ વિસ્તૃત બને છે. પ્રભુ પોતે આ પ્રમાણે હૃદયાદિમાં સ્થિતિ કરવાથીજ વાણી વર્ણરૂપે વિસ્તાર પામેલી છે. શ્રુતિ પણ કહે છે કેઃ—" चत्वारि वाक्परिमितानि पदानि तानि विदुर्ब्राह्मणाये मनीषिणः । गुहात्रिणि निहितानि नेंगयंति तुरीयं वाचो मनुष्या वदन्ति ॥ " નાદબ્રહ્મના હૃદય, કંઠ, તાલુ, અને જીભ્હા એમ ગુપ્ત ચાર સ્થાનો છે તે વિશેષ વિદ્વાનો હોય તેજ જાણી શકે છે. તેમાંનાં ગુહા હૃદયાદિમાં રહેલા મધ્યમ સંજ્ઞક ત્રણ ગુપ્ત સ્થાનોને મનુષ્યો સ્પર્શ કરી શકતા નથી, તેથી જીભ્હાસ્થ ચતુર્થ વૈખરી વાણી મનુષ્યો વદે છે—ઉચ્ચારે છે. એ પ્રમાણે નાદબ્રહ્મને સર્વત્ર વિસ્તાર કરનાર આપ છે. માટે વાણીના ઉત્પત્તિ સ્થાનમાં સ્થિતિ કરનાર પ્રભુ એમ કહે છે.

(૧૦૨૫) **हंसः** ૧ અહંતા મમતાત્મક સંસારને હણનાર. ૨ પરમાત્માના સ્વરૂપને જાણનાર હંસરૂપધારી ભગવાન્ **શ્રીકૃષ્ણ.**

(૧૦૨૬) **धर्मप्रवक्ता** સંશય છેદન પૂર્વક મુમુક્ષુ—મુક્તિની ઇચ્છા રાખનારા ભક્તજનોના ધર્મને ઉત્તમ રીતે વદનાર—કથન કરનાર શ્રીપુરુષોત્તમ.

(૧૦૨૭) **सनकाद्युपदेशकृत्** સનકાદિક ચાર બ્રહ્મચારી મુનિઓને બ્રહ્મનો ઉપદેશ આપનાર—બોધ કરનાર **પ્રભુ.**

મૂ० भक्तिसाधनवक्ता च योगसिद्धिप्रदायकः ॥
नानाविभूतिवक्ता च शुद्धधर्मावबोधकः॥२२८॥

(૧૦૨૮) भक्तिसाधनवक्ता ૧ ભક્તિનાં સાધનોને કહેનાર. ૨ ઉદ્ધવજીને પોતાની પ્રાપ્તિ થાય માટે મુખ્ય સાધન રૂપ ભક્તિને કથન કરનાર ભગવાન્ શ્રીકૃષ્ણ.

(૧૦૨૯) योगसिद्धिप्रदायकः યોગવડે પ્રાપ્તથનારી સિદ્ધિઓને આપનાર.

ભગવાન્માં તે તે રૂપે ચિત્તની ધારણા કરવી એનું નામ યોગ કહેવાય છે. તેવો યોગાભ્યાસ કરવાથી અણિમા, લઘિમા, આદિ પૂર્વોક્ત આઠ પ્રકારની મુખ્ય તેમ બીજી પણ અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. સર્વસિદ્ધિઓના અધિપતિ આપ શ્રીકૃષ્ણચંદ્ર છે. યોગ—ભક્તિયોગથી પોતાની સેવા કરનારને પ્રભુ તેવી સિદ્ધિઓ સમર્પણ કરે છે જેથી અહિં યોગ સિદ્ધિઓને આપનાર પરમાત્મા શ્રીપુરુષોત્તમ એમ નામનું કથન કરી ઉપદેશ કરે છે.

(૧૦૩૦) नानाविभूतिवक्ता નાના પ્રકારની વિભૂતિ—ઐશ્વર્યાદિક સ્થાનને કથન કરનાર ભગવાન્ શ્રીકૃષ્ણ.

ભગવાને ગીતામાં અર્જુનજીને તથા આ સ્કંધના ૧૬ અધ્યાયમાં ઉદ્ધવજીને પોતાનો વિભૂતિયોગ ઉત્તમ રીતે વર્ણવેલો છે. તેનેજ ઉદ્દેશી અહિં જુદા જુદા પ્રકારની વિભૂતિઓને કથન કરનાર-વદનાર એવા પ્રભુ એમ કહે છે.

(૧૦૩૧) शुद्धधर्मावबोधकः શુદ્ધ ધર્મનો ઉદ્ધવજીને બોધ કરનાર પ્રભુ.

પ્રભુની પ્રાપ્તિ થાય તેવા ધર્મનો તથા વેદોમાં પ્રતિપાદન કરેલા શ્રૌત અને સ્મૃતિઓમાં દર્શાવેલા સ્માર્ત ધર્મને શુદ્ધધર્મ કહેવામાં આવે છે. તેવા ધર્મનો ઉપદેશ આપે ભક્તવર્ય્ય ઉદ્ધવજીને આપેલો છે. તે આ સ્કંધમાં સ્પષ્ટ દર્શાવેલો છે. જેથી શુદ્ધ ધર્મને બોધ કરનાર પ્રભુ એવા નામનો નિર્દેશ કરે છે.

**મૂ૦ मार्गत्रयविभेदात्मा नानाशङ्कानिवारकः ॥**
**भिक्षुगीताप्रवक्ता च शुद्धसांख्यप्रवर्त्तकः॥२२९॥**

(૧૦૩૨) **मार्गत्रयविभेदात्मा** કર્મ જ્ઞાન અને ભક્તિ એ ત્રણે માર્ગોના વિશેષ ભેદોમાં સ્વલ ભેદથી જેમનું અન્તઃકરણ છે. એવા ભગવાન્ શ્રીકૃષ્ણ.

(૧૦૩૩) **नानाशङ्कानिवारकः** વિવિધ પ્રકારની શંકાઓનું નિવારણ કરનાર.

યમ કોણ? નિયમ કોણ? શમ કોને કહેવાય? દમ કોને કહેવાય? ઇત્યાદિ અનેક પ્રકારની ઉદ્ધવજીની શંકાઓનું સમાધાન કરનાર—તેમના પ્રશ્નોનો ઉત્તર દઇ નિર્ણય આપનાર આપ ભગવાનજ છે. જેથી અહિં નાનાશંકાને દુર કરનાર ભગવાન્ શ્રીકૃષ્ણ એમ જણાવે છે.

(૧૦૩૪) **भिक्षुगीताप्रवक्ता** અવન્તી—ઉજ્જનમાં રહેનાર ભિક્ષુ—સંન્યસ્ત દશામાં આવેલા વિરાગ સંપન્ન બ્રાહ્મણે જે ગાયેલું ભગવદ્ગાન તેને ભિક્ષુગીતા કહે છે તે ભિક્ષુગીતાનો સંમત—માન્ય કરેલો તાત્પર્યાર્થ ઉદ્ધવજીને જણાવનાર એવા ભગવાન્ શ્રી પુરુષોત્તમ.

(૧૦૩૫) **शुद्धसांख्यप्रवर्त्तकः શુદ્ધ સાંખ્યમાર્ગને પ્રવર્ત્તાવનાર પ્રભુ.**

ભગવાન્ **કપિલ** મુનિએ કહેલો ઇશ્વરનું પ્રતિપાદન કરનારો શુદ્ધ સેશ્વર સાંખ્યવાદ તે આપે ઉદ્ધવજીને આ સ્કંધના ૨૨ મા અધ્યાયમાં સ્પષ્ટ દર્શાવેલો છે. ભગવાનની માયારૂપ આત્મ શક્તિ આકાશાદિ તત્વોની અનુક્રમે ઉત્પત્તિ, પછી તે તત્વોની એક મેકમાં પ્રથમના અનુક્રમ પ્રમાણે **લય** એ પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ અને **લય** ભગવચ્છકિત રૂપ પ્રકૃતિથી પ્રતિપાદન કરી તત્વસંખ્યાનો નિર્ણય કરી, આ આત્મા છે, આ અનાત્મા છે, તેનો વિવેક કરવો એ **સાંખ્યવાદ** છે. એ સાંખ્યવાદને વદનાર તેને પ્રવર્ત્તાવનાર ભગવાન્ શ્રી કૃષ્ણ છે.

## मू० मनोगुणविशेषात्मा ज्ञापकोक्तपुरूरवाः ॥
## पूजाविधिप्रवक्ता च सर्वसिद्धान्तबोधकः॥२४०॥

(૧૦૩૬) **मनोगुणविशेषात्मा** મનવડે પ્રાપ્ત થનારા સત્વ, રજ અને તમોગુણ વડે વિશેષ આત્મા એવા દેવાદિકો જેમનાથી છે અથવા એવા દેવાદિકો જેમના છે એવા પરમાત્મા **શ્રી કૃષ્ણચંદ્ર.**

આ વિશ્વની દરેક વસ્તુઓ ત્રિગુણાત્મક છે. વધારે **સત્વગુણ** હોવાથી **દેવો ઋષિઓ**, વિશેષ રજોગુણ હોવાથી **અસુરો મનુષ્યો**, તથા અધિક તમોગુણ હોવાથી રાક્ષસ, **ભૂત**, પ્રેત, **પિશાચ** વગેરે કહેવાય છે. તેવા સમયમાં તેમનુંજ મુખ્ય પ્રાધાન્ય છે. એમ ૨૨ અધ્યાયમાં છે. તથા તેવીજ રીતે શમ. દમ એ સત્વ પ્રકૃતિ છે, મ, મદ, તૃષ્ણા, રજઃ પ્રકૃતિ અને ક્રોધ, લોભ, મોહ એ તમઃ

પ્રકૃતિ છે. એવીજ રીતે કર્મ, ધર્મ, તપ, સુખ, ભક્તિ, ધ્યાન, જ્ઞાન, એમ સર્વ ત્રિગુણાત્મક છે. તે સર્વ ભગવદિચ્છાથીજ પ્રવૃત્તિ રહ્યું છે. આ સ્કંધના ચોવીસમા અધ્યાયમાં ઉત્તમ રીતે ભગવાને ઉદ્ધવજીને તે સંબંધમાં ઉપદેશ કરેલો છે માટે અહિં ત્રણ ગુણોવડે વિશેષ આત્માઓ જેમને છે એમ કહે છે,

(૧૦૩૭) **ज्ञापकोक्तपुरूरवा: પુરૂરવા રાજાના દૃષ્ટાંતથી ઉદ્ધવજી પ્રત્યે તત્સંબંધી જ્ઞાનને કથન કરનાર.**

ઉપરના નામમાં જણાવેલા ત્રિગુણાત્મક ભાવોમાં મનુષ્ય તન્મય બને છે, તો તેમને જન્મ મરણ નિરંતર રહે છે. માટે ઉદ્ધવજીને તેવા ગુણોમાં આસક્તિ રહે નહિ તેમ કરવા માટે ઐલપુત્ર પુરૂરવા રાજાના દૃષ્ટાંતથી ભગવાને જ્ઞાન આપ્યું છે એ આ સ્કંધના ૨૬મા અધ્યાયમાં દર્શાવ્યું છે. તેજ આશયને આ નામ પ્રકાશ કરે છે.

(૧૦૩૮) **पूजाविधिप्रवक्ता પૂજન વિધિને કથન કરનાર શ્રી પુરુષોત્તમ.**

મર્યાદાની દૃષ્ટિએ પૂજનવિધિના ત્રણ પ્રકાર માનવામાં આવ્યા છે. વેદોક્ત, તંત્રોક્ત તથા મિશ્ર એમ તેના મુખ્ય ત્રણ પ્રકાર છે. તેમાં વેદવિધિ પ્રમાણેજ કેવલ પૂજન કરવામાં આવે એ વેદોક્ત, તંત્રવિધિ પ્રમાણે કરવામાં આવતું પૂજન તે તંત્રોક્ત, અને વેદવિધિ તથા તંત્રવિધિનું મિશ્રણ કરી જે પૂજાવિધિ કરવામાં આવે છે તેને મિશ્ર કહે છે. તે ત્રણે પ્રકારનો પૂજનવિધિ ઉદ્ધવજીને ભગવાને ૨૭ અધ્યાયમાં શ્રીમુખથી કહેલો છે. માટે પૂજાવિધિને કથનાર એવા પરમાત્મા શ્રીકૃષ્ણ એમ સ્પષ્ટ કરે છે.

(૧૦૩૯) **सर्वसिद्धान्तबोधकः** ૧ સર્વ સિદ્ધાંતોમાં ગુણ અને દોષોને જણાવનાર, ૨ સર્વ મતોની પ્રશંસા કરીને નિજ સિદ્ધાન્તનો

અર્થાત્ પોતે કરેલા નિશ્ચયાર્થનો બોધ કરનાર—ઉપદેશ આપનાર ભગવાન્ વાસુદેવ.

## મૂ० लघुस्वमार्गवक्ता च स्वस्थानगतिबोधकः ।
## यादवाङ्गोपसंहर्त्ता सर्वाश्चर्यगतिक्रियः ॥२४१॥

(૧૦૪૦) **લઘુસ્વમાર્ગવક્તા** થોડા પ્રયાસમાં સિદ્ધ થનારા પોતાના ભક્તિમાર્ગને વદનાર—ઉદ્ધવજી પ્રત્યે કથન કરનાર ભગવાન્ શ્રી કૃષ્ણ.

(૧૦૪૧) **સ્વસ્થાનગતિબોધકઃ** ૧ પોતાના વૈકુંઠ ગોલોક સ્થાન પ્રત્યેની જે ગતિ તેનો બોધ કરનાર અર્થાત્ હવે હું મ્હારા ધામમાં ગતિ કરીશ એમ ઉદ્ધવજીને જણાવનાર. ૨ નિજ ભક્તોના સ્થાનની ગતિનો બોધ—ઉપદેશ આપનાર પોતાના સ્થાન (બદરીકાશ્રમ)માં જવાનો ઉદ્ધવજીને ઉપદેશ કરનાર સર્વાન્તર્યામી ભગવાન્ **શ્રીકૃષ્ણચંદ્ર.**

(૧૦૪૨) **યાદવાઙ્ગોપસંહર્ત્તા** યાદવોના અંગો—દેહોનો ઉપસંહાર—તિરોધાન કરનાર **શ્રીકૃષ્ણપ્રભુ.**

બ્રાહ્મણ શાપનું કારણ મુખ્ય કરી યાત્રામાં ગયેલા સર્વ યાદવો પરસ્પર મદ્યપાન કરી મદોન્મત્તની પેઠે યુદ્ધ કરતા પરસ્પર વાંસના ઘર્ષણથી પ્રજ્વલિત થયેલો અગ્નિ જેમ વનનો નાશ કરે તેમ સકેલ યદુકુલનો નાશ—તિરોભાવ થઇ ગયો. એ સર્વ આપ પ્રભુની ઇચ્છાથીજ બનેલું છે. ભૂમિના ભારને ઉતારવા દેવતાઓ સાથે ભગવાન્ યાદવકુલમાં પ્રકટ થયા હતા, તે પોતાનું તે કાર્ય પૂર્ણ કરી આપે પણ સ્વસ્થાનમાં ગતિ કરી—નિજધામમાં પધાર્યા. તેજ હવે જણાવે છે કેઃ—

(૧૦૪૩) **सर्वाश्चर्यगतिक्रियः** ૧ સર્વને આશ્ચર્ય થાય તેમ નિજધામમાં ગતિ કરવાની—પ્રવેશ કરવાની જેમની મનોહર ક્રિયા છે એવા **પ્રભુ** ૨ સર્વ જનો વિસ્મય પામે તેવી રીતે જેમની આસુરવ્યામોહલીલા રૂપ ક્રીયા છે એવા ભગવાન્ **શ્રીકૃષ્ણચંદ્ર.**

ભગવાને જ્યારે નિજધામમાં પ્રવેશ કરવાની ક્રિયા-લીલા કરી ત્યારે સર્વ દેવતાઓ જેમના દર્શનાર્થે આવેલા હતા, પુષ્પમય વૃષ્ટિ થતી હતી, એ આશ્ચર્ય નહિ તો બીજું શું ? તે સમયે સર્વ બ્રહ્માદિ દેવો પ્રભુના સંનિધાનમાં છતાં આપની ગતિને કોઇ પણ જાણી શકયું નથી. એટલાજ માટે અહિં સર્વાશ્ચર્યરીતે આસુરવ્યામોહની લીલા —ક્રિયા કરનાર **પ્રભુ** એમ શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે.

॥ इत्यैकादशस्कन्धनामानि ॥



# ॥ अथ द्वादशस्कन्धनामानि प्रारभ्यते ॥

**मू॰ कालधर्मविभेदार्थवर्णनाशनतत्परः ॥**
**बुद्धो गुप्तार्थवक्ता च नानाशास्त्रविधायकः॥२४३॥**

(૧૦૪૪) **कालधर्मविभेदार्थवर्णनाशनतत्परः** ભયંકર કાલે કરેલો ધર્મનો વિભેદ—લોપ તેથી બ્રાહ્મણાદિ વર્ણોનો થયેલો નાશ—વર્ણનો લોપ થઇ એકાકાર થવા પણું, તેમ થવાથી ધર્મનું રક્ષણ કરનાર અથવા ધર્મનું રક્ષણ કરવામાં ઉદ્યોગશીલ રહેનાર કાલ ધર્મને પ્રવર્ત્તાવનાર ભગવાન્ **શ્રીકૃષ્ણ.**

સર્વ કાલના ધર્મોનો પ્રકાશ કરનાર આપ પ્રભુ છે. ગીતામાં આજ્ઞા કરે છે કેઃ—"**मत्तः सर्वं प्रवर्त्तते**" (મહારાથીજ સર્વ પ્રવૃત્ત થઇ રહ્યું છે) તો આ પ્રમાણે કાલધર્મને પ્રવૃત્ત કરતાં છતાં આપ ધર્મનુ તો સર્વ સમયે રક્ષણજ કરે છે. ધર્મનો લોપ થાય ત્યારે ધર્મનું રક્ષણ કરવા ભૂતલપર પ્રકટ પણ થાય છે. અર્જુન પ્રત્યે ગીતામાં તેને માટે સ્પષ્ટ રીતે ઉદ્ઘોષ કરી આપ આજ્ઞા કરે છે કેઃ—"**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे** (ધર્મનું સારી રીતે સ્થાપન કરવા યુગે યુગે હું પ્રકટ થઉં છું) ધર્મનું પાલન કરવામાં પ્રભુની આ પ્રમાણે સખત પ્રતિના છે જેથી અહિં લુપ્ત થયેલા ધર્મનું રક્ષણ કરનાર **શ્રીકૃષ્ણ** એમ નામનો પ્રકાશ કરે છે.

(૧૦૪૫) **बुद्धः** પોતાની મળેજ સર્વ ધર્મ અને **અધર્મના** સ્વરૂપને જાણનાર.

(૧૦૪૬) **ગુપ્તાર્થવક્તા ગુપ્ત—ગૂઢ એવા અર્થ રૂપ ધર્મને વહનાર.**

ભગવાન્ સર્વ જગત્નું નિરંતર કલ્યાણજ કર્યા કરે છે. માટે પોતે જેમાં ગુઢ અર્થ હોય છે એવા ઉત્તમ ધર્મને કથન કરે છે. પાખંડી પુરૂષો જેમ ધર્મને દૂષિત ન કરે એટલા માટે " **ન હિંસ્યાત્ સર્વભૂતાનિ** " ( પ્રાણી માત્રોની હિંસા ન કરવી ) " **અહિંસા પરમો ધર્મઃ** " અહિંસા એજ પરમ—સર્વોત્કૃષ્ટ ધર્ન છે ) ઇત્યાદિ વચનોને આપ પ્રસિદ્ધ રીતે ઉચ્ચારણ કરી ધર્મનો ઉપદેશ કરે છે. જેથી અહિં ગૂઢાર્થરૂપ ધર્મના વકના પરમાત્મા **શ્રીકૃષ્ણચંદ્ર**. એમ નામનું નિદર્શન કરે છે.

(૧૦૪૭) **નાનાશાસ્ત્રવિધાયકઃ સૌગત અને ચાર્વાક વગેરેના ભેદો વડે નાસ્તિકોના ભિન્ન ભિન્ન પ્રકારનાં શાસ્ત્રોને રચનાર—પ્રકટ કરનાર.**

સર્વ જગત્ની ઘટમાળ ભગવદિચ્છા વડેજ નભી રહી છે. એમ પ્રથમ જણાવી ગયા છીયે. જે સમયે જેવો દેશકાલ હોય, જેવા યુગને પ્રવર્ત્તાવવાની આપની અભિલાષા હોય, તેજ પ્રમાણે સર્વ વસ્તુઓની રચના પ્રભુ કરે છે. ભગવાને યુગ ધર્મને પ્રવર્ત્તાવવાં માંટેજ **સૌગત** અને **ચાર્વાક** વગેરે નાસ્તિક મતના જુદી જુદી પદ્ધતિના શાસ્ત્રોને, તે તે આચાર્યો દ્વારા પ્રવર્ત્તાવ્યા છે. એ સર્વ યુગધર્મની પ્રેરણા કરનાર આપ પ્રભુજ છે. સર્વ જગત્‌ને વ્યામોહમાં નાંખવું એ કાંઇ સાધારણ કાર્ય નથી ? જેથી માનવામાં આવે છે કે તેમાં પણ પ્રભુનોજ આશય છે માટેજ અહિં " **નાનાશાસ્ત્રવિધાયક** " એવા સવ સમર્થ પ્રભુ **શ્રીકૃષ્ણચંદ્ર** એમ કહે છે.

**मू० नष्टधर्ममनुष्यादिलक्षणज्ञापनोत्सुकः ॥**
**आश्रयैकगतिज्ञाता कल्किः कलिमलापहः ॥२४३॥**

(१०४८) **नष्टधर्ममनुष्यादिलक्षणज्ञापनोत्सुकः જેમનો ધર્મ નષ્ટ તિરોહિત થઇ ગયો છે. એવા મનુષ્ય વગેરેનાં લક્ષણો ચિન્હોને જણાવવામાં ઉત્સાહ ધરાવનાર.**

સત્ય, તપ, દયા, ધર્મ, શમ, દમ, ઇત્યાદિ કલિયુગના આગમનથી નષ્ટ થશે. દ્રવ્યનીજ મુખ્યતા મનાશે " **यस्यास्तिवित्तं सनरः कुलीनः** જેને દ્રવ્ય છે એજ કુલીન, એજ વિદ્વાન્, એજ ગુણવાન્ બનશે. અલ્પ આયુષ્ય, મ્લેચ્છપ્રાય વર્ત્તન, પ્રજાઓનું ભક્ષણ કરનાર રાજાઓ, પરદારાની અભિલાષા, સ્વસ્ત્રીનો ત્યાગ, વગેરે વગેરે અધર્મપ્રાય મનુષ્યોનાં ચિન્હો આ સ્કંધના બીજા અધ્યાયમાં જણાવેલાં છે. શ્રી શુકદેવજી દ્વારા તેવાં આગામિ લક્ષણોને પ્રકટ કરવામાં ઉત્સાહ ધરાવનાર આપ પ્રભુજ છે. તેજ અહિં સ્પષ્ટ કરે છે.

(१०४९) **आश्रयैकगतिज्ञाता આભાસ (સહજ માત્ર જણાઇ આવવું તે) અને લય જેમાં થાય છે તેવા આશ્રયની ગતિને જણાવનાર અથવા જાણનાર.**

પૂર્વના સ્કંધોમાં મુક્તિ પર્યન્તની ભગવાનની લીલાઓનાં નામો વર્ણવ્યાં હવે આશ્રય લીલાનાં નામોને વ્યક્ત કરે છે. ભાગવત સ્કંધ ૨—અ—૧૦ શ્લો—૭ ભગવાન્ **શુકદેવજી** ઉપદેશ છે કેઃ—

**आभासश्च निरोधश्च यतश्चाध्यवसीयते ।**
**स आश्रयः परंब्रह्म परमात्मेति शब्दयते ॥**

**આભાસ** એટલે દૃષ્ટિથી જણાય આવતું આ સર્વ કાર્ય આવિર્ભાવ રૂપે વ્યક્ત થાય છે તે, અને **નિરોધ** એટલે તેનો તિરોધાન થઈ દૃષ્ટિથી અદૃષ્ટ લય—પ્રલય થાય છે તે, એમ **નિરોધ અને આભાસ** અથવા **આવિર્ભાવ** અને તિરોભાવ એ બન્નેની વ્યવસ્થા જેમનાથી થાય છે તેજ **આશ્રય** છે, તેજ સર્વનું શરણ સ્થાન છે. તેમનેજ **પરંબ્રહ્મ, પરમાત્મા, ભગવાન્** વગેરે કહી વ્યવહાર કરાય છે, તે આભાસ અને નિરોધરૂપ આશ્રયગતિને જાણનાર ભગવાન્ શ્રીકૃષ્ણજ છે. માટેજ આ નામનો પ્રકાશ કરે છે.

(૧૦૫૦) **कल्किः ૧ કલ્કી અવતાર રૂપ ભગવાન્. ૨ શત્રુઓને કકળાટ કરાવનાર. ૩ કલિયુગને છેદનાર—નાશ કરનાર શ્રીકૃષ્ણચંદ્ર.**

કલિયુગના અંતમાં **સંભલ** નામના ગામમાં નિવાસ કરનાર **વિષ્ણુયશા** નામ બ્રાહ્મણને ત્યાં કલિયુગનો નાશ કરવા દુષ્ટાચરણને શરણ થયેલા મ્લેચ્છ પ્રાય રાજાઓનો વિનાશ કરવા પ્રભુ દશમો કલ્કિ અવતાર ગ્રહણ કરશે, એમ આ સ્કંધના બીજા અધ્યાયમાં કથન કરવામાં આવ્યું છે. તેજ આ ભગવન્નામ છે.

(૧૦૫૧) **कलिमलापहः** કલિયુગના મલ—પાપોને પોતાનું પ્રાકટ્ય કરી હરણ કરનાર—દૂર કરનાર **શ્રીહરિ.**

**मू० शास्त्रवैराग्यसंबोधो नानाप्रलयबोधकः ॥**
**विशेषतः शुकव्याजपारिक्षिज्ज्ञानबोधकः॥२७४॥**

(૧૦૫૨) **शास्त्रवैराग्यसंबोधः** ૧ શ્રીમદ્ ભાગવતશાસ્ત્રને શ્રવણ કરવાથી સર્વ વિષયોથી નિવૃત્ત થવારૂપ વૈરાગ્ય તથા સુંદર બોધ

**પરીક્ષિત્ રાજાને** જેમનાથી થયો છે એવા ભગવાન્, ૨ શ્રીભાગવત શાસ્ત્રવડે વૈરાગ્ય થવા સારૂં પરીક્ષિત્ રાજાને સુંદર રીતે બોધ આપનાર—ઉપદેશ કરનાર ભગવાન્ **શ્રીકૃષ્ણચંદ્ર.**

(૧૦૫૩) **नानाप्रलयबोधकः** નાનાપ્રકારના એટલે નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃતિક અને આત્યન્તિક એવા ચારપ્રકારના પ્રલય કે જેમાં સર્વ લય પામીજાય તેવા મહાકાલનો બોધ કરનાર ભગવાન્ **શ્રીકૃષ્ણ.**

(૧૦૫૪) **विशेषतः शुकव्याजपरीक्षिज्ज्ञानबोधकः**—વિશેષ રીતે શ્રીશુકદેવજીના નિમિત્તથી અર્થાત્ શ્રીશુકદેવજીના સ્વરૂપને ધારણ કરી પરીક્ષિત્ રાજાને જ્ઞાનનો બોધ કરનાર એટલે જ્ઞાન પ્રાપ્ત થવાના મુખ્ય સાધન રૂપ શ્રીમદ્ભાગવતશાસ્ત્રનો યથાર્થ ઉપદેશ આપનાર પ્રભુ **શ્રી કૃષ્ણચંદ્ર.**

**મૂ૦. शुकेष्टगतिरूपात्मा परीक्षिद्देहमोक्षदः ॥**
**शब्दरूपो नादरूपो वेदरूपो विभेदनः ॥२४५॥**

(૧૦૫૫) **शुकेष्टगतिरूपात्मा** ૧ શ્રી શુકદેવજીને અત્યંત ઇષ્ટ ગંમ્યગતિ—જ્ઞાન તદ્રુપ જેમનો આત્મા—સ્વરૂપ છે એવા, ૨ શુકદેવજીના ઇષ્ટ પરીક્ષિતરાજાની ગતિ રૂપ આત્મા જેમનો છે એવા શ્રી પુરુષોત્તમ.

(૧૦૫૬) **परीक्षिद्देहमोक्षदः** પરિક્ષીત રાજાને મનુષ્યદેહથી મોક્ષ આપનાર.

(૧૦૫૭) **शब्दरूपः** શબ્દ બ્રહ્મરૂપ.

અકારાદિ સર્વ અક્ષરો બ્રહ્મરૂપ છે. **अकारो वासुदेवः स्यात्** એમ કોશમાં કથન કરે છે. સર્વ શબ્દ માત્ર અકારથીજ શુદ્ધ ઉચ્ચારણમાં આવી શકે છે અને **અકાર** એ ભગવાન્ શ્રીકૃષ્ણનુંજ સ્વરૂપ છે. સર્વ શબ્દ માત્રનું પ્રાકટ્ય તેમાંથીજ થાય છે. જેથી અહિં શબ્દરૂપ પ્રભુ એમ કહે છે.

(૧૦૫૮) **नादरूपः નાદ—પ્રણવ (ઓંકાર) તે રૂપ પ્રભુ શ્રી કૃષ્ણ.**

ભગવાન્ સર્વ વેદોમાં પ્રણવ રૂપ છે. આપ આજ્ઞા કરે છે કેઃ— "**प्रणवः सर्ववेदेषु**" (સર્વ વેદોમાં હું પ્રણવ—ઓંકારરૂપછું.) ઓંકાર નાદરૂપ છે. જેથી અહિં ભગવાનને નાદરૂપે જણાવે છે.

(૧૦૫૯) **वेदरूपः ૧ ઋગ્વેદ આદિ ચાર વેદો, તે રૂપ ભગવાન્. ૨ સામવેદ સ્વરૂપી** શ્રીકૃષ્ણ **પ્રભુ.**

સર્વ વેદો ભગવાન્ના વિશ્વાસ રૂપે છે. એમ પ્રથમ કહી ગયા છીયે, એટલે આપ પ્રભુ તે વેદોથી ભિન્ન નથી પરંતુ વેદ રૂપજ છે. જેથી અહિં આપને **વેદરૂપ** શ્રીપૂર્ણપુરુષોત્તમ એમ જણાવે છે. તેમ **'वेदानां सामवेदोऽस्मि'** વેદોમાં હું સામવેદ છું. એમ આપ ગીતામાં પણ આજ્ઞા કરે છે. તેથી પણ આપ વેદરૂપ છે એમ સિદ્ધજ છે.

(૧૦૬૦) **विभेदनः** ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વણવેદ એમ એક વેદના ચાર પ્રકારે વિભાગ કરનાર, તેમ તેની શિષ્યો દ્વારા શાખા પ્રશાખાઓ કરનાર ભગવાન્ વ્યાસસ્વરૂપ શ્રીકૃષ્ણચંદ્ર-

**मू० व्यासः शाखाप्रवक्ता च पुराणार्थप्रवर्त्तकः ।**
**मार्कण्डेयप्रसन्नात्मा वटपत्रपुटेशयः ॥२४६॥**

(૧૦૬૧) **व्यासः** વેદનો વિસ્તાર કરનાર **પરાશરથી સત્યવતીમાં** થયેલો શ્રીભગવાનનો અવતાર તે રૂપ **શ્રીકૃષ્ણચંદ્ર.**

(૧૦૬૨) **शाखाप्रवक्ता** વેદની શાખાઓને શિષ્યોદ્વારા પ્રવર્ત્તાવનાર.

(૧૦૬૩) **पुराणार्थप्रवर्त्तकः** પુરાણોના લક્ષણરૂપ અર્થને પ્રવર્ત્તાવનાર-બોધ કરનાર વ્યાસસ્વરૂપ ભગવાન્ **શ્રીપુરુષોત્તમ.**

(૧૦૬૪) **मार्कण्डेयप्रसन्नात्मा** માર્કંડેય ઋષિ ઉપર પ્રસાદ યુક્ત—કૃપાપૂર્ણ જેમના આત્મા—અન્તઃકરણ છે એવા **પ્રભુ.**

(૧૦૬૫) **वटपत्रपुटेशयः** **માર્કંડેયમુનિને** માયાનું દર્શન કરાવતી વખતે મહાસમુદ્રમાં વટવૃક્ષના પત્રથી બનેલા પડીયાપર શયન કરનાર બાલમુકુંદ **શ્રીકૃષ્ણચંદ્ર.**

## મૂ० मायाव्याप्तमहामोहदुःखशान्तिप्रवर्त्तकः
## महादेवस्वरूपश्चभक्तिदाताकृपानिधिः॥२४७॥

(૧૦૬૬) **मायाव्याप्तमहामोहदुःखशान्तिप्रवर्त्तकः** માયા વડે વ્યાપ્ત થયેલો જે મહામોહ—અત્યન્ત અજ્ઞાન, તેથી ઉત્પન્ન થયેલું માર્કંડેય ઋષિને દુઃખ, તેની શાંતિ—નિવૃત્તિને પોતાનાં દર્શન આપી પ્રવર્ત્તાવનાર અર્થાત્ પોતાનું દર્શન કરાવી માર્કંડેય ઋષિના દુઃખને નિવૃત્ત કરનાર—શાંત કરનાર ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર.

(૧૦૬૭) **महादेवस्वरूपः** **૧ શ્રી મહાદેવ રૂપ ૨ મહાદેવ—શ્રી શંકરના સ્વરૂપથી પુનઃ માર્કંડેય ઋષિને દર્શન આપનાર.**

**મહાદેવ—શ્રીશંકરપ્રભુ તે આપ ભગવાન્ શ્રીકૃષ્ણનુંજ સ્વરૂપ છે. આપ ગીતામાં આજ્ઞા કરે છે કેઃ—'रुद्राणां शङ्करश्चास्मि' ( એકાદશ રૂદ્રમાં હું શંકર છું. ) આ પ્રમાણે ભગવદાજ્ઞાનુસારજ અહિં મહાદેવસ્વરૂપધારી શ્રીકૃષ્ણ પ્રભુ એમ કથન કરે છે.**

(૧૦૬૮) **भक्तिदाता માર્કંડેયઋષિને ભક્તિરૂપ વર પ્રદાન કરનાર.** માર્કંડેયઋષિ તપશ્ચર્યા કરતા હતા ત્યાં શંકરે પધારી વરદાન માગવાનું કહેતાં તેમણે અન્ય વરદાન નહિ માગતાં કેવલ પ્રભુ "શ્રી કૃષ્ણની ભક્તિ મ્હને દઢ હો" એમ માંગણી કરી અને શંકરે તેવી ભક્તિ થવાનું વરદાન આપ્યું જેથી અહિં **ભક્તિદાતા** શંકર સ્વરૂપે ભક્તિ આપનાર શ્રી કૃષ્ણ ભગવાન્ એમ કથે છે.

(૧૦૬૯) **कृपानिधिः** અતિદુર્લભ ભક્તિના આપનાર હોવાથી કૃપા—દયાનાનિધિ—ભંડાર, પરમ કૃપાનિધિ **શ્રી કૃષ્ણચંદ્ર.**

**मू० आदित्यान्तर्गतः कालो द्वादशात्मा सुपूजितः।**
**श्री भागवतरूपश्च सर्वार्थफलदायकः ॥२४८॥**

(૧૦૭૦) **आदित्यान्तर्गतः** સૂર્યમંડલના મધ્યમાં રહેનાર નારાયણસ્વરૂપ શ્રી કૃષ્ણ પ્રભુ.

(૧૦૭૧) **कालः** ૧ વિશ્વને ક્ષણ લવ ઘડી પલ વગેરેથી કલનાર નિયમિત કરનાર પ્રભુ, ૨ કાલરૂપ ભગવાન્ શ્રી પુરુષોત્તમ.

(૧૦૭૨) **द्वादशात्मा धातृ यम** પ્રભૃતિ બાર સૂર્ય રૂપ આત્મા સ્વરૂપ જેમનાં છે એવા શ્રી **કૃષ્ણચંદ્ર.**

(૧૦૭૩) **सुपूजितः** બારે સૂર્યના ઉપાસકોએ તે તે મંત્રોવડે સુંદર રીતે પૂજેલા—સ્તવેલા સૂર્યરૂપ ભગવાન્ શ્રીપૂર્ણ **પુરુષોત્તમ.**

(૧૦૭૪) **श्रीभागवतरूपः** ૧ શ્રીમદ્ભાગવત શાસ્ત્રમાં અનુક્રમથી જેમના સ્વરૂપનું નિરૂપણ કરેલું છે એવા, ૨ શ્રીમદ્ભાગવતમાં જેમનું સ્વરૂપજ વિરાજિત છે એવા પ્રભુ. ૩ શ્રીભાગવત એજ જેમનું સ્વરૂપ છે. એવા શ્રી ભગવાન્ નંદનંદન શ્રી **કૃષ્ણચંદ્ર.**

(૧૦૭૫) **सर्वार्थफलदायकः** ૧ શ્રીમદ્ભાગવત સ્વરૂપવડે સર્વાર્થ એટલે ધર્મ અર્થ કામ અને મોક્ષ રૂપ ફલને અર્પણ કરનાર, ૨ સર્વ

અર્થોનું ફલ ભક્તિને અર્પણ કરનાર, ૩ સર્વ પુરુષાર્થરૂપ ફલોને આપનાર, ૪ સર્વ અર્થ સ્વરૂપ આપ ભગવાન્ જ, તદ્રૂપ ફલ એટલે આપના આનંદમય ફલાત્મક સ્વરૂપનું દર્શન આપનાર ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર.

## ॥ इति द्वादशस्कन्धनामानि ॥

---

શ્રી મહાપ્રભુ શ્રીમદાચાર્યચરણ આપ ગ્રંથની સમાપ્તિમાં તેનો ઉપસંહાર કરતાં આજ્ઞા કરે છે કેઃ—

**मू० इतीदं कीर्त्तनीयस्य हरेर्नामसहस्रकम् ।**
**पञ्चसप्ततिविस्तीर्णं पुराणान्तरभाषितम् ॥ २४९**

જેમાં પુરાણાન્તરનાં પંચોતેર નામોનો અધિક વિચાર કરેલો છે એવાં સકલ દુઃખ સમુદાયને હરણ કરવાવાલા કીર્ત્તન—સંકીર્ત્તન કરવા યોગ્ય શ્રી હરિના—શ્રી કૃષ્ણચંદ્રના એક હજાર નામો આ પ્રમાણે સમાપ્ત થયાં.

આ શ્લોકમાં જે પુરાણાન્તરનાં પંચોતેર નામો કહેલાં છે. તે અન્ય પુરાણોનાં નહિ પરંતુ શ્રીકૃષ્ણને ઉદ્દેશીને જે જે પુરાણો હોય તેમાંનાં છે એમ જાણવું. તેઓને યથામતિ યથાશક્તિ નીચે પ્રમાણે સ્પષ્ટ કરું છું.

(૨૦) (૫૯) (૧૨૪) (૧૨૭) (૧૨૮) (૨૦૪) (૨૦૫) (૨૦૯) (૨૧૦) (૨૧૧) (૨૧૨) (૨૧૩) (૨૧૪) (૨૧૫) (૨૧૬) (૨૧૭) (૨૧૮) (૨૧૯) (૨૪૪) (૨૫૮) (૨૬૦) (૨૯૭) (૩૦૬) (૬૧૪) (૬૧૫) (૬૨૫) (૬૨૬) (૬૨૭) (૬૬૧) (૬૬૨) (૬૬૩) (૬૬૪) (૬૬૫) (૬૬૬) (૬૬૭) (૬૮૯) (૬૯૦) (૬૯૧) (૬૯૨) (૬૯૩)

(૬૯૪) (૬૯૫) (૬૯૬) (૬૯૭) (૭૦૪) (૭૦૫) (૭૦૭) (૭૦૮)
(૭૩૦) (૭૭૮) (૭૮૫) (૭૮૬) (૮૦૫) (૮૦૬) (૮૦૭) (૮૦૮)
(૮૦૯) (૮૧૦) (૮૧૧) (૮૧૨) (૮૧૩) (૮૧૪) (૮૧૫) (૮૧૬)
(૮૧૭) (૮૧૮) (૮૩૩) (૮૪૦) (૮૫૦) (૮૯૧) (૮૯૨) (૯૦૫)
(૯૪૩) (૯૯૮) (૧૦૪૬)

( હવે આપ ગ્રંથકાર ફલશ્રુતિ જણાવે છે.

**मू० य एतत्प्रातरुत्थाय श्रद्धावान् सुसमाहितः ॥**
**जपेदर्थाहितमतिः स गोविन्दपदं व्रजेत् ॥ २५०**

**અર્થ:**—જે આ પુરુષોત્તમસહસ્રનામ સ્તોત્રને પ્રભાતમાં ઉઠી, અવ્યગ્રચિત્ત—શાંત અન્તઃકરણ પૂર્વક શ્રદ્ધાવાન્ બની લૌકિક પદાર્થોમાં ચિત્તને દૂર કરીને જપે, પુનઃ પુનઃ પાઠન કરે, તે પુરૂષ ગોવિંદના—ગો બ્રાહ્મણાદિના ઇન્દ્ર શ્રી ગોવર્દ્ધનધરના પદને—સ્થાનને વા શ્રીગિરિરાજધરણના ચરણ કમલને શરણ-પ્રાપ્ત થાય. એ તો નિઃસંશયજ છે.

ઉપર પ્રમાણે શ્રદ્ધાવાન્ પ્રાતઃકાલમાં ઉઠી આ સ્તોત્રનું પઠન કરનાર, લૌકિક પદાર્થોમાં મન નહિ રાખનાર, સાધન સંપન્ન પુરૂષને પ્રભુપદ પ્રાપ્ત થાય એમ ફલ કહ્યું પરન્તુ તેમ કરવા અશક્ત હોય, નિઃસાધન હોય તેને શું ? એમ શંકા થતાં તેવાને પણ આ સ્તોત્ર પાઠના પઠનનું ફલ થાય છે એમ દર્શાવે છે કે:—

**मू० सर्वधर्मविनिर्मुक्तः सर्वसाधनवर्जितः ।**
**एतद्धारणमात्रेण कृष्णस्य पदवीं व्रजेत् ॥२५१॥**

**અર્થ:**—સર્વધર્મથી વિહીન હોય, સર્વ સાધનથી વિમુખ થ-

ગેલો હોય, તો પણ જે પુરૂષ આ સ્તોત્રનું પઠન કરે તો તેના ધારણ માત્રથીજ શ્રી કૃષ્ણચંદ્રની પદવીને પામે.

તાત્પર્ય કેઃ—ભલે સર્વ સાધન હીન હોય, પરંતુ ભગવન્નામોચ્ચારણનો મહિમા જ એવો અપરિમિત છે કે તેનું વારંવાર પઠન કરતાં જ આપો આપ સર્વ યોગ્યતા પ્રાપ્ત થાય છે. પ્રભુ કૃપાનિધાન છે, જેમની કૃપાથી પાંગળો પણ ગિરિવર ઉલ્લંઘે છે, મૂંગો—પણ પ્રખર વક્તા થાય છે. તો પછી નિજ ભક્તિના અધિકારી થાય એમાં શું આશ્ચર્ય છે? વળિ પ્રભુની પ્રાપ્તિમાં પ્રેમ જ મુખ્ય છે, સાધન સંપત્તિ ગૌણ છે એમ પણ આ શ્લોકથી સિદ્ધ કરે છે.

**મૂ० हर्यावेशितचित्तेन श्रीभागवतसागरात् ।**
**समुद्धृतानि नामानि चिन्तामणिनिभानि हि॥२५१**

**અર્થઃ**—ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રમાં ચિત્તને પરોવી મ્હેં શ્રીમદ્ભાગવત રૂપી મહાસાગરમાંથી ચિંતામણિ સમાન ભગવન્નામોને સુંદર રીતે અવતરણ કરેલાં છે.

તાત્પર્ય કેઃ—આપ શ્રીમદાચાર્યચરણે પ્રભુના સાક્ષાત્ આવિર્ભાવથી જ આ સ્તોત્ર પ્રકટ કરેલું છે, એટલે સ્તોત્રમાં અન્તર્ગત રહેલાં ભગવન્નામોનું પાઠ સમયે પુનઃ પુનઃ ઉચ્ચારણ થતાંજ અન્તઃકરણમાં ભગવાનનો આવિર્ભાવ થાય, એ સાધારણ જ છે. કેમ કે જેવા આવેશથી પ્રકટ કરવામાં આવેલી વસ્તુ હોય, તેની અસર તેવાં જ પ્રકારની હૃદય ઉપર તરતજ થાય છે એ સહજ નિયમ છે.

વળિ ઉપરના જ વિષયને પુનઃ દૃઢ કરે છે કેઃ—

**મૂ० कण्ठस्थितान्यर्थदीप्त्या बाधन्तेऽज्ञानजं तमः ।**
**भक्तिं श्रीकृष्णदेवस्य साधयन्ति विनिश्चितम्॥२५२**

**અર્થ**—આ પુરુષોત્તમ સહસ્ત્રનામ સ્તોત્રને કંઠમાં ધારણ કરે —મુખ પાઠ કરે તો અર્થના પ્રકાશ વડે મુખ પાઠ કરનારના અજ્ઞાનથી પ્રકટ થયેલા અન્ધકારને નાશ કરે, દૂર કરે, અને શ્રી કૃષ્ણદેવની ભકિતને સાધે અર્થાત્ શ્રીકૃષ્ણની ભકિત પ્રાપ્ત થાય એમ નિશ્ચય છે, નિર્વિવાદ જ છે.

તાત્પર્ય—વારંવાર સ્તોત્રના પાઠથી અર્થ જ્ઞાન થાય, અને અર્થના પ્રકાશ થવાથી હૃદયની મલીનતા દૂર થઇ અજ્ઞાનનો નાશ થાય, એટલે વિમલ બનેલા હૃદય કમલમાં ભગવત્પ્રેમપરિમલ પ્રસાર પામે જેથી ભકિત સિદ્ધ થાય એ સ્વાભાવિક જ છે.

( ભગવન્નામ સ્મરણનું મહાત્મ્ય જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે, એવા આશયથી તેની પરાકાષ્ઠા જણાવે છે. )

**मू० किंबहूक्तेन भगवान् नामभिः स्तुतषड्गुणः।**
**आत्मभावं नयत्याशु भक्तिं च कुरुते दृढाम् २५४**

**અર્થ**—વળિ વિશેષ તો શું વર્ણન કરૂં ? કિન્તુ આ સહસ્ર નામોથી ષડ્ગુણ ઐશ્વર્ય સંપન્ન પરમસુંદર ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની સ્તુતિ કરેલી છે. જેથી આ સ્તોત્રના પાઠ કરનારને થોડાજ સમયમાં પ્રભુ નિજ સ્વરૂપને પ્રાપ્ત કરાવે અને નિજ ભકિતને દૃઢ કરે એ સત્યજ છે.

**मू० यःकृष्णभक्तिमिह वाञ्छति साधनौघै-**
**र्नामानि भासुरयशांसि जपेत्स नित्यम् ॥**
**तं वै हरिः स्वपुरुषं कुरुतेऽतिशीघ्र-**
**मात्मार्पणं समधिगच्छति भावतुष्टः ॥२५५॥**

અર્થ—અનેક સાધનોના સમૂહથી જે શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિની વાંછના—અભિલાષા કરતો હોય, તેણે તેવાં શ્રમરૂપ સાધનોમાં નહિ પડતાં, જેમાં પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રના પ્રકાશમાન યશો વર્ણવેલાં છે એવાં આ સહસ્રનામોનો નિરંતર જપ કરવો—પાઠ કરવો, તેમ કરનારને આપ શ્રીહરિ તત્કાલજ નિજજન બનાવે છે, અને ભક્તિભાવથી સંતુષ્ટ બની પ્રસન્ન થઇ તેણે કરેલા આત્મસમર્પણને આપ સુંદર રીતે જાણે છે અથવા તેના ભાવથી સંતુષ્ટ થઇ આપ તેને નિજ સ્વરૂપનું દાન કરે છે.

(ગ્રન્થના અન્તિમે નિજજનોનું મંગલ ઇચ્છતા શ્રીમદાચાર્ય ચરણ મંગલાચરણ કરી ગ્રન્થની પરિસમાપ્તિ કરે છે.)

મૂ० श्रीकृष्ण कृष्णसरव वृष्णिवृषावनीध्रुक्-
राज्यन्यवंशदहनानपवर्गवीर्य ॥
गोविन्द गोपवनिताव्रजभृत्यगीत
तीर्थश्रवः श्रवणमङ्गल पाहि भृत्यान् ॥२५६॥

અર્થ—હે શ્રીકૃષ્ણ! હે કૃષ્ણ—અર્જુન મિત્ર! વસુદેવાદિ યાદવો ધર્મ અને પૃથ્વીનો દ્રોહ કરનારા અન્ય રાજાઓના વંશને બાળી ભસ્મીભૂત કરવામાં અતુલબલ સંપન્ન હે પ્રભો! હે ગોવિંદ! હે ગોપાંગનાઓ અને ગોપભક્તોવડે ગાન કરાતા, હે તીર્થરૂપ કીર્ત્તિશાલી! હે શ્રવણ કરતામાંજ પરમ કલ્યાણનિધાન વિભો! આપ નિજ ભક્તજનોનું પાલન કરો-રક્ષણ કરો.

(નામચંદ્રિકા નામ ટીકાના પ્રકટ કરનાર પંચમ ગૃહાધિપતિ શ્રીરઘુપતિ નિજ રચિત ટીકાને શ્રી કૃષ્ણચરણનાં સમર્પણ કરે છે.)

कृष्णनामसहस्राक्ष–मालेयं वाङ्मणिमयी
ग्रथिता श्रुतिसूत्रेण रचिता कृष्णपादयोः ॥१॥
श्रीविट्ठलतनूजेन रुक्मिणीगर्भसम्भवा
रघुनाथेन गाथेयं नामग्रुन्थराशि स्फुटम् ॥२॥

અર્થ—શ્રીકૃષ્ણનાં સહસ્રનામ રૂપ વાણીમય મણિઓવાળી શ્રીમદાચાર્યજીએ ગ્રથેલી આ માળાને શ્રુતિપ્રમાણો રૂપ સૂત્રથી રચીને શ્રી કૃષ્ણના ચરણ કમલમાં નિવેદન કરી છે. તે આ નામચંદ્રિકા ટીકાને શ્રી રૂક્મિણીજીના ગર્ભમાં પ્રકટ થયેલા અને શ્રી પ્રભુ ચરણના (પંચમ) પુત્ર રઘુનાથજીએ સ્પષ્ટ રીતે રચેલી છે.

---

श्रीकृष्णचन्द्रचरणामृतसेवनेन
श्रीवल्लभानलकृपाबलसंश्रयेन
टीका सुगुर्जरगिरि ग्रथिता मयेयं
नित्यं प्रसीदतु ततः किल गोकुलेन्दुः ॥१॥

અર્થ— શ્રીકૃષ્ણચંદ્ર ચરણામૃત સેવવાથી
શ્રીવલ્લભાનલ કૃપાબલ પામવાથી ॥
ટીકા રચી સરસ ગુર્જરવાણીમાં તો
તેથી પ્રસન્ન નિત ગોકુલચંદ્રમા હો ॥ ૧ ॥

॥ समाप्तमिदं गुर्जरागिरानुवादसंवलितं नामचान्द्रिकाटीकासमन्वितं ॥
॥ पुरुषोत्तमसहस्रनामस्तोत्रम् ॥



॥ श्री कृष्णाय नमः ॥

**અમારે ત્યાં મળતા તથા અમોએ પ્રાચીન પુસ્તકોમાંથી શોધ કરી, તેનાં ભાષાન્તરો કરાવી, સુધારો વધારો કરી, પ્રગટ કરેલા અત્યુત્તમ ગ્રન્થોનું સૂચીપત્ર.**

---

(૨૦૦૦ વૈષ્ણવ કુટુંબમાં પ્રિય થઇ પડેલાં અતિ ઉત્તમ ને ઉપયોગી પુસ્તકો.)

## વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૧ લો.

જ્ઞાન અને ભક્તિ રસથી ભરપૂર, સ્ત્રીઓ, પુરૂષો તેમજ બાળકોને હરનિશ મનન કરવા યોગ્ય, ભગવદ્‌વાર્તામાં વાંચવાલાયક, જુદાં જુદાં ૧૬ પ્રકરણોમાં ૫૬૦ પદનો અત્યુત્તમ અપૂર્વ સંગ્રહ આપવામાં આવ્યો છે. ઉપરાંત હાલ ભૂતળ ઉપર બીરાજતા **શ્રી ગોસ્વામી બાળકોના જન્મદિવસની નોંધ, શ્રી આચાર્યજી મહાપ્રભુજીની ૮૪** બેઠકો કયા કયા સ્થળે છે, તથા ત્યાં જવાના રસ્તાની સંપૂર્ણ માહિતી સાથેનું. પાકું પુંઠું, છતાં કીંમત માત્ર **૦-૮-૦ આઠ આના.**

---

## વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૨ જો.

નિત્યની શ્રીઠાકોરજીની સેવા કરવાનો પ્રકાર, **બાર માસિક ઉત્સવનાં કીર્તનો,** વગેરે ઘણાં પ્રાચીન ને અપ્રકટિત ધોળ પદનો મહાન્ સંગ્રહ દશ પ્રકરણોમાં આપ્યો છે. તથા શ્રીમહાપ્રભુજી, શ્રી ગુસાંઇજીના સેવ્ય શ્રીઠાકોરજીનાં સ્વરૂપ હાલ ક્યાં ને કોને માથે બિરાજે છે. તેની સંપૂર્ણ માહિતી આપી છે ઉપરાંત **"શ્રીમદ્વલ્લભાચાર્યજી"** તથા **"શ્રીયમુનાજી"** ના એમ બે સુંદર ફોટા પણ આપ્યા છે. સુશોભીત છીંટનું પાકુ પુંઠું. છતાં કીંમત માત્ર **૦-૮-૦ આઠ આના.**

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ. ચંગપોળ, ખતરીપોળ-અમદાવાદ.**

## ( શ્રી ગોકુલનાથજી કૃત ) ૨૪ વચનામૃત.

આ પુસ્તકમાં શ્રી ગોકુલનાથજીકૃત ૨૪ વચનામૃત તથા તેમના ૭૮ ભગવદીયનું ( અપ્રગટિત ધોળ ) તેમણે કરેલી ૮૪ વૈષ્ણવની નામાવલીના શ્લોક, ગોવર્દ્ધનવાસી, નિત્યલીલા મોટી વગેરે આપ્યું છે. ભગવદ્‌વાર્તામાં વાંચવા માટે ખાસ ઉપયોગનું છે. કીં. ૦-૨-૦ બે આના.

## " બ્રહ્મસંબંધ કાવ્યમ્. "

આ ગ્રન્થમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ઉપદશેલો " બ્રહ્મસંબંધ " મંત્ર કે જે ૮૪ અક્ષરનો છે. તેને અનુસરતા ૮૪ શ્લોકથી વર્ણન કરવામાં આવ્યું છે. તેમજ બ્રહ્મસંબંધ વિષે થતા આક્ષેપોનો સપ્રમાણ પ્રત્યુત્તર ગુરૂ શિષ્યના સંવાદ રૂપે ઘણીજ અસરકારક રીતે આપેલો છે, તેમજ "શ્રીસિદ્ધાન્ત રહસ્યગ્રન્થ તથા "સિદ્ધાન્ત રહસ્યનું ધોળ" ઉપરાંત શ્રીમદ્વલ્લભાચાર્યજીનો સુંદર ફોટો પણ આપ્યો છે. કીં. ૦-૬-૦ છ આનાજ રાખી છે.

## શ્રી રાધાકૃષ્ણતત્વ.

( બંગાળી ઉપરથી ગુજરાતીમાં અનુવાદ. )

સિદ્ધકર્ત્તા—રા. બ. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી.

બી. એ, એલ, એલ, બી. ( દીવાન સાહેબ—ગોંડળ સ્ટેટ. )

આ પુસ્તકમાં શ્રી રાધાકૃષ્ણના યુગલ સ્વરૂપની વિમલ શોભાનું દિગ્દર્શન કરાવ્યું છે, " કૃષ્ણસ્તુ ભગવાન્ સ્વયમ્ " એ વાક્યનું સમર્થ પ્રતિપાદન કર્યું છે. વૃંદાવનચંદ્ર શ્રી કૃષ્ણજ પૂર્ણાવતાર છે તેવું અનેક શાસ્ત્રોને પુરાણોથી સાબિત કરી આપ્યું છે; વળી આ ગ્રન્થના પાને પાને શ્રીકૃષ્ણનું નામ હોવાથી તે સમસ્ત વૈષ્ણવ વર્ગને ઘણું ઉપયોગી છે. જેથી અમારી વિનંતીથી ઉક્ત પટવારીશ્રીએ તેની મુળ કીંમત રૂ. ૧-૪-૦ માંથી ઘટાડી હાલ ૦-૧૨-૦ બાર આનાથી આપવા કૃપા કરી છે. હવે માત્ર જુજ નકલો શાલ કે છે. પછી તેનો લાભ નહિ મળે, માટે વહેલો તેજ પહેલો. જલદી ગ્રાહક થઇને આ પુસ્તક મંગાવો.

લી. લલુભાઇ છગનલાલ દેસાઇ. ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.

## આ અમુલ્ય તકનો લાભ લેવા ચુકશોજ નહિ.

# ૮૪ વૈષ્ણવની વાર્તા

આ ચોરાશી વૈષ્ણવની વાર્તા અમોએ વ્રજભાષા ઉપરથી ગુજરાતી ભાષામાં **( અક્ષર આ લાઇન જેવડાજ મોટા )** મોટા અક્ષરથી છપાવી છે. તેમજ તેમાં ઘણા પ્રાચીન ગ્રન્થો જેવા કેઃ—" શ્રીવલ્લભ દિગ્‌વિજય, શ્રીવલ્લભચરિત્ર, ભાવસિન્ધુ, પંચામૃત, કીર્તન રત્નાકર, બીજા ગ્રન્થો, શિક્ષાપત્ર, ભગવદ્ ગીતા વગેરે ગ્રન્થોમાંથી શોધ ખોળ કરી કટલીક ઐતિહાસીક હકીકત, દ્રષ્ટાન્તો, તેમજ તે વૈષ્ણવોના માટેની આપેલી વાર્તાની વધુ હકીકત, દાખલ કરી છે જેથી અત્યાર સુધીમાં આવી વાર્તાનું પુસ્તક કોઇ પણ ઠેકાણે જોવામાં આવ્યું નથી તેવું છે. આ વાર્તા માટે અમોએ ખાસ વ્રજયાત્રા કરી તથા કાઠીયાવાડની મુસાફરી કરી કેટલીક પ્રાચિન હકીકત શોધન કરી દાખલ કરી છે.

આ ગ્રન્થ એક વખત વાંચવા પછી હાથમાંથી મુકવાનું મન થશેજ નહિ, કારણ દરેક વાર્તામાં નવિન હકીકત જોવામાં આવશે. વળી ૮૪ વૈષ્ણવોની જેટલી હકીકત, વધુ મળે તેટલી દરેક વૈષ્ણવે જાણવાની જરૂર છે, તે આ વાંચ્યાથી સમજાશે હમેશાં ઘરમાં વાંચવા માટે સ્ત્રીઓ તથા બાળકોને તો ખાસ ઉપયોગી છે. આ ગ્રન્થ જાડા ચીકણા કાગળમાં મોટા કદનાં લગભગ ૩૦૦ પૃષ્ટ છીંટનું સોનેરી પાકું પુઠું. તેમજ શ્રી મહાપ્રભુજીનો ઉત્તમોત્તમ ફોટો પણ આપ્યો છે. કીંમત ફક્ત **બે રૂપીઆ રાખ્યો** છે.

# કીર્તન રત્નાકર. ( ચાર ભાગમાં )

**ભાગ ૧ લો**—નિત્યકીર્તન, **ભાગ ૨ જો**—વર્ષ દિવસના ઉત્સવોનાં કીર્તનો, **ભાગ ૩ જો**—દીનતા, આશ્રય, મહાત્મ્ય અને વિનતીનાં પદ, **ભાગ ૪ થો**—ગુજરાતી ભાષાનાં ધોળ મળી **૨૦૦૦ કીર્તનો**. બાર માસના ઉત્સવોની કીર્તન વિધિ તથા શ્રીહરિરાયજી કૃત સેવા વિધિ સાથે પાકું સોનેરી પુઠું કીં. રૂ. **૩-૦-૦ ત્રણ રૂપીઆ.**

**મનસુભાઇ છગનલાલ દેસાઇ.** ચંગપોળ, ખતરીપોળ—**અમદાવાદ.**

# ૫. ૭. श्रीकृष्णस्तोत्ररत्नाकर.

આ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગિરિધરજી, મહાનુભાવી શ્રીહરિરાયજીમહારાજે શ્રીકૃષ્ણ ભગવાન્ ( શ્રીઠાકોરજી ) નું વિજ્ઞપ્તિદ્વારા કરેલા સ્તોત્રનું મૂળ શ્લોક સાથે અક્ષરશઃ ભાષાંતર ( કે જે અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે પ્રકટ થયું નથી ) આપવામાં આવ્યુંછે. જેઓએ

" बृहत्स्तोत्रसरित्सागर " નામનો ૨૩૭ ગ્રન્થનો પાઠ કરવાનો ગુટકો વાંચ્યો હશે તેઓને તો આ ગ્રન્થ લેવા માટેખાસ ભલામણ કરીએ છીએ.

આ ગ્રન્થમાં નીચે મુજબ સ્તોત્ર ગ્રન્થોની ટીકા આપી છે. ૧ श्रीमद्वल्लभाचार्यजी कृत ग्रन्थो. १ श्रीकृष्णाष्टक, २ श्रीनन्दकुमाराष्टक, ३ श्रीगोपीजनवल्लभाष्टक, ४ श्रीगिरिराजधार्याष्टक, ५ श्रीमधुराष्टक, ६श्रीकृष्णप्रेमामृत. २श्रीमद्विट्ठलेश्वर (श्रीगुसांईजीकृत)ग्रन्थो.७श्रीभुजंगप्रयाताष्टक, ८ श्रीगोकुलाष्टक, ९ श्रीपर्यंक ( पालना ) विज्ञप्तिः १० श्रीद्वितियपर्यंक विज्ञप्ति, ३ श्रीरघुनाथप्रभुकृतग्रन्थो ११श्री गिरिधार्यष्टकम्, १२ श्री कृष्णशरणाष्टकम्, १३ गोपालस्तवः १४ श्री कृष्णचन्द्राष्टक, १५ श्री गोकुलेशाष्टक, १६ श्री राधाकृष्णाष्टक, ४ श्री हरिरायप्रभुकृतग्रन्थो १७ श्री जन्मसैफल्यनिरूपणाष्टक, १८ श्री कृष्णशब्दार्थनिरुपणस्यदिग्दर्शन, १९ श्री नवनीतप्रियाष्टक, २० श्री भुजंगप्रयाताष्टक, २१ श्री कृष्णशरणाष्टक, २२ श्री दैन्याष्टक, २३ श्री पंचाक्षर मंत्रगर्भस्तोत्र, २४ श्री स्वप्रभुविज्ञप्तिः २५ श्री गर्वापहाराष्टक. ઉપર પ્રમાણે ગ્રન્થોના ભાષાન્તર સાથેનો આ ગ્રન્થ દરેક વૈષ્ણવે ખાસ કરીને વાંચવા જેવો છે. તેથી તેમની ધાર્મિક વૃત્તિ દૃઢ થશે. ઉંચા ગ્લેજ ચીકણા કાગળ, છીટનું મજબૂત પાકું પુઠું. છતાં કીં. ૦-૧૨-૦

## પુ. ૨ જું. श्रीपुरुषोत्तमसहस्रनाम.

### ( સટિક ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરેલું )

આ ગ્રન્થમાં શ્રી પુરુષોત્તમનાં હજાર નામ શ્રીમદ્ ભાગવતમાંથી તત્વ રૂપે દોહન કરી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલાં છે કે જેનો પાઠ કરવાથી શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવા જેટલું ફળ પ્રાપ્ત થાય છે. આ ગ્રન્થ ઉપર પંચમ ગૃહના તિલકાયત શ્રીરઘુનાથજીમહારાજે "नामचन्द्रिका" નામની સંસ્કૃતમાં વિસ્તૃત ટીકા લખી છે તે ટીકાનું મુળ શ્લોક સાથે ભાષાંતર ( કે જે અત્યાર સુધી પ્રગટ થયું નથી ) આપવામાં આવ્યું છે. તેમજ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, સંહિતા, ગીતા આદિ ગ્રન્થોનાં પ્રમાણોથી તે નામોનું સમર્થ રિતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેથી દરેક વૈષ્ણવને તે નિત્યનિયમમાં પાઠ કરવા ખાસ ઉપયોગી છે. શ્રી મહાપ્રભુજી તથા ટીકાકાર શ્રી રઘુનાથજી મહારાજના ઉત્તમ ફોટા સાથે. છતાં કીં. રૂ. ૧-૪ ૦ રૂપીઆ સવા રાખી છે.

## પુસ્તક ૩ જું. श्रीमद्भगवद्गीता. છપાય છે !

શ્રીમદ્ ભગવદ્ ગીતા એ શ્રીકૃષ્ણ ભગવાને વેદ અને ઉપનિષદોમાંથી દોહન કરી કાઢેલો ભક્તિ રસામૃત કલશ, સર્વ વેદાનુયાયી આચાર્યોને પ્રમાણ, અને વેદ વિરોધીઓના પણ તત્વ વિચારને સંમત, નિરંતર પઠનીય છે. વળી હજારો પંડિતોએ આ ગીતા ઉપર અનેક વિધ ભાષ્યો કર્યા છતાં પણ તત્વ વિચારનો પાર પમાયો નથી એવો મહા સમર્થ આ ગ્રન્થ છે. તેના ઉપર પૂર્વે થઇ ગયેલા શ્રીગોસ્વામી બાળકોએ "तत्वदीपिका" અને "अमृततरङ्गिणी" એમ બે ટીકાઓ સંસ્કૃતમાં કરેલી છે. તેથી ઉક્ત ટીકાઓના આશય સાથે લંબાણ વિવેચન પૂર્વક આ ગીતામૃત તત્વોનું ભાષાન્તર સુપ્રસિદ્ધ લેખક રા. રા. નાનુલાલ નારાયણદાસ ગાંધી એમ. એ. એલ, એલ, બી. ની કસાયલી કલમથી લખેલું છે. કીં. રૂ. ૧-૦-૦

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ. ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.

છપાય છે ! છપાય છે !

# તીર્થયાત્રાનો હેવાલ.

## ( ખાસ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને માટે )

સમસ્ત આર્યાવર્ત ( ભારત વર્ષ—હિંદુસ્તાન ) માં આવેલાં વૈષ્ણવ-સંપ્રદાયનાં સઘળાં તીર્થયાત્રાનાં સ્થળોનું વર્ણન, શાસ્ત્રોમાં આપેલું તેનું માહાત્મ્ય, પ્રાચીન ઐતિહાસિક અને પૌરાણીક હકીકત, હાલની જાણવા જેવી માહીતી, તીર્થોનાં ચમત્કારિક વૃત્તાન્ત, ત્યાં જવા માટે રેલ્વે, સ્ટીમર, અને પગ રસ્તાની સંપૂર્ણ માહીતી, તીર્થોની જાણવા જેવી ખાસ ઉત્પાત્ત, યાત્રાએ જનારને પ્રત્યેક સ્થળમાં કેટલી સગવડ છે, કેટલી અગવડ છે, તેના માટે શું ઉપાયો શોધવા, ત્યાં ગયા પછીનું યાત્રાળુઓનું કર્તવ્ય, તીર્થ ગોર તથા ચોબાઓ સાથે કેવી રીતે વર્તવું, યાત્રાનો ઉદ્દેશ, યાત્રા કરવાનું કારણ, મુસાફરીમાં કેમ વર્તવું, કયા સ્થળે કયાં થઇને જવું, તથા ખાસ કરીને શ્રીનાથજી, અને વ્રજની યાત્રા કરવાનો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ બન્ધુઓનો હેતુ, વગેરે હકીકત સાથેનું આ પુસ્તક દરેક વૈષ્ણવે તથા ધર્માભિમાની હિંદુ મીત્રાએ અવસ્ય ખરીદવું જોઇએ. વળી જેઓ આ સર્વ સ્થળે જઇ શકતા નથી. તેમને ઘેર બેઠાં આ પુસ્તક એક ચિત્તે વાંચવાથી અને માનસિક ધ્યાન કરવાથી તેને તીર્થમાં જવા જેટલું પૂણ્ય પ્રાપ્ત થાય છે. આટલું છતાં કીં. રૂ. ૧-૦-૦ રાખવામાં આવી છે.

## તદ્દન મફત ! ! !

### શ્રી સર્વોત્તમ સ્તોત્ર નામાવલી.

આ સર્વોત્તમ સ્તોત્રનો પાઠ અને નામાવલીનો જપ કરવાની ઇચ્છા વાળાઓને આ પુસ્તક માત્ર અર્ધા આનાની ટીકીટ મોકલી મગાવનારને મફત મોકલવામાં આવશે.

## વિજ્ઞપ્તી.

આ વિજ્ઞપ્તીમાં શ્રીગુસાંઈજીએ શ્રીનાથજીના વિપ્રયોગમાં દર્શાવેલી દીનતાનું સ્વરૂપ સર્વે વૈષ્ણવોએ અવશ્ય ભાવના કર્તવ્યરૂપ છે. કીં. ૦–૪–૦

## અષ્ટાક્ષરનીરૂપણ.

અષ્ટાક્ષર મંત્રથી કોઇ પણ વૈષ્ણવ અજ્ઞાત નથી. એ શ્રીપ્રભુનું શરણા-ત્મક નામ સ્મરણ છે, તેમાં શ્રીપ્રભુ ( કૃષ્ણ ) નો શરણાગતિ ઉપદેશ, બતાવેલો છે. વળી સ્વસંપ્રદાયમાં સર્વથી પ્રથમ શ્રીપ્રભુ સંબંધી દીક્ષા આ મંત્રથી આપવામાં આવે છે. માટે આ પુસ્તક દરેક વૈષ્ણવે વાંચવા જેવું છે. કીં. ૦—૨—૦

## સંસ્કૃત, વ્રજ ભાષા તથા ગુજરાતી પુસ્તકો.

| | |
|---|---|
| વિદ્વન્મંડન | ૧—૮–૦ |
| શ્રીશાંડિલ્ય ભક્તિ સુત્ર | ૦—૪–૦ |
| બૃહતસ્તોત્ર સરિત્સાગર ( ૨૩૭ ગ્રન્થનો સંગ્રહ ) | ૩—૦–૦ |
| શ્રીમદ્ભાગવત મૂલ ગુટકો | ૧—૮–૦ |
| શ્રીહરિરાયજીકૃત બડો શિક્ષાપત્ર ( વ્રજભાષા ) | ૩—૦ ૦ |
| કીર્તન રત્નાકર ( સેવા વિધિ તથા કીર્તન વિધિ સાથે ) | ૩—૦–૦ |
| શ્રીવલ્લભ પુષ્ટિ પ્રકાશ | ૩— |
| વ્યંજન પાકપ્રદિપ | ૧—૮–૦ |
| ભાવસિન્ધુ | ૧—૪–૦ |
| બ્રહ્મવાદ ( રા. બ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ કૃત ) | ૦—૪–૦ |
| શ્રીવલ્લભચરિત્ર ,, | ૧—૦–૦ |
| તત્વદીપ નિબંધ | ૧—૦–૦ |
| દિનતા આશ્રયનાં પદસંગ્રહ. | ૦-૧૦-૦ |
| શ્રીદયારામકૃત કાવ્ય મણીમાળા ભા. ૧ | ૧- -૪–૦ |
| ,, ,, ભા. ૨ | ૧—૮–૦ |

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ. ચંગપોળ, ખતરીપોળ–અમદાવાદ.

# હમેશાં નિત્યનિયમના પાઠમાં વાંચવા યોગ્ય પુસ્તકો.

| | | |
|---|---|---|
| **શ્રીમદ્ ભાગવત ( મુળ ગુટકો )** | | **૧—૮—૦** |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ( સુબોધીની ટીકા ) | | ૦—૮—૦ |
| ,, ,, ( તત્વદિપીકા ટીકા ) | | ૦—૧૨—૦ |
| બૃહત્ સ્તોત્ર સરિત્સાગર ( ૨૩૭ ગ્રન્થનો ગુટકો ) | | ૩—૦—૦ |
| પુષ્ટિમાર્ગીય સ્તોત્રરત્નાકર ( ૮૧ ગ્રન્થનો ગુટકો ) | | ૦—૬—૦ |
| શ્રીકૃષ્ણસ્તોત્રરત્નાકર ( ૨૫ ગ્રન્થોની ટીકા સાથે ) | | ૦—૧૨—૦ |
| શ્રી વલ્લભ ચરિત્ર | | ૧—૦—૦ |
| શ્રી કૃષ્ણલીલામૃત ભાગ ૧—૨ ( દરેક ભાગનો ) | | ૧—૦—૦ |
| શ્રીમદ્ ભાગવત ( ગુજરાતી ટીકાવાળાં ) | ૫—૦—૦ | ૩—૦—૦ |
| યુગલસંબંધ કાવ્ય ( સટીક ) | | ૦—૬—૦ |
| **શ્રી સુબોધીનીજી**—રાસપંચધ્યાયી ૫૯ પ્રકરણ સહિત | | ૨—૮—૦ |
| શ્રી ગુસાંઇજીકૃત વિજ્ઞપ્તિ | | ૦—૪—૦ |
| ષોડશ ગ્રન્થની ટીકા | | ૦—૧૨—૦ |
| ષોડશ ગ્રન્થની વિસ્તૃત ટીકાઓ ( દરેક ગ્રન્થની જુદી. ) | | |
| શ્રીગોકુલનાથજીકૃત માળા પ્રસંગ | | ૦—૪—૦ |
| ષોડશ ગ્રન્થની સંક્ષિપ્ત ટીકા | | ૦—૪—૦ |
| હિતોપદેશ | | ૦—૪—૦ |
| શ્રી સિદ્ધાન્ત માર્તંડ ભા. ૧ | | ૦—૪—૦ |

## લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.

ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.

શ્રીગોકુલનાથજીકે વચનામૃત પ્રજકે માસસું દેખનો. તીજ તેરસ ઓર પાંચમ પુનમ એક. ચૌદસ અમાવસ તજની. યા વચનામૃતપેં વિશ્વાસ રાખિકેં પ્રયાણ કરે તો મનોર્થ સિદ્ધ હોય

| પો. | મા. | ફા. | ચૈ. | વૈ. | જે. | અ. | શ્રા. | ભા. | આ | કા. | મા. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | બહોત સુખ હોય, કલેશ ન હોય, અર્થ પૂર્ણ હોય. |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | મહાભારત હોય, અશુભ, જીવનાશ હોય. |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | અર્થ પૂર્ણ હોય, મનોરથ સિદ્ધ હોય, કામના પૂર્ણ હોય. |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | કલેશ હોય, જીવનાશ હોય, કુશલસું ઘર નહિ આવે. |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | વસ્તુલાભ હોય, મિત્ર મિલે, વ્યાધિ મિટે, લાભ હોય. |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | મહાચિંતા હોય, વિયોગ હોય, કદાચિત્ ઘર આવે. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | સૌભાગ્ય પાવે, રત્નસહિત ભલીભાંતિસું ઘર આવે. |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મિલવો ન હોય,બહોત બુરોહોય,જીવનાશ હોય,દુઃખપાવે. |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | આશા પૂર્ણ હોય, સૌભાગ્યપાવે, કામના સિદ્ધ હોય. |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | સૌભાગ્ય પાવે, દિન બહોત લગે, કુશલસું ઘર આવે |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | કલેશ હોય, જીવનાશ નહિ, સૌભાગ્ય પાવે નહિ. |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | માર્ગમેં સિદ્ધિહોય,મિત્રમિલે,વિઘ્નમિટે,ધનકાલાભહોય. |

# વૈષ્ણવ બન્ધુઓને વિનંતી.



૧ કોઈની પાસે વૈષ્ણવ સંપ્રદાયનાં સંસ્કૃત કે ગુજરાતી પ્રાચીન પુસ્તકો હોય, ધોળ–પદ હોય, અથવા પ્રાચીન કે નવીન હકીકત કે લખાણ હોય તો તે અમને મોકલી આપવા કૃપા કરશે. તો તેને છપાવી વૈષ્ણવ વર્ગમાં ફેલાવો કરવામાં આવશે; અને તે સાથે તેમનું નામ પણ પ્રસિદ્ધ કરી અમર કરવામાં આવશે. આથી તેમણે સાંપ્રદાયિક સેવા કરી છે એમ ગણાશે.

૨ પુસ્તક મંગાવનારે પોતાનું નામ, ઠેકાણું, ગામ, પોસ્ટ જીલ્લો વગેરે સ્પષ્ટ લખી જણાવવું.

૩ બહાર ગામથી પુસ્તક મંગાવનારાઓને તેની મુળ કીંમત ઉપરાંત વેલ્યુપેબલ પોસ્ટેજ ખર્ચ, તથા રેલવે નુર વગેરે જૂદું આપવું પડશે.

૪ ચાર આનાથી ઓછી કીંમતનાં પુસ્તકો મંગાવનારાઓએ પત્ર સાથેજ પુસ્તકની મુળ કીંમત તથા પોષ્ટેજ ખર્ચના પોસ્ટ સ્ટેમ્પ મોકલવા.

૫ વ ્યુપેબલ પોસ્ટથી મંગાવેલાં પુસ્તકો સ્વીકારવામાં વાંધો હોય તો રવાનેલ વિ. પી. ૧૦ દિવસ પોસ્ટમાં ડીપોઝીટ રહેવા દેઇ પત્ર ...કાર કરવો.

૬ વધુ પુસ્તકોનો ઓર્ડર હોય તો પોસ્ટમાં નહિ પણ રેલવે પારસલથી મંગાવવાં અને સ્ટેશનનું નામ જણાવવું.

૭ ગ્રાહકોને આ સૂચિપત્ર શિવાયનાં બીજાં પુસ્તકો જોઇશે તો અમને ઓરડર આપવાથી બજારમાંથી ખરીદી લાવી પુરાં પાડવામાં આવશે.

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.

ચંગપોળ, ખતરીપોળ–અમદાવાદ.

# વૈષ્ણવબન્ધુઓને વિનંતી.



અમોએ આવાં સાંપ્રદાયિક પુસ્તકો છપાવવા તથા વેચવાની સંસ્થા સંવત્ ૧૯૬૮ ની સાલથી શરૂ કરી છે. ત્યારથી અત્યાર સુધીમાં ગ્રાહક બન્ધુઓએ પોતે ગ્રાહક થઇ તથા બીજા ગ્રાહકો મેળવી આપવા દ્વારા અમારી આ સંસ્થાને મદદ કરી છે. જેથી તેમનો ઉપકાર માનીએ છીએ. અને તેવા ગ્રાહકોની સૂચનાથી આ તથા અમારાં બીજાં પુસ્તકો મળવા માટે નીચેના એજન્ટોદ્વારા ગોઠવણ કરી છે ત્યાંથી મંગાવી લેવાં.

૧ લલ્લુભાઈ છગનલાલ દેસાઇ, ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.

૨ પ્રસિદ્ધ બુકસેલરો. ”

૩ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. નડીઆદ.

૪ કીર્તનીઆ બળદેવદાસ કૃષ્ણદાસ. ભુલેશ્વર, મહારાજનો ભોઇવાડો શ્રીગિરિધરલાલજીનું મંદિર. મુંબઇ.

૫ રા. રા. મકનજી જુઠાભાઇ. મુગટવાળા. શ્રીનાથદ્વારા.

૬ રા. રા. મોરારજી હરજી મુગટવાળા ”

૭ કીર્તનીઆ ગીરધરલાલ પ્રેમજી. શ્રી દાઉજીનું મંદિર. ભાવનગર.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ. ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.**

